૧      ૨૧/૩/૬૩

ગુજરાત સાહિત્ય સભા (અમદાવાદ)નું પ્રકાશન





# ક્લાન્ત કવિ

બાલાશંકરની કાવ્યકૃતિઓ

સંપાદક · ઉમાશંકર જોષી

# ક્લાન્ત કવિ

બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા

ની

ગુજરાતી તેમજ હિંદી-ઉર્દુ-ફારસી કાવ્યકૃતિઓનો

**સંગ્રહ**

સ્વાગત, અર્ધી સદીના દેરાવટો, પ્રકાશનવિષયક યાદી અને

'બાલનંદિની' ટીકા સાથે

**સંપાદક**

**ઉમાશંકર જોષી**

**પ્રકાશક**

ગૂજરાત સાહિત્ય સભા, અમદાવાદ

૧૯૪૨

# નિવેદન

**આ** પ્રકાશન ગૂજરાત સમક્ષ રજૂ કરતાં અમે ખૂબ કૃતકૃત્યતા અનુભવીએ છીએ.

તૂટેલી વીણા સમારાઈ છે, એના અધવચ વીખરેલા તાર એકઠા કરાયા છે, તેનો "ઠાઠ" મેળવાયો છે અને ફરીથી તે મીઠાશ અને મસ્તીથી ગુંજતી થઇ છે.

આપણી—ગૂજરાતની—કાવ્યરુચિનો 'અર્ધો સદીનો દેશવટો' આમ પૂરો થાય છે.

આ માટે ગૂ. સા. સભા નિમિત્ત બને તે તેને માટે ધન્ય પ્રસંગ નહિ તો બીજું શું?

ભાઈ ઉમાશંકરે આ સંપાદનનું કાર્ય કરી, કવિ બાલના માનસપુત્ર બની, તેમના આત્માનું તર્પણ કરી, આખા ગૂજરાતને ઋણમુક્ત કર્યું છે.

"મૃચ્છકટિક"ના 'સંવાહકે' પોતાની ચાતુરીથી દેવામાંથી આબાદ મુક્તિ મેળવી. તેવી ને તેટલી ચાતુરી ભાઈ ઉમાશંકરમાં નથી એમ તેઓ પોતે જણાવે છે અને ગૂ. સા. સભા તરફથી આ સંપાદન કાર્ય બીજાને સોંપાયલું તે તેમની પાસે કેવી રીતે આવ્યું તેનું રસિક બયાન (ઉપોદ્‌ઘાતમાં) આપે છે. પરંતુ તેમણે યાદ રાખવું જોઇએ કે તેમણે આ સંપાદનકાર્ય કરી માત્ર પોતાને તો નહિ પણ આખાએ ગૂજરાતને એક જૂના દેવામાંથી મુક્તિ અપાવી છે.

ગૂ. સા. સભા તરફથી આ સંપાદનકાર્ય કરવા માટે અમે સભા વતી તેમના અત્યંત આભારી છીએ.

કવિ બાલાશંકરના પુત્ર ભાઇ ત્રિપુરાશંકરનો પણ અમારે સભા તરફથી ખૂબ આભાર માનવાનો છે. એમણે પોતાના ભાઈની સંમતિથી, કાંઇ પણ આર્થિક કે બીજો લાભ મેળવવાની જરા પણ ઇચ્છા વગર પોતાના સ્વ. પિતાના લખાણોનું પોટલું અમને વિના સંકોચે અને તેનો યોગ્ય ઉપયોગ કરવાના સર્વ અધિકાર સાથે સોંપ્યું.

એમના આ સહકાર વિના આ પ્રકાશન થવું અશક્ય હતું.

કવિ બાલને આમ શ્રદ્ધાથી સંભારવાનું સૌભાગ્ય આપણને પ્રાપ્ત થયું છે તે માટે આપણે ધન્યતા અનુભવવી જોઇએ. અમે તે અનુભવીએ છીએ.

છેવટે, કવિ બાલે જે ચિતિશક્તિની આજન્મ સાધના કરી તે શ્રીમત્ ત્રિપુરસુંદરીને આપણે પણ "ચૈતન્ય-અર્ઘ્ય" અર્પી વિરમીએ.

ડિસેમ્બર
૧૯૪૨

ચૈતન્યપ્રસાદ દિવાનજી
મધુસૂદન મોદી
કે. કા. શાસ્ત્રી

મંત્રીઓ, ગૂજરાત સાહિત્ય સભા, અમદાવાદ.

# સ્વાગત

૧

આવો બાલ ! રસર્ષિ સૌમ્ય દ્રષ્ટા,
સ્નેહાલાપ સુહંતી સૃષ્ટિ સ્રષ્ટા;
સ્વર્ગંગા શુભ માળ કંઠમાં છે,
મારો આ મનની મઢૂલીમાં કે ?

૨

आये तुम आंगन, सुहागन को साथ लाये,
गुनियल गोरी सोहि कविता किसोरी ।
बाजे उपंग चंग, गाजे सुव्यंग रंग,
अंग अंग राजे अनंग रास होरी ।
हिय हुआ रंगभोम, पुलकित से रोम रोम,
नाचे अनादि ओम्, रहुं मैं कर जोरी ।
थोरी थोरी सी बात—क्या बोलुं बाल भरि ?—
तोरी सो मोरी और मोरी सो तोरी ।

३

अगर आशिक न होते तुम कयामत तक न आना यों
हमारे गुलशने गुजरात में बुलबुल का अफसाना ।

कभी मस्तोंकी महेफिलमें मूयस्सर हो न सकता था
शराबे नाब तेरी को मेरे हाथों से पयमाना ।

मेरे महेबुब अय गुलरू, गिराहे झूल्फे मुश्कीं से
महक उठता न ये गुलशन, न होता कोइ मस्ताना ।

तेरी सूरत की खूबी पर न ठरती 'गर नजर मेरी,
न होता हाल यह कि हो गया दिल मेरा मयखाना ।

४

ગુલની મહક ક્યાંથી ? ચહક બુલબુલની શી ?
મહેકી ખોતાનની આ ક્યાંથી કસ્તુરી ?

ક્યાંથી જાગ્યો શિરાજ઼ નિર્ઝરનો સાદ ? આજ
ઓચિંતી નૈનોથી નીતરે મસ્તુરી !

માશૂકની પદરજ દરવાજે આ ક્યાંથી ? આમ
ચમકી ગઇ ગજ઼બનાક આંખો બે ભૂરી !

ડાહી ડાહી અમારી કવિતાની ફિશિયારી
ફગવી તેં બાલ ! ને શી જગવી રીતુરી !

૫

ફૂટ્યો અગાધ હૃદયદ્રવનો ફુવારો
તેં ના ગણ્યા રસિક ! રૂઢ સમાજ દંભ.
સૌન્દર્યસોમગ્રહણે ચિર રાચનારો,
તું મૂર્તિમંત રસ – ગુર્જરીવિપ્રલંભ.

૬

ઘણો એકાન્ત તો સેવ્યો, ઘણું મૌન સહ્યું પ્રિય ?
આમંત્રે ગુર્જરીકુંજે તને સૌ આજ શ્રોત્રિય.

૭

પધારો રસવાંછુના વસો મંદિર મંદિરે,
હૈયે હૈયે હવે ડેરા નિત્ય હો જન ગુર્જરે.

૮

વિયોગી રસયોગી હે, બાલ તોયે અનુભવી,
કલાન્ત શ્રીશૃંગગામી હે, મસ્ત હે સ્વસ્થતાચ્છવિ!

૯

ચરણરેણુ ઉરઆંગણે પ્રિયાની
નયનઅંજન સમાન તેં પ્રમાણી.
અલકની લટ સુગંધફોરતી જે
તવ સુકાવ્ય વિણ ક્યાં મળે જ બીજે?

૧૦

ક્વચિત્ શૃંગારાંગે રસભર તરંગે ઠમકતી,
ક્વચિત્ કાવ્યોલ્લાસે સલિલવિધુહાસે દમકતી,
ક્વચિન્ નિર્વાણોર્મિ પ્રબળ, રસ સૌ જ્યાં શમી રહે;
સદા આત્મન્ધારા ત્રિપથ ઉર તારા થકી વહે.

૧૧

તારી કલાન્ત! કલાપિકાન્તમણિને કર્ણે રમેલી ગિરા
ખેલો સૌ શ્રવણે સુખશ્રુતિ, રસપ્રૌઢા, સમાધિસ્થિરા.
હો સૌના ય સરસ્વતીપ્રણયનું સૌહાર્દસંતર્પણ,
ને હૃત્કોષ સુધા વધાવી તવ મેં તે હો તને અર્પણ.

[ શ્લોક ૧ અને ૯માં છંદ:પ્રયોગ નવા છે. ૧નું નામ 'વિશ્વવિરાટ' મળે છે. ('રણપિંગળ'-૧, પૃ. ૨૮૪). શ્લોક ૯નો છંદ જેને નિમિત્તે ઉદ્ભવ્યો છે તે 'બાલ'ના નામથી જ, બાલછંદ તરીકે ઓળખાઓ.-ઉ૦ ]

भद्रे त्वद्विरहाद् विलोक्य दशा का मे निराशामयी ।

[ पृ० ८४ ]

# અર્ધી સદીનો દેશવટો

## ૧

### ઇ. સ. ૧૮૯૮ થી ૧૯૪૨

"આપે કહેલાં પુસ્તકો લાઠી જઈને વાંચીશ. બાળાશંકરને હું મળ્યો નથી. પણ આપે એમનું જે વર્ણન આપ્યું હતું તે પરથી તેમના પર મારી કાંઇ મમતા હતી. હાલ તો તેનાં કાવ્યો બધાં છપાઈ શકે તેવી ગોઠવણ થાય તો તેના કુટુમ્બને કાંઇક ટેકો મળી શકશે. એમ કરતાં શું ખર્ચ થાય તે લખશો, તો હું એકલો નહિ તો બે ત્રણ જણ થઇને પણ તેની ગોઠવણ કરી શકીશ."
—'કલાપીના પત્રો'

કલાપીએ આ શબ્દો સાક્ષર શ્રી મણિલાલ નભુભાઇ દ્વિવેદીને ઇ. સ. ૧૮૯૮માં–સંભવતઃ[૧] બાલાશંકરનું એપ્રિલમાં મૃત્યુ થયું તે પછી તરતમાં જ–લખેલા મળે છે. મણિલાલ અને બાલાશંકર નાનપણના મિત્રો. મણિલાલને કવિતાનો છંદ લગાડનાર બાલાશંકર. પોતાની પ્રથમ કાવ્યકૃતિ 'શિક્ષાશતક' મણિલાલે બાલાશંકરને જ અર્પણ કરેલી.

વડોદરે પ્લેગમાં સપડાઇ માત્ર બે દિવસમાં બાલાશંકરે ચાલીસ વરસની કાચી ઉમરે દેહ છોડ્યો, ત્યારે બીજી તરફ નડિયાદમાં બાપદાદા તરફથી વારસામાં મળેલા ભર્યાભર્યા ઘરનું છેલ્લું વાસણ પણ વેચાઈ ચૂક્યું હતું. મણિલાલ પણ કાંઇ સાધનસંપન્ન ન હતા; પણ ઇ. સ. ૧૮૯૮ સુધીમાં એમનું એક વિચારક તરીકેનું કાર્ય એવું ફાલ્યું ફૂલ્યું હતું, એમનું વ્યક્તિત્વ એક સત્યશોધકો( જેમાંના એક

---

૧ પ્રસ્તુત પત્ર (નં. ૯૨) તારીખ વગરનો છે. નં. ૮૪ તા. ૯–૩–૯૮ના મણિલાલના પત્રના પ્રત્યુત્તરરૂપ છે. નં. ૮૮ માં ૨૧ મી અને ૯૦ માં ૨૯મી માર્ચનો ઉલ્લેખ છે. એટલે નં. ૯૨ તે એપ્રિલના આરંભનો હોઇ શકે.

કાન્ત[1], બીજા કલાપી )ને એવું પ્રેરણાદાયી બની રહ્યું હતું કે પોતાના મિત્રનો સંગ્રહ પ્રગટ કરવાની 'ગોઠવણ' એ જરૂર કરી શકે. અને એ ગોઠવણનો ભાર કલાપીએ ઉપાડી લીધેલો આપણે ઉપરના પત્રથી જોઈએ પણ છીએ.

'સુદર્શન' ( એપ્રિલ, ૧૮૯૮ ) માટેની અવસાનનોંધમાં મણિલાલ પોતાના બાલમિત્રની અમરતાને અર્ઘ્ય આપતાં તેની બધી સિદ્ધિઓમાં યોગ્ય રીતે કવિતાને મહત્ત્વ આપે છેઃ

"ગુજરાતી, હિંદી, અંગ્રેજી, સંસ્કૃત, ફારસી, આરબી એટલી ભાષાઓનું સારું જ્ઞાન ધરાવી ગુજરાતી સાહિત્ય અને ગુજરાતી વાચનની ઉન્નતિ માટે એમણે જે જે યત્નો કર્યા છે તે સર્વને સુવિદિત છે. 'ભારતીભૂષણ' માં જ્યારે તેઓ પોતાની સાહિત્યભાવના વિસ્તારી રહ્યા હતા ત્યારે 'ઇતિહાસમાળા'માં તેમણે પોતાના ફારસી જ્ઞાનને આધારે ગુજરાત અને હિંદુસ્તાનના ઇતિહાસની ખરી હકીકત બહાર લાવી ઐતિહાસિક ચર્ચાનાં સપ્રમાણ ધોરણો સમજાવવાનો યત્ન આરંભ્યો હતો. પ્રાચીન સિક્કા અને લેખો વિલોકવાનો અને તે ઉપરથી અનુમાન કરવાનો પણ એમને એટલો બધો શોખ હતો કે તેમાં પણ કાલ અને દ્રવ્યનો ઘણો વ્યય કરી ઇતિહાસના કામને ઉપયોગી હકીકત મેળવ્યા કરતા. પ્રખ્યાત કવિ હરિશ્ચંદ્રની 'ચંદ્રાવલી' નાટિકાનો તેમ 'દેવીદાસ રાજનીતિ'નો રસ ગુજરાતીમાં આણવા ઉપરાંત શૂદ્રકના 'મૃચ્છકટિક'ને એવી સારી રીતે તેમણે ગુજરાતીમાં મૂક્યું છે કે તે અદ્યાપિ પણ અતિ લોકપ્રિય છે. 'સાહિત્યસિંધુ' જેવો ગુર્જર સાહિત્યમાં એક અપૂર્વ ગ્રંથ ઉપજાવવાનો મહાયત્ન જેમ તેમણે આરંભેલો આપણે 'ભારતીભૂષણ'માં જોઇએ છીએ, તેમ તેમનાં ખાનગી લખાણોથી એક એક કરતાં વધારે ઉપયોગી ભગીરથ પ્રયત્ન તેમણે એકલાએ ઉઠાવેલો આપણને સમજાય છે. શાસ્ત્રમાત્રના પારિભાષિક શબ્દોનો એક સર્વસંગ્રહ (સાઈક્લોપીડિયા) તેમણે રચવા માંડ્યો હતો. સર્વ કરતાં મુખ્ય તો તેમની અતિ આકર્ષક અને લાવણ્યમયી અતિ મધુર પ્રાસાદિક કાવ્યકલા જ તેમનું નામ અમર કરી શકે તેવી છે....... કલાન્ત કવિ, સૌન્દર્યલહરી અને છૂટક કાવ્યો કરતાં વધારે સંગ્રહ આપણી પાસે નથી, તથાપિ તેટલાથીયે તેમની પૂર્ણ પ્રતિભાનું આપણને પ્રમાણ મળી રહે છે."

---

૧ 'બુદ્ધિપ્રકાશ,' ૧૯૪૨: એપ્રિલ-જુન, પૃ૦ ૧૩૦

'ક્લાન્ત'કવિ આદિ છૂટક કાવ્યોય એટલાં એક સંગ્રહ રૂપે તો ઉપલબ્ધ ન હતાં. તે 'કાવ્યો બધાં' છપાવવાના પ્રયત્નનાં પગરણ મંડાયાં ન મંડાયાં ત્યાં મણીલાલ પણ '૯૮ માં જ મિત્રની પાછળ થયા. પેલાં 'ખાનગી લખાણો' તો અવસાનનોંધમાં નોંધાયાં એટલું જ ! 'એક એક કરતાં વધારે ઉપયોગી ભગીરથ પ્રયત્ન' બાલાશંકર એકલાના જ નહિ, મણિલાલના પણ, કાલના ઉદરમાં શયન કરી ગયા. (તે કાંઈક આ સાલ હાથ લાગતાં ગુ. વ. સો. માં સંગ્રહાયા છે.) રાજવી કવિ કલાપીનાં કાવ્યોનો સંગ્રહ પણ તેમના મૃત્યુ પછી કાન્તે કર્યો. કાન્તનાં કાવ્યો પણ રહીરહીને છેક તેમના મૃત્યુદિને સંગ્રહરૂપે પ્રગટ થયાં. તે પેઢીના કવિઓમાં કાવ્યસંગ્રહની બાબતમાં કદાચ નરસિંહરાવ સૌથી નસીબદાર હતા. છતાં બીજા બધા કવિઓની કૃતિઓ પ્રમાણમાં ભલે મોડીવહેલી પણ સંગ્રહરૂપે પ્રગટ તો થઈ શકી હતી. કોઈ પણ ગણનાપાત્ર કવિ સંગ્રહને અભાવે વાંચનાર વર્ગના ધ્યાન બહાર લાંબો વખત રહેવા પામ્યો હોય એવું બન્યું ન હતું. માત્ર બાલાશંકરનાં કાવ્યોનો સંગ્રહ થતાં રહી ગયો તે રહી જ ગયો !

બાલાશંકરે પોતે પ્રકાશનપ્રવૃત્તિ બેડી ન હતી એમ નહિ. પણ જો પોતાનું એકલાનું જ છપાવ્યાં કરે તો એ બાલાશંકર શેના ? 'ભારતીભૂષણ' નામે સામયિક ગ્રંથશ્રેણી (book-magazine) પોતે કાઢતા, તેમાં પોતાનાં તેમજ અન્ય અનેક લેખકોનાં પુસ્તકો પ્રગટ થતાં. બીજાઓની રચનાઓ પ્રગટ કરવાની તો કવિને ભારે હોંસ. શ્રી. દેરાસરીનું 'બુલબુલ' અલભ્ય હતું. કવિએ બહુ આગ્રહ કર્યા છતાં બીજી આવૃત્તિ તેમણે કાઢી નહિ, એટલે એકવાર તો ઊંધું ઘાલીને બાલાશંકરે તે કાવ્ય છપાવી પ્રચારમાં મૂકી દીધું. બાલાશંકરનું આ કામ છે તે નહિ જાણવાથી દેરાસરી છાપનાર પર દાવો પણ માંડવાના વિચારમાં હતા, ત્યાં ઘટસ્ફોટ થઈ જતાં છેવટે દેરાસરીએ નવી આવૃત્તિ કઢાવી એ રીતે વાતનો અંત આવ્યો. બીજાની રચનાઓમાં અપૂર્વ રસ લેનાર કવિ, એ વાતમાં એમનું ધન્ય અનુકરણ કરવા આપણને

પ્રેરવા માટે જ જાણે, પોતાની કૃતિઓ અપ્રકાશિત મૂકી ગયા ન હોય!

અને દસકો થતાં તો એ તકનો લાભ ભાવનગરના એક સહૃદય સજ્જન અનંતરાય માધવજી દવે લે છે પણ ખરા. તેઓ 'કલાન્ત-કવિ બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયાકૃત **હરિપ્રેમપંચદશી**' પાલીતાણામાં છપાવીને પ્રગટ કરે છે. પણ તેમાં જે આડત્રીસ કૃતિઓ સમાવિષ્ટ છે એમાંથી છેલ્લી સત્તરમાંની મોટા ભાગની બાલાશંકરની નથી, મણિલાલ, કલાપી, કાન્ત, બલવંતરાય આદિની છે. એથી આ પ્રકાશનનું શ્રેય બાલાશંકરને ભાગે પૂરી રીતે ગયું નહિ. બીજું, પુસ્તકનું 'હરિપ્રેમપંચદશી' નામ રાખવા પાછળ આમાં કેવળ માનુષી પ્રેમ નહિ પણ હરિપ્રેમનું ગાન છે એ વસ્તુ આગળ ધરવાનો આશય હશે. પણ પંચદશી[1] એટલે જેમાં પંદર કડી છે એવી કૃતિ. આ વર્ણન પહેલી એકવીસ કૃતિને જ લાગુ પડે એવું છે, બાકીનીને નહિ. વળી આડત્રીસે કૃતિઓ પ્રકીર્ણ સંગ્રહરૂપે રજૂ થઈ છે. એથી 'હરિપ્રેમ-પંચદશી' એ એક વિષયનો વિકાસ આલેખતી કાવ્યમાલા છે તે વાત દબાઈ જવા પામી છે.[2] તેમ છતાં, આ સ્તુત્ય પ્રયત્નથી બાલાશંકરની પ્રમુખ રચનાઓ–કલાન્ત કવિ અને હરિપ્રેમપંચદશી કાવ્યરસિકોને સુલભ થઇ એ આ પ્રકાશનનો વાચકવર્ગ ઉપર મોટો ઉપકાર છે.

સાહિત્ય પરિષદની ભંડોળ કમિટી સ્થાપાતાં તેના વિદ્વાન કાર્યકર પ્રો૦ બલવંતરાય ઠાકોરને બાલાશંકરની કવિતાની એક વ્યવસ્થિત 'સમ્પૂર્ણ આવૃત્તિ' કાઢવાનું સદ્ભાગ્યે સૂઝી આવે છે. કવિના પુત્ર શ્રી ત્રિપુરાશંકરનો તે સહકાર માગે છેઃ

---

૧ પંચદશીના અર્થ માટે આ ઉપરાંત જુઓ આગળ પૃ૦ ૪૩.

૨ બાલાશંકરે 'ભારતીભૂષણ'ના પહેલા અંકથી 'હરિપ્રેમપંચદશી' શરૂ કરેલી અને એ વખતે નોંધેલું કે 'પંચદશીમાં પ્રેમાંશ તરતો છે અને અંતરોત્તર જ્ઞાનાંશ ઢંકાતો ચાલ્યો જાય છે.' પ્રેમાંશનું પ્રાબલ્ય લક્ષમાં જ હોઇ પાછળથી કવિએ પંદરમી ગઝલથી 'ભારતીભૂષણ'માં 'પ્રેમપંચદશી' એવું શીર્ષક જ યોજ્યું હતું.

"સેવામાં વિ. કે આપના સ્વર્ગસ્થ પિતાશ્રીને હું બેત્રણ વાર મળ્યો હતો; એમના એક મિત્ર રા. રા. અનુપરામ મીઠાલાલ દીનબંધુ નિશાળમાંથી મારા ભાઇબંધ હતા. અને હું ભરૂચનો હોવાથી એમની કવિતાઓનો ભોગી છેક નહાનપણથી જ થયો છું.

એમની તમામ કૃતિઓની એક સમ્પૂર્ણ આવૃત્તિ નીકળી શકે તો સારું એવી મારી અંતઃકરણની ઇચ્છા છે. એમાંથી મને પોતાને એક પાઇનો પણ નફો જોઇતો નથી એ નક્કી માનશો. વ૦ વ૦." (રાજકોટ : તા. ૧-૧૧-૧૯૧૧)

કવિના પુત્ર, જે પોતે પણ કવિતાના ઉપાસક છે, એમના એવડા ઉત્સાહનો અણસારો પ્રો૦ ઠાકોરના બીજા પત્રમાંથી મળે છે:

"આપના પૂજ્ય પિતાશ્રીની કૃતિઓના સંગ્રહના વેચાણથી જો કદાચ લાભ થાય તો 'તેમાંથી એક રાતી પાઈ પણ' આપને જોઇતી નથી પણ 'તે પૈસા તેમનું જ નામ કોઈ રીતે ચિરંજીવ રહે તેવા કાર્યમાં' વપરાય એ આપની અભિલાષા ઉચ્ચ અને સ્તુતિપાત્ર છે. વ૦ વ૦." (રાજકોટ : તા. ૧૮-૧૧-૧૯૧૧)

બંને પક્ષનો આવો ઉત્સાહ છતાં એ સંકલ્પ પાર પડ્યો નહિ. વિદ્વાન પ્રોફેસરના સમર્થ સંપાદનનો લાભ મળ્યો હોત તો બાલાશંકરની કવિતાની વેળાસર અને દૃઢમૂલ પ્રતિષ્ઠા થાત.

કવિના પુત્ર એક નિષ્ણાત ભૂસ્તરવિદ છે. (તેમ જ બીજા પુત્ર પણ.) સંગ્રહના પ્રકાશનમાં '૯૮માં કલાપીને હતો તેવો કવિના કુટુમ્બને મદદરૂપ થઈ પડવાનો આશય હવે જરૂરી ન હતો. એક અગ્રગણ્ય કવિપૂર્વજનું શ્રાદ્ધ માત્ર કરવાનું હતું. પણ આપણી ગૂજરાતી પ્રજાને એવી સાવ બ્રાહ્મણિયા વાતનું મૂલ્ય શું? એ પાછી સૂઈ ગઈ. ને ખાસાં દસબાર વરસ, વળી, નીકળી ગયાં.

ઇ. સ. ૧૯૨૨માં શ્રી રામનારાયણ વિ. પાઠકે ગૂજરાત વિદ્યાપીઠના 'સાબરમતી' દ્વૈમાસિકમાં પોતાનો પ્રથમ વિવેચનલેખઃ 'કવિ બાલાશંકર કંથારિયાનાં કાવ્યો' લખીને એમની એક પ્રધાન સાહિત્યપ્રવૃત્તિના શ્રીગણેશ માંડ્યા. તે વખતે એમણે યોગ્ય રીતે નોંધ

કરી કે 'આ કવિ તરફ સાહિત્યપ્રેમીઓનું દુર્લક્ષ ન સમજી શકાય એવું છે. તેની એક સુંદર આવૃત્તિ કોઈ કાઢે તો સાહિત્યમાં એક જરૂરની સેવા બજાવી ગણાય!' એ વરસમાં પોતાની વિવેચનશક્તિની સેવા 'કાન્ત'ના 'પૂર્વાલાપ'ને અર્પવાનો પ્રસંગ આવતાં તે કાર્યથી પરવારી તે બાલાશંકર તરફ નજર કરે છે તો સંગ્રહની સામગ્રી મેળવવાની મુશ્કેલીઓને લીધે કાંઇ થઈ શકે એમ ન હતું.

૭ વરસ પછી ૧૯૨૮માં માઉન્ટ આબુ ઉપર ગુ. વ. સોસાયટી માટેનું આબ્દિક વ્યાખ્યાન લખતાં લખતાં શ્રી. નર્મદાશંકર દે. મહેતા કવિની એક પંક્તિ ગુંજે છે:

'ત્રુટી મારી વીણા, અધવચ ગયા તાર વિખરી'

અને તેની ઉપર ભાષ્યરૂપ ઉદ્ગાર કાઢે છે:

"આ ભાગીતૂટી વીણા સમારી પ્રજા આગળ કોણ વાગતી કરશે? તેમની સઘળી કૃતિઓ એકત્ર કરી ગુજરાતી પ્રજા સમક્ષ ક્યારે મુકાશે? મારી નમ્ર વિનંતી છે કે આ કાર્ય કરી તેમના પુત્રે ઋણનિવૃત્તિ કરવી જોઇએ, અથવા કોઇ શ્રીમાન માનસપુત્રે સહૃદયભાવથી આ કવિના આત્માનું સંતર્પણ કરવું જોઇએ. કવિ બાલને તો શ્રદ્ધા હતી જ કેઃ—

उत्पत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा..."

પોતે કવિના ભાણેજ થાય, નાનપણમાં તેમની નજર તળે ઉછરેલા, સાહિત્યવ્યાસંગના સંસ્કાર પામેલા. પોતાના સગા મામાનું ચરિત્ર નિરૂપતાં જે સ્પષ્ટતા અને નિખાલસતાથી બધી વાતો એ રજૂ કરે છે તેમજ વિવેચનમાં કવિની કાવ્યકૃતિઓમાંના પ્રતિપાદ્ય વિષયની એમની ઊંડી સમજની સાથે સાથે જે તટસ્થતા અને સમતુલા જોવા મળે છે એ બધું જોતાં શંકા રહેતી નથી કે આ વિરલસુંદર વ્યાખ્યાનકૃતિના આપનારને હાથે જો કવિની સમગ્ર કાવ્યકૃતિઓનું સંપાદન થાય તો એના જેવું એકે નહિ. એ કાર્ય એમણે જ કરવું જોઈતું હતું. પણ...... પણ...... એ તો કોઈ ભાવિ 'સમાનધર્મા'ને આગળ કરી ખસી ગયા. ગૂજરાતીઓની વ્યવહારકુશળતા કેમ બીજી અનેક મોંઘી

વસ્તુઓની સાથે સાથે ઊંચી પંક્તિની સાક્ષરતાને પણ ભોગે કેળવાય છે, તેનું આ એક નોંધપાત્ર દૃષ્ટાંત છે.

આ કાર્ય કવિશ્રી નાનાલાલનું પ્રીતિપાત્ર બન્યું હતું, એમ મને મળેલાં કાગળિયાંમાંની એમના હાથની નોંધ ઉપરથી સમજાય છેઃ 'મોટર આવીઃ મહા સુદ—.૨૨–૨–૨૯. વાત થઈ હતી ધનતેરશે.' કવિ બાલાશંકર પોતાને દલપતરામના શિષ્ય કહેવડાવવામાં ગૌરવ લેતા. દલપતરામના જ કવિપુત્રને હાથે એમની કૃતિઓનું સંપાદન થવા પામ્યું હોત તો એમાં એક જાતનું ઔચિત્ય હતું. પણ ક્રમભાગ્યે 'મોટર'નું કાંઈ થઈ ન શક્યું. કવિશ્રીને પૂછી જોતાં જાણવા મળે છે કે પોતે સામેથી માગીને આ કામ માથે લીધું હતું. નડિયાદના સ્વર્ગસ્થ ફૂલચંદભાઈ બાપુભાઈ શાહની એમાં એમને મદદ હતી. વરસ દિવસ રાહ જોવા છતાં છપાવવા વગેરેની વ્યવસ્થા થઈ નહિ અને વાત હતી ત્યાં જ અટકી. કવિશ્રીનો જ્યારે મધ્યાહ્ન તપતો હતો (–સુવર્ણ મહોત્સવ પછીનું બીજું વરસ–) ત્યારે સામે ચાલીને એક પૂર્વકવિનું શ્રાદ્ધ કરવા એ સમય કાઢે છે એ ઘટના એમની ગુણાનુરાગી પૂર્વજપૂજાનું તેમજ બાલાશંકર જેવાના અમોઘ આકર્ષણનું નિદર્શન છે.

તે પછી શ્રી. ચૈતન્યપ્રસાદ દીવાનજીએ કવિની રચનાઓમાં અને તેના પ્રકાશનના પ્રશ્નમાં સક્રિયપણે રસ લેવા માંડ્યો ન હોત, તો કોણ જાણે હજી યે બીજાં કેટલાં વરસ નીકળી જાત. શ્રી. ચૈતન્ય-પ્રસાદની મૂળ અટક કંથારિયા છે અને કવિ અને તે એક કુટુમ્બના છે એ પણ એમને માટે એક વધારાનું પ્રેરક બળ હશે. એમણે શ્રી. ત્રિપુરાશંકર પાસેથી પ્રાપ્ય હતો તે બધો સંગ્રહ મેળવ્યો અને ગુજરાત સાહિત્ય સભાના પ્રકાશનકાર્ય માટે નિશ્ચિત કરી સંપાદન માટે શ્રી. રસિકલાલ છો. પરીખને કહ્યું. તેમને આ કાર્યમાં અનહદ રસ હોવા છતાં અન્ય વ્યવસાયોને લીધે તે એમનાથી થઈ શક્યું નહિ. શ્રી.

રામનારાયણ પાઠકને પણ પૂછવામાં આવ્યું હતું પણ હવે તે બીજા કાર્યોમાં રોકાયેલા હતા.

શ્રી. રામનારાયણ પાઠકે તેમજ શ્રી. રસિકલાલ પરીખે મને તેમની સાથે આ કાર્યમાં સહસંપાદક તરીકે જોડાવા કહેલું અને મેં હા પણ પાડી હતી. પરિણામે મૃચ્છકટિકના જુગારી સંવાહક જેવી–જો કે તેના જેવી મારામાં આવડત ન મળે એટલે તેનાથી ઊલટી જ–મારી દશા થઈ. સંવાહકનું તેના બે લેણદારોએ અર્ધું અર્ધું દેવું માફ કર્યું ત્યારે તેં અર્ધું જતું કર્યું છે અને અર્ધું તેં જતું કર્યું છે એમ બંનેને કહી પોતે નાચી ઊઠ્યો કે બંદા આખામાંથી છૂટી ગયા. જ્યારે હું તો આખા ઋણમાં આવી ગયો. અર્ધા કામની એક વિદ્વાનને અને અર્ધાની બીજાને હા કહેલી, તે બંને અર્ધા ભેગાં થઈ આખું કામ કરવાનું મને પ્રાપ્ત થયું. ૧૯૩૯.

૧૯૪૨માં આજે બાલાશંકરની સમગ્ર કાવ્યકૃતિઓનો સંગ્રહ મારી પાસેથી બહાર પડે છે. એના સંપાદનમાં મને કવિના પુત્ર શ્રી. ત્રિપુરાશંકર( 'मस्तान' )નો સંપૂર્ણ સાથ ન હોત તો આ રીતે આ સંગ્રહ બહાર પડવો અશક્ય હતો. શ્રી. ત્રિપુરાશંકરે પોતાના પિતાનો કાવ્યવારસો પણ અપનાવેલો હોઈ 'હાફિઝ'ના અનુવાદનું બાલાશંકરનું કાર્ય આગળ ધપાવી સો ગઝલો ગૂજરાતીમાં ઉતારી છે, જેમાંથી યત્કિંચિત્ પ્રસાદી 'બાલનંદિની'ને અંતે (પૃ૦ ૪૩૮–૪૪૦) આપવાની એમણે મને રજા આપી છે. બાલાશંકરનું કામ કરતાં, આ રીતે, મને બીજા એક કવિના પણ પરિચયનો લહાવો મળ્યો છે. એમણે આપેલ નિઃશેષ સાહાય્ય માટે હું એમનો ઋણી છું. બીજા એક કવિ બાલાશંકરના શિષ્ય, 'કલાન્ત કવિ'ની શૈલીનું 'ઉપાલંભ' નામે ખંડકાવ્ય રચનાર સાહિત્યવ્યાસંગી વૃદ્ધ શ્રી દુર્લભરામ જ્યેષ્ઠારામ ભટ્ટે મને ડગલે ને પગલે જે મદદ કરી છે અને કવિની ઘણી કૃતિઓ અને જીવનને લગતી અપ્રાપ્ય સામગ્રી મને મમતાપૂર્વક શોધી લાવીને સોંપી છે તે માટે તેમનો પણ ઊંડી હાર્દિકતાથી

આભાર માનું છું. આ કાર્ય તે બંનેને પારકું નહિ હોઈ વિશેષ અત્રે અનુચિત ગણાશે.

'ક્લાન્ત કવિ' એ ખંડકાવ્ય ઈ. સ. ૧૮૮૫માં પ્રસિદ્ધ થયું હતું.[1] એ વરસ પછી એના પ્રકાશનને સાઠ વરસ થશે. હજી અર્ધી સદી ઉપર થયેલા એક કવિ સંશોધનનો વિષય બની ગયા છે, એ આપણા જીવનની એક બલિહારી છે.

અને આશ્ચર્ય તો એ છે કે સાહિત્યોપાસકો જ્યાં શાંતિથી સાહિત્યસાધના કરી શકે એવો 'કવિલોક' વસાવવાના તરંગી ખ્યાલ પાછળ બાપદાદાની અનર્ગળ સમૃદ્ધિ જે કવિએ ઉડાવી દીધી તેની જ કૃતિઓની આ દશા !

પ્રસ્તુત કાવ્યસંગ્રહના પ્રકાશનનો આટલો ઇતિહાસ લાક્ષણિક હોઇ આપોઆપ નોંધપાત્ર બની રહે છે.

એ ઇતિહાસમાં એક વાત ઊડીને આંખે વળગે છે. આપણા અનેક કવિઓ અને વિદ્વાનો જુદેજુદે સમયે આ કાવ્યસંગ્રહના સંપાદન-કાર્યને અપનાવવા આગળ આવતા દેખાય છે. તેમ ન થયું હોત તો તો શ્રી. ગોવર્ધનરામ, નવલગ્રંથાવલિના સંપાદનકાર્યને સ્વીકારતાં, ટકોર કરે છે તેમ 'ગુજરાતી સાક્ષરવર્ગને શિર મોટો કૃતઘ્નતાદોષ આરોપાત.' જે કવિઓ અને વિદ્વાનો આ કાર્યમાં રસ લેતા દેખાય છે તેમની રુચિઓની ભિન્નતા જોતાં બાલાશંકરનું એક કવિ તરીકે કેવું વ્યાપક આકર્ષણ છે તેનું પણ સૂચન મળે છે. કાવ્યસંગ્રહનું પ્રકાશન થઇ નહોતું શક્યું એ કમનસીબ વસ્તુ જો એકવાર ભૂલી જઈએ, તો જણાશે કે મણિલાલ દ્વિવેદી, કલાપી, પ્રો. બલવંતરાય ઠાકોર, રામનારાયણ પાઠક, નર્મદાશંકર મહેતા, કવિશ્રી નાનાલાલ, રસિકલાલ પરીખ જેવાઓના થોડાઘણો સમય પણ ભક્તિભાજન થવું એ સૌભાગ્ય નાનુંસૂનું નથી.

અર્ધીએક સદીનો દેશવટો ભોગવીને આપણો આ ફકીર, એના શબ્દોમાં કહીએ તો 'નિસ્પૃહ' હોવાને કારણે 'રાજનનો રાજા'–

1 જાન્યુ૦ ૧૯૬૩ના 'ભારતીભૂષણ'માં ફરીવાર છપાયું હતું.

'કવિરાજ', એની સ્નેહાલાપઝંકારતી વીણા લઇને ગુર્જરીને હૃદયાંગણે પ્રવેશ કરે છે. આપણે એને અપનાવીએ એટલું જ નહિ, આટલે વરસે પણ એને લાયક નીવડીએ.

## ૨

## કર્તૃત્વનો પ્રશ્ન

આ સંગ્રહમાં શું લેવું એ નક્કી કરવું તે સારી પેઠે મુશ્કેલ હતું. કલાન્ત કવિ, સૌન્દર્યલહરી, હરિપ્રેમપંચદશીનાં ૩૯ માંનાં ૨૧* કાવ્યો અને હાફિઝની ૧૦ માંથી ૮ કૃતિઓ એટલું કવિએ પોતે છૂટકછૂટક પ્રસિદ્ધ કરેલું હતું. હરિપ્રેમપંચદશીની બાકીની અઢાર ગઝલો આખી લખાઈ હોય એમ સમજાતું નથી. તેની આરંભની પંક્તિઓ ઉપલબ્ધ થઈ છે તે સંગ્રહમાં સામેલ કરી છે. આપણા ગઝલપ્રિય શાયરો પાદ-પૂર્તિ તરીકે એમાંની કોઈ ને કોઇ કડી લઇ બાલાશંકરની બીજી ગઝલોના બરની કવિતા આપવા લલચાય એવા એક ચેલેંજ–આહ્‌વાન–રૂપ એ પંક્તિઓ થઈ રહે એવી આશા રાખીએ. હરિપ્રેમપંચદશી એ આખી સળંગ કાવ્યમાળાના વિષયની રૂપરેખા, તેના આરોહ–અવરોહ અને તેના ઉદય, વિકાસ અને વિશ્રાન્તિની કવિની યોજના શી હશે તેનું કાંઇક કડીબદ્ધ સ્વરૂપ સમજવામાં પણ એ 'અપૂર્ણ' ગઝલો મદદરૂપ નીવડશે. હાફિઝના અનુવાદોમાં નવમી અને દસમી (અપૂર્ણ) ગઝલ મળી છે તે સંગ્રહમાં દાખલ કરી છે. તેમજ એ અનુવાદોના પ્રવેશકરૂપે કવિએ તૈયાર કરેલો હાફિઝ ઉપરનો નિબંધ તે પણ અનુ-વાદોની પાછળ જોડ્યો છે, કેમકે એ અનુવાદોની સાથે જ તેનું યોગ્ય સ્થાન છે. હાફિઝનું—અને તેના અનુવાદકનું પણ—હાર્દ સમજવામાં એ નિબંધ જરૂર માર્ગદર્શક બની રહેશે.

હવે રહ્યો 'પ્રકીર્ણ' કૃતિઓ'નો વિભાગ, જેમાં નાનીમોટી ૫૭×

---

* 'ભારતીભૂષણ'માં ૨૦ કૃતિ અને ૨૧મી 'બુદ્ધિપ્રકાશ'માં છપાઈ છે.

× કૃતિ ૫૨ મી (નાગરબત્તીસી વ્રજમાં) મને મળેલા સંગ્રહને આધારે છપાવ્યા પછી તે અન્ય કવિ–શ્રી હરસિદ્ધની જણાતાં રદ કરવી પડી છે. આ અને

રચનાઓનો સમાવેશ થાય છે. આ કૃતિઓનો ખ્યાલ કોઈને હોય તો કાં તો બાલાશંકરને, કાં તો સંપાદકને એવી વિચિત્ર વસ્તુસ્થિતિ થવા પામી છે! બીજા શબ્દોમાં, કવન અને સંપાદનની વચ્ચેના ગાળામાં કવિની રચનાઓ વિષે ચિંતા નજેવી સેવાઇ છે. તેથી આ કાવ્યોના કર્તૃત્વનો પ્રશ્ન વિદ્વાનોની વિચારણા માટે રજૂ કરવો રહે છે. કૃતિઓ આ પ્રમાણે મળી છે: (૧) 'ભારતીભૂષણ' અને 'બુદ્ધિપ્રકાશ'માંથી, (૨) શ્રી. ત્રિપુરાશંકર પાસેથી મળેલા સંગ્રહમાંથી, (૩) શ્રી. અનંતરાય માધવજી દવેની હરિપ્રેમપંચદશીમાંથી અને (૪) કવિનાં તેમજ બીજાં પુસ્તકોમાંથી.

(૧) 'ભારતીભૂષણ'માંથી લીધેલી ૭ કૃતિઓમાંથી '૫૩ બેની-बालसाहित्यसिंधुमांथी बालक्रीति'માં बाल એવું સ્વનામસંકીર્તન છે, '૪૮ વ્યંજનાંક સંજ્ઞા' નીચે 'બા. ઉ.' એમ ટૂંકી સહી છે અને '૩૩ કુદરત–૧', '૩૪ ઝીણો ઝરો', '૩૫ તરંગ' અને '૩૬ કવિની ચક્ષુ' તેની નીચે जयविजय ઉપનામ મૂકેલું છે. 'પ્રોષિતા–પચીસી' કવિનું છે એમ શ્રી. ન. દે. મહેતા અને શ્રી. રા. જ. દેસાઇ નોંધે છે અને શ્રી. ત્રિપુરાશંકર પણ તેમ કહે છે. આરંભની રચના લાગે છે. આંતરપ્રમાણમાં, 'રે પવન પ્યારા ભાઇ વસન વિખેરે શાને?' (૨૧ અ) સાથેની 'કલાન્ત કવિ'ના 'નભસુત ઉછાળે વસનને' (૬૨ઈ)ની સરખામણી એક રજૂ કરી શકાય.

'બુદ્ધિપ્રકાશ'નું તંત્રીપદ બાલાશંકરે સંભાળ્યું તે ગાળામાં તેમાં છપાયેલી કૃતિઓમાં અન્યોક્તિ (પૃ. ૧૬૫–૬ ઉપરના ચાર

---

આગળચર્ચામાં બીજાં પ્રણ ચિંત્ય કર્તૃત્વનાં કાવ્યો નિર્દેશ્યાં છે તે શ્રી દવેના 'હરિપ્રેમપંચદશી'ના પ્રકાશનમાં અન્ય કવિઓની કૃતિઓના પ્રવેશના પ્રશ્નને ઉદારતાથી જોવા પ્રેરશે....'પૂર્તિ'માં (પૃ૦ ૪૪૩–૪૪૪) 'અદ્વૈત' નામે કાવ્ય 'ભારતીભૂષણ' (ફેબ્રુ૦ ૧૮૯૫)માંથી ઉતાર્યું છે એટલે પ્રકીર્ણની સંખ્યા ૫૭ જ રહે છે. આ કાવ્ય તે જ અંકમાં 'કાન્ત'ના 'કલ્પના અને કસ્તૂરી મૃગ' અને "મૃગ-તૃષ્ણા' પછી મૂકેલું છે એ સૂચક છે. 'મૃગતૃષ્ણા' સાથે તેને સરખાવવાનું વિચક્ષણો નહિ જ ચૂકે.

શ્લોક)ની જ નીચે 'બાલ'ની સહી છે. કાવ્યાંતે પંક્તિમાં બાલનો ઉલ્લેખ હોય એવાં કાવ્યો પણ બે જ છેઃ 'ગુજારે જે શિરે૦' વાળી ગઝલ (પૃ૦ ૧૦૪) અને '૧૪ કાલોપાલંભ.' તે સિવાય તે ગાળાની जयविजय અને 'શંકરશિષ્ય'નાં ઉપનામવાળી અને મથાળે કે છેડે 'મળેલું' લખ્યું હોય એવી કૃતિઓ આ સંગ્રહમાં લીધી છે. એક જ અંકમાં એક જ કવિનાં અનેક કાવ્યો આપવાં ઠીક ન લાગતાં કદાચ કવિને ઉપનામો વાપરવાં પડ્યાં હશે. એ શિરસ્તો—કવચિત્ તો આકર્ષણ જમાવવા સ્ત્રીવાચક નામના ઉપયોગનો—તંત્રીઓમાં અજાણ્યો નથી. વળી બાલાશંકરને ગુ. વ. સો.માં આસિ. સેક્રેટરી તરીકે લીધા ત્યારે 'બુદ્ધિપ્રકાશ'માં શૃંગારની કવિતા દાખલ ન કરવી એ ખાસ શરતે લેવામાં આવ્યા હતા. તે જોતાં એ ભારેખમ પત્રનો કવિ તંત્રી—ખાસ કરીને એ જ્યારે દલપતરામ જેવું ડાહ્યું માણસ ન હોય ત્યારે—પોતાના નામે બહુ કવિતા આપતાં સંકોચાય તો તેમાં નવાઇ પામવા જેવું ઓછું છે.

બુદ્ધિપ્રકાશમાં, કવિએ અમદાવાદ છોડ્યું તે અરસામાં શ્રી 'જયન્ત' નામનો કોઇ લેખક પોતાના 'ટીકાકારથી થતાં અનિષ્ટ' નામના લેખની પાદટીપમાં "૨ 'કવિનિશા'નું મંગલાચરણ" આપતાં કહે છે કે 'કવિ બાલે થોડાક પર कविनिशा નામે એક કાવ્યનું ખોખું તૈયાર કરેલું મારા જોવામાં આવ્યું હતું. ૧૦' 'સૌકુમાર્યસાર સુંદરી અને સુનિસ્પૃહી કવીનિ વલ્લભા વિભાવરી'નું આ ગાન 'કવિનાં હૃદય ખરે એટલાં કોમળ જ છે, તેનો પણ પ્રસ્તુત વિષય કેવો નમૂનો છે તે જ બતાવવા' પોતે દાખલ કર્યું છે એમ શ્રી જયન્ત નોંધે છે. કાવ્યમાંની 'સુંદરી'ને પાછળ રાખી, 'કવિ'ને આગળ કરી, બીજો જ માણસ બીતાં બીતાં આટલી આઠ લીટી–અને તે પાદટીપમાં–આપે છે તે પણ તે સમયના અનિષ્ટકારી ટીકાકારોને જ એક અંજલિ છે! આખું કાવ્ય આ આઠ લીટીરૂપે જ પ્રાપ્ય હોઈ શ્રી 'જયન્ત'ના આપણે અનહદ ઋણી છીએ.

પણ ઉપર નોંધેલાં ઉપનામો બાલાશંકરનાં જ હશે ?

અંગ્રેજીમાંથી કરેલા અનુવાદો—શેલી, બાયરન, શેક્સ્પિયર આદિના–છે તે બધા જ બાલાશંકરના હશે એમ માનતાં એમાંની કેટલીક કૃતિઓની કચાશ જોતાં આશંકા થાય એવું પણ છે. પરંતુ હમણાં જોયું તેમ '૧૪ કાલોપાલંભ'ને અંતે તો बालનો સ્પષ્ટ ઉલ્લેખ છે. તેની પૂર્વે કૃતિ '૩૩ કુદરત–૧', '૩૫ તરંગ'[1] અને '૪૦ કુદરત–૨' **जयविजय**ની સહીથી અને તેની પછી '૪૬ સહનશક્તિ' 'મળેલું' સહીથી પ્રસિદ્ધ થયેલ, તે બધી જ હરિગીતમાં છે અને 'ચાઇલ્ડ હેરોલ્ડ'ના કોઈ ને કોઇ અંશના સીધા અનુવાદ હોઇ 'અનુકરણ', '—ઉપરથી' એમ કવિએ નોંધ પણ કરી છે. જ્યારે 'કાલોપાલંભ' અનુગુંજન માત્ર હોઈ નીચે 'આ કવિતામાં બાઇરન કવિના વિચારો પણ મિશ્ર છે' એમ નોંધ કરી છે. આ શાર્દૂલમાં કાંઇક સર્જનનું તત્ત્વ જણાતાં કવિએ તેને એકને જ बालથી મુદ્રિત કર્યો હોય એ સંભવિત છે. '૩૮ નૈરાશ્ય'–ઉપરના જેવા જ, जयविजयની સહીના, હરિગીત નીચે "'શેલીની કવિતાનું અનુકરણ છે'–એડીટર" એમ નોંધ છે તે 'એડીટર' જ એ કાવ્યનો લેખક હોય એમ સૂચવે છે. અને 'બુદ્ધ-પ્રકાશ'ના એ વખતે 'એડીટર' તે બીજા કોઈ નહિ પણ બાલાશંકર પોતે જ. આમ जयविजय તે બાલાશંકર હોવાનું સમજાય છે, જેને હવે પછીની ચર્ચાથી પણ ટેકો મળે છે.

**'શંકર શિષ્ય'**ને નામે '૩૭ સૂર્યોદય' અને '૧૬ દેજો દોષ ન કવિવરને' એ બે કૃતિઓ મળે છે. પાછલી કૃતિ વિષે કહેવાય છે કે કવિના મિત્ર અનુપરામ મીઠાલાલ દીનબંધુએ ટૉમસ મૂરના 'Oh! Blame not the bard'નું ભાષાંતર 'ભાટને દોષ ના દેશો' એ રીતે આદરેલું તેમાં 'ભાટ' શબ્દ કવિને ખૂંચતાં તેમણે પોતાની પંક્તિ રજૂ કરી હતી. પણ આખી કૃતિ (જેની છેલ્લી બે કડી ટીકામાં આપી છે–પૃ૦ ૩૮૦) કોની ? છેલ્લી પંક્તિમાં દીનબંધુસૂચક 'દીન' શબ્દ છે.

[1] આ શીર્ષક બે કૃતિનું છે: ૧૫ અને ૩૫મીનું.

તેમજ 'સૂર્યોદય'માં 'અનૂપ' મળે છે. કાવ્યવિષયમાં પોતે બાલાશંકરના શિષ્ય એમ ગણી અનુપરામે તો 'શંકરશિષ્ય' ઉપનામ રાખ્યું નહિ હોય ? ઉપરાંત जयविजय ઉપનામવાળા 'સૂર્યાસ્ત'માં પણ બે વાર (૮૪ અને ૧૦૪) 'અનુપમ' અને 'સૃષ્ટિસૌન્દર્ય'માં (૧૪) 'અનૂપ' મળે છે. અન્યત્ર અનુપરામ 'અનુપ' અને 'અનુપમ' કાવ્યાન્તે પ્રયોજે પણ છે. તો શું આથી એમ માનવું કે जयविजय તે પણ ઉપર જોયું તેમ બાલાશંકર નહિ પણ અનુપરામ, અથવા માંડવાળ કરીએ તો બાલાશંકર અને અનુપરામની જોડી તે જ जय અને विजयની જોડી? આ પ્રશ્નના નિરાકરણ માટે 'સૂર્યાસ્ત'માંનાં 'ગયો શીકે **રાતાં** ઘનઘુમટ **થાતાં**' એવા બાલાશંકરના લાક્ષણિક આંતરપ્રાસ કે 'સૃષ્ટિસૌન્દર્ય'ના 'નાના નાવ' (૬૪)માં 'નાના સર્જન પ્રેમનાવ' ('સૌન્દર્ય' પ૪)નો પડઘો કે બાલાશંકરના કવનના સારસમું છેલ્લી કડીમાંનું ચિત્ર, કે બંને કૃતિઓના છંદની હથોટી કે એવાં કારણો આગળ કરવાની જરૂર જ નથી. એવું તો એક કવિમાં બીજાના અનુકરણને કારણે પણ હોઇ શકે. સદ્ભાગ્યે વધારે નિર્ણાયક વસ્તુ રજૂ થઇ શકે એમ છે. 'અનૂપ' ઉલ્લેખવાળું 'શંકરશિષ્ય'નું 'સૂર્યોદય' અને 'અનુપમ' ઉલ્લેખવાળું 'जयविजय'નું 'સૂર્યાસ્ત' 'બુદ્ધિપ્રકાશ'માં અનુક્રમે ઓગસ્ટ '૯૩ અને નવે૦ '૯૩ માં પ્રગટ થયાં; તેવામાંજ બીજી તરફ અનુપરામને તંત્રીપદે ચાલતા 'જ્ઞાનદર્શન'ના ઇ. સ. ૧૮૯૭-સં. ૧૯૪૯ ના જેઠના અંકમાં છેલ્લી પંક્તિમાં 'અનુપમ'ના સ્પષ્ટ ઉલ્લેખવાળાં 'પ્રભાતકાલ' અને 'સન્ધ્યાકાલ' નામે અનુપરામનાં કાવ્યો જોવા મળે છે. આ એક જ ગાળામાં પ્રસિદ્ધ થયેલાં સૂર્યોદય-સૂર્યાસ્તનાં બંને માસિકોમાંનાં વર્ણન એકજ કલમનાં હોય એવી સંભાવનાને પણ બંને કાવ્યયુગ્મોની કક્ષાના ભેદને કારણે સ્થાન નથી. ઉપરાંત શંકરશિષ્યનું 'દેજો દોષ ન૦' સપ્ટે૦ '૯૩ના 'બુદ્ધિપ્રકાશ'માં બહાર પડ્યું તેની સાથે 'જ્ઞાનદર્શન'ના ૧૮૯૩-૧૯૪૯ ના શ્રાવણ અંકમાં એ જ ઢાળમાં ટોમસ મૂરના બીજા એક કાવ્ય-From life without freedom etc-નો અનુપરામનો

અનુવાદ પ્રગટ થયો છે તે સરખાવવાથી પણ અનુપરામ તે શંકર-શિષ્ય નહિ એ નિર્ણય અનિવાર્ય ઠરે છે.[1] 'અનુપમ' શબ્દ જ્યાં જ્યાં આવે ત્યાં તેને વિશેષનામ ગણીને ચોંકવાનું કારણ નથી, સામાન્ય અર્થમાં આ શબ્દ વારંવાર પ્રયુક્ત થાય એવો છે. (ઉ. ત., 'કરૂં શું મોતિમાળા હું, અનૂપમ મારી પ્યારીએ' ૧૦ માં. પૃ૦ ૧૦૩.) આ બધા ઉપરથી એમ સમજાય છે કે શંકરશિષ્ય અને जयविजय તે એક જ વ્યક્તિનાં ઉપનામ છે અને તે વ્યક્તિ તે અનુપરામ હોવાની એક સંભાવના તે પણ દૂરાપાસ્ત છે. બાલાશંકર તે જ जयविजय એમ ઉપર જોયું છે. હવે जयविजय તે જ શંકરશિષ્ય સમજાય છે. તેથી શંકરશિષ્ય તે બાલાશંકરનું ઉપનામ સિદ્ધ થાય છે. (પોતે શ્રીમદ્ શંકરાચાર્ય પ્રત્યે ભક્તિ દર્શાવતું કાવ્ય લખ્યું પણ છે. જુઓ પૃ૦ ૨૧૮.)

'મળેલું'—એવા વર્ણનવાળી કૃતિઓમાં '૪૪ ભ્રમરાન્યોક્તિ'માં (૭ અ) પૂર્ણના અર્થમાં 'પુર' વાપરવાની કવિની લાક્ષણિકતા '૪૨ શીલરક્ષા' અને '૪૫ સ્વર્ગસ્થમિત્રને પ્રાર્થના' જેવામાં શિખરિણીની અને '૪૭ પરોપકાર'માં શાર્દૂલની કવિની લાક્ષણિક લઢણ (અને તે બધામાં સ્ફુરતું લાક્ષણિક કાવ્યત્વ) તે એ સૌ કૃતિઓ બાલાશંકરની હોવાનું સૂચવે છે. '૪૩ શુષ્કવૃક્ષ'ના 'દિવસેશ્વર–કર–કલાકાન્ત' વિશેષણથી અને છેલ્લી પંક્તિઓમાં તો કવિની પોતાની દશાનું જ જાણે દૂબહૂ ચિત્ર હોઇ તે કૃતિ બાલાશંકરની હોવા વિષે અને 'મળેલું' બાલાશંકરે પોતાની કૃતિઓ માટે યોજ્યા વિષે શંકા રહેવા પામતી નથી.

(૨) શ્રી ત્રિપુરાશંકર[1] પાસેથી મળેલી કૃતિઓમાંથી '૫૦ विजया-

---

૧. તેમાં પણ અંત્યપંક્તિમાં 'અનુપમ' છે તે અને છંદની શિથિલતા જુઓ :

નિરાશ ન થાશો ! ઇહ લોકેથી સ્વાતંત્ર્યનો જો વિનાશ થાયે,
અનુપમ તમને પરલોકે તે મળશે નિશ્ચય કવિ ગાયે.

૧ ઉપર ઉલ્લેખાયેલી હરિપ્રેમપંચદશીની 'અપૂર્ણ' ૧૮ ગઝલો અને હાફિઝના અનુવાદની છેલ્લી બે ગઝલો પણ તેમના સંગ્રહમાંથી મળેલી છે.

प्रशस्ति' સ્વતંત્ર પુસ્તિકારૂપે કવિના નામથી છપાવેલું અને '૫૧ श्रीमद् शंकराचार्य आगमनप्रसंग'નું તે પ્રસંગે છપાવેલું માનપત્ર જેવું કાગળિયું મળેલ છે. તેમાં અને '૪૯ શ્રી રીપનપંચદશી'માં કાવ્યાંતે કવિનામ-સંકીર્તન (बाल) છે જ. '૫૪ गीत', '૫૬ सुभाषित', '૫૭ गझ़ले बाल' અને '૧૫ તરંગ' માં પણ તેમજ છે. '૪ સરિતોપકંઠ–યદચ્છા'માં પણ છેલ્લી કડીના 'વિધિ બાળા જાણ્યું'માં પટંતરે કવિનામ જોઈ શકાય એવું છે. '૨૩ અબોલા'માં उल्लासतनुज મળે છે. '૯ થયે ચાતુર્માસ'માં (૫ઈ) અને '૭ હૃદયમણિ' (૨ઈ) માં 'હૃદયમણિ' સમાસ મળે છે જેમાં કવિપત્ની મણિલક્ષ્મીનો ઉલ્લેખ છે એમ કવિની એ રીતે પત્નીનામસંકીર્તન કરવાની ટેવ[1] જોતાં સમજાય છે. આ બે કાવ્યમાં શિખરિણીની હથોટી અને કૃતિ ૯માં છેલ્લા શ્લોકના આદિ અને અંતના અનુપ્રાસ પણ બાલાશંકરની કલમને છતી કરી દેવા માટે પૂરતા છે. સહી કે બીજા એવા સ્પષ્ટ સૂચન વગરની કૃતિઓ પણ છાની રહેતી નથી. '૧૯ બેકદર દુનિયા' તે 'જિગરનો યાર'ના 'પ્યાર 'બેદરકાર'ની જ લહેનું છે. '૨૦ બેદાદની દાદ'ને અંતે 'અપીલ માલેકની દરબારમાં' કરવી છે તેને સરખાવો હરિપ્રેમ૦૩૦ની 'કોર્ટ કે અદાલત' સાથે (પૃ૦ ૧૦૮). '૨૧ ભ્રમિત મન'નું[2] 'પ્રભુના નામનું પ્યાલું'(૧૮અ) તે જ હરિપ્રેમ૦૨૧માંનું

૧ જુઓ કલાન્ત કવિ અંતે 'શતકમણિરૂપ૦' અને 'વિજયાપ્રશસ્તિ' અંતે 'અષ્ટક મણિરૂપ અક્ષરમાળા.' 'હૃદયમણિ' કવિનો માનીતો પ્રયોગછે. જુઓ 'પ્રેમીઓનો હૃદયમણિ તે' (પૃ૦ ૬૯). હૃદયમણિ=(૧) હૃદયે જેને मणि છે તે, (૨) હૃદયસ્વરૂપ मणि.

૨ આ કાવ્યમાં અંતે હરિપ્રેમપંચદશીની ૨૧મી ગઝલની શબ્દાવલિ મળે છે. છતાં આરંભનું આખું વાતાવરણ અને ભાવ એને ૧૫મી ગઝલનું મૂળ ગણવા પ્રેરે એવાં છે. કવિમાનસના વિકાસમાં રસ હોય તેવા અભ્યાસીઓએ આવા નમૂના સમજવા જેવા છે. 'બેકદર દુનિયા' અને 'જિગરનો યાર'ના સંબંધનો ઇસારો પણ કર્યો જ છે. મારા અભિપ્રાયે, હરિપ્રેમપંચદશીની ગઝલો આ પ્રકીર્ણ ગઝલોના ફરજંદરૂપ અને તેથી પાછળની અને પરિપાકરૂપ.

'શ્રી પ્રભુના પ્રેમનું પ્યાલું'. તેવું જ તે બંનેમાંના 'પ્રભુનાં પ્રેમનાં પુષ્પો' વિષે પણ કહી શકાય. '૨૪–ગરબી'માંના 'ઊલટા વિધિના અંક' (૧૦અ) હરિપ્રેમ૦૧૫ના 'વિધિના ઊલટા અંકો'ની યાદ આપે છે. '૨૫ ભ્રમરા રે'માં કપોલપરના અલકનું વર્ણન હરિપ્રેમ૦૩(૧૦અ) સાથે સરખાવો. ઉપરાંત તેમાંનો 'વર'નો પ્રયોગ અને '૨૬ જઈ કહો માધવને'માં 'ઉત્તગને' (૭આ)નો પ્રયોગ તે અનુક્રમે 'સૌન્દર્યલહરી' ૭અ અને 'કલાન્ત કવિ' ૧૬આ સાથે સરખાવતાં કવિના લાક્ષણિક પ્રયોગો સમજાય છે. '૨૯ સતીદહનમાંથી'ના ત્રણ ટુકડાઓ છે તેટલા જ કવિપુત્ર પાસેથી મળ્યા છે. આટલા સિવાય કવિનું સર્વ પ્રથમ એ કાવ્ય લુપ્ત થયું છે. '૩૨ મુક્તકો' પણ કવિનો અલંકારશાસ્ત્રનો શોખ અને છંદના લઢણ જોતાં તેમનાં લાગે છે. '૧ સ્તુતિ', '૩ દંપતી ભાગ્યશાળી', '૫ વિરહતરંગ', '૮ ના ભૂલાતો પ્રેમ' તે છંદ, પદાવલિ અને કાવ્યવિષય એટલા ઉપરથી જ બાલાશંકરનાં ગણવાં રહે છે. કવિની માનસસૃષ્ટિના અનુલક્ષમાં આ કૃતિઓ જોતાં તે વિષે સંદેહ રહે એવું નથી. (મને તો નથી જ.) બે કૃતિઓ વિષે શંકાને સ્થાન મળ્યું છે. '૨૮ મહિના'માં ત્રણ વાર 'જીવણ' છે તે ઉપરથી હું તપાસ કરવા લલચાયો, તો ગુ. વ. સો. પ્રત ૬૨૭ માં જીવણ કવિના અપ્રાસિદ્ધ મહિના મળ્યા, જેનો આટલો અંશ કવિને પ્રાપ્ત થયો હશે અને તેથી તે મને મળેલી નોટબૂકમાં સચવાયો હશે. નોટબૂકને આધારે છાપેલું એવું બીજું કાવ્ય '૨૭ રાધિકાસંદેશ' તે શ્રી મણિલાલ છબારામ ભટ્ટના 'કાવ્યપીયૂષ' (પ્રસિદ્ધ ઇ. સ. ૧૯૧૧)ના પૃ. ૮૧ ઉપર 'રાધાનો પત્ર' નામે જોવામાં આવ્યું છે. ટીકામાં મેં નોંધ્યું છે કે તે શ્રી. મ છ. ભટ્ટનું હોવા વિષે મને શંકા નથી. પણ અત્રે થોડુંક વિદ્વાનોના વિચારવા માટે ઉમેરવાનું પ્રાપ્ત થાય છે. બાલાશંકરની ૩, ૫, ૯ અને ૧૦ એ કડીઓ શ્રી ભટ્ટમાં નથી, તો શ્રી ભટ્ટની ૭, ૧૧ અને ૧૨ 'બાલ'માં નથી. ૧૫મી કડીમાં નવાં વસ્ત્રો કરાવ્યાનું વર્ણન છે તે શ્રી ભટ્ટમાં 'એ તો રસિયાજી તમને રિઝાવા' માટે છે તે કરતાં વિશેષ તો 'ત્યારે

રસિક શું આપ રિસાયા ?' એ 'બાલ'ના પ્રશ્નને અવકાશ આપનારું છે. સસરાસાસુને માટે ત્રીજી કડી આપેલી હોઇ ચોથીમાં શ્રી ભટ્ટના 'મારાં સાસુએ' ને બદલે 'બાલ'માં 'વળી એમણે' એમ શબ્દો છે. આવી ઝીણી વસ્તુઓ તે બાલાશંકરનું કાવ્ય તે પહેલું તો નહિ હોય, એ પ્રશ્ન કરવા પ્રેરે એવી છે. પત્રરચના ને એવી વીગતો અંદર આવે છે, નહિ તો બાકી આખી કૃતિ કોઇ પૂર્વકવિની હોવાની સંભાવના વધાવી લેવા જેવી લાગત. અધૂરામાં પૂરું છઠ્ઠી કડીમાં 'જીવણ' પણ વિરાજે છે.

(૩) શ્રી અનંતરાય દવેની 'હરિપ્રેમપંચદશી'માંનાં મણિલાલ, કલાપી, કાન્ત અને બલવંતરાયનાં ગણાઈ ચૂકેલાં કાવ્યો બાદ કરતાં જે રહે છે તેનો આ સંગ્રહમાં સમાવેશ કર્યો છે. '૧૮ ફિકર શાની પછી માની' તે ગઝલ બાલાશંકરની જ હોય તો તે નબળી હોઇ પ્રાથમિક કૃતિઓમાંની હોવી જોઇએ. '૧૦ પ્રણયાર્પણ'માં અંતે અધ્યાહાર શબ્દ 'કલાન્ત કવિ'ના અંતના તેવા શબ્દની જેમ 'મરશે' જ છે. તેનો અને '૬ મિષ્ટગાન'નો શિખરિણી બેશક કવિનો લાગે છે. '૧૨ વિધિને' તે 'રત્ન' અને તેની સાથેની રમતનું વર્ણન જોતાં (સર૦ કલાન્ત કવિ ૩-૪) અને છંદોલયથી બાલાશંકરનું લાગે છે. '૧૩ પ્રેમવિવેક'નો અંકુર '૭ હૃદયમણિ'માં છે જ. એ અનુવાદ કવિનો હોય તો નવાઇ નહિ. '૧૬ દેજો દોષ ન૦'ની ચર્ચા ઉપર થઈ ચૂકી છે. '૧૭ મન-આત્મ-ભાવ' શ્રી અનંતરાયની પેઠે મેં પણ આ સંગ્રહમાં દાખલ કર્યું છે. છેલ્લી બે કડીમાં ત્રણ વાર બાલ શબ્દ આવે છે. ત્રીજી કડીમાં એમનો 'નિજાનંદ' શબ્દ પણ મળે છે અને આખાની લેહ બાલાશંકરની લાગે છે એટલું એમના કર્તૃત્વનો સંભવ પ્રેરે છે. સદ્ગત નરસિંહરાવે પણ એ સંભવનો પુરસ્કાર કર્યો છે.[૧] પણ મણિલાલે પોતાના મિત્રને મનમાં ઉદ્બોધન કરતાં કરતાં આ કાવ્ય રચ્યાનો તર્ક કરીએ તો 'બાલ' શબ્દમાંનો શ્લેષ પણ ઘટાવી શકાય એવો છે. અને 'નિજાનંદ' જેવો શબ્દ[૨] કે કાવ્યની લેહ તે તો મણિ-

૧ મનોમુકુર-૨, પૃ૦ ૨૩૨.

૨ ત્રીજી કડીમાં 'નિશા' નરજાતિ શબ્દ બાલાશંકરના 'નિશા રહી

લાલ ઉપર કવિમિત્રની અસરરૂપે ય હોઇ શકે. અને મણિલાલ સારાં ગીતો અને ગઝલો ન આપી શકે એમે ન હતું. પણ સૌથી મોટી વાત તો એ છે કે ઇ. સ. ૧૮૯૫ માં—બાલાશંકરના જીવતાં જ, મણિલાલના 'પ્રેમજીવન'માં આ કાવ્ય 'સાત્ત્વિક ત્યાગ' શીર્ષકથી પ્રસિદ્ધ થયું હતું. હમણાં મણિલાલની કાવ્યપોથીમાં આ કાવ્ય એમના હસ્તાક્ષરમાં મારા જોવામાં આવ્યું છે. બાલાશંકર પોતાની રચના માટે લાપરવાહ હતા, નિર્મમ હતા, તેમ છતાં ધારો કે આ કૃતિ બાલાશંકરની હોય તોપણ જે બાબત એમણે પોતે નિભાવી લીધેલી છે તે આપણે પણ સ્વીકારી જ લેવી રહે.

(૪) ૧૧ અને ૫૫મી કૃતિઓ તે અનુક્રમે કવિનાં 'દેવીદાસ–રાજનીતિ' અને 'કર્પૂરમંજરી' પુસ્તકોનાં[1] અર્પણપત્રો છે.

'૨૨ આલેક' 'કાવ્યમાધુર્ય'માંથી લીધું છે. 'કાવ્યમાધુર્ય'ની પાછળની આવૃત્તિમાં શ્રી. અંજારિયાએ લેખક તરીકે શ્રી છગનલાલ કેવળરામ મહેતાનું નામ આપ્યું છે ને ટિપ્પણમાં નોંધ્યું છે:

"'પ્રભાકર' નામના માસિકમાં આવેલું આ કાવ્ય લેખનશૈલી અને મસ્તી ઉપરથી બાલાશંકર ઉલ્લાસરામનું છે એમ એક મિત્રના કહેવાથી સ્વીકારવામાં આવ્યું હતું; પરંતુ રા. મહેતાએ તા. ૨૪–૬–૧૯૦૭ ને રોજ લખેલા પત્તાથી મને જણાવ્યું તે પ્રમાણે નામમાં સુધારો કર્યો છે."

'પ્રભાકર' વડોદરાથી નીકળતું. વ્યવસ્થાપક શ્રી. ચંદુલાલ માધુભાઈ મહેતા હતા. તા. ૨૦–૧૦–૯૮ના એક, 'પ્રથમ વર્ષના લવાજમ'ના, ઉઘરાણીપત્ર ઉપર શ્રી છ. કે. મહેતાની 'વ્યવસ્થાપક વતી' સહી મારા જોવામાં આવી છે. માર્ચ '૯૮ના અંકમાં કવિની મૃત્યુનોંધમાં તંત્રી પોતાના 'કવિ બાલની સાથેના એકાદ વર્ષના

થોડી છે' (પૃ૦ ૧૦૬)ના નારીજાતિથી વિરુદ્ધાવવા જેવો છે. જો કે 'પ્રેમ-જીવન'માં તો 'નશો' પાઠ જ છે.

૧ કવિએ જે નાટકોના અનુવાદ કર્યા છે તેમાંનાં પદ્યો આ સંગ્રહમાં લીધાં નથી. 'મૃચ્છકટિક'નું અર્પણકાવ્ય પણ.

સહવાસ'ની વાત કરે છે અને કવિ વડોદરે હોઈ તેમણે જો કાંઈક પણ પ્રસાદી માસિકમાં આપી હોય તો પ્રથમ અંકના પ્રથમ પૃષ્ઠ ઉપરની આ 'આલેક' ગઝલ ઉપર જ આંખ ઠરે છે.

કર્તૃત્વના જેવા જ કઠિન પ્રશ્નો જોડણી અને પાઠનિર્ણયના છે.

જોડણી હાલની વિદ્યાપીઠજોડણી અનુસાર ન રાખતાં કવિએ કાવ્યો છપાવેલાં ત્યારે છંદાનુસાર જોડણી રાખેલી તેને અનુસરવું ઠીક ગણ્યું છે. કવિએ 'કલાન્ત કવિ'ની શ્રી. કેશવલાલ હ. ધ્રુવને મોકલેલી પ્રતમાં ચોથી પંક્તિમાં 'કવિ કલ્યાણીને'માંથી 'વિ'ને સ્વહસ્તે સુધારી 'વી' કર્યું છે તે મેં જોયું છે, એટલે કવિનો અભિપ્રાય તો સ્પષ્ટ જ છે કે સંસ્કૃત તત્સમ શબ્દોની બાબતમાં પણ છંદાનુસાર લેખન રાખવું. જોડણી એકધારી હોવી જોઈએ એનો આપણને ગમે તેટલો આગ્રહ હોય છતાં કવિતા—જેમાં ઉચ્ચારના આરોહઅવરોહ એટલે કે લયનું મહત્ત્વ અકલ્પ્ય હદ સુધીનું છે તે-માં એ નિયમને જડપણે વળગી રહેવું સયુક્તિક નથી. અંગ્રેજી એકધારી જોડણીનો દાખલો આપણા માથામાં મારવામાં આવે છે. પણ અંગ્રેજી ભાષાની બાબતમાં લેખન પ્રમાણે ઉચ્ચાર નથી હોતો એટલે લેખન એકધારું શક્ય છે. એવા લેખનથી ઉચ્ચારપ્રાણ કવિતાને કોઈ હાનિ નથી. જ્યારે આપણી ભાષામાં લેખન તે ઉચ્ચારનું પ્રતીક નહિ પણ પ્રતિબિંબ—યથાતથ (એટલે કે શક્ય તેટલું યથાતથ) પ્રતિબિંબ છે. તેથી એકધારા લેખન માટે (૧) એકધારું ઉચ્ચારણ અને (૨) એ એકધારા ઉચ્ચારણનું લેખનમાં યથાતથ પ્રતિબિંબ એ બે શરતો અનિવાર્ય છે. બે શરતો સંસ્કૃત ભાષામાં સંતોષાતી જોઈએ છીએ. આપણી ભાષામાં જમાને જમાને અને એક જ જમાનામાં પણ જુદાજુદા જિલ્લાઓમાં મહત્ત્વની ઉચ્ચારભિન્નતા જોવામાં આવે છે તે સંજોગોમાં દૃઢબંધારણ સંસ્કૃતનો દાખલો અનુસરવો એ પણ વસ્તુસ્થિતિ પ્રત્યે આંખઆડા કાન કરી જડતાને વળગવા જેવું છે. આ સંજોગોમાં ઉચ્ચારણનું અનુકરણ પદ્યલેખનમાં કરવાની પ્રણાલિકા બાલાશંકર, રમણભાઈ, પ્રો. ઠાકોર

આદિમાં જોવા મળે છે તેને સ્થાન છે. નવીનો પણ એકધારી જોડણી પદ્યમાં અનુસરતા નથી એ હકીકત ધ્યાનપાત્ર છે. જોડણીના પ્રશ્નની આ સ્થિતિ હોઈ બાલાશંકરને અભિપ્રેત જોડણી પ્રથમ આવૃત્તિમાં તો સાચવવી એ ધોરણ સ્વીકાર્યું છે. અલબત્ત, તત્સમ શબ્દોને યથાતથ સાચવવાની કાન્ત જેવાની ચીવટ બાલાશંકરમાં પણ ઓછી જોવામાં આવે છે. છતાં આશા છે કે વાચકોને બહુ કષ્ટ નહિ પડે. વિરામચિહ્નો કડીની ચાર લીટીઓને અંતે અનુક્રમે અલ્પવિરામ, અર્ધવિરામ, અલ્પવિરામ અને પૂર્ણવિરામ એમ ઊંધું ઘાલીને મૂકેલાં દેખાય છે. પણ સંદર્ભ ઉપરથી વિરામો પકડાવા મુશ્કેલ નથી. કવિએ જાતે છપાવેલું એક આવૃત્તિમાં તો કશી દરમ્યાનગીરી કર્યા વગર આપવું એ ધોરણ અનુસરવા જતાં આવી વસ્તુઓની પણ બરદાસ્ત કરવી પડી છે.

પાઠનિર્ણયનો પ્રશ્ન તો કોઇ પ્રાચીન કવિની એક કરતાં વધુ હસ્તપ્રતો મળે ત્યારે તેમની સરખામણી કરવામાંથી સંભવે. અહીં એ પ્રશ્નને શો અવકાશ? પણ કવિની હસ્તાક્ષરની એકેય હાથપ્રત નથી—જેનો આધાર લઇ શકાય—એથી જ આ પ્રશ્ન ઊભો થયો છે. 'કલાન્ત કવિ'ને અંતે કવિએ 'શુદ્ધાશુદ્ધસૂચનિકા' મૂકી છે તેવી માસિક વગેરેમાં છપાયેલી કૃતિઓમાં તો હોઇ શકે નહિ. પણ મેં કૃતિઓ વાચનામાં તો રજૂ કરી છે ઘણુંખરું જે સ્વરૂપે મળી છે તે સ્વરૂપમાં જ. પાઠાન્તરો તથા ફેરફાર પાછળ ટીકામાં નોધ્યાં છે અને કારણો પણ આપ્યાં છે.

'નહીં સ્વાર્થ નહીં **જોડું**' (પૃ૦ ૧૪૧)
'**શાન્તિ** રજની, શીકી ઝિણી ચાંદની' (પૃ૦ ૧૮૮)
'કે છે **ધ્વનો** વિમલ સુંદર વીરની આ' (પૃ૦ ૧૮૩)

—જેવા દાખલાઓમાં છાપભૂલોની સંભાવના કલ્પી તે છાપભૂલો કયા હસ્તલિખિત શબ્દમાંથી થઇ શકે તેનો વિચાર કરી નીચે પ્રમાણે પંક્તિઓ મૂળમાં હોવી જોઇએ એમ સૂચવ્યું છે:

'નહીં સ્વાર્થ, નહીં **મોહ**'

'**શાન્ત** રજની, ફીકી ઝિણી ચાંદની'[1]

'કે છે **ધ્વજા** વિમલ સુંદર વીરના આ'

તો બીજા દાખલાઓમાં અક્ષર ખોટા છપાવાને બદલે શબ્દના અવયવો વહેંચાઇ–જોડાઇ નવીન શબ્દસંકલના બની ગયેલી જોવા મળે છે:

(૧) 'તુજ **ગણુ ત્રીપુર** પ્રવીણુ ભ્રમર રસજ્ઞાતા' (પૃ૦ ૧૯૯)

(૨) 'અને **નાદે** લાંબું હૃદયનું કુંળું હીર ઝરવા. (પૃ૦ ૨૦૧)

(૩) 'ત્વચાને કાં સ્પર્શે અમૃતરસનો લાભ **ન વદે**' (પૃ૦ ૨૦૧)

તે

(૧) 'તુજ **ગણુત્રી પુર**પ્રવીણુ, ભ્રમર રસજ્ઞાતા'

(૨) 'અને **ના દે** લાંબું હૃદયનું કુંળું હીર ઝરવા'

(૩) 'ત્વચાને કાં સ્પર્શે અમૃતરસનો લાભ **નવ દે**'

હોય એમ સંભવિત છે. કર્યો કોયડો કોડીનો એ ન્યાયે સાચો પાઠ પકડાઇ ગયા પછી આપણને તેમાં બહુ નવાઈ નહિ લાગે પણ માણસ ન સમજાતી પંક્તિનો અર્થ કરવા ગડમથલ કરતો હોય અને (દા. ત. ૧ ની બાબતમાં) 'ત્રિપુરમાં મહાદેવના ગણોએ પ્રવીણુતા બતાવી હતી તેમ તારો ગણુ......' એમ પૌરાણિક સંદર્ભો પકડીને માંડ આશ્વાસન લેતો હોય ત્યાં એકાએક 'ગણુ ત્રીપુર પ્રવીણુ' ને બદલે 'ગણુત્રી પુરપ્રવીણુ' સૂઝે એની નવાઈ કામ કરનારાને માટે તો કોલંબસને અમેરિકા દેખાયા જેટલી નીવડે છે. તેવું ન સૂઝતાં કેમ ગોથાં ખાવાં પડે છે તેનો એક નમૂનો (૨) 'નાદે' ને એક જ શબ્દ રાખી ટીકામાં અર્થ આપવા પ્રયત્ન કર્યો છે તેમાંથી મળશે.[2]

કોઈ દાખલામાં ઉપરના બંને પ્રકાર સાથે દેખાયા છે:

'કહ્યું મારું મનમાં માન, **તથા** અવિચારી' (પૃ૦ ૧૯૯)

તે નીચે પ્રમાણે જ હોઇ શકે:

---

૧ આ રીતે જ આ પંક્તિ વાચનામાં મૂકી છે.

૨ આવા 'સૌન્દર્યલહરી'ના કેટલાક સુધારા શુદ્ધિપત્રકમાં મળશે. અન્યત્ર બીજા, સંદર્ભ ઉપરથી, વાચક પકડી પણ લેશે.

'કહ્યું મારું મનમાં માન, ન થા અવિચારી.

અહીં અને 'મોરો આજ અધૂર નાદ કરતા' (પૃ૦ ૧૮૮), 'પ્રમિત શિશુરૂપ' (પૃ૦ ૧૮૭) જેવા તરત પકડાઇ જાય એવા દાખલામાં તો 'ન થા,' 'મધૂર' અને 'શ્રમિત' પાઠાન્તર વાચનામાં જ મૂકી દીધાં છે. તેમજ પાલીતાણા આવૃત્તિના 'કદિ મિશ્રિત ના કર્ણુ બનશે'માં 'શ્રમિત'નો હક્ક સ્વીકાર્યો છે.[1] ભાષાંતરોમાં છાપભૂલો પકડાવી વિશેષ સહેલી છે. 'મૃદુરૂપ' (પૃ૦ ૧૯૧) તે 'મૃદ્દરૂપ' હોવું જોઇએ એનું મૂળના clay–cold થી નિર્વિવાદ સૂચન મળી રહે છે.

આ રીતે રજૂ થએલાં પાઠાન્તરો અભ્યાસીઓ વિચારશે જ. એમાંથી જે વિવાદાતીત ઠરશે તેનો ભવિષ્યની આવૃત્તિમાં મૂળ વાચનામાં સ્વીકારાવાનો અધિકાર રહેશે. પાઠાન્તરની સંભાવનાઓ સૂઝી જ ન હોય એવાં બીજાં પણ કેટલાંય સ્થળ હોવાનો સંભવ છે. રજૂ થયેલાં અને સંભવિત પાઠાન્તરો વિષે અભ્યાસીઓ પ્રકાશ પાડશે જ.

ઉપરની વીગતો અનુસરતાં સાહિત્યરસિકોને સમજાયા વિના નહિ રહે કે અન્ય પ્રાન્તો અને દેશોનાં સાહિત્યોમાં હોય છે તેમ શોખથી પ્રેરાઇને કોઇ ને કોઇ પ્રાચીન કે અર્વાચીન લેખકનો પીછો પકડનાર અને તેને વિષેના સર્વસંગ્રહરૂપ બની રહેનાર અભ્યાસી કે અભ્યાસી મંડળો આપણે ત્યાં ઊભાં થતાં નથી તેનું જ આવી અવ્યવસ્થા એ અનિવાર્ય પરિણામ છે.

આ આવૃત્તિના છાપકામમાં પણ ભૂલો નથી એમ નથી. શુદ્ધિપત્રક પ્રત્યે ધ્યાન ખેંચવા ઉપરાંત 'હરિપ્રેમપંચદશી' વિષે ખાસ નોંધવાનું છે કે પાલીતાણા-આવૃત્તિને અનુસરી કૃતિઓની વાચના છપાયા પછી જ 'ભારતીભૂષણ'—જેમાં તે કૃતિઓ કવિને હાથે છપાયેલી તેની પૂરી ફાઇલો મને મળી શકી. એથી શુદ્ધિઓ—અલબ

૧ આને શ્રી નરસિંહરાવનો ટેકો છે. જુઓ. મનોમુકુર–૨, પૃ૦ ૨૩૩ ઉપરનું અવતરણ.

શુદ્ધિઓના ઢગલા—ટીકામાં જ આપ્યા છે, એટલી અગવડ આ આવૃત્તિ પૂરતી સહન કરવા વાચક કૃપા કરે. એ શુદ્ધિઓનું મહત્ત્વ 'સૌન્દર્ય' કાવ્યની તેરમી પંક્તિનો પાઠ અર્ધી સદીમાં જ કેમ ફરતો ચાલ્યો છે તે ઉપરથી સમજાશે:

ધારા ઉપર હું પદેપદ સખી તારા વિચારે ધરૂં. (મૂળ પાઠ)
ધારા ઉપર હું પદેપદ સખી, તારા વિચારો ધરૂં. (પાલીતાણા આવૃત્તિ)
ધારા ઉપર હું પદેપદ સખી, તારા વિચારો કરૂં. (શ્રી. રા. વિ. પાઠક)
ધારા ઉપર હું પદેપદ સખી તારા વિચારે રહું. (શ્રી. ન. દે મહેતા)

અને આવી અશુદ્ધિઓને લીધે ચર્ચાનું કેવુંક ધમસાણ જાગી શકે છે તે અહીં નહિ કહીએ. 'બાલનંદિની'માં એ નોંધ્યું જ છે.

૩

## 'મારી કોમળ નાદ મસ્ત કવિતા'

અત્યાર સુધી તો સંગ્રહનો અને સંગ્રહનાં કાવ્યોનો ઇતિહાસ જોયો. અભ્યાસી સિવાયનાઓને તો એ કલેશકર પણ થઈ રહે. જેને પાડાપાડીથી નહિ પણ દૂધથી કામ છે તે તો પૂછવાના કે આ કાવ્યોમાં સ્ફુરાયમાણ થતા રસતત્ત્વનું શું?

તે રસતત્ત્વની ચર્ચા માટે તો કવિનું ચરિત્ર—જે સ્વયં એક કાવ્ય છે–આપી તેના અનુસંધાનમાં કવિની સમગ્ર સાહિત્યસાધનાનું પર્યાલોચન રજૂ કરતો સ્વતંત્ર પ્રયત્ન જ કલ્પ્યો છે. હાલ પૂરતું તો, મુખ્યત્વે કરીને, આ સંગ્રહની સાથે 'બાલનંદિની' ટીકા જોડી છે તે એ દિશામાં યત્કિંચિત્ સહાયરૂપ થશે એવી આશા છે.

'કલાન્ત કવિ' ઉપર 'અર્થસંલાપિની' નામક ટીકા લખવાનો કવિનો સંકલ્પ હતો. તે તો સંકલ્પ જ રહ્યો. પણ 'ગુજારે જે શિરે૦' વાળી ગઝલ, વ્યંજનાંકસંજ્ઞા અને હાફિઝના અનુવાદો ઉપરની કવિની વિસ્તૃત ટીકા મેં 'બાલનંદિની'માં વણી લીધી છે તે ઉપરથી એમના સંકલ્પના સ્વરૂપનું કાંઈક સૂચન અવશ્ય મળશે. મારો પ્રયત્ન કવિની

જેમ ભાવનાનાં દલેદલ ખોલવાના પ્રકારનો થવો શક્ય ન હતો, કેમકે તો લંબાણ બહુ વધારે થાત. એકલા 'કલાન્ત કવિ'–ખંડકાવ્યના સંપાદનમાં એ પ્રકારનો અવકાશ સંભવે. મારે ઘણુંખરું તો શબ્દાર્થ, અન્વય, આદિ આપીને સંતોષ માનવો પડ્યો છે. પણ બાલાશંકરને સમજવામાં તેનીય કેટલી બધી જરૂર હતી! શ્રી. નરસિંહરાવ જેવા ઝીણી નજરના સાક્ષર જ્યારે બાલાશંકરમાં 'શબ્દોનું મર્દન કરવાની સ્વચ્છંદતા'[1] જુએ અને શ્રી. રામનારાયણ પાઠક જેવા હમદર્દીથી ખેંચાયેલા વિવેચક પણ કવિએ 'તેમનું શબ્દભંડોળ મોટું છે છતાં છંદમાં બેસતો કરવા ગુજરાતી સંસ્કૃત ગમે તે પ્રકારનો શબ્દ ગમે તેમ વિકૃત કરી મૂક્યો છે'[2] અને તે 'કેવળ બેદરકારીમાં જ'—એમ કહે ત્યારે એ વિષે સવિશેષ સાવધતાથી અભ્યાસ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. શ્રી. નરસિંહરાવે કવિની શબ્દસ્વચ્છંદતાનાં દૃષ્ટાંત આપ્યાં નથી. પણ 'હિંદી ભાષાનાં અડપલાંનો જ વારસો' ગણી એમણે કવિએ 'હિંદીમાં રચેલા સવૈયા'ની જે બે લીટી આપી છે તેના ત્રીજા શબ્દથી તો એ શ્લોક બાલાશંકરનો નહિ પણ હિંદી કવિ કેશવદાસનો માલૂમ પડે છે! શ્રી. પાઠકે દૃષ્ટાંતો આપ્યાં છે. 'વિકૃત' શબ્દનું દૃષ્ટાંત એમણે 'ધારા ઉપર હું પદેપદ સખી......' (પૃ૦ ૮૧)માં "'ધારા' એ 'ધરા' શબ્દને માટે વાપરેલ છે" એમ કહીને આપ્યું છે. 'ધારા' શબ્દની યથાર્થતા અને સારસ્યના પક્ષમાં 'બાલનંદિની'માં વિચારણા રજૂ કરી છે તે વિદ્વાનો વિચારશે જ. 'એ વીર વિરહી ખોળવા' (પૃ૦ ૬૧)માં વીર શબ્દ એમને અયુક્ત જણાય છે તેનો અને 'બાગમાં અનુરાગમાં' (પૃ૦ ૬૨) તથા 'ખટકી ખટક કર્પુર કરે' એ કડી (પૃ૦ ૬૩)ની દુર્ગમતાનો ખુલાસો આપવાનો પણ 'બાલનંદિની'માં પ્રયત્ન કર્યો છે. તેમ છતાં બાલાશંકરમાં પણ ભાષાવિષયક મુશ્કેલી નથી એમ મારું કહેવું નથી. नभस्वत् (પવન) ઉપરથી કવિએ 'નભસુત' અને

---

૧ મનોમુકુર—૨, પૃ૦ ૨૨૭.

૨ સાબરમતી પૃ૦ ૧૧૩.

તે ઓછું હોય એમ પાછો પવનલહરી માટે "નભજાયા' શબ્દ પ્રયોજેલ છે તે તરફ 'બાલનંદિની' (પૃ૦ ૨૯૭)માં ધ્યાન ખેંચ્યું જ છે. એવા પ્રયોગો 'વિકૃત' બેશક છે. (જો કે ભાષામાં વિકૃત તે હમેશાં ખોટું નથી, કેમકે વિકાર–ફેરફાર[1] એ જ પોતાની સજીવતા ટકાવી રાખવાનો અને વિકસવાનો ભાષા માત્રનો પ્રધાન ક્રમ છે.) '૪ સરિ-તોપકંઠ', '૪૧ સૂર્યાસ્ત', આદિના અર્થ બેસાડતાં પણ મને એવી મુશ્કેલીનો ઠીક અનુભવ થયો છે. અંગ્રેજીનાં ભાષાંતર પણ ધુમ્મસિયાં છે. પણ એકંદરે મુશ્કેલીઓના મૂળમાં કવિના હાથની પ્રત કે કવિની નજર તળે નીકળેલી આવૃત્તિ આપણને મળી શકી નથી એ છે. જે સ્થિતિમાં સંગ્રહ મળ્યો છે તેમાં પણ, બાલાશંકરમાં 'શબ્દોનું મર્દન કરવાની સ્વચ્છંદતા' કે 'વિકૃત' પ્રયોગો છે એમ કહેવાનો પ્રસંગ કદાચ કવિની આખી સૃષ્ટિથી પરિચિત થયા પછી ઘણો ઓછો રહેશે.[2] એકલી કોઇએક કૃતિમાં કિલષ્ટતા જેવું ભાસે તે, મને લાગે છે કે, સમગ્ર કવિસૃષ્ટિના પરિચયમાં આવવાની તક મળે છે ત્યારે ઘણી વાર અલોપ થઇ જાય છે.

આ નાનકડા અનુભવ ઉપરથી મને સમજાયું છે કે આપણે ત્યાં વિશેષ કરીને પોતાની કૃતિઓ ઉપર ટીકા લખવાની રીત છે તે કરતાં સહૃદયો અન્ય સિદ્ધ કવિઓની કૃતિઓ ઉપર ટીકા રચે તો ઔચિત્ય-દૃષ્ટિએ જ નહિ પણ સાહિત્યસેવાની દૃષ્ટિએ પણ તે વધારે પસંદ કરવા જેવું છે. બીજાની કૃતિ ઉપર ભાષ્ય રચવા પાછળ જિંદગી ગાળી નાખવી તેની આ દેશમાં કાંઈ નવાઇ નથી. વિન્ટરનિટ્ઝ

---

૧ 'નભસ્વત્' માંના 'વ'નો 'ઉ' કરતાં, પવનસુત સાથેના 'સામ્યદોષ'થી 'નભસુત' શબ્દ થવો એ ભાષાશાસ્ત્રના ધોરી માર્ગોને અનુસરીને છે.

૨ શ્રી. નરસિંહરાવ અને શ્રી. પાઠક પાસે પૂરો સંગ્રહ હતો નહિ એ સ્મરણમાં રાખવાનું છે. બારેક વરસ પછી પોતાનો લેખ ફરી છપાવતાં શ્રી. પાઠક નોંધે પણ છે કે નવેસરથી લખવાનું હોય તો પોતે જરીક જૂદી રીતે વાત મૂકે.

જેવા વિદેશી વિદ્વાનો તો એ પ્રવૃત્તિ સામે સાનંદાશ્ચર્ય જોઈ જ રહે છે. મહાભાષ્ય અને ભામતી તે ભાષ્યો જ છે. ટીકાઓની પણ ટીકાઓ અને તેની પણ ટીકાઓ આ દેશમાં અજાણી નથી. સાહિત્ય-વિવેચનના એક પ્રકાર તરીકે આ ટીકાપ્રવૃત્તિનો વિશેષ સમાદર થવો ઘટે છે. ખરું છે કે વિવેચનનો આ પ્રકાર વિશ્લેષણશીલ અને ખંડદર્શી થવા જ નિર્માયો છે. અને વિવેચનનું પ્રધાન લક્ષ્ય તે તો કવિની સમગ્ર અને અખંડ કાવ્યકૃતિમાં મૂર્ત થયેલા દર્શનનો પરિચય અને પરામર્શ કરવાનું છે. છતાં આ વસ્તુ અંતે તો કૃતિના પરિશીલનથી જ સુકર છે, એ જોતાં એવા પરિશીલનને નિર્બાધ કરી આપનાર ટીકાપ્રવૃત્તિનું સ્થાન ભલે નમ્ર, છતાં ઉપયોગી જરૂર છે. મીઠી મીઠી પંક્તિઓનો ચારો ચરતા પોચટ રસલૌલ્ય, કે 'અમૃત'માં 'અ' થડકાતાં એ માત્રા થાય છે કે સ્થાનબળે જ એવી ભાષા અને છંદમાંથી નવરી ન પડતી સ્થૂલ ચર્ચાખોરી, અથવા કવિતાને કાં આસમાની કાં રૂઢ, કાં પરલક્ષી કાં સ્વલક્ષી, રૂપે નિરૂપતું એકાક્ષ અવલોકન, અથવા તો અંગત રુચિથી રંગાયેલી કલમના સપાટા, અથવા ઊંચાં ભવાંનું અભિપ્રાયઉચ્ચારણ—એ બધાને **વિવેચન**નું મોંઘું નામ આપવાને બદલે કલાકૃતિમાંના દર્શનવિશેષને સમજાવનાર તાત્ત્વિક ચર્ચા માટે જ તે શબ્દ વાપરવાનું વલણ યુરોપના અદ્યતન વિવેચનશાસ્ત્રમાં પણ પ્રતિષ્ઠિત થતું જોવામાં આવે છે. તેવી તાત્ત્વિક ચર્ચાની ગેરહાજરીમાં, અથવા ઉપરાંત, કૃતિનું અન્વયમુખથી સ્પષ્ટીકરણ આપતા મલ્લિનાથીપ્રકારનું સંમાન કરવું એ જ કાવ્યના ઉપભોગમાં સૌથી મોટી અને સલામતીભરેલી અનુકૂળતા છે.

કવિકૃતિના પરિશીલનથી કવિના દર્શનને પામવાના પ્રયત્નમાં 'બાલનંદિની' સહૃદયોને થોડી પણ મદદરૂપ થશે તો મારો શ્રમ સાર્થક થયો માનીશ.

બાલાશંકરના દર્શનવિશેષને સુરેખપણે નિરૂપવાનો પ્રસંગ તો ઉપર સૂચવ્યું તેમ પૂરી ઐતિહાસિક ભૂમિકા રજૂ કર્યા પછી તેના

સ્વાભાવિક ક્રમ રૂપે—તેને માટે યોજેલા પુસ્તકમાં—પ્રાપ્ત થશે. છતાં એ દર્શનવિશેષ શું છે તે ઊભડક પણ અહીં જોઈ નહિ જઈએ તો આ 'ભર્યા ભંડાર'ની ચાવી જ ચોરી રાખ્યા જેવું થશે.

આપણે એક લાક્ષણિક કૃતિ લઈએ: 'ક્લાન્ત કવિ.' તેમાં એક વચનભંગ કરી બેઠેલો અને વિરહી બનેલો પ્રેમી પ્રિયતમા સાથેની પૂર્વની સાહચર્યલીલા સંભારી સંભારી વિરહનાં આંસુ વડે પોતાના વચનભંગના કલંકને ધુવે છે. એ પ્રક્રિયામાં જ એનો પ્રિયતત્ત્વ સાથેના સાયુજ્યભાવનો અધિકાર કેળવાય છે, અર્થાત્ વિરહાવસ્થા જ પ્રિય-તત્ત્વના સ્વરૂપનો એવો ગહન અનુભવ કરાવનાર નીવડે છે કે પ્રિય-તત્ત્વ સાથે એનો અભેદભાવ જામે છે. અને એમ પેલા વચનભંગનું આપોઆપ ક્ષમાપન રચાઇ જતું જોઇ, કાવ્ય પૂરું થતાં, આપણું ચિત્ત વિશ્રાન્તિ અનુભવે છે.

પ્રિયતત્ત્વનું સ્વરૂપ બરોબર સમજવા માટે કવિની આધ્યાત્મિક ચર્યા દૃષ્ટિમાં રાખવી જરૂરી છે. બાલાશંકરને શક્તિપૂજાની આનુવંશિક દીક્ષા હતી. તે માર્ગનાં તંત્રોએ શક્તિની ભવ્ય કલ્પના કરેલી છે. તેનો કાંઇક ખ્યાલ આ સંગ્રહમાંના 'સૌન્દર્યલહરી' કાવ્ય ઉપરથી પણ આવશે. તે શક્તિ પોતે આ વિશ્વના હેતુરૂપ છે, શિવ પણ તેને લઇને છે. તે માર્ગની પરિભાષામાં[1] કહીએ તો ભગવતી ચિતિના ઉન્મીલનરૂપ—સ્ફુરણરૂપ—આ વિશ્વ છે. આપણું ચિત્ત તે બીજું કોઈ નથી, ચેતનપદથી નીચે ઊતરેલી, સંકોચ પામેલી એવી સ્વયં ચિતિ જ છે. શક્તિના સંકોચને કારણે સંસારીપણું છે એ જાણી લઇ ચિત્ત

---

૧ મેં प्रत्यभिज्ञाहृदयम् નો આશ્રય લીધો છે. તેનાં વીસમાંથી નીચેનાં પાંચ સૂત્રોની કાંઇક છાયા આપવા પ્રયત્ન કર્યો છે: चितिः स्वतन्त्रा विश्व-सिद्धिहेतुः ।१। स्वेच्छया स्वभित्तौ विश्वमुन्मीलयति ।२। चितिरेव चेतनपदादव-रूढा चेत्यसंकोचिनी चित्तम् ।५। चिद्वच्छक्तिसंकोचात् मलावृतः संसारी ।९। तत्परिज्ञाने चित्तमेव अन्तर्मुखीभावेन चेतनपदाध्यारोहात् चितिः ।१३।

જ્યારે અન્તર્મુખભાવ દ્વારા ઊંચે ચડી ચેતનપદને પામે ત્યારે પાછું ચિતિ જ બની રહે છે.

આ શાક્ત અદ્વૈત કેવલાદ્વૈત કરતાં જુદી રીતનું છે, કેમકે અહીં માયાવાદને અવકાશ નથી. બધું જ સત્ય છે, કેમકે ચિતિરૂપ (ભલે સંકોચભાવમાં) છે. એના એક સ્વાભાવિક પરિણામરૂપે આ વિચારણામાં સ્ત્રી પ્રત્યે અનાદરભાવને બદલે પૂજ્યભાવ જોવા મળે છે. શાક્તસંપ્રદાયમાં સાધકને પોતાની સહધર્મચારિણીમાં ભગવતી શક્તિને જોવાનું કહ્યું છે. 'કલાન્ત કવિ'ને અંતે શ્લેષથી કવિ કહે પણ છે કે એ 'શતક મણિરૂપ તત્ પદ વાણી' છે[1], અર્થાત્ એ સો શ્લોક તે મણિલક્ષ્મીને રૂપે તત્ –તે– શક્તિ–ના પરમપદ અંગેની જ વાણી છે. આમ કવિની આધ્યાત્મિક ચર્યાના અનુલક્ષમાં જોતાં આ કાવ્યની નાયિકા તે એકીસાથે કવિપત્ની અને ભગવતી ચિતિ બંને છે, માનવી પ્રેમિકામાં વ્યક્ત થતી વિશ્વ-શરીરિણી છે.

કાવ્યનો વિષય વિયોગપ્રસંગનો છે. શક્તિથી યુક્ત હોય તો જ શિવની પ્રભુતા નભે એમ 'સૌન્દર્યલહરી'ની પ્રથમ પંક્તિ છે: शिवः शक्त्या युक्तो यदि भवति शक्तः प्रभवितुम् । આપણા કાવ્યનો વિષય છે: शिवः शक्त्या वियुक्तः. શક્તિથી વિરહિત શિવ. સૌન્દર્યલહરીની બીજી જ પંક્તિ કહે છે કે શક્તિયુક્ત જો ન હોય તો શિવ ફરકી (હાલીચાલી) પણ ન શકે. આપણા કાવ્યનો અંતિમ ઉદ્ગાર પણ વિરહને પરિણામે મૃત્યુ નિપજવાનું સૂચવે છે:

'નહીં તો તું જાણે વિરહ તુજનો આ શું કરશે.
બળી દીને દીને ઝુરિ ઝુરિ અને बाल —'

જાણે 'સૌન્દર્યલહરી'ના એ પ્રથમ બે ઉદ્ગારો વચ્ચે જ કવિદિલમાં 'કલાન્ત કવિ'ના સો એ સો શ્લોક જાગીને શમી ગયા ન હોય !

---

૧ ઉપરાંત સર૦ 'હું છું शंकर, તું सती શિરમણિ' અને 'જેના અંશ થકી છું ઉદ્ભુત થઈ તું મારી પ્રાણેશ્વરી' એ ઉદ્ગારો ('સૌન્દર્ય').

ધારો કે, 'સૌન્દર્યલહરી'ના પ્રથમ ઉદ્દ્ગારમાંથી સૂચન લઈ शिवः शक्त्या वियुक्तः એને કાવ્યવિષય તો બનાવ્યો, પણ બીજા ઉદ્દ્ગારના પ્રતિધ્વનિરૂપ સોમા શ્લોક સુધીની મજલ શી રીતે વટાવવી ? શિવ અને શક્તિના પ્રેમનું ગાન કરીને ? પરંતુ શક્તિનું સાધકે શિવરૂપે–પ્રિયતમરૂપે નહિ પણ 'સૌન્દર્યલહરી'(૮૯)માં કહ્યું છે તેમ 'વિદ્યાર્થી'—વત્સ—રૂપે પૂજન કરવાનો સંપ્રદાય છે. આપણા કાવ્યમાં તો તે 'વિદ્યાર્થી' નહિ પણ નાયક છે.

અહીં કવિની અધ્યાત્મચર્યાની બીજી એક વીગત કામ આવે છે. કવિના પિતાના વખતમાં વારપુરથી એક પીરનો દીવો ઘેર આવ્યો હતો અને રોજ સન્ધ્યાકાળે તે પેટાવવામાં આવતો. બાલાશંકર લોબાનનો ધૂપ કરી તે દીવા આગળ સાંજને સમયે ધ્યાનમાં બેસતા. એ સાધનાથી એમણે 'મસ્તફકીરી' સ્વીકારી હતી. આવો સ્વાનુભવ અને ફારસી ભાષાનો ગાઢ પરિચય એટલે સહેજે બાલાશંકર જલાલુદ્દીન રૂમી, હાફિઝ આદિ સૂફીઓના એક રાહબર બની રહ્યા. સૂફીઓ પરમાત્મતત્ત્વને 'સનમ'–પ્રિયતમા–રૂપે જુએ છે અને માત્ર પ્રેમબળથી તેનો સાક્ષાત્કાર કરવાનો પંથ લે છે. સ્વાભાવિક રીતે તેમના ઉદ્ગારોમાં એકાકિલા હૃદયનો તલસાટ ટપકે છે. સૂફીઓનાં વચનની દર્દભરી ચીસમાં જગતની કેવળ લાપરવાહી અને એક પ્રકારની પ્રમત્તાવસ્થા સ્ફુટ થતી જણાય છે. સૂફીદિલની આવી ઊંડી આરજૂ વાળો, જુદાઈ - દુઃખથી તડફતો, પ્રમત્ત નાયક કવિએ 'કલાન્ત કવિ' માટે કલ્પ્યો છે. સૂફીવાદના મૂળમાં અર્વાચીન વિદ્વાનો બીજી વસ્તુઓની જોડે હિંદના અદ્વૈતવાદને પણ જુવે છે એ ખ્યાલમાં રાખીશું તો બાલાશંકર જેવા એક કવિના હૃદયમાં શાક્ત અદ્વૈત અને સૂફીવાદને સાથેસાથ સ્ફુરતા અને એકરૂપ થતા જોઇ આશ્ચર્ય થશે નહિ.

તો આવો એક પ્રમત્ત ભક્ત કવિ તે નાયક અને પત્નીમાં વ્યક્ત થતી ચિતિ તે નાયિકા–એ બે આલંબન વિભાવ મળતાં 'કલાન્ત કવિ'ની મુખ્ય સામગ્રી કવિના હાથમાં આવી જાય છે. અને નાયકના નાયિકા

માટેના રતિભાવનું ગાન મુક્તકંઠે તે શરૂ કરે છે. તેમાં જેની દ્વારા ચિતિ વ્યક્ત થાય છે તે પત્ની નાયિકા હોવાથી, 'પૂરે વીશે વર્ષે કરમગતિથી સ્નેહિ વિખુટો'(૨અ) એવું વ્યાવહારિક કાલગણનાનું વચન કહેવાનો અવકાશ છે; અને નાયિકા તે પત્નીદ્વારા વ્યક્ત થતી વિશ્વશરીરિણી ભગવતી ચિતિ હોઈ 'મને પૂરું તારાં શશિરવિસ્તનોનું સ્મરણ છે'(૩૧અ) એવા વિરાટ ચિત્રનો પણ પ્રસંગ છે. નાયિકા તે એક જ છે. એક વખતે તે પત્ની છે અને બીજી વખતે તે ચિતિ છે એમ માનવાનું નથી. આખા કાવ્યમાં આલંબનવિભાવરૂપ નાયિકા એક જ—પત્નીમાં સ્ફુરતી ચિતિ, કહો કે **પત્ની-ચિતિ**—છે. આ વાત જેટલી વાર કહીએ તેટલું ઓછું છે. કેમકે આ એક વાતનું વિસ્મરણ થતાં કવિના દર્શનને અખંડપણે જોવાને—કાવ્યરસને પામવા માટે જે એક જ રીત છે તે રીતે જોવાને—બદલે ખંડશ: જોવાના પ્રયત્નો ઉદય પામવાના. કવિને આવા અધીરા કે અધૂરા પ્રયત્નોની સંભાવના ખ્યાલ બહાર ન હતી એમ નીચેના શ્લોકથી સમજાય છે:

> હશે જે શૃંગારી કવન સમજે તે યુવતિનું,
> કવીતાવીલાસી જન સમજશે તે કવિતનું,
> હશે જે વૈરાગી ગ્રહણ કરશે મોક્ષપદનું,
> ખરૂં શું છે તે તો સરવ મન મારે સમજનું છું. (૯૫)

કાવ્યમાં યથારુચિ યુવતી, કવિતા કે મુક્તિદાત્રીને નાયિકા તરીકે લેખવાની શક્યતા જરૂર છે, પણ કવિ ચેતવે છે કે નાયિકાનું સ્વરૂપ 'ખરું શું છે તે તો' પોતે સમજે છે, અર્થાત્ પોતાની સમજ—સૂઝ (intuition)નું કાવ્યમાં વિતરણ કર્યું છે તેમાં છે. રસેચ્છુએ કાવ્યમાંથી તે શોધી લેવું રહ્યું. તેને બદલે જો તે પોતાની અંગત અભિરુચિથી વિવશ બનીને મનમાની વસ્તુ શોધવા નીકળશે તો એટલું એને રસાસ્વાદનમાં વિઘ્ન છે. નાયિકાનું ખરું-શું-છે-તે સ્વરૂપ ઉપર જોયું તેમ પત્ની-ચિતિ હોય તો તેમાં યુવતીસ્વરૂપ, કવિતાસ્વરૂપ અને મોક્ષદાત્રીસ્વરૂપ ત્રણેનો સમાવેશ છે. પત્ની (યુવતી)માં વ્યક્ત થતી ચિતિ

(મોક્ષદાત્રી) તે અત્યારે જેમાં એક નાયિકારૂપે–આલંબનવિભાવરૂપે પ્રત્યક્ષ થાય છે તે પદાર્થ કાવ્ય (કવિતા) જ છે. બીજી રીતે, નાયક તે એક ક્લાન્ત 'કવિ' હોઈ, નાયિકા 'કવિતા' જ છે. પણ તેથી તેમાંનું કોઇ એક—પત્ની (યુવતી), ચિતિ (મોક્ષદાત્રી) કે કવિતા (સરસ્વતી)[1]— તે નાયિકા નથી, નાયિકા તો છે પત્ની–ચિતિ.

'ક્લાન્ત કવિ'ના આલંબનવિભાવ ઉપર આટલો બધો ઊહાપોહ શાને એવો પ્રશ્ન જો કોઇને થયો હશે તો તે, આ બાબતમાં આપણા બે મહાન વિવેચકોએ—શ્રી નવલરામે અને શ્રી નરસિંહરાવે—બતાવેલું વલણ જોઇ, હું ધારું છું કે, શમી જશે. નવલરામ જેવા સુજ્ઞ વિવેચકે 'ક્લાન્ત કવિ' વિષે ૧૮૮૫ એપ્રિલના 'ગુજરાતી શાળાપત્ર'માં 'પરકીયા ભાવ હોવાથી અમે તેનું વિવેચન લખવા વિશેષ રાજી નથી' એમ શેરો માર્યો હતો. અને એ શબ્દોથી એમની તે કાલની, શ્રી નરસિંહરાવ નોંધે છે તેમ, કવિપદ અપાવનાર તરીકેની પ્રતિષ્ઠા જોતાં, એમણે આ કાવ્યને ગરદન માર્યા જેવું જ કર્યું હતું. કાવ્યમાં ઠેરઠેર શ્લેષરચનાથી કવિની પત્નીનું નામ ગૂંથાયેલું છે અને અંતે કાવ્યને 'સાતક મણિરૂપ તત્પદરાણી' તરીકે ઓળખાવ્યું છે છતાં નવલરામને કવિપત્ની કે ભગવતી શક્તિ એમાંથી એકેની આશંકા સરખી થવા પામી નહિ અને એમને એમાં 'પરકીયા' દેખાઈ ! શ્રી નરસિંહરાવે 'પરકીયા' ન જોઇ પણ વિચિત્ર જ વલણ લીધું છે. આલંબનવિભાવ તે જાણે કવિએ જ કહેવો જોઇએ અને આપણે કાવ્યનું પરિશીલન કરી કાવ્યની પાસેથી તે કઢાવવાનો ન હોય એમ, સહેજ છેડાઇને એ કહે છે: 'પોતે તો...તે વાત ગુપ્ત રાખે છે અને "ખરું શું છે તે તો સરવ મન મારે સમજું છું" એમ કહીને આપણને સંશયમાં ટટળાવે છે. તો લાચાર !'[2] પણ શ્રી. નરસિંહરાવ લાચારી બતાવીને અટક્યા નથી. એમને આ કાવ્યમાં 'પ્રભુ નહિ પણ કોઈ માનુષી પ્રેમપૂજ્યા

---

૧ આ બધાનો 'સૌન્દર્યલહરી'–૯૯ સાથેનો સંબંધ વિચક્ષણો વિચારશે જ.

૨ મનોમુકુર–૨, પૃ૦ ૨૨૯.

હોય એમ વ્હેમ[1] પડતો દેખાય છે. 'પ્રેમાર્પણ'માંના એક ગદ્યવાક્યની મદદથી એવી શંકાને એ કાકુ વડે વ્યકત પણ કરે છે: '"હું તું એક થઇશું અને તારી અલકલટો મારે ગળે વિંટાશે" એ આકાંક્ષામાં પણ માશૂક તે પરમેશ્વર, અલકલટો તે પણ રૂપકદષ્ટિથી સમઝવાની એમ ભલે મનાય.'[2] એટલે કે શ્રી નરસિંહરાવને પાકો સંશય છે કે આલંબનવિભાવ તે માનુષી પ્રેમપૂજ્યા કે દિવ્ય પ્રેમપૂજ્યા ?-અર્થાત્ આ ગાન તે શૃંગારનું કે ભકિતનું ?

કાવ્યની નાયિકા પત્ની–ચિતિ હોઇ નાયકનો તેને માટેનો એકેએક ઉદ્ગાર તે પ્રેમનો તેમજ ભક્તિનો–પ્રેમભક્તિનો બની રહે છે. પ્રેમ અને ભક્તિનું કે માનુષી પ્રિયા અને પરમેશ્વરી વચ્ચેનું અંતર અહીં સંભવતું જ નથી. પત્નીમાં વ્યક્ત થતી ભગવતી પ્રત્યે ઊછળેલો ભાવ તે પ્રેમ હોઇને પણ ભકિત જ છે. આ વસ્તુ સ્પષ્ટ કરવા એક દૃષ્ટાંત લઇએ.[3]

ગીતાના કૃષ્ણ—અગિયારમા અધ્યાય પછીના કૃષ્ણ—માટે અર્જુનનો ભાવ કલ્પી જુઓ. 'હે કૃષ્ણ ! હે યાદવ ! હે સખા !' એમ કહી કહી જે માણસને પોતે બોલાવતો હતો તેનું વિશ્વરૂપદર્શન પામ્યા પછી, તે મનુષ્યમાં પરબ્રહ્મને વ્યકત થતા જોયા પછી, અર્જુનના હૃદયમાંથી આપોઆપ ભકિતભાવનો ફુવારો ઊડે છે. અત્યાર સુધી કર્મ અને જ્ઞાનના પ્રજ્ઞાવાદ ચાલતા હતા, તે બધાને દબાવીને હવે બારમા અધ્યાયમાં ભક્તિયોગનો પુરસ્કાર પણ સુકર બને છે. આ વિશ્વરૂપદર્શન પછી ઘડીભર પણ હવે અર્જુન પોતાના માનવસખામા વ્યક્ત થતા પરબ્રહ્મને વિસરી શકવાનો ? હવે કૃષ્ણ તે માત્ર કૃષ્ણ નહિ, પણ

---

૧ મનોમુકુર–૨, પૃ૦ ૨૨૬.

૨ તે જ, પૃ૦ ૨૨૬–૨૭.

૩ આ માત્ર દૃષ્ટાંત જ છે. ચિતિ ના ખ્યાલ સાથે કૃષ્ણની ભાવનાને કોઇ રીતે ભેળવવાનો આશય નથી.

આપણે ઉપર અનુસરેલી ઢબે કહીએ તો 'કૃષ્ણ–પરબ્રહ્મ' રૂપે એને ભાસવાના. એટલેકે એનો મિત્રતાનો બધો વ્યવહાર તે ભક્તિરૂપ જ બની રહેવાનો. એ સ્થિતિમાં સખ્ય અને ભક્તિ અથવા તો માનવ–સખા વસુદેવનો પુત્ર અને પરિબ્રહ્મ એ બે વચ્ચેનું અંતર શૂન્ય થઈ ચૂક્યું છે. પોતાની પત્નીમાં ભગવતી ચિતિને નિરંતર વ્યક્ત થતાં જોનારની દશા પણ ઉપર અર્જુનની કહી તે પ્રકારની જ સંભવે છે.

પ્રેયસીમાં જેને ભગવતીનું વિશ્વરૂપદર્શન (cosmic vision) થતું રહે છે, તેના પ્રણયોદ્ગાર અને ભક્તિપ્રલાપ, તેની પ્રણયચેષ્ટા અને પૂજાવિધિ વચ્ચે ભેદ કરવો મુશ્કેલ છે. નાયિકા પત્ની–ચિતિ, એટલે કે માનવ-દિવ્યા અને તેને અંગેનું ગાન તે પ્રેમરૂપા ભક્તિનું છે. આમ, એક પ્રમત્ત ને પ્રેમભક્ત એવો કવિ તે નાયક અને પત્નીમાં વ્યક્ત થતી શક્તિ એ નાયિકા તે બે પરસ્પરના આલંબનવિભાવ; અનંતકાલનું પોતાના એક પૂરા ચકરાવાથી સૂચન કરતી એવી છ ઋતુઓ તે ઉદ્દીપન-વિભાવ; અશ્રુ, નિઃશ્વાસ આદિ અનુભાવ; ગ્લાનિ, દૈન્ય, સ્મૃતિ, જડતા, ઔત્સુક્ય, ઉન્માદઆદિ સંચારી-અથવા વ્યભિચારી-ભાવઃ એ બધાનો એવો સંયોગ(સમ્યક્ યોગ) આ ખંડકાવ્યમાં જામે છે કે સહૃદયને વિપ્રલંભ શૃંગારરસનો અનુભવ થાય.

કવિનો મુખ્ય અનુભવ વિરહાનુભવ તે આ બધી સામગ્રી મળતાં આપણને પણ પ્રત્યક્ષપ્રતીત થાય છે. શાક્ત અદ્વૈત અને સૂફીવાદના પરિચયની મદદથી કવિ પોતાના એક રસાવહ અનુભવનું–દર્શનનું શબ્દનિર્માણ કરી શક્યા છે. એ અનુભવ, એ દર્શન (intuition) કવિના કાવ્યમાં જ નિઃશેષપણે અને સુરેખ રીતે અંકિત છે, અને એ રૂપે સૌન્દર્યમંડિત પણ છે. એ રૂપે એ આપણને પ્રત્યક્ષ થઇ શકે એવું છે. પણ પરોક્ષ વિચાર રૂપે કવિના વિરહાનુભવની વિશેષતા—જેની રૂપરેખા આ ચર્ચાના આરંભમાં આપી હતી તે—હવે સંક્ષેપમાં નિર્દેશી શકાય. વિરોધાભાસી (paradoxical) પદાવલિમાં કહીએ તો પ્રિયતત્ત્વના વિરહનો તીવ્ર અનુભવ તેમાં જ

મિલનમધુરિમા છે, ભેદભાવનું ઉત્કટ ભાન તે જ અભેદદશા છે—એવો કાંઈક આપણા આ પ્રેમભક્ત કવિનો દર્શનવિશેષ છે.

‘ક્લાન્ત કવિ’ ઉપરાંત એક બીજા કાવ્યમાં પણ એવું દર્શન મૂર્ત થવાનો સંભવ હતો. એ કાવ્ય તે ‘સૌન્દર્ય’. (‘સૌન્દર્ય’ શીર્ષક તો પાલીતાણા-આવૃત્તિમાં અપાયું છે, મૂળમાં શીર્ષક નથી.) તે કાવ્યના શ્લોક-૧૩ માં ‘બાલ’ છે એટલે પ્રથમ કદાચ એ કાવ્ય ત્યાં જ અટક્યું હશે. પછીથી બે શ્લોક[1] ઉમેરી હરિપ્રેમપંચદશીમાં તેને મૂક્યું લાગે છે. ઇ. સ. ૧૮૮૮. પણ વળી પાછું કવિએ તેને હાથમાં લીધું છે ૧૮૯૪ના ‘વિવિધજ્ઞાનદર્શક’માં પ્રથમના તેર શ્લોકમાં બીજા ૭ ઉમેરી ૧૯ શ્લોકનું ‘અપૂર્ણ’ કાવ્ય મૂકેલું છે. તેને શીર્ષક પણ મળ્યું છેઃ સ્નેહલાપ જો એ કાવ્ય પૂર્ણ થયું હોત, તો શિખરિણીમાં ‘ક્લાન્ત કવિ’ છે તેમ જ એક ખંડકાવ્ય ‘સ્નેહાલાપ’ શાર્દૂલમાં આપણને મળત. હરિપ્રેમપંચદશીમાં એ સુસ્થાને નથી. કેમકે ‘ક્લાન્ત કવિ’ની પેઠે એમાં શાક્ત અદ્વૈત અને સૂફીવાદ બંનેનું રસાયણ છે, જ્યારે ‘હરિપ્રેમપંચદશી’ના ગઝલોમાં નિર્મળ સૂફીવાદ છે. માત્ર એ ગઝલોને પંદર કડીની બનાવી [illegible] ‘[illegible]પંચદશી’ કહી છે, તેમાં એ ગઝલો તે શ્રીવિદ્યાના પંચદશાક્ષરી [illegible] —મંત્રના ઉદ્ગારરૂપ છે એટલું સૂચન લપાયેલું છે.

‘હરિપ્રેમપંચદશી’ અંગે તેમાંના ‘મસ્તી’ના તત્ત્વનો [illegible] ને સંતોષ માનીશું. મસ્તી સૂફીઓનો શબ્દ છે. મસ્તીની ગઝલો આપણી ભાષામાં પહેલી બાલાશંકરે ગાઈ, મણિલાલે અને કલાપીએ બાલાશંકરને અનુકરણનું માન આપ્યું. કલાપીની બાબતમાં સંજોગવશાત્ આવી ગઝલો લોકપ્રિય પણ બહુ નીવડી. પણ આપણે તો છોકરાં તોફાન કરે છે તેને માટે પણ ‘મસ્તી’ શબ્દ વાપરીએ છીએ ને? એક વિદ્વાને ‘મસ્તી’વાળી કવિતા ઉપર ચુકાદો આપ્યોઃ “મ્હારી અલ્પમતિને તો સંયમનિયમને લાત મારનારી, વ્યવહાર-મર્યાદાને તોડનારી, મસ્તી અને કવિતા એ બેનો સંબન્ધ જોડવામાં

---

[1] તેમાંથી બીજો ત્વાં પાતુ મે ભારતી વાળો શ્લોક ‘ભારતીભૂષણ’-ના પૂંઠા ઉપર ૧૮૯૪થી ચાલુ કવિએ મૂકેલો છે.

વિચારસરણીનો દોષ જ આવે છે."[1] અહીં લાંબી ચર્ચામાં ન ઊતરતાં એટલું જ કહીશું કે મસ્તી વગર કવિતાની યોગ્ય ભૂમિકા જ સંભવતી નથી. મસ્તી[2] એટલે જગતને–વ્યવહારને સાપ કાંચળી ઉતારીને ફેંકી દે છે એમ ફેંકી દેવાની શક્તિ. આવી શકિત વગર કવિતાતત્ત્વનો પણ ઉદય અસંભવિત છે, કેમકે કાવ્ય પણ તે ઘડીએ પ્રસરે છે, જે ઘડીએ આ મેળવું, આ છોડી દઉં, આની ઉપેક્ષા કરું એવા વસ્તુમાત્ર પ્રત્યેના ભાવ શૂન્યતા પામ્યા હોય છે. અને આનું જ બીજું નામ મસ્તી! આ સ્થિતિનો સૂફીઓએ આગ્રહ રાખ્યો છે, તેવો જ પ્રાચીન ભકિત-માર્ગીઓએ પણ રાખ્યો દેખાય છે. કવિ 'ભારતીભૂપણ'માં નારદના ભકિતસૂત્રનું ભાષાંતર આપતા હતા તેમાં કહ્યું છેઃ निरोधस्तु लोकवेद-व्यापारसंन्यासः । ८ । तस्मै अनन्यता तद्विरोधिषूदासीनता च । ९ । वेदानपि संन्यसति । ४९ । એ પ્રેમરૂપા ભકિત માણનારાઓને પ્રાચીનોએ સામાન્ય લોકવ્યવહારનું તો સમજ્યા પણ વેદ સુધ્ધાંની અવગણના કરવાનું પોકારી પોકારીને કહ્યું છે.

આ મસ્તી, ઉપર કહ્યું તેમ, થોડેઘણે અંશે સર્જક કવિ માત્રમાં હોય છે. પણ તેની માત્રા ઓછીવત્તી હોઇ શકે છે. જો તેની માત્રા એટલી બધી હદબહારની હોય કે ભાવાવેશમાં માણસ તણાઇ જ જાય તો કવિતાસર્જનને પણ પછી અવકાશ નથી. એ ભાવાવેશ ઉપર કાંઇક અંકુશ સર્જનવ્યાપાર માટે અનિવાર્ય છે. પણ એ અંકુશ તે બહારનો નહિ, અંદરનો. કવિનિર્મિતિને અનન્યપરતંત્રા કહી છે તેનો અર્થ જ એ કે તે આત્મતંત્રા છે. બાલાશંકર જેવા મસ્ત કવિઓએ એ વાતની પ્રતીતિ ઉત્તમ કાવ્યસર્જનો કરીને તો આપી જ છે, પણ

૧ શૈવલિની–પ્રસ્તાવના, પૃ૦ ૪.

૨ ફારસીમાં, જેનો પ્રેમ જાહેર થયો છે, ગવાઇ ચર્ચાઇ ચૂકયો છે તેની હાલત તે મસ્તી. જેનો હજી મનમાં ને મનમાં છાનો ભભૂકયા કરે છે તેની હાલતને મસ્તૂરી કહે છે.

ગલિત મનડે સ્વસ્થ જ થઇ
અલાપી મેં તારા વિરહની વ્યથા જે અનુભવી. (૯૯)

એવા ઉદ્‌ગારથી સ્પષ્ટ સૂચવ્યુંછે કે મન ગલિત છે તે સાથે જ સ્વસ્થ છે અને તેથી જ આ વિરહાલાપની–કવિતાની શક્યતા પણ છે.

બાલાશંકરના અનુભવમાં જેટલી મસ્તી છે તેટલી જ એ અનુભવ-ના શબ્દનિર્માણમાં સ્વસ્થતા જોવા મળે છે. 'કલાન્ત કવિ' જેવા કાવ્યનું સંયોજન જો સૂક્ષ્મતાથી તપાસવામાં આવે તો એ વાત સહેજમાં સમજાશે. એક જ વીગત અત્યારે જોઈએઃ એમાં ઋતુવર્ણન છે. કાલિદાસે પોતાના ખંડકાવ્ય ઋતુસંહારમાં મધુરેણ પરિસમાપ્તિ કરવા માટે ગ્રીષ્મથી શરૂ કરી વસંતથી અંત સાધ્યો છે. પણ આપણા કવિને વિરહાવસ્થાનું ગાન અભિપ્રેત હોઈ મિલનની વસંતથી શરૂ કરી વિરહની શિશિર તરફ એ ધસે છે.

બાલાશંકરના કાવ્યની 'શબ્દસંદર્ભમાધુરી' પણ રસિકોનું ધ્યાન ખેંચ્યા વિના નહિ રહે. આંતર–અનુપ્રાસ અને પુનરુક્તિનો અપૂર્વ કુશળતાથી લાભ લીધો છે. ક્યાંક શ્લેષ પણ યોજે છે. ચિદાકાશમાં ટમકયાં કરે એવાં શબ્દઝૂમખાં, જીભને ટેરવે રમી રહે એવી રસઘન પંક્તિઓ બાલાશંકરના એક 'કલાન્ત કવિ' જેવા કાવ્યમાંથી મળે તેટલા પ્રમાણમાં ભાગ્યે જ કોઈ અન્ય કવિની એક કૃતિમાં જડશે. બાલા-શંકરની કવિતાની મોહકતા એના નાદતત્ત્વમાં છે. પ્રકીર્ણ કૃતિઓમાં આરંભદશાની લાગતી કાચી અને ક્વચિત્ અસ્પષ્ટ એવી કૃતિઓમાં પણ આ નાદતત્ત્વ મારફત વ્યક્ત થતો સૌન્દર્યનો નશો બેશક વરતાય છે. બાલાશંકરની કવિતા શ્રવણ–સુભગ છે. 'મારી કોમલ નાદ મસ્ત કવિતા' એમ એક ઠેકાણે કવિએ પોતે વર્ણન આપ્યું છે તે યથાર્થ છે. બાલાશંકરની કવિતા 'કોમલનાદ' અને 'નાદમસ્ત' બંને છે.[૧] એની લોલવિલોલ

૧ 'ભારતીભૂષણ' મા શબ્દો છૂટા મળે છે તેથી તેમની કવિતાનાં વિશેષણો કોમલ અને નાદમસ્ત, કોમલનાદ અને મસ્ત એમ બંને રીતે લેવાની શક્યતા છે.

લાગણીની મસ્તી નાદની મસ્તીનાં મોજાં ઉપર સવારી કરતી સમ્રાજ્ઞીની અદાથી આગળ વધે છે અને એ રીતે ઉચ્ચથી ઉચ્ચતર ભૂમિકાઓને લીલા-માત્રથી સર કરતી વિહરે છે. છંદોલય સંસ્કૃત કવિતાની બહાર આવો જવલ્લે જ જોવા મળે છે. 'વસંતતિલકા'નો લલિતગંભીર લય ભીમરાવે પ્રથમ સ્ફુટ કરી આપ્યો તે પછી નરસિંહરાવ અને નાનાલાલમાં એનાં દર્શન થાય છે. પણ બાલાશંકરના જેવો ઉચ્ચારભોગ્ય શિખરિણી કે શાર્દૂલ ગૂજરાતી કવિતામાં દેખાયા નથી. શિખરિણીજેવા પ્રગલ્ભ છંદનો 'વસંતે હે કાન્તે, રમણીય વનાંતે' જેવા ઉદ્ગારોમાં વ્યક્ત થતો થનગનાટ તે જગન્નાથ પંડિતના 'હિમન્તે શ્રૂયન્તે' વગેરે ઉદ્ગારોના પડઘારૂપ હશે એમ કોઈ માનવા લલચાય એવું છે. પણ સંભવ છે કે બાલાશંકર અને ગંગાલહરીના ગાયક જગન્નાથ અને 'સૌન્દર્યલહરી'ના ગાયક જેવા પાસેથી એ છટા શીખ્યા હોય. વિવિધ છંદોભંગી વડે અને પંક્તિને આરંભે અને અંતે અનુપ્રાસ યોજી ગંભીર ગણાતા છંદોને પણ જડ થતા અટકાવવાનું કૌશલ કવિને સહજ છે. ગૂજરાતી ભાષામાં છંદોનું બળ સમજવા માગનારને બાલાશંકરની પંક્તિઓ કંઠે કરવાની ભલામણ કરી શકાય. ગઝલોના છંદોલયને પણ આ બધું લાગુ પડે છે. એ ગઝલો લલકારતાં હરકોઈને એક વાત તરત જણાઈ આવ્યા વગર નહિ રહે કે બાલાશંકર ફારસીના અચ્છા જાણકાર હોવા છતાં પાછળના (મણિલાલ, કલાપી આદિ) ગઝલગાયકોની પેઠે તે જ્યાં ને ત્યાં ફારસી શબ્દોનાં ચોસલાંનાં ચોસલાં ગોઠવતા નથી. કવિની ગઝલો અને હાફિઝના અનુવાદો ઉપરથી પણ થાય છે કે સરળ ગૂજરાતી વાણીમાં સૂફી હૃદય વહાવવામાં એમને મુશ્કેલી આવી નથી.

આમવર્ગ સરકારી વાચનમાળાની સાતમી ચોપડીમાંની 'ગુજારે જે શિરે તારે' એ એક જ ગઝલથી બાલાશંકરને ઓળખે છે, તો વિદ્વાનોની નજરે પણ 'કલાન્ત કવિ' અને 'હરિપ્રેમપંચદશી' સિવાય વધુ કાંઇ ચઢેલું નહિ હોઇ, બાલાશંકરમાં એકલી મસ્તીની જ કવિતા છે — બીજા શબ્દોમાં, વિવિધતા નથી — એવો ખ્યાલ એ વર્ગમાં પ્રવર્તતો

હોય તો તે સ્વાભાવિક છે. કવિતાની કસોટીમાં વિવિધતા કરતાં હમેશાં ઊંડાણ તરફ વધારે લક્ષ અપાય છે. છતાં આ આખો સંગ્રહ જોઇએ છીએ તો તેમાં આપણું પ્રથમ પહેલું ઠત્ર (પ્રો૦ ઠાકોરનો 'ઠઠ્ઠાચિત્ર' માટેનો પ્રયોગ) મળે છે.[૧] ગુજરાતમાં નાગરો સલ્તનતના સમયથી ફારસી અને ગુજરાતી બંનેમાં સવ્યસાચીની અદાથી કલમ ચલાવતા હતા તેનો છેલ્લો નમૂનો કવિ બાલાશંકરમાં જ મળે છે. હિંદી–વ્રજ–('ભાખા')માં પણ ગુજરાતી કવિ હાથ અજમાવ્યા વગર રહી શકતો નહિ, તેનો પણ છેલ્લો દાખલો બાલાશંકર પૂરો પાડે છે. ભાષાશાસ્ત્રના શોખથી પ્રેરાઈ ગુજરાતી વિદ્વાનો ફારસીનો–અને બહોળા સમુદાયમાંપોતાની કૃતિઓ પહોંચાડવાના પ્રલોભનથીકવિઓ હિંદી ઊર્દૂનો-ભવિષ્યમાં સમાદર કરશે ત્યારેખરા.એ પ્રવૃત્તિને પોતાનીપ્રતિભાનો લાભ આપનાર અત્યારે તો બાલાશંકર છેલ્લા છે. શ્રી નરસિંહરાવ પોતાના જોવામાં આવેલા અલ્પ સંગ્રહ ઉપરથી 'બાલાશંકરની કૃતિયોના નમૂના આપણે જોયા તે હેમના સમયના પ્રજાજીવનની સાથે સંબંધ રાખનારા નથી'[૨] એમ ભલે કહે. 'શ્રીદીપનપંચદશી' જેવું દેશદાઝનું કાવ્ય જોયા પછી આપણાથી એવું શી રીતે બોલાશે ? પરદેશી રાજકર્તાઓને ઉદ્દબોધાયેલાં ભીખમંગાં કાવ્યોમાં આ કાવ્ય કેવું તો જુદું તરી આવે છે![૩] હિંદના રાજકીય ક્ષિતિજ ઉપર સ્વરાજભાવનાનો સ્થાનિક સ્વરાજરૂપે ઉદય થયો તેને હોંસભેર વધાવવામાં આ કવિવૈતાલિકે પોતાની દુર્દમ્ય સ્વાતંત્ર્યપ્રીતિનું જ પ્રકટન કર્યું છે. 'તિમિર તમરાંથી ઘટ બને' ('સૂર્યાસ્ત') જેવી વર્ણનચમત્કૃતિવાળાં પ્રકૃતિકાવ્યો પણ મળે છે; જીવનની ભિન્ન ભિન્ન દશાઓ ઉપર પ્રકાશ નાંખતી કેટલીક

૧ 'ચાબૂક', પૃ૦ ૧૬૧

૨ મનોમુકુર–૨, પૃ૦ ૨૩૪

૩ આવે પ્રસંગે પોતાનું નાગરિક અને કવિ તરીકેનું સ્વાતંત્ર્ય જાળવીને બોલવાનું વીસરી ન જવાયું હોય તેવા ઉદ્દગારનો નમૂનો 'કેટલાંક કાવ્યો'–(૨) ના 'રાજયુવરાજને સત્કાર'માં પણ મળશે.

નાજુકાઇભરી અન્યોક્તિઓ ('પરોપકાર' વગેરે) કવિએ આપી છે; અને મિત્રસ્નેહ ઉપર સુંદર કૃતિઓ આપી છે, જેમાંની દિલવલોવતી એક કરુણપ્રશસ્તિ: 'સ્વર્ગસ્થ મિત્રને પ્રાર્થના' આપણી ભાષામાં મૈત્રીકાવ્ય લેખે અદ્વિતીય અને કવિની કાવ્યકલાની એક ઉત્તમ પ્રસાદીરૂપ છે.

બાલાશંકરની કાવ્યસિદ્ધિની દૃષ્ટિએ જોઈશું તો દેશવટો તે કોઇએ ભોગવ્યો હોય તો, આ મસ્ત કવિની કૃતિઓ સંગ્રહસ્થ થવાને અભાવે, એક મનોરમ કાવ્યસૃષ્ટિમાંથી આપણી કાવ્યરુચિએ જ ભોગવ્યો છે. આટલે દહાડે સંગ્રહરૂપે રજૂ થતાં બાલાશંકર જેવા કવિને કાલબાધા નડવાની નથી. તેનું આકર્ષણ હમેશનું રહેવા નિર્માયું છે તે સમકાલીન અને અનુગામીઓની રચનામાં તેની કવિતાના પડઘા કેવા પડતા રહે છે તેના 'બાલનંદિની'માં કરેલા નિર્દેશો ઉપરથી પણ સમજાશે. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધના કવિ બેઃ બાલાશંકર અને મણિશંકર– 'કલાન્ત' અને 'કાન્ત'. બાલાશંકરના બુલંદ લલકાર અને કાન્તનું કમનીય કૂજન ગુર્જર કાવ્યવાટિકામાં કદી શમનાર નથી. એક આપણી ગિરા ગુર્જરીનો મૂર્તિમંત વિપ્રલંભ શૃંગાર છે, બીજો સાક્ષાત્ કરુણ છે. બાલાશંકરના વિરહાલાપમાં એક પ્રકારનું ઊંડું સાન્ત્વન છે એટલું વિશેષ છે. 'કલાન્ત કવિ'ના આરંભમાં અનેક પંક્તિઓ 'કવચિત્'થી ઊપડે છે જ્યારે અંતભાગની 'સદા'થી શરૂ થાય છે એ ફરક ઉપલક વાંચનારના કાનને પણ પકડચા વિના નહિ રહે. 'કવચિત્'માંથી 'સદા'માં, ક્ષણિકતામાંથી શાશ્વતતામાં, વિશ્રાન્તિ : એ આશ્વાસન આખાયે 'કલાન્ત કવિ'ના વિરહાલાપ ઉપર, પૃથ્વી ઉપર અંતરિક્ષની જેમ, છવાયેલું છે.

આપણી કાવ્યરુચિના કર્ષણ અને સંતર્પણમાં આ સંગ્રહ પોતાનો યોગ્ય ફાળો આપી રહો.

૧૯૪૨ ઉમાશંકર જોષી

# પ્રકાશનવિષયક યાદી

**નીચેની વીગતો કર્તૃત્વ અને કાલક્રમના પ્રશ્ન ઉપર પ્રકાશ નાખશેઃ**

| **કૃતિ** | **ક્યાં છપાઈ?** | **ક્યારે?** | **કયા નામે?** |
|---|---|---|---|
| બેનીબાલ | ભારતીભૂષણ | ૧૮૮૭ આખું વરસ | શ્લોકાન્તે 'બાલ' |
| હરિપ્રેમપંચદશી ૧-૧૦ | ,, | ,, ,, | કાવ્યાન્તે ,, |
| ,, ૧૧-૧૪ | ,, | ૧૮૮૮ જુલાઇ-ઑક્ટો૦ | ,, ,, |
| ,, ૧૫-૨૧ | ,, | ૧૮૯૨ ડિસે૦ | ,, ,, |
| વ્યંજનાંક સંજ્ઞા | ,, | ,, ,, | બા૦ ઉ૦ |
| કુદરત ('સ્ફુટ કવિતા'ના ગુચ્છમાં) | ,, | ૧૮૯૩ માર્ચ | "जयविजय" |
| ઝીણો ઝરો | ,, | ,, | ,, |
| તરંગ | ,, | ,, | ,, |
| કવિની ચક્ષુ | ,, | ,, | ,, |
| અન્યોક્તિ | બુદ્ધિપ્રકાશ | ૧૮૯૩ જુલાઈ | (બાલ) |
| સૂર્યોદય | ,, | ,, ઑગસ્ટ | (શંકરશિષ્ય) |
| નૈરાશ્ય | ,, | ,, ,, | (जयविजय) |
| બોધ (ગુજરે જે શિરે૦) | ,, | ,, સપ્ટે૦ | છેલ્લી પંક્તિમાં 'બાલ |
| 'દૈનો દોષ ન૦' | ,, | ,, ,, | (શંકરશિષ્ય) |
| સૃષ્ટિ સૌન્દર્ય | ,, | ,, ,, | जयविजय |
| કુદરત | ,, | ,, ઑક્ટો૦ | ,, |
| સૂર્યાસ્ત | ,, | ,, નવે૦ | ,, |
| કાલોપાલંભ | ,, | ૧૮૯૪ જાને૦ | છેલ્લી પંક્તિમાં 'બાલ' |
| શીલરક્ષા | ,, | ,, ,, | (મળેલું) |
| શુષ્ક વૃક્ષ | ,, | ,, ,, | ,, |
| ભ્રમરાન્યોક્તિ | ,, | ,, ,, | ,, |
| પ્રોષિતાપચીસી | ભારતીભૂષણ | ,, ફેબ્રુ૦ | નામ નથી |
| સ્વર્ગસ્થ મિત્રને પ્રાર્થના | બુદ્ધિપ્રકાશ | ,, એપ્રિલ | (મળેલું) |
| સહનશક્તિ | ,, | ,, જુન | ,, |
| 'કવિનિશા'નું મંગલાચરણ | ,, | ,, જુલાઈ | બાલમાંથી અવતરણરૂપે |
| સ્નેહાલાપ | વિવિધ જ્ઞાનદર્શક | ,, સપ્ટે૦ | છેલ્લી પંક્તિમાં 'બાલ' |
| પરોપકાર | બુદ્ધિપ્રકાશ | ,, ઑક્ટો૦ | (મળેલું) |
| અદ્વૈત | ભારતીભૂષણ | ૧૮૯૫ ફેબ્રુ૦ | નામ નથી |
| આલેખ | પ્રભાકર | ૧૮૯૭ જુન | ,, |

# અનુક્રમ

# મહત્ત્વની શુદ્ધિઓ

| પૃ૦ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૨ | सुपीहिजिए | सुपीहि जिए |
| ,, | ૩ | छियैं | हियैं |
| ,, | ૪ | कटि | फटि |
| ૧૧ | ૨ | મે | મેં |
| ૧૨ | ૨૦ | પોચિજ | પોંચિજ |
| ૧૬ | ૧૫ | અનુભવિ શકે | અનુભવિશ કે |
| ૨૦ | ૧૨ | જોરે | જો રે |
| ,, | ૧૬ | તવ | તન |
| ૨૪ | ૪ | નહિ | મહિ |
| ૩૩ | ૩ | વિષ્ણુને | વિષ્ણૂ ને |
| ,, | ૧૨ | વિષ્ણૂ તું છે | તું છે વિષ્ણૂ |
| ૩૪ | ૧ | અમર ગણજે | અમરગણ જે |
| ,, | ૧૧ | કટી | કરી |
| ૩૫ | ૭ | ભ્રમધ્ય | ભ્રૂમધ્ય |
| ૩૮ | ૧૮ | ઉભા | ઊભા |
| ૩૯ | ૬ | મુદ્રાકર | મુદ્રા કર |
| ૪૧ | ૧૯ | જગતત્ક્રોધાગ્નીથી | જગત્ ક્રોધાગ્નીથી |
| ૪૩ | ૯ | સુતનું | સુતનુ |
| ૪૫ | ૧ | રેણું | રેણુ |
| ,, | ૫ | શૃંગારાર્દ્રાહરશું | શૃંગારાર્દ્રા હરશું |
| ૪૬ | ૩ | કમલદ્વાર | કમલ દ્વાર |
| ,, | ૫ | ઉદયપ્રાપ્ત | ઉદય પ્રાપ્ત |
| ,, | ૧૨ | હિમકરસમાં | હિમકર સમાં |
| ૪૭ | ૧ | અહીને | અરીને |
| ૫૨ | ૮ | બધે | બંધે |
| ૫૩ | ૧૨ | શીવારીશું | શીવારી શું |

| | | | |
|---|---|---|---|
| ૫૩ | ૧૭ | ૫દતટ | ૫દ તટ |
| ૫૪ | ૧૧ | ચરણશું | ચરણ શું |
| ૫૫ | ૭ | સર્વ | શર્વ |
| ,, | ૧૩ | ૫ગ | પણ |
| ૫૬ | ૧૨ | નિરાંજન | નીરાજન |
| ૫૭ | ૮ | લગારે કે | લગારેકે |
| ૫૭ | ૧૩ | નીરાંજન | નીરાજન |
| ૬૩ | ૯ | કવીતા | કવિતા |
| ૬૮ | ૩ | ભવસાગરે | ભરસાગરે |
| ૭૦ | ૧ | દિલ | ચિત |
| ,, | ૫ | દ્રવંત | વિલસંત |
| ,, | ૮ | તવ | તમ |
| ૭૨ | ૫ | ક્ષમાકર | ક્ષપાકર |
| ૭૩ | ૪ | સહુ | સહું |
| ,, | ૧૩ | મેલ | મેળ |
| ૭૪ | ૧ | રેતી | રત્ન |
| ,, | ૮ | મેં | પ્રેમ |
| ૭૫ | ૨ | આવે | લાવે |
| ,, | ૩ | હું | શું |
| ,, | ૮ | મફત | મરુત |
| ૭૯ | ૫ | આનન્દની | આનનની |
| ૮૦ | ૭ | નયનનિમજ્જનનું | તવ તનમજ્જનનું |
| ૮૧ | ૨ | ભયે | ભમે |
| ,, | ૧૩ | વિચારો | વિચારે |
| ૮૫ | ૫ | પદની રજની | પદ—નીરજની |
| ૮૬ | ૧૮ | મુજ મુખ | મુખ નજર |
| ૯૦ | ૧૬ | યશ | વંશ |
| ૯૩ | ૮ | કરશે | ઠરશે |
| ૯૪ | ૧ | ખબર | સબર |
| ,, | ૧૯ | સ્વાર્થના | સ્વાર્થ ના |

| | | | |
|---|---|---|---|
| ૯૬ | ૧૬ | મચક | ખચક |
| ૯૭ | ૭ | મૂખ | મૂર્ખ |
| ,, | ,, | કાવ્યરસ ભરે | કાવ્ય રસભરે |
| ૯૯ | ૨ | વિચારી | બિચારી |
| ૧૦૨ | ૩ | હુ | શું |
| ,, | ૨૦ | ચારનો | ચાર, જો ! |
| ૧૦૩ | ૯ | પડયા | પળ્યા |
| ૧૦૪ | મથાળું | ગુર્જરે જે શિરે તારે | બોધ |
| ૧૩૦ | ૧૧ | ચિત્ત | ચિત્ત |
| ૧૪૫ | ૫ | પોકારના | પોકાર ના |
| ૧૭૪ | ૧૩ | જાવે | જામે |
| ૧૯૫ | ૧૦ | વડી | પડી |
| ૨૦૨ | ૧ | મ્હેક | મ્હેર |
| ૨૦૮ | ૬ | આંધી | આધી |
| ૨૦૯ | ૧૨ | પદવારી | પરવારી |
| ૨૧૦ | ૧૩ | તે | તેં |
| ૨૧૩ | ૧૭ | करयौ | करैया |
| ૨૧૮ | નીચેથી ૨ | विजमूले | बिनमूले |
| ,, | છેલ્લી | खेलत | खेलन |
| ૨૯૭ | ૧૩ | ૧૦ | ૧૯ |
| ૩૦૦ | ૮ | किरात० सर० | सर० किरात ७–१४ |
| ૩૧૮ | ૨૫ | અભિનવગુપ્તપાદનું | અભિ૦ ના શિષ્ય ક્ષેમરાજનું |
| ,, | ૨૬ | – दर्शनम् | –हृदयम् |

## પ્રેમાર્પણ

પ્રેમ પૂજ્ય

અંતઃકરણ તારા વિના દ્રવિભૂત થાય છે. અંતર્દુઃખ તારા વિના કોણ કળે? અને કળે તો તેવા અંતરના દ્રવિભૂત કારૂણ્યના રસનું પાન કોણ કરે? તું જ. અને

"હવે આ સંસારે તુજ વિણ મ્હારે શુન્ય થયો,"

તો પ્રિયઅપ્રિયરૂપ ભ્રાન્તિ શૂન્યતા પામી છે; મન-હોકાની અણી તારા ધ્રુવ પ્રકાશ તરફજ વળી રહી છે. પ્રિયમાં પ્રિય-સારમાં સાર તું જ છે, તો પછી અવર ભ્રાન્તિ, અવર વિચાર, અવર અભિલાષા-મારે ગલિત મનડે ક્યાંથી જ હોય? સંતાપવાળો છું. તેમાં સુખરૂપ તારૂં ગુણકીર્તન છે. વચન ભંગ કર્યો છે, પણ અંતઃકર્ણ જીવનના અનેક પ્રકારના ફેરફાર થયા પછી વચન ભંગ માટે પસ્તાયછે, પસ્તાઈને ક્ષમા માગે છે. આવી સ્થિતિની ગતિ કોણ જાણે? અને જાણે તો કરે શું! આવા રંગમાં નિકળેલી ત્રિપટ-પ્રેમળ—પ્રેમળની સાથે મોક્ષદાયી

વાણીનો અમૃત રસ કયા અંતઃકર્ણમાં ઠરે ? તારા જ. કે પછી કાંઈક

"જે કોઈ પ્રેમ અંશ અવતરે"

તેના. ત્યારે મારૂં પ્રેમીનું પ્રેમાર્પણ તને જ સર્વજ્ઞનેજ થવું જોઈએ, અને તે મેં તેમ કરૂં છે. માટે જો કે વિરહમાં છૈયે, તે પણ

"અંચળ ન જેની અંતર પડદો હૃદયથી અંતર દેહી,"

અને અધીરાઈથી મન એમ લવે છે કે કેટલે જન્માંતરે વિરહ મટશે, જ્યારે મારૂં સર્વસ્વ કાંઇ મળશે, હું તું એક થઇશું અને તારી અલક લટો મારે ગળે વિંટાશે, તો પણ દૂર રહે રહે પ્રેમાર્પણ સ્વિકારીશ.

નડિયાદ
પ્રથમ જ્યેષ્ઠ શુક્લ ૮
સંવત ૧૯૪૧

તારા પ્રેમભક્ત
**બાલનું.**

## प्रच्छन्न हृदयोपालंभ

### सवैया

जिन बोले सुबोल अमोल सबैं अंग केलि कलोलनि मोल लिये ।
जिनको चित लोचत लोचनरूप अनूप पीयूष सुपीवि जिए ।।
जिनके पद केसव पानि छियैं सुख मानि सबैं दुख दूर किए ।
तिनको संग छूटत हीं फटिरे फटि कोटक टूक भयो न हिए ।।

# ક્લાન્ત કવિ

શિખરિણી

૧

પુરો પીડાયો હું, પુનિત તવ પ્રેમે ટળવળ્યો,
ત્રુટી આશા મારી, નહિ પુરણ પ્રૌઢારસ રળ્યો,
તજી યૂવા મધ્યે ભર રસ ભરેલી રસિકને,
કવી કલ્યાણીને, ફટ ફટ ભુંડારે! ફટ તને. ૪

૨

પુરે વીશે વર્ષે કરમ ગતિથી સ્નેહિ વિખુટો,
કહેવાયો આજે, સતત તવ સંગે રમિ રહ્યો,
મને બેળે બેળે સ્વજન પ્રિત પ્રેરી અવરની,
પુરે પશ્ચાત્તાપે વરણવું કથા તો વિરહની. ૮

૩

પુરો પ્રેમાંશી હું પ્રગટ મહિ ચારૂતર મહીં,
પુરે પ્રેમે પોખ્યો, રમત મહિં પ્રીતી નહિ વહી,
વહ્યો નાના રંગે, અનુભવ તરંગે, રસ ઘણો,
ખરે! ખોળી ખાંતે ખરિ ખલક ખેલ્યો ખિલવણો. ૧૨

૪

પ્રિતી વીના કાંઈ રમત ન રમીઓ રમકડે,
સદા સ્નેહી બાળા સહ સદય ખેલ્યો છું મનડે,
જવા પ્રેમી પંથે, પ્રિતિ થકિ થવાને અનુભવી,
હહા ! દૈવે પ્રેર્યો ગિરિવર ગુહા પાવક મહીં.

૫

જડાત્મા માટીનાં સજિવ કલપી રમ્ય પુતળાં,
મને ધારંતો હું પ્રિય પ્રિયતમા સુજ્ઞ નવલાં,
કદી ભાગી જાતી પુતળિ મુજને અશ્રુ ગરતાં,
નિરાશા પેલાની, મન અનુભવી બાળવયમાં.

૬

ખરા પંથો સર્વે, અજબ પ્રિતિનો પંથ અવળો,
નિરાશાનાં વૃક્ષે સતત ઘટ ઘેરોજ અઘરો,
ખરી પ્રેમી વિદ્યા નથિ નથિ નથી પુસ્તક મહીં,
કટાક્ષે તારાએ જખમિ થયલે અંતર રહી.

૭

થયું મારૂં તારૂં મિલન શુભ એ દૈવિ ભુમિમાં,
પ્રતાપી દેવીના નવ રસ ભર્યા પ્રાંગણસુમાં,
રહીને એકાંતે તુજ નવલ મેં રંગ નરખ્યા,
વ્યભીચારી તારા વિવિધ મુજશું ભાવ પરખ્યા.

૮

ક્વચિદ્ રંગે ઘેરે સરવર લહેરે ઠમકતી,
ક્વચિત્જ્યોત્સ્ના માંહી સ્વરણમયિ કાન્તી ઝમકતી,
ક્વચિત્ પ્રાચીમાંહી શિરમણિ ધરીને રિઝવતી;
ક્વચિદ્ અંધારામાં પ્રણતલય ખેલે ખિજવતી.

૯

વસંતી સાલૂડે કવચિદપિ સુલીલા લહરતી,
કવચિદ્ વાયૂ લ્હેરે વ્યજન સુરભીએ મહકતી,
અભીસારે તારા પરખિ મુજ દાક્ષિણ્ય નબળું,
કટાક્ષે તાકીને મુકતિ ચપળા બાણુ રમતું.

૧૦

કવચિદ્ રૂડા રૂપે નવ પ્રણુત શાલી અવયવે,
કવચિત્ કુંજે કુંજે છુપિ નયન કોરે અભિનયે,
કવચિત્ તારા તારા જરકશ દુશાલે મન હર્યું,
અહા ! તારા પ્રેમે નિરમળ મહારૂં મન ઠર્યું.

૧૧

થયો જેવો તેવો નહિ હું તુજનો આશક ખરો,
તને અર્પ્યું મારૂં જીવન, પ્રિતિનો કોલ કરિયો,
રહી મારી સંગે, વિચરિ મુજ, પ્રારબ્ધ અવળે,
ધરી દે’ રાજાની કરમ કઠિયારૂં પરજળે.

૧૨

પ્રભાતે મધ્યાન્હે રમણિય દિનાંતે નિશિ વિષે,
છુપી હું આવંતો ગુરૂજન થકી તૂજ સમિપે,
મને તારા વીના નહિ જગત વ્યાપાર ગમતા,
સદા પ્યારી તારા મુજ હૃદય કલ્લોલ રમતા.

૧૩

વળી હું આવંતો ઘનતિમિરઘોરા નિશિ થવે,
મને સંજ્ઞા જાણી ધ્વનિત તુજના નૂપુર રવે,
જગા જે સંકેતી નિરજન ઉપાધી રહિત જે,
હવે તે તો મારા ચખ સરિત આવે ગલિત છે.

૧૪

કવચિત્ નિદ્રામાંથી ઝબકિ જગવી પ્રેરિ મુજને,
પરા ભ્રાન્તી તારી લઈ જતિ મને રમ્ય સુવને,
તને બોલાવાને સમિપ મુજ સંકેત વનમાં,
અહા ! ગાણી રે'તા મુરલિ રવ મીઠા ગગનમાં.

૧૫

ફર્યો તારી સંગે મન બહુ ઉમંગે બહુ હિશે,
સદા સાથે રે'તી નવલ સુખ દેતી હતિ ખરે,
તરંગો તારામાં હૃદય મુજ કેવું પિગળતું,
સુખે વા દુઃખે વા રહતું રસ પીયૂષ ઝરતું.

૧૬

હવે સંભારૂં છું ગત વિભવ જે મેં અનુભવ્યા,
ગિરીકેરા તુંગે અતિશય ઉતંગે રસ લહ્યા,
લહ્યા નાના ભાવો સરિત ઉપકંઠે મુજ મને,
પરંતૂ તે હાવે સલિલ ભરિ લાવે સુનયને.

૧૭

મને તો રીઝાવા, તુજ પિયુષ પાવા પ્રિતિ થકી,
જુદા જુદા રંગે નટિ થઈ ગ્રહી નાટક રિતી,
હું ગાઊં આલાપે અતિ મન બળાપેજ કુમતી,
થઈ મારી પ્યારી તજવિ જિવ સાટે નહિ હતી.

૧૮

કવચિત્ કેસૂડાંની નવ કલિ કુસૂમાંજલિભરી,
ગુલાલે હે બાલે ! અમલ અલકે રંગનિ ભરી,
વસંતે એકાંતે રમણિય વનાંતે નિરજને,
રમ્યોતો હે કાંતે ! સરસ નવ ફાગે તુજ કને.

૧૯

કવચિત્ ચોળી ફ્રુડી ભરતિ કુસુમેથી ભરછકે,
હું તો અંગે અંગે છકિ બહુ ગયો તો મદછકે,
સુજ્યું નાહીં ત્યારે શુંશું મુજતણી પાછળ થશે,
નહીં મેં જાણીતી ગતિ ભવિષની આવિજ થશે. ૭૬

૨૦

કરંતી કોકીલા મૃદુ રવ રમંતી સહચરી,
વિલાસો મારાની તુજ સમિપ સાક્ષીભુત ખરી,
રહી આંબા ડાળે નવ પ્રફુલ પત્રાંતર વિષે,
ગઈ કોકીલાએ તુજ સહ રહી મૂજ તજવે. ૮૦

૨૧

હવે કોની સાથે મુજ હૃદયનું દુઃખ જણવું,
મને કીધું નક્કી સહન કરવું અંતર તણું,
પ્રિયાની પ્રીતી તે રસિક જન છાની અનુભવે,
નથી રોતા કાંઈ ઘર ઘર ફરી, અંતર રૂવે. ૮૪

૨૨

પુરો હું સ્વચ્છંદી તુજ પ્રિતિશું ફંદી કર થકી
વિણી વિણી લેતો ફુલ ઉપવનોમાં ફરિ ફરી,
ગુંથી ગોટા મોટા વળિ અવિરલા હાર નવલા
તને મેં કીધાતા સમરપણ પ્રેમે કરિ કલા. ૮૮

૨૩

ધરી પુષ્પો સ્વાંગે રહિ સહ અર્ધાંગે રતિ ભરી,
ફુલી અંગે રામા સગુણિ રૂડિ શ્યામા મદ ભરી,
ઝુલંતી ઝૂલાએ જવ પતિ સહે હું વન જતો,
તને રીઝાવાને મુજ હૃદય ઝૂલે ઝુલવતો. ૯૨

૨૪

હવે કાં બીજી શું હૃદય રતિથી હું ઝુલું પ્રિયા?
તજી મેં પાપીએ પુનિત પદવાળી વિણુ હયા,
સદા જેની સાથે સુખદુખ તણા આશ્રય લહ્યા,
હહા! તેની સાથે મુજ મન મનોર્થો સહુ ગયા.

૨૫

મને લાગે છે આ સહુ અતિ અરૂચીકર મને,
તને સંભારીને નિશ દિન તપે તાપ સુતને,
દશાઓ લાગે છે ભયકર થઇ છે અવદશા,
ધશા હેડે શોકો તુજ મિલનના રે અવધશા.

૨૬

લખીને ચોપાસે જન વિવિધ કલ્લોલ કરતાં,
મહારીએ રાત્રી પળતિ તવ સંગે રમતમાં,
હવે ગંદું મારૂં મગજ નભજાયા! વિરહથી,
સુધારો લાવીને અતર સુરભીને અલકથી.

૨૭

મહાકાળી ગ્રીષ્મે જગત જળતું જોરથિ બહુ,
મહારાં સૂખોની અકલિત કથા હું શિશિ કહૂં,
હતી મારી પાસે પ્રમદ જલના જંત્ર સમિપે,
ખરી મેં રાખીતી ધરિ હૃદયને કંઠનિ વિષે.

૨૮

વહે સાયંકાળે સમિર સુરભી ગર્ભિત ખરો,
વળી વ્હે છે ધીરી ધિરિ ગતિ થકી નિર્મળ ઝરો,
લતાઓ વૃક્ષોની લહકતિ કિનારે જલ વિષે,
બતાવો નિર્ભાગી કવણુ નિરખી શાંત ન થશે.

૨૯

અહા બેસી આવા લલિત સુકિનારે સુખ લિધું,
પ્રિયા ધારી હૈયે વન સુરતનું મેં સુખ લિધું,
ધરી પુષ્પો રૂડાં લલિત લલનાઓ વિહરતી,
નથી ફાટી જાતી કઠિણ મુજ છાતી ન બળતી.

૩૦

ક્વચિદ્ વાપી વારી અતિશ શણગારી સુરભિથી,
મહારા વીહારે સતત તુજ ઊપસ્થિત હતી,
હવે આ સંસારે તુજ વિણ મહારે શુન્ય થયો,
હહા! પ્યારી મારો પ્રિતિ પ્રતિતિનો કોલજ ગયો.

૩૧

મને પૂરૂં તારાં શશિ રવિ સ્તનોનું સ્મરણ છે
અહા! પૂર્ણીમાએ રમણિય પ્રદોષે વન વિષે,
ઉઘાડાં મૂકયાંતાં મદથિ છકિ નીરંચલ કરી,
હરીતી તેં મારી હૃદય મતિને મોહિત કરી.

૩૨

હવે આ વિકાળે સતત વસિ કારાગ્રહ મહીં,
સદા રોતાં રોતાં હૃદય ગભરાઈ જતું વહી,
મને માનું છું હું અવર જન પે'રેગિર સમા,
વિના તારા મારા દિન કયમ વિતેરે મનરમા.

૩૩

સખીઓ થૈ ભેળી રસિક રસ મેલી ગિત કહે,
વયારીના વેગે પલવ પટલો ઊછળી રહે,
ઉચ્ચાં ગોરાં મોટાં કઠિણ સ્તન દેખા દઈ રહે,
તને સંભારીને કઠિણ મુજ છાતી બહુ દહે.

૩૪

વળી હું આપુ છું કંઇ કંઇ નિશાની પુરવની,
મળ્યાંતાં જેમાં તે લલિત સુલતા મંદિર તણી,
શિલાના આસન્ને દુખિ દુખિ થઈ સંસ્રુતિ થકી,
ઉંઘ્યો નિદ્રા ઘોરે શિર તવ ઉછંગે ધરિ ધરી. ૧૩૬

૩૫

શ્રમો સંસારીથી કવણ મ્રદુ શબ્દે સુખ કરે,
પ્રિયા વીના મારી કવણ ચિત ચિંતા દુર કરે,
કરે અંગે લેપો કવણ સુરભી ચંદન તણા,
મિઠા આલાપોથી કવણ ઉપજાવે રસ ઘણા. ૧૪૦

૩૬

પણે પેલી વેગી મૃગિ મૃગશું જાતી પ્રિતિભરી,
કરંતી વીહારો પતિશું રમિ શૃંગારનિ ભરી,
મને તે દેખાડી સુચવતિ ઇસારો રસ ભર્યો,
હુંએ તારી સાથે સુરત ઝકઝોળે રમિ રહ્યો. ૧૪૪

૩૭

તને જોતાં જોતાં અતિ હરષથી અશ્રુ ગરતાં,
ખુટે પશ્ચાત્તાપે પળ ન પલકે પાણિ ભરતાં,
સવીતા સૂકાવે સર સરિત કેરા સલિલને,
કવી તારાને તો વિરહ તુજનો વીભુતિ કરે. ૧૪૮

૩૮

સદા શાણા તારા પુનિત પદની આશ કરતા,
પરંતુ તે દીઠા દુખિ દુખિ થઇને રખડતા,
મને કીધો વ્હાલો જનમથિ છકેલો તવ પ્રિતે,
ખરો ઘેલો હોયે તવ પદરજે પૌંચિજ શકે. ૧૫૨

૩૯

ઘટા ઘેરી આવ્યે ઘન તણિ છટાથી ચહિ અટા,
અભીલાષો મારા પ્રથમથિ લહી નાચતિ કહા,
ધરી વીણા કાંધે અનુસરી તહારી ગતિ અને,
મનસ્વી વીચારે મૃદુ સ્વર કરંતો તુજ કને.

૪૦

કવી રાજા હું ને વળિ તું પટરાણી નૃત્ય કરે,
મૃદંગે બીજો શું શચિપતિ વિના રે ગતિ કરે,
પપૈયા કોકીલા સ્વરપુરક કેવાં મિઠિ થતાં,
વળી વિહીં બહીં દરહિ મૃગ શ્રોતા જન હતાં.

૪૧

હતો કેવો હું તો અનુરત તહારા અભિનયે,
હજુએ તેના તે સ્વરિત ભણકારા રમિ રહે,
કવચિદ્ ઊઘાડંતી કદી છુપવતી અંબર પટે
સ્તનો તારાં જે છે અનુપમ વિધી સંસૃતિ વિષે.

૪૨

મહાદેવી તારા અમલ નભ ભાલે અનુપમે,
રચી તારા બેંદી મુદિત કરિયો ઘુંઘટ પટે,
હવે નિત્યે રે' છે નયન તુજવીના જલ ભરી,
ત્રુટી મારી વીણા અધવચ ગયા તાર વિખરી.

૪૩

ખરી તું તો મારાં સરવ દુખની શાણિ સજની,
વિના તારા કેવી વિતતિ મુજની ઘોર રજની,
કરે છે આ ભુંડાં જન ગજ સમી વાત રજની,
અરે તે શું જાણે અકથ પિડ મારા મગજની.

૪૪

ખરી પ્રીતી તારી અનુભવિ હતી મૂજ દુખમાં,
ખરી પ્રીતી તે છે, અરિ પણ થતા મિત્ર સુખમાં,
પ્રિયા પ્રેમી કેરા વિરહ થકી સારૂં મરણ છે,
મહાદેવી ! મારે તવ ચરણ મોટું શરણ છે. ૧૭૬

૪૫

વિદેશે દેશેથી રસિક જન આવા સમયમાં,
ગ્રહે આવી ગાળે વખત નિત પ્રેમી રમતમાં,
કર્યું છે પાપીએ તદન ઉલટું કારજ ખરૂં,
કર્યું છે મારૂંએ નસિબ ઉલટું વિહંથિ મરૂં. ૧૮૦

૪૬

ઝકોરો વાયૂની અતિ શિતળ વ્હેતી પુરવની,
રૂડી રામાઓ તો સકુચિ વળગે છાતિ પ્રિયની,
મહારી છાતીએ વળગિ હતિ વ્હાલી રસભિની,
દગો દેઇ દુષ્ટે રસિક તરછોડી પુરવની. ૧૮૪

૪૭

કવચિદ્ આવીને હું વળિ શરદ કેરા સરપરે,
છકેલો હું તારા મદથકિ મહા હસ્તિનિ પરે,
ઉખાડંતો રૂડી કમલિનિ પ્રિયા ભૃંગનિ વડી,
તને હું મારંતો અરર કૃતિ તે પાપિ જ નડી. ૧૮૮

૪૮

કવચિદ્ વીલાસાર્થે નવ કમલ હાથેથિ ચુંટતો,
ધરીને તે કર્ણે નવલ અવતંસે રિઝવતો,
ખરે મેં માન્યુંતું નથિ અવર પ્રેમી મુજ સમો,
હવે કીધું નક્કી નથિ અવર પાપી મુજ સમો. ૧૯૨

૪૯

કરે જ્યારે બીજાં શરદ ગત દીપોત્સવિ વડી,
વડી તારા કામે મુજ મનસ દીપોત્સવી હતી,
ગણુંતો આ સર્વે મરદ મહરી બાળકસમાં,
વયે નાનો તોયે અનુભવતણી મોટિ વયમાં. ૧૯૬

૫૦

બિજાં જ્યારે પ્રીતે પુજન કરતાં ભારતિ તણું,
મને મારે હું તો હસિ હસિ અને મશ્કરિ ગણું,
કરે છે તે પૂજા સરસ્વતિ પ્રસાદે સુખિ થવા,
અધીષ્ઠાત્રી તેની મુજ પ્રિય થઈ, પૂજું શું હવાં. ૨૦૦

૫૧

વળી જે હેમંતે તુજ સુરત કાન્તે રમિ રહ્યો,
અહા તેને અંતે કમલ મુખડે સ્વેદ ઠરિયો,
રમી આખી રાત્રી શ્રમ શિકર બિંદુ ટપકતાં,
થતી કેવી શાંતી શ્રમિત મુખમુદ્રા નિરખતાં. ૨૦૪

૫૨

હતો તારી સંગે દિન ઝટ વહી તેથિજ જતા,
થતું શું સંસારે લગિર પણ વીચાર ન થતાં,
હવે લાંબા લાંબા પ્રહર વિતિ કેમે નથી જતા,
કહેવાશે આવા દિન સુખિ મહારા વળિ હતા. ૨૦૮

૫૩

હશે યોગી મોટા જગતનિ મહીં યોગ સધતા,
કદાપી હું તારો મન નવ ગણું છો રખડતા,
સમાધી લાગી જે સહજ તવ પ્રેમે મુજ તણી,
ખરે તે મારી છે સતત દઢ મોક્ષે નિસરણી. ૨૧૨

૫૪

કર્યું છે મેં પ્રીતે પ્રિતિઝરણમાં સ્નાન સઘળું,
પછી તો માનું છું પુનિત થળ વારી હું નબળું,
સદા તારા નામે નિરમળ મને માળ ભજું છું,
પછી એ કે'હેતા છો, તુજ મુરતિ વીના નિરખું શું. ૨૧૬

૫૫

મને શ્વાસોશ્વાસે તુજ રટણ ચાલતું સઘળું,
ઘવાયા હેડાએ મલમરૂપ થાતુંજ પ્રબળું,
વડી મારે શીરે ઈશકધુનિ લાગી તુજ તણી,
ન કોઈ દેખંતો જગ મહિ શકે તે જરિ હણી. ૨૨૦

૫૬

પ્રભાતે વાયૂની લહરી રમિ રે'તી ધિરિધિરી,
બલીહારી તારી રૂડિ નિરખતો આંખલડિની,
ધિમેધીમે અર્ધી મિચઇ જતી તે સ્યામલડિની,
મહારીએ પ્યારી અરધિ સુતરંગે ઉઘડતી. ૨૨૪

૫૭

કવચિત્ ના જાણંતા રસિકરસ કેવી ભજવતી,
છુપીને ડાબંતી મુજ નયન શીળા કર થકી,
અરે એવી લીલા અનુભવિ શકે હું ફરિથિ શું,
ગયા રે તે દીનો મુજ નસિબમાં હોય સુખ શું. ૨૨૮

૫૮

થઈ છે જે પ્રીતી નહિ અવરશું તે ફરિ થશે,
ગઇ જે પૂર્વેની નહિ નહિ મઝા તેજ મળશે,
વહી જે સૂગંધી તવ અલક લ્હેરી ન વહશે,
રહી મારી આશા અધવચ ફરી તે ન ફળશે. ૨૩૨

૫૯

પરંતૂ આ ખોટા અફળ ઉભરા છે જ સઘળા,
વદું હું શે મૂખે અઘટિત કર્યે તે નિરબળા,
કદાપી જો ભાગ્યે ફરિથકિ મળું ઇષ્ટ મુરતી,
ક્ષમા માગું પાછો. મુજ કર રહી એજ યુકતિ. ૨૩૬

૬૦

કહાં એવું હોયે મુજ સબળ રે દૈવ ઉલટું,
મળું ક્યાંથી પાછો યદપિ વન અંતે હું રખડું,
વળી કુંજે કુંજે અતિસ મન આતૂર રઝળું,
પરંતૂ ક્યાં છે તે દિન જગત કારાગ્રહ તજું. ૨૪૦

૬૧

હરે છે આ મારી કુલ યુવતિયો ધીરજ સહુ,
કુચે કંપીતાએ શિતળ શિશિરે શું દુખ કહું,
સ્મૃતી તે આપે છે વચન તવ વક્રોક્તિનિ બધી,
વળી મારા ટેકી તવ પ્રિતિશું પ્રત્યુત્તર તણી. ૨૪૪

૬૨

કંઈ ઊભી બાગે ભરિ સુઅનુરાગે તરૂણિ ને,
મુકીને અંગૂલી અધરપર ધારે રસિકને,
વહી આવી જોરે નભસુત ઉછાળે વસનને,
છુપાવે સંકોચી કરકમલથી લાજિ તનને. ૨૪૮

૬૩

કદી કોઈ જાણે મુજ વિષય આસક્ત પ્રવૃતી,
અરે એવી વૃત્તી નથિ નથિ જ સ્વપ્ને મુજ કદી,
લિલા એવી મારૂં મન પરખવાને સુચવતી,
કહેતો હું ટેકે તુજ વિણુ ન વૃત્તી કહિં જતી. ૨૫૨

૬૪

અભીમાની પૂરો લપટિ તન તું તેથિ જ હતો,
મને બીજો વ્હાલી મન કંઇ અભીલાષ ન હતો;
ઘડી એકે છૂટો તવ પ્રિતિ નિશાથી નહિ હતો,
નહીં જાણુંતો હું શિશિર શિત કયાંઈ વહિ જતો. ૨૫૬

૬૫

વિલાસી કે'વાતા શિશિર મધુપાને રતિ ધરે,
હું તો બારે કાળે તવ પ્રિતિ શરાબે મદિ ખરે,
પરંતૂ શું એવા જન સહ મહારીજ તુલના,
મળે યજ્ઞે કોડે મુજ મધુ તણો એક કણ ના. ૨૬૦

૬૬

ન મારે હીસાબે યદપિ શિવ મોટા જગતમાં,
થયું શું તેમાંહી યદપિ પિધું હાલાહલ મહા,
નથી લાંબી આશા યતિ અજનમા સાહસ કરે,
પિધું મે પ્રેમાંશી જગત જનમી પ્રેમ વિષ છે. ૨૬૪

૬૭

સદા મેં રાખીતી સબળ ગુઢ આશા મન મહીં,
નિરાશા જે ઠામે નસિબ ઉલટે મેં અનુભવી,
રહેવાને સાથે શુચિ નરમદા પુણ્ય નિકટે,
હવે વ્રેહી મારૂં મન કલિત ક્લેશેથિ ભટકે. ૨૬૮

૬૮

કવીરાજા તોયે મનનિ અભિલાષા વડિ હતી,
પ્રતાપી થાવાને જગતનિ મહીં ચક્રવરતી,
અરે પૂરી આશા ફળિભુત થવા વાર ન હતી,
ત્રુટયો તંતૂ માલા શુચિ મણિ તરંગોનિ વિખરી. ૨૭૨

૬૯

હુંએ કેવો મૂર્ખો ભવિષ સુખને નિર્મિત કર્યા,
તથાપી તે કાંઇ સુચન કરવા ઇચ્છું અહિયાં,
કદી કોઈ કાળે નસિબ ઉંઘતું જાગ્રત થશે,
તદા ભ્રાન્તી કાંઈ ફરિથિ અવલોકેથિ રહશે.

૭૦

સદા નિર્બાધે હું વિચરિશ મહીમંડલ મહીં,
અધીરાજ્યે મારા મુજ તું પટરાણી સહ રહી,
હશે મોટા રાજા વશ કરિશ મારે શમ થકી,
વિભૂતી તો મારે નૃપતિનિ હિસાબે કંઇ નથી.

૭૧

અતી ચિંતાગ્રસ્ત નૃપતિ બહુ દેખું છુ જગમાં,
યથાપી તે સૂતા કુસુમશયને તે પ્રજળતા,
શુશુપ્તીમાં શીલા શયનથિ ઘટા માંહ ઘહરી,
સદા વ્હેશે મારી નિકટ પરમાનંદલહરી.

૭૨

પ્રજા મારી થાશે વિવિધ પશુ પક્ષી રસિકડાં,
વડાં જે છે પ્રેમી જનમ પ્રભૃતીથી રસભર્યાં,
પપૈયા કોકીલા મૃગ મયુર ઇત્યાદિ સઘળાં,
રહેશે નિત્યે તે સતત મુજને આશ્રય ધર્યાં.

૭૩

રહે ભીતી નિત્યે નૃપતિ ચિતમાં રાજ્યરિતિની,
પ્રજા કોઈ કાળે ઉલટિ થઇ જાવે પ્રબળની,
મને તો તે ચિંતા કવચિદપિ ન કલેશીત કરશે,
પ્રજા પ્રેમી મારી મુજ મહિ અનૂરક્ત રહશે.

૭૪

અધૂરા જે શૂરા સહજ સહજે તે લડિ ઉઠે,
સદા પ્રેમે પૂરા ગરદન નહીં ઊંચિજ કરે,
રહે પ્રીતી તેની સતત વળગી પ્રેમિ જનમાં,
રહે ભીતી શેની પ્રિતિ વશ પ્રજા કેરિ મનમાં. ૨૯૬

૭૫

વળી પ્રેમી જોડાં રતિકલહથી મૂજ સમિપે,
લડી આવ્યે કોદી દઇશ પ્રિતિનો ન્યાય સુમને,
સદા તેમાં તારા મત અનુકુલે હું વરતિશ,
મહાદેવી આપ્યું હતું વચન તે હું શું પળિશ. ૩૦૦

૭૬

સદા રક્ષાએલો રહિશ રખવાળે ગ્રહગણે,
અતિ આધી વ્યાધી વળી બહુ ઉપાધી મુજ હણે,
રહેશે સંતોષે અમિત પિયુષે શાંત ચિત, જે
બળંતું છે જોરે જગતઅપવાદેથિ ભડકે. ૩૦૪

૭૭

તહારા પ્રેમીને જગત થકિ શું લાંછન નડે,
મને નીંદાથી તો મુરખ જન જો આવિ કનડે,
કદાપી હું ભૂલું નહિ નહિ નહીં વૈર લગિરે,
પણે મારે તેના કરિશ ત[illegible] શાંતી હું રૂધિરે. ૩૦૮

૭૮

પછી પંખો નાંખી સમિર સુરભી શાંત કરશે,
પછી પીડા શી છે નિરમળ થઈ ચિત્ત ઠરશે,
પછી ઊંડા આડા લય સમય વીચાર ન થશે,
પછી તારી સાથે તુજ સુરતમાં કાળ વહશે. ૩૧૨

૭૯

અરે સર્વે મારી દૃઢ સુઅભિલાષા ત્રુટિ પડી,
મહારે દુષ્કર્મે દિવસ થકિ જે તું છુટિ પડી,
પડી ભાગી મારી ચણિ જ હતી ઈમારત વડી,
અરે મેં ખોઈ છે સગુણ મણિમાલા જડિ હતી. ૩૧૬

૮૦

હવે મારી પાસે સ્તવન વિણુ ના સાધન કંઈ,
પ્રિતે આલાપું છું નિરમળ મને શાંતિથિ રહી,
કદાપી હું પામું ભગવતિ તહારી ફરિ કૃપા,
નકી તારે ચિત્તે લહિશ સઘળી માહરિ વફા. ૩૨૦

૮૧

નથી જે વેદાંતે, નથિ સ્તવન પૂજા નિયમમાં,
નથી પૂરાણોમાં, નથિ ગમન યાત્રા વિષયમાં,
નથી નીતીમાર્ગે, નથિ અધિક વિજ્ઞાન રણમાં,
વસ્યું તે આવીને ફળ અમિત તારા ચરણમાં. ૩૨૪

૮૨

નથી ભૂભૂંવોમાં સ્વર મહ જનોમાં તપ મહીં,
નથી સત્યે લોકે, નથિ નથિ નથી ભર્ગનિ મહીં,
નથી યોગી કેરી હઠજનિત સિદ્ધી તણિ મહીં,
વડી મોક્ષે સિદ્ધી તવ સુચરણે આવિજ રહી. ૩૨૮

૮૩

થતા તારા સ્નેહી નિરધન અતી ઈંદ્રનિ સમા,
મદાંધો વાસે છે, તવ સ્વરગના રમ્ય વનમાં,
ખગોળે ખેલે છે અગમગતિ જાદૂગર વડા,
સદા બ્રહ્મા વિષ્ણૂ શિવ પ્રભૃતિ તો દ્વારજ ઉભા. ૩૩૨

૮૪

સદા જેને શીરે તવ પિયુષધારા વહિ રહી,
સદા તે સ્નેહીને શુચિ સરિતશ્રી પ્રાંગણુ વહી,
નહીં તેને અંગે જગતવ્યવહારાગ્નિ અડશે,
સદા તેને ચિત્તે ઉદધિ પરમાનંદ વહશે. ૩૩૬

૮૫

રહ્યા બાંધ્યા તારી અલકલટની સાંકળ વડે,
કદી તેને કાંઈ નહિ જગતમાં બંધન નડે,
અહાહાહા ! કેવો અજબ અતિ છે એજ કિમિયો,
પળી આડે પંથે પલકનિ મંહી મોક્ષ મળિયો. ૩૪૦

૮૬

કૃપાશીલા તારા ચરણુ સુરભી કામ સમ છે,
કહે તેને શાની લગિર પણુ રિદ્ધીનિ ન્યુન છે,
ઉપાસી તારા જે તવ ચરણુ દષ્ટી ધરિ રહે,
નકી તે પોંચે છે અવિચલ પદે શું પછિ ચહે. ૩૪૪

૮૭

કદી દૈવિ પ્રાણી અનુભવ લહે જો ઉમળકે,
કદી દૈવિ જ્યોતી ક્ષણુ તવ કટાક્ષેથી ઝળકે,
ઉઘાડે છે જ્યોતી અગમગત તે અંધ જનની,
કૃપા તારી પામે અવયવ ક્રિયા ક્યાં પછિ રહી. ૩૪૮

૮૮

મહાત્મા આંજે છે પદરજ તણો તારિ સુરમો,
વિકારી દષ્ટીને શિતળ કરવા આંખમહિં તો,
સદા ઇચ્છે પ્રેમી તવ ચરણુથી દોહદ થવા,
ફુલે અંગોઅંગે અમર ફળની મોજ મળવા. ૩૫૨

૮૯

રહે શોકી તારા વિરહિ જનને શોક ન નડે,
ઘવાયા તારાથી પ્રબળ જનને ઘાવ ન અડે,
પડ્યા તારા ફંદે ફરિ અવર ફંદે નહિ પડે,
અડ્યા આવી દ્વારે અપકિરતિનો રંગ ન અડે. ૩૫૬

૯૦

અરે મારી કાં તો અપકિરતિનાં ગાન ગજવો,
ફરી ચોરે ચૌટે ઘર ઘર પતાકા ફરકવો,
નથી ચિંતા કાંઈ નથિ કિરતિઇચ્છા સ્વપનમાં,
ફર્યો જેની પ્રીતે સતત શિલવાળી જગતમાં. ૩૬૦

૯૧

તહારી કીર્તીનાં શુચિ કવન જેના કરણમાં
પડે તે પામે છે સુરખ યદપિ મોક્ષ જગમાં,
વિલાસો કીર્તીના તવ પુનિત જેને મુખ વસે,
કવી તારાને શું ફળ મળિ શકે કોણ કથશે. ૩૬૪

૯૨

અરે એથીએ હું પ્રિયતમ થયો તે શું શું ચહું,
ક્ષમા તારી પ્રત્યે મુજ વચનના ભંગનિ ચહું,
ફરી તારી સાથે રસમય નિરૂપાધિથિ રહું,
ખરી પ્રીતીછોળે હ્રુદયગત આનંદથિ વહું. ૩૬૮

૯૩

પછી કોઈ કાળે ક્ષણિક વપુના બંધ વિખરે,
રહે તું પાસે ને નજર વપુ તારા પર રહે,
તજી સંસારાબ્ધી સતત દુખવારીથિ પુર જે,
રહે આશા તારા સ્વરૂપમહિ ચૈતન્ય વિચરે. ૩૭૨

૬૪

મને ક્રીયા વાણી થકી કંઇ કંઈ જે કૃત્ય થતાં,
પ્રિતે મેં તે સર્વે સમરપણ તારે પદ કર્યા,
કદાપી તે કાંઈ દુષિત અણજાણ્યા થકિ હશે,
ખરા પ્રેમીનાં તું વચન મહિં ના દોષ ગ્રહશે. ૩૭૬

૬૫

હશે જે શૃંગારી કવન સમજે તે યુવતિનું,
કવીતાવીલાસી જન સમજશે તે કવિતનું,
હશે જે વૈરાગી ગ્રહણ કરશે મોક્ષપદનું,
ખરૂં શું છે તે તો સરવ મન મારે સમજું છું. ૩૮૦

૬૬

કવીતામાં જેની સુમતિ રતિ નીરંતર રહે,
વળી જૂદા જૂદા ફ્રિ જગતના રંગ નિરખે,
વળી જેને ભારે વિપત મુજ જેવી શિર પડે,
રહે પ્રેમે દાઝયો મરમ જન તે માત્ર સમજે. ૩૮૪

૬૭

ખરી સારી મિત્ર ગરજ અરિની જે સમયમાં,
રહી રંગે ભીની વળગિ મુજને ટેક પ્રિતમાં,
રહી છૂપાં કીધાં સરવ મુજનાં દૂર દુખ જો,
સદા તેને મારી હૃદયગત આશીશ ફળજો ! ૩૮૮

૬૮

કૃતઘ્ની એવો જે સમરણ વિષે મિત્ર રહશે,
દયાળી પ્રીયા તે ચિત નહિ કદીએ વિસરશે,
બતાવા બન્નેને ઉચિત બદલો પાણિ પળજો
અને તે વ્હાલીને હૃદયગત આશીશ ફળજો. ૩૯૨

૯૯

ઉગ્યો આવી સામે શશિ ગ્રહ ચતૂરે ભુમિ મહીં,
પુરી પૂર્ણીમાની શુચિ શરવરી ચૈત્રનિ વહી,
પુરે પ્રેમે તારા ગલિત મનડે સ્વસ્થજ થઇ,
અલાપી મેં તારા વિરહનિ વ્યથા જે અનુભવી. ૩૯૬

૧૦૦

વધારે શું કે'વું દિલ દુખ સહેવું ધૃતિ થકી,
મળીશું મેળાવે જવ જગપતી ધારિ હિતથી,
નહીં તો તું જાણે વિરહ તુજનો આ શું કરશે,
બળી દીને દીને ઝુરિ ઝુરિ અને બાલ ——. ૪૦૦

---

શતક મણીરૂપ તત્પદ વાણી સમજે જંન રસાળ
હોય ગમાર જે ગપરૂપ સમજે સાચો સ્નેહી બાલ.

[ હરિપદમાલા ]

श्री

# સૌંદર્યલહરી

પદ્ય ભાષાન્તર

समस्त चित्तैकरसात्मिकाने
समस्त विद्यारूपसात्विकाने
समस्त त्रैलोक्यविनिर्मळाने
प्रमाण प्रेमार्पण प्रेमळाने.

# પ્રસ્તાવના

આ ગ્રંથની ટીકા મારે પોતાને જ બહાર પાડવાની છે. વિષય ફીલસુફીનો છતાં કાવ્યરસથી ભરપુર કરેલો હોવાથી અતિ ઉત્તમ રીતે અભ્યાસીઓને ઘણો સરલ કરી–દરેક વિષય પુરેપુરો સમઝાવી–કાવ્યપક્ષે કાવ્યના નિયમ ચર્ચાવી–ફારસી, ઇંગરેજી, વ્રિજ વિગેરે ઇતર કવિયોના વિચારો સરખાવી—ન્યાય, વેદાંત યોગ વિગેરેનું **કવિવર–શિરોમણિ શંકરે** ઉત્તરોત્તર ગ્રંથમાં સુત્રરૂપ દિગ્દર્શન કરયું છે, તે સર્વ મત સાથે ગ્રીક લોકો વિગેરેના પણ પુરાતન વિચાર સરખાવી પ્રસિદ્ધ કરવાનો મારો પુરેપુરો વિચાર છે, જેનો ઘણો ભાગ મારી પાસે ખોખારૂપ સાહિત્ય સાથે પડેલો છે, પણ ગ્રંથકારના દિલની વાત ગ્રંથકાર જ જાણે છે. તાત્પર્ય, આ ગ્રંથનું રહસ્ય સમઝવાને ઊંડી તર્ક-બુદ્ધિ, જ્ઞાન, યોગ, ન્યાય; સાહિત્ય ઇત્યાદિના ખુણેખોચરાથી માહિત પુરૂષ જ અધિકારી છે. અને પરમેશ્વર આશાનો તંત્ર જારી રાખે તો મારા પુજ્ય અને આવા કાવ્યાદિ વિષયમાં કુશળ અને ફારસી તથા આરબી ભાષામાં પ્રવિણ પિતાને હાથે મારી ટીકા સંશોધન કરાવી

પ્રસિદ્ધ કરવાનો ઈરાદો છે પરંતુ હાલ વિદ્વાનોમાં ચર્ચાવવાને વાસ્તે અને ટીકાકારોની પરિક્ષાને માટે આ મૂલ આવૃત્તિ કાહાડી છે. ટીકાકારોએ વિષયના પુર્ણ જ્ઞાન શિવાય ટેબલ ન શોધવું એજ અતિ ઉત્તમ છે. મેં આ ગ્રંથ અને મારો રચેલો " ક્લાન્ત કવિ " પુરા વિદ્વાનની જ પરિક્ષાને માટે મૂલ પ્રસિદ્ધ કર્યા છે. તેમાં સકારણ કોઈ વિદ્વાન આ ગ્રંથના દોષ ખાનગી કે જાહેર રીતે જણાવશે અને નિશ્પક્ષપાતે ન્યાય વિચારતાં મને યોગ્ય માલમ પડશે તો બીજી આવૃત્તિમાં જરૂર ફેરવીશ. પરંતુ આધુનિક ટીકાકારો, જેમને એક પણ વિષયની પુર્ણતા નથી મલી, જેઓ કાવ્ય રસમાં ડુબેલા નથી, શુદ્રાદિક હોવાથી વાણીવિલાસ નિર્મળ કાને પડ્યો જ નથી, " નહિ ધરકે ન ઘાટકે " આવા ટીકાકારોએ હુકુમી શેરાથી પરિક્ષક વર્ગમાં નજ ખપવું એ સારૂં છે, તેનો મને તો પ્રત્યક્ષ અનુભવ છે; જેમકે મારા "ક્લાન્ત કવિ" વખતે એક બે કાવ્યમુર્ખ અધિપતિઓએ કર્યું હતું જેમને વાસ્તે હું છાતી ઠોકીને કહી શકું છું કે જેમાંનો એક અક્ષર પણ સમજ્યા નથી; અને જે વિષય હવે તેઓ આ જન્મમાં તો શિખી શકવાના જ નથી; તેવાઓ કાવ્યના પવિત્ર વિષયને નખોરીયું કરે એ કેહેવું હાસીજનક છે! આમ કરવાથી નાહક વિવાદ લાવવામાં નિરર્થક કાલક્ષેપ થાય છે, અને વિવાદ ન લાવવામાં ગ્રંથકારને નુકસાન છે. સબબ વિદ્વાનને મારી વિનંતી છે કે સકારણ વિસ્તારવાર દોષ બતાવેથી તેમની આજ્ઞાને આધીન થઈશ.

નડિયાદ
તા. ૧૮ ફેબ્રુઆરી સને ૧૮૮૯

**બાળાશંકર ઉલ્લાસરામ કંથારીયા**

**સૂચના**—ટીકાકારોને આ બે કવિતાઓ સાથે લેવું દેવું નથી.

## સંસ્કાર

છેલછબીલી છબિ તુજ નિરખું છકે છકેલો પ્રેમળ આજ
મન મહરમની હૃદયકમળમાં ઉલટ પ્રેમથી પ્રેખું આજ ૧
મહર કરી મનમોજ ધરી મનમંદિર પાવન કીધું આજ
ખરખર આંસુ ગરે મોતીડાં ધર અંચળ હું વધાવું આજ ૨
હૃદયકમળ ષોડષદલ પૂરેપુરૂં પસારે લક્ષ્મી આજ
વાંકડલી મધુરી ગ્રીવા ધર પ્રિતે કરૂં હું પૂજન આજ ૩
સલૂણિ મનહર સુરત દેખિને રગરગ ઉછળે શ્રોણિત આજ
પળપળ પડઘા પડે પ્રેમના પરમ પદેથી શ્રવણે આજ ૪
પ્રેમતણા નિર્મળ ઝરણામાં કરી સ્નાન આવ્યો છું આજ
પવિત્ર પૂરો પૂજન કાજે પ્રેમ પ્રતાપે થયો છું આજ ૫
હૃદય રહી રમતી રઢિયાળી છબિથિ અગમ ગત પ્રેખું આજ
નૃત્ય કરે હર હરી વિરંચી વિણા વજાડે વાણી આજ ૬
તલ્લિન પરમાનંદે પૂરેપુરાં ભર્યાં રસ ખેલો આજ
મુકુટ મણી રવિ લચી લચી રહે મધુર ગ્રિવા ઠમકારે આજ ૭
હૃદય હૃદય ગત અંતર કેરી જાણો ભુલી ગયાં છો આજ
નવ રસ તાંડવ નવલ અનોખાં જોબનવંતાં જાણો આજ ૮
નિરમલ મનથી વચન લીધું તું તે સાંભરતું નથી શું આજ
તવ મંદિર પ્રાંગણુની રજ જવ ચુંબન કીધી ભુલી શું આજ ૯
અંતર ભેદે અંતરની ગત જણાવી તે નવ ભૂલિશ આજ
બાલ પ્રેમિ શરણાગતને શું અબળ સલૂણાં છો સરતાજ ૧૦

સમસ્ત ચિત્તકરસાત્મિકાને
સમસ્ત વિદ્યારૂપસાત્વિકાને
સમસ્ત ત્રૈલોક્યવિનિર્મળાને
પ્રમાણ પ્રેમાર્પણ પ્રેમળાને. બાલ

# સૌંદર્યલહરી

॥ પદ્ય ભાષાન્તરમ્ ॥

## અથ બ્રહ્મલહરી

શિખરિણીવૃત્ત

૧

રહે શક્તી સાથે જગત રચનાને રચિ શકે,
નહીં તો પાસૂએ શિવ કહિ નહીં ફેરવી શકે,
વિરંચી વિષ્ણુને હર સ્તવી તને ના મળિ શકે,
કહો પાપી પ્રાણી કયમ કરિ નમી વા સ્તવિ શકે. ૪

૨

વિરંચી પામીને પદ કમલ પાંશૂ કણ કરે,
પ્રતાપે તેના એ અખિલ જગને ઉત્પન કરે,
હરી તેને નિત્યે નિજ શિર સહસ્રે થકિ ધરે,
વળી ભાગી તેનું હર તનશું ઉદ્ધૂલન કરે. ૮

૩

ચિતે અજ્ઞાનીના તિમિર હરણી સૂર્ય નગરી,
જડોને ચૈતન્ય પ્રસૂન મકરંદે વહિ શ્રુતી,
દરીદ્રીને માલા સુભગ વરચિંતામણિ તણી,
વિષ્ણૂ તું છે દંષ્ટ્રા જગ જલધિ નીમગ્ન જનની. ૧૨

૪

જુદો તારાથી છે અમર ગણજે પાણિ નિજથી,
જનોને આપે છે અભય વર એવી તું જ નથી,
ભયેથી ઊગારે અધિક ફલ ઇચ્છાથિ વિતરે,
ભવાની એવાં છે ચરણ તુજ પ્રાણી શરણને.

૫

તને આરાધીને પ્રણુત જન સૌભાગ્ય જનની!
કરી મૂર્છા પુર્વે હરિ હર તને નારિ રૂપથી,
શરીરે શીવારી રતિ નયન વીલાસિત વડે,
તને આરાધીને મહત મુનિને મોહિત કરે.

૬

ધનૂ પુષ્પોનું ને પણછ કરિ પંક્તી ભ્રમરની,
લઈ સામગ્રીને સહ નિરબળી પંચશરની,
કરી પોતા કેરો ઋતુપતિ સુસામંત કુમળો,
વહ્યો વાયુ ગોરી મલય થકિ યુદ્ધ રથ કર્યો.

વળી છે પોતાનું લલિત વપુ ભસ્મીભુત થયું,
મહીમા તારો હે હિમગિરિસુતા શી રિત કહું,
કટાક્ષે તારાથી મદન તુજ પામી કંઈ કૃપા,
રહી એકાકી જો અખિલ જગ જીતી લિધું મહા.

૭

ધ્વનિત કાંચી ઝાઝી કુચ કરિતનૂકુંભથળશાં,
તનૂ મધ્ય ક્ષીણા શરદ શશિશું આનન વશા,
ધરી હસ્તે દેવી ધનુષ શર પાશાંકુશ વળી,
અમો આગે થાઓ પ્રકટ શિવની શક્તિ સબળી.

૮

સુધા સીંધૂ મધ્યે મણિદ્વિપ વિંટ્યો કલ્પતરૂએ,
કદંબે છાએલા વન સહિત ચિંતામણિ ગ્રહે,
શિવાકારે મંચે પરમ શિવ પર્યંક વિહરી,
ભજે જે એ રૂપે ઘન ઘન ચિદાનંદ લહરી.

૯

મુલાધારે પૃથ્વી મણિપુર વિષે જીતિ જળને,
વળી સ્વાધિષ્ઠાને અગનિ હૃદયે વાયુ બળને,
સુકંઠે આકાશ ભ્રૂમધ્ય મનને જીતિ સરવે,
પતી સાથે નિત્યે સહસ્રદળ પદ્મે તું વિહરે.

૧૦

સુધાની ધારા જે યુગ ચરણથી સ્રાવ કરતી,
સિંચ્યો છો તેનાથી જગત તણિ જંજાળ જબરી,
વળી મૂલાધારે ભુજગ તણિ તો ગૂંછળિસમાં,
ભવાની સૂતાં છો સુખથિ કુલ કુંડે રસભર્યા.

૧૧

ત્રિકોણો તો ચાર પ્રથમ લહિને પાંચ પછિથી,
નવે યોની યંત્રે શિવનિ નવ મૂલ પ્રકૃતિથી,
થયા ત્રેતાળીસ ગ્રથન કરતાં કોણ સરવ,
દળે અષ્ટે સોળે ત્રિવલય ત્રિરેખાયુત તુજ.

૧૨

કદી ક્રીડા મૂર્ખ વૃધ નયનહીણો જન હશે,
કટાક્ષે તારાથી યુવતિ શતધા પૂઠ ફરશે,
ત્રુટે વેણીબંધો કુચકલશથી અંચળ ઢળે,
હઠે ત્રૂટે કાંચી વસન ખશિને ગાત્રથિ પડે.

૧૩

તપે ના જે પામે અમર લલના તે ક્ષિતિ થકી,
નિહાળીને પામે ગિરિશ તણિ સાયુજ્ય મુકતી,
ભવાની એવું છે અનુપ તુજ સૌંદર્ય તનડે,
વિરંચ્યાદી કલ્પી કવિવર મથે જોડ ન જડે. ૫૬

૧૪

પુરાં પૃથ્વીનાં તો છપન, ઉદકે બાવન વળી,
દ્વિષષ્ટી અગ્નીનાં વળિ અનિલનાં ચોપન મળી,
બહોતેર વ્યોમે મન વિષયનાં ચોસઠ થયાં,
ભવાની તારાં તે મયુખ પર પાદાંબુજ રહ્યાં. ૬૦

૧૫

શરચ્ચંદ્રીકાની સમ શરિર છે સુંદર અતી,
જટાજૂટે બાંધી મુકુટ મહિ ધાર્યો અમિનિધી,
વળી ધારેલાં છે વર અભય રક્ષાહિત કર,
તથા માલા ધારી સ્ફટિકમણિની પુસ્તક વર. ૬૪

નમીને જો એવા લલિત તુજને ભારતિ રૂપે,
કવીઓ મૂખેથી મધુરિ મધુરી વાણિ ઉચરે,
અહા જેની આગે ક્ષિર મધુ વળી દ્રાક્ષફળની,
લગારે લેખામાં નથિ મધુરતા કાંઇ ફળની. ૬૮

૧૬

પ્રભાતે ઉગંતા દિનકર સમી કાંતિ અરૂણે,
ખિલાવો છો દેવી કવિમનરૂપી પદ્મવનને,
ભજે છે જે પ્રીતે સરસ્વતિનિ શ્રૃંગારલહરી,
ગભીરા વાણીથી મહત મુનિનાં લે મન હરી. ૭૨

૧૭

વશિન્યાદિ દેવી રૂપવતિ શશીકાંત મણિશું,
સવીત્રી વાણીની સહ જનનિ જે સ્મર્ણ તુજનું,
કરે તે થાએ છે મહત કરતા કાવ્ય કલિતે,
વિલાસી વાણીના વદન સુરભીથી સુરભિતે. ૭૬

૧૮

તનૂ તારા કેરી દિનકરનિ બાલાર્ક દ્યુતિની.
સમી છાયા માંહીં ડુબ્યું જગત ને ડુબિ અવની,
ભજે જે એ ભાવે ઉરવશિ સહે કેઇ વશ ના,
થશે તેને દેખી, ભિત મૃગિદશી સ્વર્ગગણિકા. ૮૦

૧૯

મુખાર્થે બિંદૂ ને કુચયુગલ તે હેઠળ ધરી,
હરાર્ધે સાંધી જે ચિત તુજ કલા કામનિ ધરી,
મહીમા તેનો છે શિવનિ પટરાણી અતુલિત,
થશે તેને દેખી મદનવશ વ્યાકૂળિ વનિત. ૮૪

પરંતૂ એ તો છે અતિ લઘુ ન આશ્ચર્ય કંઈ છે,
અરે ! એથી એ જો અનુપમ રૂપાળી વશ થશે,
શશી ભાનૂ જેનાં સ્તનયુગલ તો સુંદર લસે,
ત્રિલોકી એવી જે મહત વનિતાને ભમવશે. ૮૮

૨૦

ઝરંતો અંગેથી કિરણરૂપ પીયૂષ રસ છે,
ભજે એવે રૂપે ચિત ધરિ શશીકાંત રૂપ જે,
શમાવે જોતામાં ગરૂડસમ તે સર્પવિષને,
જ્વરે પીડેલાને શિર પિયુષધારે સુખ કરે. ૯૨

૨૧

શશી ભાનૂ અગ્ની ચમક ચપળા ચારૂનિ સમી,
રહી કાંતી તારી ષડ કમલની ઊપર રમી,
મહાપદ્મે વાસી, નિરમળ મને એ રૂપ ધરી,
મહાજ્ઞાની પામે, નિરખિ, પરમાલ્હાદ લહરી. ૯૬

૨૨

ભવાની તું દષ્ટી કર સકરૂણા દાસનિ પરે,
કહેવા ઇચ્છી જે પ્રથમજ "ભવાની તું" ઉચરે,
હરી ઈંદ્ર બ્રહ્મા મુકુટ થકિ જ્યાં આરતિ થતી,
મળે એવી તેને તુજ પદનિ સાયુજ્ય મુક્તી. ૧૦૦

૨૩

સ્વરૂપે આરક્ત પ્રચુર કુચભારે લચિ રહ્યાં,
લસો છો ત્રીનેત્રે મુકુટ-શશિ બાંધ્યો અલકમાં,
ભવાની પે'લાં તો હર અરધ વામાંગ હર્યું તું,
થતી શંકા પાછી અરધ રહ્યું બાકિ હરિ લિધું. ૧૦૪

૨૪

સૃજે પોષે ભાગે જગ કૃતિ વિરંચી હરિ હર,
વળી છાઈ લે છે ઇશ નિજ સહે સર્વ જગત,
કરે એ સર્વેની શિવ અજ અવીનાશિ કલના,
ઇશારે કલ્યાણી ! તવ ચપલ ભ્રૂવેલડિ તણા. ૧૦૮

૨૫

પ્રિતે પૂજે તારાં ચરણ થતિ પૂજા ભગવતી !
ત્રણે ગુણેથી જો ઉતપન ત્રણે દેવનિ, સતી !
(કેમકે) સમીપે ઊભા છે મણિખચિત ચર્ણાસન તણી.
સદા જોડી પાણી ઝલક ઝલકંતી મુકુટની. ૧૧૨

૨૬

વિધાતા વામે ને હરિ વિરતિ પામે હર શમે,
અને મૃત્યૂ પામે ધનપતિ વિરામે વળિ યમે,
મિંચાઈ જાયે છે નિરમિલિત માહેંદ્ર નયન,
મહા સંહારે છે સતિ તવ પતીનું વિલસન. ૧૧૬

૨૭

ત્રુટી ભાગી વાણી મુજ તણિ ભવાની જપવિધી,
વળી સર્વે મુદ્રાકૃર થકિ ક્રિયા જે કંઇ થતી,
પ્રદક્ષીણા મારી ચરણ થકિ જે જે ગતિ કરૂં,
વિધી આહૂતીની વદન મહિં જે જે કંઇ ધરૂં. ૧૨૦

સુવું મારે તે તો ગણું છું મન અષ્ટાંગ નમન,
સહુ સૂખો મારાં તણું ગણું છું સ્વાત્માર્પણ મન,
ગમે તેવો માતર્ તદપિ તુજના ભક્તજનની,
પુજા માની લેજો ગતિ વચન ને કર્મ મનની. ૧૨૪

૨૮

સુધા નિત્યે પીતા અરિભય જરા મૃત્યુ હરતા,
તથાપી મૃત્યૂને વિધિ સુરપતી આદિ ખમતા,
અહા ! પીને કાળું અતિશય કરાળું વિષમહા,
જીવે છે જો શંભૂ જનનિ તવ તાટંક મહિમા. ૧૨૮

૨૯

વગાવાને કાંઈ પ્રિતિ થકિ સદાશીવ ભવને,
ઉભાં થાતાંમાં તો તુજ પરિજનો વાણિ ગજવે,
કરો બ્રહ્મા વિષ્ણૂ અમર પતિ રે ! શીરથિ પરા,
રખે લાગે કાંઈ મુકુટ લટકે ટોકર જરા. ૧૩૨

૩૦

રચ્યાં તંત્રો પ્હેલાં પશુપતિ પુરાં ચોસટ ખરાં,
જગત્ તંત્રી લીધું તદપિ ન મળ્યો સિદ્ધિમહિમા,
તહારી આજ્ઞાથી પછિ તુજ તણું તંત્ર રચિયું,
પુરૂષાર્થે સર્વે ભર્યું જગત માંહી વિલસિયું. ૧૩૬

૩૧

સ્મર[૧]શારી[૨] શક્તી[૩]ને મદન[૧] શશિ[૨] ભાનૂ[૩]અગ્નિનિધિ,
શિવા[૧]રી ને હંસા[૨] મર[૩]પતિ પર[૧]ા માર[૨] જ હરિ[૩],
તહારી હૃલ્લેખા યદિ પદત્રિપૂટી મહિં ભળે,
મહામંત્રે તારા જનનિ તવ નામે લસિ રહે. ૧૪૦

૩૨

શિવા[૧]રી યોની[૨] ને તૃતિય જલજા[૩] આદ્ય કરિને,
ઉપાસે છે માતર્ નિત્ય નિરવધી ભક્ત તુજને,
કરે બાંધ્યાં જેણે વલય ગુંથિ ચિંતામણિગુણે,
હજારો આહૂતી સુરભિ ઘૃત હોમે ભરછકે. ૧૪૪

૩૩

વપૂ શંભૂ કેરૂં શશિ સુરજ રૂપી સ્તન સુત,
ભવાની પોતે છો મન મહિં લહું માતર મુજ,
લહું તારો આત્મા ભગવતિ ! નવાત્મા શિવરૂપે,
લસો ધ્યેય ધ્યાતા શિવ તુંજ સમાનંદિત રસે. ૧૪૮

૩૪

મને તું વ્યોમે તું મરૂત વળિ અગ્ની જળ તુંજ,
ભુમીએ તું દેવી સરવજ મહત્તત્ત્વ સ્વરૂપ,
ચિદાનંદે લ્હેરે તદપિ શિવરાણી પદ ધરી,
રહી છે છાઇને નિત વિલસવા વિશ્વરૂપથી. ૧૫૨

૩૫

હું વંદું શંભૂને શત સુર શશી કાંતિધરને,
મળી અંગોઅંગે સતત તુજ આજ્ઞા મહિ રહે,
(કેમકે) ભજી ભક્તીભાવે ભવ ભવ વસે ભક્ત જન જે,
શશી ભાનૂની જ્યાં નથિ ગતિ તહાં બ્રહ્મભવને. ૧૫૬

૩૬

વિશુદ્ધે વંદું છું શુદ્ધ સ્ફટિકશા ગૌર હરને,
પ્રકર્તા જે વ્યોમે, વળિ શશિ સમી કાંતિ તુજને,
અહા ! માતર્ મુક્તી ગિરિશ તણિ સાયુજ્ય તુજમાં,
ચકોરી શું શોભે પરમ પદ પામી જગતમાં. ૧૬૦

૩૭

ભજું ભાવે ભોગી મધુર મકરંદસ્થ વિહરે,
કરે ક્રીડા કામી મહત મુનિના માનસ સરે,
કરે છે આલાપે વસુ દશ સુવિદ્યા પ્રગટ જે,
ધરી હંસી જોડું નિત હૃદય પંકેરૂહ વિષે. ૧૬૪
અવિદ્યા વિદ્યાનું સ્ફુટ અતુલિત જ્ઞાન જ કરે,
અને તે જ્ઞાનીને ચિત પરમ આનંદ લહરે,
અવિદ્યાને કાપી મન પરમ વિદ્યા ભણિ કરે,
તજી દોષ ગ્રાહી ગુણ શું પય પાણી જુદું કરે. ૧૬૮

૩૮

તવ સ્વાધિષ્ઠાને અગનિ રૂપ સંવર્ત ઇશને,
ભજું તેની સાથે મહત કરૂણાળી જનનિને,
જગત્ ક્રોધાગ્નીથી કુપિત પતિના નેત્રથિ બળે,
દયા દ્રાથી દ્રષ્ટી તુજ નયન ત્યારે અમિ ઢળે. ૧૭૨

૩૯

મણીપૂરે વાસી પુજું તમશું મેઘેશ મનથી,
તડિદ્રૂપે શોભે પ્રિય તમહરા શક્તિ તુજથીઃ
લસે રત્ને તારા થકિ શચિપતીના ધનુશું તે,
વળી વર્સે વેગે હર રવિ દવે દગ્ધ જગતે. ૧૭૯

૪૦

મુલાધારે શકતી કરતિ સમયા નૃત્યયુત તે,
લહું તારો આત્મા નટ નવ રસે તાંડવ કરે,
સુયોગે બન્નેના પુરવ કલના સંસૃતિ થવા,
દયા લાવી સ્થાપ્યું જનક જનનીરૂપ જગ આ. ૧૮૦

॥ ઇતિ શ્રીબ્રહ્મલહરી સમાપ્ત ॥

દુહા

વિણુ સૂરત નૂરત નહીં નહીં ધ્યેય વિણ ધ્યાન,
તન્મય લય વિણુ ક્યાં લહે ચિન્મય પરમનિદાન,
જોબનવંતી ઝલમલે જગજ્જગે જગજ્યોતિ,
ખરિ લહરી શ્રૃંગારની પૂરણ પ્રેમ પનોતિ.

બાલ

અથ શ્રૃંગારલહરી

૪૧

( મુકુટવર્ણનમ્ )

મણી બારે ભાનૂ જડિ કિરિટ જે સાંદ્ર મનથી,
ઘડ્યો છે સૌવર્ણું કવણુ કથશે શોહન કથી,
રહી જેની પાસે અરધ શશિ રંગો બહુ ધરે,
ધનૂ માહેંદ્રીશું, કિરતિ કરનારો ભ્રમ કરે. ૧૮૪

૪૨

( કેશવર્ણનમ્ )

લસે છે કલ્યાણી ખચિત વન ઈંદીવરસમો,
ઝિણા સ્નિગ્ધ શ્યામ પ્રચુર જુથ જે કેશ તુજનો,
મહેંદ્રી વાડીનાં સહજ સુરભી પ્રાપ્ત કરવા,
વસે જેમાં પુષ્પો, ભ્રમ તમ હરો તે મતિ થવા. ૧૮૮

૪૩

( સીમંતવર્ણનમ્ )

અમો અજ્ઞાનીનું જગ જનનિ રાણી ભવતણી,
કરો ક્ષેમ પ્રેમે તવ સુભગ સીમંત સરણી,
લસે જાણે તારા વદન તણિ સૌંદર્ય લહરી,
વહી આવી વેગે પુર પુરિત સ્ત્રોતેથિ ઢળકી. ૧૯૨
વળી સાર્યું તેમાં શુભ સરસ સીંદૂર સુતર્નું,
અહા ! દીપે જાણે નવ કિરણ ઊગંતું રવિનું,
કિધું કેદી જાણે સઘન પ્રબળા કેશસમુહે,
રહ્યા કાંતી ધારી ઘનતિમિરની ઘોર સમજે. ૧૯૬

૪૪

( મુખવર્ણનમ્ )

સ્વભાવે ઝૂલંતા અલક વળવાળા તવ મુખે,
રહ્યા છે છાઈને ભ્રમર શિશુ પંક્તી રૂપ વડે,
રૂડું એવું તારું મુખ કરતું જો પંકજ તણી,
પરીહાસી પોતે અતિશય મૃદુ સુંદર ગણી. ૨૦૦
ભરી ભારે જેમાં કુસુમરજ પંક્તી દશનની,
ધરી એવી જેણે પ્રફુલિત સુકાંતી કમલની,
સુગંધીમાં જોને સતત મદ પી મસ્ત બનતાં,
પુરારીનાં નેત્રો ભ્રમરરૂપ તારા વદનમાં. ૨૦૪

૪૫

( લલાટવર્ણનમ્ )

લલાટ પ્રશ્વેત ઘુતિ વિમલથી સુંદર લસે,
મને માનું જાણે મુકુટ શશિનો અર્ધ લચકે,
કરે જો બે ભેગા શશિ અરધ કાંતી રૂડિ લહે,
પુરો પૂર્ણીમાનો પિયુષમય ચંદ્ર સ્ફુરિ રહે. ૨૦૮

૪૬

( ભ્રૂવર્ણનમ્ )

ભવાં જાણું છું હું રતિપતિ ધનૂ બેજ કડકે,
રહી જેમાં રૂડી પણછ તવ નેત્રાવલિરૂપે,
દિસંતું જાણે કે સ્મર ગ્રહિ રહ્યો વામ સુકરે,
ઠબાયેલું મધ્યે ભુવન ભય ભંગાતુર ઉમે ! ૨૧

૪૭

( નેત્રવર્ણનમ્ )

રવીરૂપે તારૂં નયન જમણું દીન પ્રકટે,
સૃજે છે ડાબું જો રજનિ રજનીનાયકરૂપે.
ત્રિજી દ્દષ્ટી તારી પ્રફુલ હિમ પંકેરૂહસમી,
સૃજે છે સંધ્યા જે દિવસ રજની અંતર રમી. ૨૧

૪૮

( દ્દષ્ટિવર્ણનમ્ )

વિશાળા કલ્યાણી શુભ મૃદુ અયોધ્યા કમલથી,
કૃપાની છે ધારા વળિ સુમધુરા ભોગથિ ભરી,
અવંતી દ્દષ્ટીએ બહુ નગરને એ રિત જિત્યાં,
થતું તેથી દ્દષ્ટીસ્મરણ નિત નામે નગરનાં. ૨૨

૪૯

કવીવાણીરૂપી નવ કુસુમરેણું ભરિ જહાં,
અહા ! તેના ભોગી ભ્રમર શિશુશા કર્ણુતુજના,
અડીને એ ચક્ષુ તવ નવરસ સ્વાદ લહતાં,
દિસે છે ઈર્ષોથી અરૂણુ ત્રિજું ચક્ષૂ પ્રજળતાં. ૨૨૪

૫૦

ગણે શૃંગારાર્દ્રીઇતરશું નવ દૃષ્ટી અવરને,
સરોષા ગંગાશું ગિરિશ ચરિતે વિસ્મય કરે,
જિતી શોભા પંકેરૂહતણિ, અહી શંભુથિ બિન્હી,
હસંતી આલીશું, મુજ પર કૃપાક્ષેમકરણી. ૨૨૮

૫૧

જઈ લાગી કર્ણે ગરૂડનિ સમી પાંખ ધરતાં,
પુરારીના ચિત્તે થકિ સરવ શાંતિ હરિ જતાં,
રૂડાં નેત્રો તારાં શિરકુસુમ હીમાચલકુલે !
દિસે જાણે ખેંચ્યું કરણુ સુધી છે બાણુ મદને. ૨૩૨

૫૨

લસે જૂદાં રંગે ત્રણુ નયન, ઈશાનનિ સખિ !
પ્રિતે આંજ્યું જેમાં સરસ નવનીલાંજન વળિ,
દિસે જાણે બ્રહ્મા હરિહર ફરીથી પ્રગટવા,
ત્રિગૂણો રે માતર્ ! સત રજ અને તામસ ધર્યા. ૨૩૬

૫૩

લસે નેત્રો તારાં અસિત સિત ને રક્ત વરણે,
અમોને જાણે કે પુનિત કરવાને હરપ્રિયે !
ફરી કાલીંદીને સુરસરિ અને શોણુ નદને,
ત્રણે તિર્થો ભેળાં તિરથ પ્રગટ્યું પાવન શિવે. ૨૪૦

૫૪

કરે વાતો માતર્ કરણસહ નેત્રો લહિ લિલા,
અસૂયાથી રે'છે સતતજલ મત્સી અનિમિષા
દિને વાસી દેઈ અસિત કમલદ્વાર દલનું
જતું રે'તું પાછું નિશિમહી ઉઘાડી સ્થિર થતું. ૨૪૪

૫૫

કરે મેષોન્મેષે પ્રલય ઉદયપ્રાપ્ત જગત,
કહે સંતો એવું, તુજ હિમગિરીરાજદુહિત,
થઈ ઉન્મીષે જે જગત ઉતપત્તી લહું શું આ,
બચાવાને કીધી પ્રલય થકિ દૃષ્ટી અનિમિષા. ૨૪૮

૫૬

દયા દ્રાયી દૃષ્ટી નિલકમલશું સુંદર વડે,
મને વીદેશીને સતત ન્હવરાવો ધરિ મને,
કૃતાર્થી હૂ થાઉં વળિ નથી કઈ હાનિ તમને,
વને કે પ્રાસાદે હિમકરસમાં કીર્ણ પખરે. ૨૫૨

૫૭

અણીઆળી તારી ભ્રમર જુગ છે વાંકલડિ જે,
નહીં કો'ને થાશે ભ્રમ સ્મરધનૂનો નિરખિ તે,
અહા! જયારે દૃષ્ટી શ્રવણપથ ત્યાગી સ્થિર થતી,
દિસે જાણે સાંધ્યું શર ધનુષ શું નાયકરતી. ૨૫૬

૫૮

( તાટંક વર્ણનમ્ )

પડે તારે ગાલે સરસ પ્રતિમા કુંડલ તણી,
કિધો ચક્રે ચારે મદનરથ માનું શિવસખિ !

ચડી ચાલ્યો વીર સ્મર સ્મર અહીંને હરવવા,
બિચારો માપે જે સુરજ શશિ ચક્રે બધિ ધરા. ૨૬૦

૫૯

( કર્ણવર્ણનમ્ )

સુધાથી જે મીઠી સરસ્વતિનિ સંગીતલહરી,
મહાહર્ષે તેને કરણમુલથી સિંચન કરી,
શિરે હાલો જ્યારે કરણભુષણો ખણખણિ ઉઠે,
શકે શાબાશીના મધુર મધુરા શબ્દ ઉચરે. ૨૬૪

૬૦

( નાસાવર્ણનમ્ )

કરો નાસાવંશ, ધ્વજ હિમગિરીના કુલતણી !
અમોએ ઇચ્છેલાં સફલિત સહુ કાર્યપ્રવૃત્તી,
શિળા સ્વાસે જેમાં ઉતપન ઘણાં મૌક્તિક રહ્યાં,
સમૃદ્ધી દર્શાવા બહિર પણ મુક્તામણિ ધર્યાં. ૨૬૮

૬૧

( અધરવર્ણનમ્ )

રહ્યો રાતો રંગ પ્રકૃતિ થકિ તારા સુઅધરે,
લતા પર્વાળાંની યદિ ફળ ફળે જોડ જડશે,
થયું તેની છાયા થકિ અરુણ છે બિંબફળ જે,
ખરે ! તે લાજીને અધર સમતા કેમ કરશે. ૨૭૨

૬૨

( સ્મિતવર્ણનમ્ )

સ્મિતજ્યોત્સ્ના પીને તવ વદનરાકા શશિતણી,
ચકોરોની ચંચૂ અતિ મધુરતાથી જડ થઈ,
ખટાઈ જાણીને નભ શશિનિ પીયૂષલહરી,
પિયે છે સ્વચ્છંદે પ્રતિ રજનિ કાંજીરૂપ ગણી. ૨૭૬

૬૩

(જિહ્વાવર્ણનમ્)

દિપે જાસૂદીના કુસુમસમ રંગે વળી સદા,
પતી પોતાકેરા ગુણકથનમાં ચંચલ મહા,
દિસે એવી જીંહ્વા સ્ફટિક સમી જ્યાં ભારતિ વશી,
લહે ગોરી કાંતી અરૂણરૂપ માણિક્યનિ લસી. ૨૮૦

૬૪

(તાંબૂલવર્ણનમ્)

પ્રસાદી શંભૂની હરિ શચિપતી કાર્તિક વળી,
નથી લેતા તોયે અસુર જિતિને યુદ્ધથી ફરી,
ઉતારી આયુધ્ધો શશિ કપુર જેવી ધવલિકા,
સદા ચોળે માતર્ તવ વદન તાંબૂળકણિકા. ૨૮૪

૬૫

(સ્વગીતવર્ણનમ્)

ગિરા ગાતી વીણા સહ પશુપતીના યશવતી,
અહા! વાહ્વા! વાહ્વા મધુર મુખ શબ્દો ઉચરતી,
પછી ગાતાં, પોતે કલરવનું માધુર્ય સુણતાં,
વિણા ખોળે નાંખે લજવઇ ગિરા તંત્રકુશલા. ૨૮૮

૬૬

(ચુબુકવર્ણનમ્)

પિતા ભાવે ગ્રાહી ભુધરપતિએ રમ્ય સુકરે,
ગ્રહી વારંવારે તવ અધરપાનાતુર શિવે,
શકે ઝાલી જોવા દરપણ મુખે દંડ શિવને,
ગિરીકન્યા! એવી ચુબુક ઉપમા શું કવિ ભણે. ૨૯૨

૬૭

(ગ્રીવાવર્ણનમ્)

પતી નાંખે બાહુ તરત ઉમિ રોમાવળિ થતી,
ધરે ગ્રીવા શોભા મુખકમલના નાલનિ સમી,
વળી મોતીમાળા શિત અગરૂલેપે મલિન જે,
સ્વતઃશુકલા તોયે, છબિ મૃદુમૃણાલી તણિ લહે. ૨૯૬

૬૮

(કંઠવર્ણનમ્)

ત્રિરેખા જે કંઠે, ગતિગમક ગીતે નિપુણ હે !
વિવાહે બાંધેલા ત્રિગુણ ગુણનાં બિબશું લસે;
વળી જેમાંથી જો વિવિધ મધુરા રાગ નિકળે,
ત્રણે ગ્રામો એવા તણિ પ્રથક સીમા શું વિલસે. ૩૦૦

૬૯

(ભુજવર્ણનમ્)

મૃણાલી શું કૂળી તવ ભુજલતા સુંદર તણી,
કરે કીર્તી કેરાં કવન તવ પદ્માસન ગણી,
પુરા છેદેલું છે શિર પશુપતી અંધકઅરી,
બિહતો ચારે શીરે શરણગતિ લે ચાર ભુજની. ૩૦૪

૭૦

(કરાગ્રનખવર્ણનમ્)

હશી કાઢે રંગે કમલનિ દ્યુતીને નખદ્યુતી,
કહો કાન્તી કોઇ કરતણિ શકે કેમજ કથી,
મહાલક્ષ્મી કેરા ચરણતલલાક્ષારસ વડે,
ક્રિડાકાલે રંગ્યું કમલ યદિ હોયે સમ જડે. ૩૦૮

૭૧

( સ્તનવર્ણનમ્ )

હરો સર્વે દુઃખો સ્તનયુગલ જેથી સુખિ થયા
ગણસ્વામી સ્કંદ પ્રબળ પયના પાનથિ થયા,
સ્વકુંભે હેરંબ સ્તનભ્રમ થકી શુંઢ ઝટકે,
કરે એવી લીલા જનક શિવને હાસ્ય ઉપજે. ૩૧૨

૭૨

સ્તનો તારાં જાણું પિયુષરસથી પૂરિત ખરાં,
નથી શંકા કાંઈ, કલશ શુભ માણિક્ય મણિના,
કુમારો અદ્યાપી ગણ મયુર સ્વામી પય પિને,
અજાણ્યા પૂરા છે યુવતિજનના સંગમરસે. ૩૧૬

૭૩

(માલાવર્ણનમ્ )

વિણી કાઢી મુક્તામણિગણ ગજાસૂર શિરથી,
ગુંથી તેની માલા શુચિ નિરમળા કંઠશું ધરી,
દિસે રંગે રાતી તવ અરૂણ બિંબાધર થકી,
રહી છાઈ જાણે ત્રિપુરહરકીર્તીનિ મુરતી. ૩૨૦

૭૪

ગિરીકન્યા ! જાણું તવ કુચ મહાસાગર વહે,
ભર્યો પૂરેપૂરો ગભિર શુચિ સારસ્વત જલે,
દયાથી જે દીધું દ્રવિડ શિશુ તે પાન કરિને,
મૃદુ કાવ્યે કેવો સરસ હરવે પ્રૌઢ કવિને. ૩૨૪

૭૫

( નાભિવર્ણનમ્ )

યદા ક્રોધાગ્નીની જ્વલિત કરિયો જ્વાલથિ શિવે,
પડ્યો આવી વેગે મદન તવ નાભીસર વિષે,

ઉઠી તેમાંથી જે અચલતનયા ! ધૂમ્રલતિકા,
જનો તેને જાણે જનનિ તવ રોમાવલિ મહા. ૩૨૮

૭૬

( રોમાવલીવર્ણનમ્ )

લસે કાલિન્દીની લહરિ સમ કાંઈ તરલ છે,
તવ ક્ષીણા મધ્યે, નિરખિ મતિવાળા મન લહે,
ડબાયું આકાશ સ્તનકલશ વચ્ચે ઝિણું થઈ,
જઈ રક્ષા કાજે વસ્યું તુજ ગુહા નાભિનિ મહીં. ૩૩૨

૭૭

શકે ગંગા માંહી સ્થિરપ્રબળ આવર્ત જલનો,
શકે પાણી કેરો અનુપમ મહાકુંડ રચિયો,
રહ્યાં લ્હેકી તારાં કુચકુસુમ રોમાવલિલતા,
ખિલેલાં રે'વાને સબળ જલથી સિંચન થવા. ૩૩૬

રતીએ સ્થાપ્યું શું મદનરસ-ક્રીડાનું ભવન,
થતું એ દ્વારે શું હર નયન સિદ્ધીનું વહન,
સુકાન્તીથી એવી વિલસિ તુજ નાભી મનહરા,
નહીં કોઈ સાથે ભ્રમથિ સરખાવી શકું જરા. ૩૪૦

૭૮

( મધ્યભાગવર્ણનમ્ )

અતી આછો લાગે કટિ ઉપરનો ભાગ મુજને,
થજો રે કલ્યાણી અતિ કુશળ કલ્યાણ તુજને,
નમેલો લાગે છે સ્તનતટ તણા પ્રૌઢ વજને,
અને નાભી પાસે ત્રિવલિ તરફે તે લચિ રહે, ૩૪૪

મને દેખાયે છે ત્રટ–ત્રુટિ–પડેલી નદિ તણે
કિનારે આવેલું તરૂણતર તાજું તરૂ શકે,
કરે છે તૈયારી ધરણિ ઢળવા તે સમ તુજ,
અધીરાઈથી હું લવિ ઉઠું થજો ક્ષેમકુશલ. ૩૪૮

૭૯

પસીનો થાતાંમાં, બહિર ત્રુટિ ચોળી નિકળતાં
સ્તનો તારાં ભારે, હિમ કલશશાં ઉન્નત ઘણાં,
શકે બાંધી લીધું તુજ ઉદરને ભંગ ભયથી,
ત્રણે બંધે ભદ્રે! ત્રિવલિ લવલી વેલડિ થકી ૩૫૨

૮૦

હિમાદ્રીએ અર્પ્યું વજન વળિ વિસ્તાર સુતને,
નિતંબે પોતાના થકિ લગનમાં પાર્વતિ તને,
નિતંબ સ્થિરસ્થ પ્રબળ તુજ વિસ્તાર વજને
અહા બાધી પૃથ્વી તુછ ગણિ જ આચ્છાદિત કરે. ૩૫૬

૮૧

જીતી લીધી જાણે કનક કદલી સ્તંભનિ છબી
લિધી શોભા જીતી, કરિ કર તણી શું ઉરૂ થકી,
વળી વારંવારે પ્રણતિ કરવાથી કઠિણ જે,
રૂડા જાનૂ તારા સ્વરગ કરિના કુંભ લજવે. ૩૬૦

૮૨

રૂડી જંઘા જાણું શરપુરિત ભાથો લસિ રહ્યો,
હરાવાને માતર્ અરિગિરિશને શું સમર કર્યો,
દિસે અગ્રે જે'ની શર ફલશું પાદાંગુલિ અને
નખજ્યોતીધારા, સુરમુકુટ શાણે ઘસિ ધરે. ૩૬૪

૮૩

( ચરણવર્ણનમ્ )

શ્રૂતી મૂર્ધાને જે તવ ચરણ છે ધારણ કર્યાં,
દયા લાવી માતર્ મુજ શિર ધરો હે ! હરપ્રિયા,
વહી ગંગા જેના સતત જલપ્રક્ષાલન થકી,
કિરીટે વિષ્ણૂના વળિ દ્યુતિ દિપી જાવક તણી. ૩૬૮

૮૪

રૂડા લાગે આંખે તવ ચરણ જે જાવક ભર્યાં,
નમું તેને માતર્ સહજ દ્યુતિથી જે દિપિ ઉઠ્યા,
સહે જેનો માર પ્રમદવન કંકોલ તરૂ જે,
સદા તેને દેખી પશુપતિ અસૂયા થકિ બળે. ૩૭૨

૮૫

સપત્નીકા કેરૂં હર મુખથિ ઉચ્ચારણ કર્યું,
પડ્યો પાયે તોયે મૃદુ ચરણથી તાડન કર્યું,
લલાટે તે જ્યારે નુપુરરવ જે ખણખણી ઉઠ્યો,
શકે શીવારીશું ચિર બળિ રહેલો હસિ ઉઠ્યો. ૩૭૬

૮૬

જીત્યો સર્વે રીતે તવ પદયુગે પદ્મમહિમા,
કહાંથી લે તારા પદનિ સમતા પદ્મ સરનાં,
બિચારૂં પામે છે તુહિન શિકરે નાશ જલદી,
નિશાયે મિચાતું વળી સતત લક્ષ્મી મહિ વસી. ૩૮૦
પરંતૂ તારા તો પદતટ હિમાદ્રી પર ફરે,
દિને વા રાત્રે વા સતત રસપૂરે ખિલિ રહે,
જનો ભક્તીભાવે ભજી જનનિ ! પ્રાપ્તી બહુ કરે
સદા લક્ષ્મી કેરી, તવ ચરણ એવા શું નથિ કે ? ૩૮૪

૮૭

( પ્રપદવર્ણનમ્ )

દિપે જાણે દેવી પ્રપદ તવ કાન્તિનું ભવન,
વિપત્તી સર્વેને હરણ કરતા દુઃખ પ્રબલ,
મહાજ્ઞાનીઓએ કઠિન કમઠી પીઠનિ સમા,
ગણી દીધી કેવી અહહ! ઉલટી કેમ ઉપમા. ૩૮૮
પુરારીએ પાછા ઉપનયન કાલે હરખથી,
ઉપાડીને મૂકયા પથર ઉપરે કેમ સુમતી,
અરે તે લાગે છે અતિ પ્રબળ આશ્ચર્ય મુજને,
બધાએ ઘેલા છે કહિં કઠિણ કયાં કોમળ અને. ૩૯૨

૮૮

(નખવર્ણનમ્ )

પુજાકાલે દેવી સ્વરગરમણી—હસ્તકમલ
અહા સંકોચાયે શશિથકિ શું એવા નખ તુજ,
હસે છે ધિક્કારી તવ ચરણશું કલ્પતરૂને,
મને લાગે ઝાઝો ફરક મહિમામાં અતિશયે. ૩૯૬
કરે ચર્ણો કેરૂં નવ કુસુમપત્રે પુજન જે,
મળે માતર્ મોટું સુફલ મન ઇચ્છેલું જન તે,
યદી હોયે પોતે અતિ પ્રબલ દારિદ્રદુખિયો,
થતો લક્ષ્મીવંતો તુરત પદ તારાથિ સુખિયો. ૪૦૦

૮૯

કહે સાચું કયારે તવ ચરણ–પ્રક્ષાલનજલ
અલક્તે ભેળેલું શકિશ પિ હું વિદ્યાર્થિ અબલ?
કવે જે પામીને મુક જન કવીતા રસવતી,
શકે વાણી કેરા મુખકમલ તાંબૂલરસથી. ૪૦૪

૬૦

રૂડું હંસી જોડું નવલ નવલી ચાલ શિખવા,
કદી છોડે તારા પદશરણને એક ક્ષણ ના,
ઝણત્કારો થાતા મણિમય નુપૂરે તવ પદે,
શકે શિક્ષા દે છે કંઇ ભુલ પડયે ચારૂચરિતે. ૪૦૮

૬૧

હરી બ્રહ્મા રૂદ્રેશ્વર તવ સુપર્યંક પદ છે,
શિવ સ્વ–ચ્છાયાથી પ્રછદ પટરૂપે લસિ રહે,
ખિલી ઊઠી કાન્તી તવ અરૂણ તે શર્વ ઉપરે,
રસ શૃંગારસ્થ પ્રગટ વપુ ધારી શું વિહરે ! ૪૧૨

૬૨

દરીદ્રીને આશા સમિ સુભગ લક્ષ્મી અરપતા,
વળી કાન્તીરૂપી નવલ મકરંદ પ્રકટતા,
તહારા મંદારપ્રસુન ચરણે જીવ મુજનો,
ષડેન્દ્રી ચર્ણેથી ભ્રમરરૂપ નિત્યે વિહરજો. ૪૧૬

૬૩

દિસે વાંકી કેશે, પણ પ્રકૃતિથી તું સરલ છે,
કઠોરા કૂચે છે, શિરિશ ફુલ શી કોમળ ચિતે,
અતી ક્ષીણા મધ્યે, અતિસ સ્થુલ નીતંબ-વિષયે,
દયા શંભૂની તું યદપિ દિસતી કાન્તિ અરૂણે. ૪૨૦

૬૪

થયો ભાનૂ તારે મણિ મુકુર કાન્તી નિરખવા,
ભયેથી સંકોચ્યાં સરવ કિરણો તપ્ત નિજમાં,
અહા જેમાં તારૂં વદન પ્રતિ નીરંતર ખિલે,
શશીથી નિર્બ્રાતે નિજ હૃદય પંકેરૂહ ધરે. ૪૨૪

૬૫

કલા કર્પૂરે ને મૃગમદ કલંકેથિ ભરિયો,
શશી સ્થાપ્યો જાણે મરકત કરંડીરૂપ થયો,
અમાસે તે ખાલી પ્રતિદિન તણા ભોગથિ થતો,
વિધી વારંવારે તવ સતત ભોગાર્થ ભરતો. ૪૨૮

૬૬

પુરારીના અંતર્ભવન વસિ તેથી ચરણનું,
જનો અસ્થીરેન્દ્રી નહિ કરિ શકે પૂજન રૂડું,
પરંતૂ ઇન્દ્રાદી અમર અતુલા સિદ્ધિ લહતા,
વસી તારે દ્વારે મહત અણિમાદીનિ ગ્રહતા. ૪૩૨

૬૭

સ્વેદેહેથી ઊઠયાં કિરણ અણિમાદ્યાદિ તુજને,
"તુ તે હું" ધારીને સતત ભજશે ભક્ત જન જે,
ગણે તણાં તોલે હર સમૃધિ આશ્ચર્ય કંઇ છે,
મહા સંવર્તાગ્ની સતત વિધિ નીરાંજન રચે. ૪૩૬

૬૮

ચતો ભક્તી-કેરો અવિચલ પરીણામ જનનિ !
શરીરે શંભૂના વિમલ તવ કાન્તી વિલસતી,
અહા ! તેમાં દેખે મૃદુહસિત ને પ્રોન્નત સ્તન,
ખિલ્યાં અંગો જાણે પ્રસુનથિ કદંબ દ્રુમવર. ૪૪૦

૬૯

ગિરા બ્રહ્મા કેરી ધરૂણિ વદતા વેદવિદ જે,
હરીની પદ્મા ને અચલ તનયા રૂદ્રનિ વદે,
તુરીયા તું જેનો કંઇ પણ કદી પાર ન મળે,
પરબ્રહ્મ ધ્યારી સકલ જગનો તંત્ર ભમવે. ૪૪૪

૧૦૦

ગિરા પદ્મા પામી વિધિ હરિતણો થાય હરિદ્ર,
મહા સૌંદર્યે તો રતિ પતિવ્રતે થાય શિથિલ,
ચિરંજીવી થાયે પશુપતિતણો પાશ ન ગણે,
પરબ્રહ્મ સ્થાયી રસ મહિં ડુબે ભક્ત જન જે. ૪૪૮

૧૦૧

ગિરાના વીલાસી કવિજન મહીં કોણ ન થયા,
કયા લક્ષ્મીવંતા નહિ પરમ પદ્માપતિ થયા,
પરંતુ તારા તો સતિ ! કુચ વિષે શીવ વિણુ તો,
લગારે કે કાંઈ કુરબક વડે સ્પર્શ ન થતો. ૪૫૨

૧૦૨

( સ્વરૂપસ્તુતિ અને વિનય )

નિધે ! નિત્યસ્મેરે ! નિરવધિગુણે ! નીતિનિપુણે !
નિરાઘાતજ્ઞાને ! નિયમપરચિત્તૈકનિલયે !
નિયત્યા નિર્મુક્તે ! નિખિલ નિગમાંત સ્તુતિપદે !
નિરાતંકે ! નિત્યે ! ગ્રહણ કર મારી સ્તુતિ ઉમે ! ૪૫૬

૧૦૩

દિપજ્યોતી લેઈ રવિનિ જયમ નીરાંજન વિધિ,
શશીકાન્તદ્રાવે શશિનિ રચવી અર્ઘ્યનિ વિધિ,
પયોધીના પાણી થકિ તૃપણ કોઈ ઉદધિનું
કરે, કીધું તેવું કવન વરણુ ગ્રંથિ તુજનું. ૪૬૦

इति श्रृंगारलहरी

इति सौंदर्यलहरी

# હરિપ્રેમપંચદશી

## ૧ દીઠી નહીં

રાગ સોરઠ—તાલ ગઝલ

( 'ગઈ ચક-બ-ચક જો હવા પલટ ના તો દિલમેં અપને કરાર હય'—એ રાહ )

બલિહારિ તારા અંગની ચંબેલિમાં દીઠી નહીં,
સખ્તાઇ તારા દીલની મેં વજ્રમાં દીઠી નહીં. ૧
મન માહરૂં એવું કુણું પુષ્પપ્રહાર સહે નહીં,
પણ હાય ! તારે દિલ દયા મેં તો જરા દીઠી નહીં. ૨
એક દીન તે અલકાવલીમાં દીઠિ'તી મુખની છબી,
પણ ગુમ થઇ ગઇ તે ગુમાની, ત્યારથી દીઠી નહીં. ૩
એ કંઇ જરા કર શોચ કે મારી ઉપર શાને ગુમાન ?
મેં દેહ અર્પ્યો તોય પણ, દિલદારને દીઠી નહીં. ૪
ગૂમાનિ નુખરાબાજ ગોરી સુંદરીઓ મન હરે,
પણ કોઇએ એ યાર સમ તુજ સુંદરી દીઠી નહીં. ૫
એ વીર વિરહી ખોળવા તુજને જગત કંઇકંઇ ભમ્યો,
ગિરિવર ગુહા કે કુંજકુંજે તોય મેં દીઠી નહીં. ૬

બાગમાં અનુરાગમાં કે પુષ્પના મેદાનમાં,
ખોળી તને આતૂર આંખે, તોય મેં દીઠી નહીં. ૭
સરખાવિ તારૂં તંન મેં, ખોળી ચઁબેલી વંનમાં,
પણ હાય ખૂબી આજની કરમાઇ કાલ દિઠી નહીં. ૮
તું તો સદા નૂતન અને આખું જગત નિત્યે જુનું,
મિથ્યા પ્રપંચે ક્યાં થકી તું ! તેથિ મેં દીઠી નહીં. ૯
તું તો ખરી જ્યાં પ્રેમ પૂરણ, પ્રેમિનાં કાળજ બળે,
એવી દયા તો એ ! ગુમાની, મેં કહીં દીઠી નહીં. ૧૦
મુખચંદ્રમાં મેં દીઠિ છે આખી છબી આ જગ્તની,
પણ આંખડી મુજમાં વસી તું, તેથિ મેં દીઠી નહીં. ૧૧
એ કાળજાની કોર કાં કાપે હવે તો થઇ ચુકી,
મેં તો પ્રથમ્ કાપ્યું સુપ્રેમે, તોય મેં દીઠી નહીં. ૧૨
કોઇ દેવ આવી કાનમાં દે છે શિખામણ પાંસરી,
આ જગ્તની જંજાળમાં ચતુરાઇ તો દીઠી નહીં. ૧૩
જ્યાં પ્રેમ મારો જળહળે, ત્યાં તેં દિધો બદલો ખરો,
તો આ જગત છોડ્યા વિના, યુક્તી બિજી દીઠી નહીં. ૧૪
એક દીન મળશે તે અધરસૂધા સબૂરી बाल धर,
હાં એ બધુંએ છે ખરૂં, પણ હાલ તો દીઠી નહીં. ૧૫

## ૨ દર્શનેચ્છા

રાગ—સદર ગઝલ

દિલદારના દર્શન વિના બીજું મને ગમતું નથી,
પુતળી પડે નજદીકમાં બેઠા વિના ગમતું નથી. ૧
મુખચંદ્ર ઓપે ઝળહળી ઝરતું સુધા જ્યાંથી વહી,
તે મુજ ચકોર ગરીબને પીધા વિના ગમતું નથી. ૨
કુદરત તણી બલિહારિના હું રમું રંગીલો રંગમાં,
પણ હાય ! ભરછક રંગને છાંટ્યા વિના ગમતું નથી. ૩
છો માહરા નોંધે ગુન્હાઓ નિંદકોનો દફતરી,
પણ મસ્ત તુજ દરબારમાં આવ્યા વિના ગમતું નથી. ૪
એક જો તું દે ચુંબન મને તો કરૂં કવીતા ફાંકડી,
પ્યારી તહારા ગૂણનાં ગાયન વિના ગમતું નથી. ૫
મોંઘેરા તુજ ચુંબન થકી મોંઘી કવીતા માહરી,
પણ લેખણીને તુજ છબી લેખ્યા વિના ગમતું નથી. ૬
શો મોહ દુનિયાનો કરૂં, દુનિયાં દિઠી દોરંગિ મેં,
પણ માહરે તો તાહરા એક રંગ વિના ગમતું નથી. ૭
ખટકી ખટક કર્પુર કરે ઝટકી ઝટક અંચળ તણી,
છટકી છટક કળ કાળજાની, કળ વિના ગમતું નથી. ૮
તુજ ગૌર શીતળ સ્વચ્છ શર્વરિ શરદ શર્વરિનાથના
પીયૂષશી ગલબાંહ તે નાંખ્યા વિના ગમતું નથી. ૯
એ તાહરી આશા દિગંતી રેખ સમ પીડા કરે,
રે ક્ષણ પ્રતિક્ષણ મધુર મુખ નિરખ્યા વિના ગમતું નથી. ૧૦

અંતર દવાનળ જ્વાળથી કરૂં ભસ્મિભુત આખું જગત,
પણ બાગ તે તુજ ખેલનો રાખ્યા વિના ગમતું નથી. ૧૧
કંઇ સ્વાર્થ કે કારણ તહારા પ્રેમમાં મારે નથી,
પ્રેમનું કારણ પ્રેમ, તે વીના બીજું ગમતું નથી. ૧૨
શો સ્વાર્થ બુલબુલને ગુલાબી રંગમાં આવી વસ્યો,
એને ઘડીભર રંગ તે જોયા વિના ગમતું નથી. ૧૩
ઝાઝું ન માગું હું ચહું ઘડિ એક મળવા કોટમાં,
પણ લેખતી ન હિસાબ તું, રોયા વિના ગમતું નથી. ૧૪
પ્રતિરાત્રિભર તુજ ભ્રાન્તિમાં પોકાર બાલ ઉંડા કરે,
ગમતું નથી, ગમતું નથી, આખું જગત ગમતું નથી. ૧૫

## ૩ કટાક્ષ

રાગ દેશ–તાલ ગઝલ

( 'રે. પરસે ઝરને લગે શરર, ના તડફ તૂ બુલબુલે ઝાર બસ'–એ રાહ )

મધુર મધુરી આંખડીનિ કટાક્ષ તે કયમ વીસરે,
તે પુર દગલબાજી ભરી ભરવ્યંજના કયમ વીસરે? ૧
રમવા કરી'તી આશ તુજ મૃદુ ગૌર બાહૂબંધમાં,
દરિયાઇ મોજે રડવડયો હું, દુઃખ તે કયમ વીસરે? ૨
અંતર પડેલા દાહ પર દુશ્મન લગાડે લૂણને,
તવ પ્રેમનાં બાધક કરે દુખ હાય! તે કયમ વીસરે? ૩
સર્વાંગ કોમળ કુસુમ લજવે એહવાં તારાં લસે,
પણ અંતરે પથ્થર સમી પ્રિય પીડ તે કયમ વીસરે? ૪
મુજ દુઃખનો વિશ્રામ વ્હાલી! મેં ધર્યો મુખપંકજે,
મુક થઇ ગયો ભોગી ભ્રમર હું બંધ તે કયમ વીસરે? ૫
તુજ કાજ બંધન બેડિના કરૂં બંધ અક્કેકે જુદા,
પણ એક તુટતાં સાત સંધાયે કહો કયમ વીસરે? ૬
શાને ધરૂં ના માન જયારે માનિ તું થઇ નીવડે,
પણ નજર ગુસ્સાબાજના રસભાવ તે કયમ વીસરે? ૭
લઇ સ્કંધ પર વીણા મધૂરી ગાઉં તારાં બિરદ હું,
પણ જીવ ચહે અમૃત અધરના ઘૂંટડા કયમ વીસરે? ૮
સુંદર મનોહર પ્રેમના નિર્મળ ઝરામાં નાહિને,
નાહ્યો જગતને તુજ માટે, ટેક તે કયમ વીસરે? ૯
છુટિ છુટિ પડી કર્પૂર ગૌર કપોલ પર અલકાવલી,
રૂપ નાગણી અંતર ડશી, દુખદંશ તે કયમ વીસરે? ૧૦

બતલાવું પ્રાણુ! ઉપાય ઘાયલ પ્રેમિ કેરા વૈદનો,
કરિ પાશ કંઠ દશ્યા વિના ચિત ઝેર તે કયમ વીસરે? ૧૧
કામી વિચાર કરે કરોડો ચિત તથાપી શું કરે,
પણ પ્રેમિની પળપળ કહાપી દુઃખથી કયમ વીસરે? ૧૨
આવી લહેર સુગંધલ્હેરાતી સુગંધી અલકથી,
પેગામ આપે પણ નહીં તું ચિત્ત તે કયમ વીસરે? ૧૩
અંતર રૂધિર રૂશનાઈએ લખું લેખ નભ પાટી ઉપર,
પ્રેમી તણા બહુ રંગ તે, શૂન્યાત્મમાં કયમ વીસરે? ૧૪
શાણા સનેહીનો સનેહી, મસ્તમાં મસ્તાન બાલ,
વીસરે કયમ વીસરે તવ મધુર મુખ કયમ વીસરે? ૧૫

# ૪ મૂર્ખની મૂર્ખાઈ

રાગ—ઉપર પ્રમાણે

ફટ ! મૂર્ખની મૂર્ખાઇને તો વખાણુ ઝાઝું હું શું કરૂં ?
દિલ દગ્ધને દંભી કહે એ દુઃખને હું શું કરૂં ? ૧
અમે પ્રેમપંથી જોગિડા, અનુરાગ બાગ મહીં વસ્યા,
શ્રુતિ શીર મૂકી પાય પછી વીવેકને હું શું કરૂં ? ૨
દુખ સર્વ દારૂણ ટાળિયે, પ્રાણદીપ જાતો બચાવિયે,
પણ મૂર્ખની મૂર્ખાઇનો ન ઉપાય તે હું શું કરૂં ? ૩
કહાં પ્રેમ દુર્લભ તાહરો કહાં આ બધું ગાંડું જગત,
મદમસ્તને દે શિખામણો, એવા મૂર્ખને હું શું કરૂં ? ૪
તવ પ્રેમ તલ્લિન સર્વ વસ્તુ વિષે વિલોકું હું તુજને,
ભરછક છકેલો દોડું, હસતા દુષ્ટને હું શું કરૂં ? ૫
મુજ મસ્તને બનશે કયમે દોઢડાહિ દુનિયાંની સહે,
'અપની વિચારે ન ઔરકી લે સીર,' તેને હું શું કરૂં ? ૬
શું મને સમજાવશે કાજી કુરાની વેદિયા,
બાળી મુકયાં કૂરાન વેદ પ્યારી પછિ એ હું શું કરૂં ? ૭
કહ્યું વાર વાર હજાર કે, નથિ 'નીતિ' પ્રેમિના કોષ માં,
સમજે નહીં સમજાવિયે એ મૂર્ખને હું શું કરૂં ? ૮
મસ્તાન આખું જગત મદિરાપાનવત્ ઝાઝું ઘુમે,
ડોળે ડહાપણ મસ્ત આગે તેમને હું શું કરૂં ? ૯
પુરિ પાત્ર અંતર ઉજવળે રંગી મદીરા પ્રેમનો,
મસ્તાન પાને સર્વદા, સડિયલ મદિરા હું શું કરૂં ? ૧૦

વ્યવહાર વિદ્યા શાસ્ત્રને પૂરાણ દર્શન હું ભણ્યો,
ઈંજીલ કુરાન ભણ્યો તથાપી તેમને હું શું કરૂં? ૧૧
ભવસાગરે તોફાન વાયૂ ગર્જના ઘમઘોરમાં,
ઉપકંઠ બેસિ હસે ટિટોડી તેહને હું શું કરૂં? ૧૨
જાય મૂરખ ના સિધો, મુજ પંથમાં દષ્ટી કરે,
નહિ ચાંહિકો નહિ વાંહિકો થાએ પછી હું શું કરૂં? ૧૩
મુજ પંથ દુઃખભર્યો મળે, પણ સૂખ તારા અધરનું,
લાલચભર્યો મારગ અવળ લીધા પછી હું શું કરૂં? ૧૪
જહાં મૂર્ખ ટોળું તાળિયો ફૂટે તહાં મસ્તાન बाल,
શું કરૂં હું શું કરૂં? કરૂં મૂર્ખમુખદર્શન પરૂં. ૧૫

## ૫ મોહનમંત્ર

રાગ–લાવણી

('નાજુક પુતલી રતન છબીલી ભર જોબનમેં મસ્ત ખડી'–એ રાહ.)

મદમાતી તારી આંખડલીમાં આવી વસ્યો છે મોહનમંત્ર,
ગોરેગોરે મુખડે આલેખ્યો છે જુવતી જોબન જાલમજંત્ર. ૧
નયન ચકોર રડે મુશકે મુખચંદ્ર અમલ જવ ના નિરખંત,
પ્યારી પ્રીતી પાશે પ્રેમી પ્રીતમ પડીઓ રે પરતંત્ર. ૨
પ્રેમ તહાં રે કેવો પટંતર, કાં લાજે દઉં અધરક્ષત દંત,
જોબન મદરસ કેમ પીઉં ના, પ્યારી થઇને પૂર્ણ સ્વતંત્ર. ૩
વારૂણિ મદરસ રક્ત કપોલે ઝબકારા મારી ઝલકંત,
પ્રતિક્ષણ તેમાં પાઠ કરૂં છું, અચળ અલૌકિક વૈદિક મંત્ર. ૪
પ્રેમસ્થાને પ્રેમપરાયણ પ્રાણી પ્યારો પ્રાણ તજંત,
તોપણ તવ દરબાર ન ઉઘડે, નિર્દય કેવો તારો તંત્ર? ૫
વચન વિસાર્યું મેં પ્રાણસનેહી કાં દિલડામાં એમ લહંત,
કાળજડામાં ક્યારથિ કોરી રાખ્યો છે તવ પ્રેમળ મંત્ર? ૬
ઉર્વશિ રતિ રંભાશિ મનોહર માનનિ ગણમાં રમ્યો અનંત,
તોયે દિલડું કંઇ ન ઠર્યું એ તુજ વિણ જાણે કોણ પટંત્ર? ૭
પ્રેમીઓનો હૃદયમણિ હું તે, પ્યારી જ્યારે ના પરખંત,
ત્યારે ભૂંડી તું જ ઠરી એ! ગોરી ગુમાની કહું છું સ્વતંત્ર. ૮
પ્રતાપ મૃગ તૃષ્ણાવત દેખી આ મન તરસ્યું મૃગ દોડંત,
હાય હાય! ત્યાં પ્રાણ જાય એ તારો જાદુઇ જાલમ જંત્ર. ૯
કામ ભરેલી કટાક્ષ કટિલી અણિયાળી અંતર વેધંત,
રૂધિર વહીને બનશે પ્યારી તુજ વિલાસ પ્રબળ જલજંત્ર, ૧૦

નિર્દય ! કેમ દયા ન લહે [illegible] ચાતુર દિલ મળવા ચમકંત,
અંતર પ્રેમિ રડંતો હીંડે દિલ સોંપી તવ મુખડે સ્વતંત્ર. ૧૧
આ અવસર અનુકૂલ અલૌકિક રમે મસ્ત થઇ પ્રેમી સંત,
મૃદુ મૃદુ ગીત રસાળાં ગાયે મૃદુ મૃદુ રવ વાજે વાજંત્ર. ૧૨
વિરહજનિત પુર શોકપુરિત કરૂણામય મારૂં હૃદય[illegible]ંત,
ઝીલ ઝીલ પ્યારી રસ તે એક વાર, ન થઇયે એમ સ્વતંત્ર. ૧૩
રૂહો રૂહો ઘડિ પ્યારી બતલાવું કાળજડાનો આણી અંત,
નહિ તો મેં મન માનિ લિધું છે તવ વિણુ જગ આ આંધ્યુંડતંત્ર.૧૪
પ્રેમિ પ્રિયા ને પ્રીતમ પ્રેમી તે સુખ આ જગ કોણ લહંત,
આ બડભાગી બાલ લહે હા, હા, થઈ મસ્તાન સ્વતંત્ર. ૧૫

# ૬ સલૂણો મંત્ર

રાગ—ભૈરવી તાલ ત્રેતાલ

એવો તેં શું પ્રેર્યો મોહન મંત્ર સલૂણો સાનમાં,
પ્રૌઢ પ્રેમિની પરમ પ્રેમગતિ આવિ રહી અવસાનમાં. ૧
દેવદશા વિપરિત વિરહીને તોયે તું નહિ સાનમાં,
ગુણ ગરવીલી એમ ન રહિયે નિત્ય મગજ મસ્તાનમાં. ૨
પ્રેમવીર ! મેં ધીર ધરી'તી ભરિ મુજ હૃદયનિધાનમાં,
લૂંટી ગઈ લખલૂંટ લુંટારી દગલબાજ બેભાનમાં. ૩
વ્યાધ કરી વધ લહે ખબર વધની એ દયા જહાનમાં,
પ્રાણ પારધી પ્રાણ પરહરી પડ્યો મુકે સમશાનમાં. ૪
હાળાહળથી હઝાર ગણું વિષ ભર્યું કટાક્ષ કૃપાણમાં,
પ્રેમદાવ રમતાં તેં માર્યો ઘાવ પડ્યો મેદાનમાં. ૫
ચપલાવત ચંચલ ચિત ચમકે ચમકચમક ચહુવાનમાં,
પણ કચમ પ્રેમિ રસિક જન ડૂલે ભૂલે નીજ નિશાનમાં. ૬
મધુર મધુર વચનાવલિ ધિરિધિરિ પ્રવેશ કરતી કાનમાં,
મગજ કરી મસ્તાન ભમાવે ભણકારે બેભાનમાં. ૭
મોહનમય મુખ મરકલડે હું ભમું ભ્રમર ગુણગાનમાં,
અધવચ ત્રૂટે તાર મનસ્વી વીણા ભરિ ગુલતાનમાં. ૮
ઘડિ ઘડિ રીસાવું પ્યારી એ પ્રીત રીત નાદાનમાં,
કાચું દિલ પ્રેમ ન જીરવાયે ફજેતિ આખિ જહાનમાં. ૯
ચંદન શિશિર સમોવડ સ્પર્ષ મળે જો તનડે તાનમાં,
પ્રાણ કરૂં કુરબાન સલુણી નવલ રંગ મસ્તાનમાં. ૧૦

દિલડાની ગતિ કોણુ કળે રે તુજવિણુ દુઃખનિદાનમાં,
સજન સનેહી છતાં જશે શું દિનદિન મુજ કકલાણુમાં. ૧૧
સ્નેહ અતીશય સંકોરે બળ તનડે વિરહકૃષાનમાં,
ખબરદાર સંભાળ લહે તન દાગ ન લાગે વાનમાં. ૧૨
શરદ શર્વરી સમો ક્ષમાકર કપાલ કર્પુર વાનમાં,
આવ આવ ચોટાડું ચતુરા મઝા નહીં તોફાનમાં. ૧૩
અલક છુટા અલબેલા નાંખો ગરદન ગૌર મહાનમાં,
નેહ ભરે નયણે નિરખું અલબેલિ અલૌકિક વાનમાં. ૧૪
સુણો ઘડિક દિલડાના દુખની રહો ન પ્યારી માનમાં,
વરસાવો અધરામૃત હેલી बाल રમે ગુણુગાનમાં. ૧૫

## ૭ સલામતી

રાગ જિલ્લો-ગઝલ તાલ દાદરો

અંજન આંખડી ન આંજ કપાશે સુઆંગળી,
મતિ તાહરી સલામતીમાં માહરી વળી. ૧
પડે તાહરી અલાબલા સો માહરે શિરે,
સહુ ધીર થઈ કોઈના પિડા શકે કળી. ૨
નજરબાણુ કયમ ન તાહરે કરે પિડા કરે,
ખુંચે છે તને શરીરમાં ગુલાબની કળી. ૩
નિચી નજર ના તું ઝાંખ, ઝાંખ માહરી ભણી,
ભલે વેધશે ફકીરને ફિકર કશી બળી. ૪
જોજે ! તુજ વિના સજન બધો સંસાર ડુબશે,
પછી શી વલે થશે કંઈ ખબર તને મળી ? ૫
ખબર કેમ ન લેતિ માહરી શિરે તું નિર્દયા,
ફસી પ્રેમફંદ તાહરે મુરાદ ના મળી. ૬
ફિકર કશો છે ફકીરને, ફકીર તણિ તને,
જોબન ઝૂલડે ઝુલી તું સુમનસેજમાં ઢળી. ૭
ગયો ખેલ ખલકનો ગયો વળિ મેલ મંનનો.
ઝલક ઝાંખવા મળે ન મધુર મૂર્તિ નિર્મળી. ૮
સજન ગરિબ મારિ હાલતે ઉપહાંસી કાં ધરે ?
હમારા ભર્યો ભંડારની ખબર નથી મળી. ૯
હૃદયકોષમાંહિ પ્રેમરત્ન લાવિને ધર્યું,
સમર્પણુ કર્યું તને અમૂલ્ય મેં રળી રળી. ૧૦

અહા કીમિયો વડો દિઠો એ રેતીમાં ખરો,
દેખું માંહિ મદભરી છબી છકેલિ કોમળી. ૧૧
જોને પળ ઘડી ઘડી પછિ દિનરાત વહિ જશે,
જશે આખરે શરીર આ ફકીરનું બળી. ૧૨
દાગ લાગશે હમેશનો ગરદન પરે સજન,
ઉઠી ધૂમ આવશે શરીરથી બળી બળી. ૧૩
જવાળ લાગશે ભડભડ કરિને શબ્દગર્જના,
પ્રિતમ તુંહી તુંહી તુંહી એ મેં રંગમાં ભળી. ૧૪
મુકી માન માનિનિ ઘડિ દે સૂખ સોબતે,
પડયો બાલ પરમ પાય પ્રિતમને લળીલળી. ૧૫

## ૮ ભણકારા

લાવણી

( 'જબસેં મિલી તેરે દરકી ખાક સંદલકા લગાના છોડ દિયા.'—એ રાહ )

ઘડી ઘડી ભણકારા ભામિનિ ઉડિ આકાશે આવે છે,
અલક અતર ભભકાર સુગંધી લહરિ લહકતી આવે છે. ૧
સજી રહું તૈયાર સજન હું મન મહેરમ અહિં આવે છે,
મૃદુ મુખડાનિ અનેક કલ્પના વિવિધ રંગ બતલાવે છે. ૨
આગમ આશા પ્રીતમની પ્રેમીનું મન તરસાવે છે,
અરે અકથ આરત આરતની કોણ સજન મન લાવે છે? ૩
પત્રાક્ષર પ્રીતમના પામું મન આશા દોડાવે છે,
અરે મફત લહરી મસ્તાની કહિ દે કેમ ઉડાવે છે? ૪
અથવા સ્નેહભર્યો સંદેશો મુજ પ્રિયતમ કંઇ કા'વે છે,
પ્રેમપંથની ગલી કુંચી કંઇ તુજ સાથે સમજાવે છે. ૫
પલક એક પ્રીતમજી અમને સંભારી મન લાવે છે,
અશ્રુપુષ્પ જે ભેટ મોકલ્યાં પ્યારી અલક ધરાવે છે. ૬
ભરજોબન મદભરી કિશોરી ગુમાન શું મન લાવે છે,
ખબર પડી કે નથી પડી અમ દુઃખનિ કયમ તરસાવે છે? ૭
પરમ પ્યારિને અંગ સ્પર્ષ કરિ આવિ ભલી તું ભાવે છે,
નિશા હઝાર નિશાની લાવે મગજ મસ્તિમાં આવે છે. ૮
અજબ સુગંધી મ્હેંદીની તુજમાં મજબુત મ્હેંકાવે છે,
પરિચારિકા તું પ્રિયપદકેરી એવું મુજ મન આવે છે. ૯
કહિશ તને સઘળા અંતર જે તરંગ ઉઠિઉઠિ આવે છે,
પ્રિયમંદિરમાં તું માણુંતી કંઇ ન હવે શક આવે છે. ૧૦

ધન્ય ધન્ય છે ભાગ્ય તુજ મુજ પ્રિયાચરણ રતિ લાવે છે,
વાહ ! અમારૂં ભાગ્ય ખરૂં એ ભ્રમણામાંહિ ભમાવે છે. ૧૧
ખરેખરૂં કહિ દે તુજ દિલમાં કંઇક આશ દરશાવે છે,
પ્રીતમજી અમ મંદિર પ્રેમ ધરી કહો કઇ ઘડિ આવે છે. ૧૨
કહેજે સજની પ્રાણસ્નેહિને સંદેશો મન કહાવે છે,
તુજ વિહાર ઉપવન વનવાટી સજન શૂન્યમય થાવે છે. ૧૩
નામ રહે નહિ કરે યાદ કોઇ એ અનુભવમાં આવે છે,
કશી કરૂં દરકાર દેહની લગાર જે નહિ ભાવે છે. ૧૪
અંતરજવાળ અગાધ ઉપાયે ક્ષણ એકમાં શમાવે છે,
રે ! સજની કહેજે પ્રીતમને બાલ કાલ ઉઠિ જાવે છે. ૧૫

## ૯ મનવ્રેહી

રાગ ધનાશ્રી ગઝલ-તાલ લાવણી

ઉઠઉઠ મનવ્રેહી મનવ્રેહી,
જઈ ખોળ પ્રાણસનેહી. ઉઠઉઠ૦ ૧
પ્રાણસનેહી પ્રિતમ વિના તું બની રહ્યો પરદેશી,
ધિઃક્ ધિઃક્ તુજને હઝાર ધિઃક્ છે, થઈ રહ્યો બહુ કલેશી ઉઠઉઠ૦ ૨
અંચળ જેની અંતરમાં કંઇ પડિ શકવા નહિ પામ્યો,
નિશદિન છાતીએ છાજંતો પ્રીતમ દૂર વિરામ્યો. ઉઠઉઠ૦ ૩
રડી રડી તું બેસિ રહેને વ્હાલી કાંઇ વિરાજે,
વચમાં લહરી લહકંતો મહાસાગર ગર્જન ગાજે. ઉઠઉઠ૦ ૪
મૃદુ મુખડાનાં મરકલડાં તું નિરખિ નિરખિ ખુશ રૂહેતો,
જે પ્રીતમડે પ્રેમથિ પોખ્યો તેણે મૂકયો વ્હેતો. ઉઠઉઠ૦ ૫
પ્રીતલડીની રીતિ સહજ ગણિ કુદી કુદી મુદ પામ્યો,
પડી ખરેખરિ શિરપર જ્યારે ત્યારે ખરો વિરામ્યો. ઉઠઉઠ૦ ૬
મધુ મદિરાથી મધુર ગણીને હાળાહળ વિષ પીધું,
કોણ બારણે બેઠું તારે શું કરવા પણ લીધું? ઉઠઉઠ૦ ૭
લોકવેદની કઠિન શૃંખલા સૂત્ર તારવત તોડી,
પ્રિયમુખદર્શન કાજ ગયો ત્યાં બેઠો પ્રિતમ મુખ મોડી. ઉઠઉઠ૦ ૮
પ્રેમમદીરા અનહદ નીશો મહતા જીરવવામાં,
પાર પડયો જેણે જીરવાયો નહિ તો ઉડયો હવામાં. ઉઠઉઠ૦ ૯
અરે! મને તે છબિ મધુરીનું દર્શન કયારે મળશે?
તનડે તાવલિયો ધીકે છે તે દુખ કયારે ટળશે? ઉઠઉઠ૦ ૧૦

પાસ બેશિને દુખની વાતો ક્યારે તે પુછિ લેશે ?
મુજ મુખમાં કોમળ મુખ દઈ અધરરસ ક્યારે દેશે ? ઉઠઉઠ ૧૧
ક્ષણ પ્રતિક્ષણ અંતર દ્રવિ દ્રવિ થતું ગાઢ રૂદન કોણ રોકે ?
આંખડલીમાં તો આંસુ નહિ જિવને રોવું પોકે. ઉઠઉઠ૦ ૧૨
ક્યારે કોમળ કંજ કરેથી સ્પર્શ શરીરે કરશે,
જન શરણાગત પ્રિયપદ થાવા સાગર પાર ઉતરશે ? ઉઠઉઠ૦ ૧૩
ઉઠી પ્રભાતે લખ એક કાગળ પ્રીતમને ભરપ્રેમે,
બુલબુલ રૂડું છે દુત તારે લઇ જાશે બહુ રે'મે. ઉઠઉઠ૦ ૧૪
પ્રીતમથી બિછુર્યાં કરતાં તો મૃત્યૂ સારૂં લાગે,
મૃત્યુ તો મહામુનિ યતિ માગે, बाल કેમ ના માગે ? ઉઠઉઠ૦ ૧૫

# ૧૦ અલૌકિક બહાર

રાગ–લાવણી

[ 'નાજુક પુતલી'–નો રાહ ]

તે દિનનો પ્યારિ બ્હાર અલૌકિક દિલડાથી વહિ ગયો ગયો,
મહત મનોરથ મનનો મનમાં મન મહરમ રહિ ગયો ગયો. ૧
નજર પડી નાજુક નૂતન નવનિત સમ પરપદ પાનિ:પરે,
મન માતંગ મહત મોહપાશે, મસ્તાનો ગ્રહિ ગયો ગયો. ૨
નજર પડે જ્યાં ત્યાં અલબેલી આનન્દની દ્યુતિ દમકે છે,
રે ! તે ભ્રમણામાં ભ્રમતો ચિત ચોર લઁપટ વહિ ગયો ગયો. ૩
આંખડલીની મિટડી માંડી ભરજોબન મુખ નિરખિ રહ્યો,
રે ! પ્રીતમ તરછોડયો ત્યારથિ, અધવચ હું રહિ ગયો ગયો. ૪
અલક અતર બ્હેકી બ્હેકાવ્યું આ દિલ દાવો છોડિ ગયું,
મસ્તીમાં તેં મુજ મુખ ચૂમ્યું તે રસ મુખ રહિ ગયો ગયો. ૫
મુક દઇ મુજને પિયુષપયાલો પ્રેમ ભરી પાયો પુર:એક,
રસ મધુરો અંતરમાં ઠરિ કરિ મસ્ત ખરો રહિ ગયો ગયો. ૬
સાચેસાચિ સજન કહિ દે પળવાર ઝલક મળશે કે નહિ,
નહિ તો સાચી સ્નેહિ સમજિ લે જીવનજંત્ર વહિ ગયો ગયો. ૭
મિત્રવિરહથી કોમળ કરમાયું દિન હા ! વહિ ગયો ગયો,
હૃદયકમળ સૂકી જઇ પ્યારી ખુશબહાર વહિ ગયો ગયો. ૮
પ્રથમ પૂર્ણ પ્રેમનું કરિ પોષણ પાછળ પ્રિતમ પ્રપંચિ થયો,
પ્રેમિનું અંતર કેવું કપાયું સજન દાગ રહિ ગયો ગયો. ૯
મુકવત નિત મૂઝાવું મનને દિન કયમ આવું કદી જઈ,
અંતર છાની કયમ કહેવાયે તે વિવેક વહિ ગયો ગયો. ૧૦

અકળ કે આ તુજ વિકટ હું આવું તવ મોહન દરબારે,
ઘડિ ઘડિ એવું મારે જોઇયે તે ખટકો રહિ ગયો ગયો. ૧
તુજ મુખ જોતાં શો કરાર મુજ દિલમાં વળતો ખબર તને,
હાંસી એ તુજમાં વડિ ખાંપણ કોણ નજર ગ્રહિ ગયો ગયો. ૧
શો અપરાધ અજાણે જાણે તુજને પડિયો મન પુનિત થકી,
કે હું આવંતો જાણંતો દૂર પ્રિતમ વહિ ગયો ગયો. ૧
નયન નિમર્જનનું સૌરભ જળ લઇ લઇ છાંટું છું ભાલે,
નસીબ ઉંઘતું જાગે પણ વિધિ અક્ષર વહી ગયો ગયો. ૧
માટે પ્રીતમ પણ તારે ચઢવાનો નહીં દ્વારે હું,
ભલે કહો ઉન્મત્ત અજાણ્યું જગત बाल વહિ ગયો ગયો. ૧

# ૧૧ સૌંદર્ય

શાર્દૂલ

હું છું शंकर તું સતી શિરमणी સૌંદર્યધારાવતી,
તું છે પ્રેમળ મારિ નિશ્ચલ સખી પ્રેમે સમાધિસ્થિતિ,
તારે છે મુખ ચંદ્રમા મુજ શિરે ચંદ્રાર્ક સારસ્વતી,
હાં હાં જોડ સમોવડી મળિ પ્રિયે વિદ્યાપતિ શ્રીમતી. ૧
જેણે એકજ બિંદુપાન કરિયું સૌંદર્યધારાથકી,
રે ! તે પ્રાણિ તણી ગતી અવર શી તર્શી સદાયે ગતિ,
રે ! કાં કાન્તિ પટાંચલે લપટિને સંસારમાંહી રમે,
રે ! ચંદ્રાનન દર્શનાર્ત્ત સ્વમતી ચારૂ ચકોરી ભમે. ૨
તે શ્યામા અલકાવલી સઘન કુંજે રમ્ય ગુંજારવે,
આ ચિત્તભ્રમર પ્રકામિ તુજનો ભ્રાન્તી વિના જે ભમે,
હા હા ! દૈવવશાત્ વિયોગિ જિવ એ ભોગી ભ્રમે ભ્રાન્તિમાં,
રે ! એકક્ષણ પુષ્પગુંફિત લટે દે લેટવા શાન્તિમાં. ૩
ધારા ઊપર હું પદેપદ સખી ! તારા વિચારો ધરૂં,
આધારે તુજ મૂર્તિના નયનથી સંસાર માંહી ફરૂં,
ભાનૂ રોહિણિનાથ તારિ નજરે બોલાવું જો સાક્ષિયે,
સાક્ષી અંતરશુદ્ધની ખરિ પુરે सत्यं ब्रवीमि प्रिये. ૪
ભાનૂ દ્વાદશ ચંદ્ર કોઇ દિવસે જો પાંશુમાં રોળશે,
વારીમાંહિ વસુંધરા કવચિદપિ સ્નેહેથિ અંગોળશે,
નાના સજ્જન પ્રેમ નાવ તરણી કિંચિત્ કવચિત્ ગર્કશે,
મારી ટેક શુચિ ધ્વજા પ્રલયના પાથોધિમાં ફર્કશે. ૫

સૃષ્ટીના શ્રમથી વિનિદ્રિત પરબ્રહ્મ પ્રશાન્તિ ગ્રહે,
સંસારી જીવમાત્ર નામ રૂપમાં ના ભેદ કાંઇ રહે,
કાન્તે ! કોઇ દિને દિનેશ કિરણો જ્યારે તમે તર્જશો,
મારો નાદ 'તુંહી તુંહી' સઘન જો શૂન્યાત્મમાં ગર્જશે. ૬
યોગી માન લહે ટચાક મનમાં શારીરિકી ભ્રાન્તિમાં,
ત્વન્મુખ-દર્શન જો મળે શરિરની શું સાર છે ક્ષાન્તિમાં ?
જેનો પાર જડે ન કાંઈ મથતાં પ્યારી ચતુસ્સિન્ધુમાં,
તે મેં રત્ન ખરેખરૂં પરખિયું તારા સુરા બિંદુમાં. ૭
મારૂં મન હરી જવા મન કરે મસ્તાનની છોરિયો,
પાયે છે મદિરા મને કંઇ અટકુચાળી ભલી ગોરિયો,
સીમા સાગરપાર ધૈર્યધનને લેવા કરે લાલસા,
ક્યાં છે રે ! પણ ચિત્ત સાધું સફરૂં, ના ના લગારે નિશા. ૮
આવી પ્રેમળ પ્રાણહંસ પડિયો આ દેહને પંજરે,
પ્યારી શબ્દ વિના નથી કંઇ પડ્યો તોયે રહ્યો જંજિરે,
ક્યારે પંજરબંધ પૂર્ણ છુટશે કે ચિત્ત આશા ધરે,
ઊડીને પદ પંકજે રસ ભરે કલ્લોલ કામી કરે. ૯
પ્યારી આજનિ કાલ રાત્રિ કરતાં રાત્રી હઝારો વહી,
જોતાં વાટડિ રોજરોજ તુજની નિદ્રા ન નેત્રે રહી;
અંગોઅંગ મળ્યો ન સ્પર્શ, હું વહ્યો છું વિર્હના સાગરે,
સાચું કહે અપરાધ શો પ્રિય કર્યો છે રંક આ નાગરે. ૧૦
હું છું નાગર જાત તું રસતણા કલ્લોલમાં ચાતુરી,
હું છું પૂર્ણકલાધર પ્રકટ તું વિદ્યા ચકોરી ખરી;
હું અર્પું કવિતા મધૂર તુજને તું મૂજને ચુંબને,
પા રે ! અમૃતઘૂંટડા નવિ નવી નિત્યે કવીતા બને. ૧૧

મારી કોમલ નાદમસ્ત કવિતા સારંગિમાં સૂણ રે,
પાયે નૂપુર તાલ આપિ મદિરા આનંદમાં ધૂમ રે,
જ્યાં જ્યાં માન પડે તું મસ્ત થઇને ત્યાં વાહવા બોલ રે,
આલાપું મૃદુ તાન, કંઠ મુજને વેલી થઈ ડોલ રે. ૧૨
જન્મ્યો કાંઈ નથી જગત્ રિઝવવા દકોર શાની ધરૂં ?
લેખ્યો લેખ નથી લલાટ પટલે કે નિત્ય સેવા કરૂં,
જન્મ્યો કાંઈ નથી ભવાઈ ભવને કે ઢોંગ સારૂ ઘડયો,
સ્વચ્છંદી પણ ફંદિ માત્ર તુજનો હા, बाल પાયે પડયો. ૧૩
પ્રેમી પ્રાણિ તણી મહા પ્રણયિની સંપૂર્ણ કામેશ્વરી,
કોટી અર્ક સમ પ્રભા મુજતણા જે ચિત્તસ્થાનેશ્વરી,
જેના અંશ થકી છું ઉદ્‌ભુત થઇ તું મારિ પ્રાણેશ્વરી,
તે દેવી નિત નિત્યનૂતન સદા त्वां पातु विश्वेश्वरी. ૧૪
એવી સુંદર મોહિની અહહહા ! કામી પિતાને કર્યો,
શું આશ્ચર્ય કદાપિ મોહિત થઈ હું શર્ણ જેને ઠર્યો ?
સર્વે સાક્ષર નમ્ર ભાવિક જનો જેના રહે આરતી,
તે દેવી નિત નિત્યમંગલમયી त्वां पातु मे भारती ૧૫

*_* મૂળ 'સ્નેહાલાપ' શીર્ષકથી જે કૃતિ 'વિવિધજ્ઞાનદર્શક' (વર્ષ ૧, અંક ૩; સપ્ટેમ્બર, ૧૮૯૪) માં છપાયેલી તેમાં ઉપરની કૃતિના ૧ થી ૧૩ શ્લોક ઉપરાંત નીચેના શ્લોકો હતાઃ

જે વાણી વદતો હતો સ્વજનમાં તે વાણિ મારી ગઈ,
વક્ત્રાર્વિંદ વિલોકિ કાવ્ય લખતો મારી છટા તે ગઈ,

જે વીણા વદતી હતી સ્વર મિઠા તે વૈરિ પૂરી થઈ,
भद्रे त्वद् विरहाद् विलोक्य दशा का मे निराशामयी । ૧૪
જો કે આંગળ એક દૂર સજની સંયોગ ગોષ્ઠી કરે,
પામું ના ક્ષણ એક મિષ્ટ ન સુધા જે મિષ્ટ બિંબાધરે.
થાતું કંપિત ગાત્ર આ શરદના જે ચંદ્રબિંબાંકુરે,
પ્યારી કોસ હજાર તો જીવનની રે કોણ આશા પુરે ? ૧૫
ના ના સજ્જન ક્રોધ મારી પરનો ઊતાર બિંબાધરે,
પીસ્યો તો મુજને કહી ખબર છે પ્રાતર્ સમીરે ખરે,
એ તો હું જ સહું તમામ નુખરાં તારાં, ક્ષણે જે ફરે,
રે એ છોડ ગરીબને કંઇ મને બિંદુ સુધાનું ઝરે. ૧૬
તું પૂજે નહિ કોઇ દેવ, ન પુજૂં હું કોઇ દેવી અને,
તું દર્શે દિન ના જ શર્વરિ મને કાળીકરાળી બને.
તું મારી દિનરાત્રિમાં હું તુજનો, કેવી સ્પૃહા સાંપડી,
આનંદે ઉભરી અહો રસભરી અન્યોન્યની ગોઠડી ! ૧૭
શ્રીસૌભાગ્યતણી સુશીલ સજની જે માહરી લેખણી,
નારી નામ તમામ ત્યાગ કરતાં એકાકિની સંગિની
કલ્પાન્તે સુખદુઃખની સહચરી પ્યારી તજી આજથી,
હાંવાં કેમ નથી અનન્ય તુજનો શાને રહું લાજથી ? ૧૮
લક્ષ્મી ચંચલ રોજ છલ્બલ કરી મંદીર મારે ધસે,
તારે જાવક પાય ચારુ રચવા આશાથિ લાક્ષારસે.
હું એવો નહિ પેસવા દઉં કદી મંદીર મારે રહી,
ખૂંચે કાંઇ કઠોરતાઇ કમલાના પાણિપદ્મે રહી. ૧૯

[ અપૂર્ણ ]

# ૧૨ આશા

ભૈરવી–તિલક–બિહાગમાં ગવાશે

ભમ્યો ભમ્યો હું અખિલ સંસાર, મન ધરી પ્યાર,
પ્રીતમ હજુ ના મળ્યોરે.
ઠર્યો ઠર્યો જઈ એને દરબાર, મન ધરી પ્યાર,
પ્રીતમ હજુ ના મળ્યોરે. ૧
પ્રીતમ પદની રજની રજનો પુણ્યશ્લોક પરાગ,
અંજન આંખે સુરમો કરવા મેં ચાહ્યો બડભાગ;
રહ્યો રહ્યો અભિલાષ અપાર, આ મન મોઝાર,
પ્રીતમ હજુ ના મળ્યોરે. ૨
ગરિબ થયો ગર્વિષ્ટ હતો જગમાં જન્મેલ છકેલ,
જઇ એને આંગણુ મેં ભજવ્યો અદ્દ્ભુત નટનો ખેલ;
રમ્યો રમ્યો પ્રેમઅસિ કેરી ધાર, તે સુરત આધાર,
પ્રીતમ હજુ ના મળ્યોરે. ૩
નયનપાત્રમાં રંગી મદિરા ભરિ પાવા તૈયાર,
કાળજડું શેકીને ચર્વણુ લઈ ગયો તે દ્વાર;
આવ્યો આવ્યો પાછો થઈ દિલ ખ્વાર, હું વાર હઝાર,
પ્રીતમ હજુ ના મળ્યોરે. ૪
પ્રીતમ મુખદર્શનની મનમાં એક રહી'તી આશ,
કર્મસંજોગે થઈ ન પૂરી થઇને પ્રાણુ નિરાશ
આવ્યો આવ્યો હવે હોઠ બહાર, ન જોર લગાર,
પ્રીતમ હજુ ના મળ્યોરે. ૫

પરવશ પ્યારો પ્રાણ પડ્યો જ્યાં શું કહેવું સાંભળવું ?
પ્રેમીએ તો નિશદિન ધિગધિગતે અંગારે બળવું,
બળ્યો બળ્યો હું તો આખરની વાર, કરી છેલ્લો પોકાર,
પ્રીતમ હજુ ના મળ્યોરે. ૬
અરે હમારો કોણ સનેહી મળે ખરોખરિ પળમાં,
પ્રીતમ અધરામૃતનો કણ મૂકે મુજ મુખ નિર્બળમાં,
મળ્યો મળ્યો એવો નહીં કોઇ યાર, ખબર લેનાર,
પ્રીતમ હજુ ના મળ્યોરે. ૭
પિયુ પિયુ પોકારંતાં સુણિને મધુર પપૈયા વન
કાગળ કટકા કોટે બાંધી કર્યું ઉજ્જડ મધુવન;
સુણ્યો સુણ્યો ન સંદેશ લગાર, ગયા પપૈયા હજાર,
પ્રીતમ હજુ ના મળ્યોરે. ૮
મુજ સમ દરદી ખરી કોકિલા કહે જગતને કૂકૂ,
પ્રિતમપદ સાચું ને જગ કૂડું એમ દવાઈ કૂંકું;
રહ્યો રહ્યો કોકિલાનો બહાર, મળ્યો નિજ યાર,
પ્રીતમ હજુ ના મળ્યોરે. ૯
રગરગ ખેંચી તાર કરી પિયુ પિયુ પિયુ ગાન કરંતાં,
અંતર વીણા નાદ કરંતાં પ્રિય મુજ મૂખ ધરંતાં;
નાચ્યો નાચ્યો કંઇ નૃત્ય અપાર, ન લાજ લગાર,
પ્રીતમ હજુ ના મળ્યોરે. ૧૦
મજનું તનપર ઝાડ ઊગતાં મળ્યો ખબર લેનાર,
મુજ શિર દુખતરૂ ઉગી ગયાં બળિ તન ધિગતે અંગાર;
મળ્યો મળ્યો ન અક્ષર સુણનાર, જઇ કહેનાર,
પ્રીતમ હજુ ના મળ્યોરે. ૧૧

બિરદ કદાપિ ભૂલ્યો છે તો છો ભૂલ્યો એ પ્રીતમ,
ચિંતા ચિત કશિ મારે તેમાં હું નહિ ભૂલ્યો વચન;
ભુલ્યો ભુલ્યો કંઇ નારીના પ્યાર, ન ધરી દરકાર,
પ્રીતમ હજુ ના મળ્યોરે. ૧૨
વિરહઅનળથી બળી પડું કંઇ શીતળ થાવા સરમાં,
સરોવરે શફરીકા ધીકે જવું કે શરણુ અવરમાં;
બળ્યો બળ્યો કરૂં કાંઇ પોકાર, પિયુ પિયુના ઉચ્ચાર,
પ્રીતમ હજુ ના મળ્યોરે. ૧૩
દષ્ટિ કિરણુની કલમ લઈ કંઇ ચિતર્યાં ચિત્ર હઝાર,
પ્રિયતમ કેરાં પૃથ્વિપાટ પર પણુ સહુ સરખાં ચાર;
કર્યાં કર્યાં આંસુ અળતો મેં સાર, રૂધિર નયનધાર,
પ્રીતમ હજુ ના મળ્યોરે. ૧૪
પ્રેમ વસ્યો ત્યાં ભેદ કશો છે પછી કશી છે રીસ?
बाल મુકી દુનિયાંને નામ્યું પ્રિય પદપંકજ શીષ;
મુકયો મુકયો આ અખિલ સંસાર, મન ધરી પ્યાર,
પ્રીતમ હજુ ના મળ્યોરે. ૧૫

# ૧૩ પ્રિયદર્શન

રાગ ગઝલ–તિલક અથવા નટ–તાલ દાદરો.

('ક્યા બરમેં તડફતા હૈ દિલ બેતાબ હૈ વલ્લા'—એ રાહ)

આજ ઝાંકિ થઈ કાંઇ યારની છે હરી હરી;
મતિ આંખડી જાદુગારિયે છે હરી હરી. ૧
નિર્મળ તને પરિમલ બહેકી ઉડે ગગન;
ખુશબો ઇરમ ગુલઝારની છે હરી હરી. ૨
મદિરા થકી મદમસ્ત મ્હાલતી માનની;
કરમાં સુરાહી શરાબની છે ધરી ધરી. ૩
ચંદ્ર ચાલ પર કુરબાન ચારૂ ચકોરવત્;
પ્યારીને પદે પદે મેં ગતી છે કરી કરી. ૪
અહા માન મૂકિ ગુમાનિયે મિઠી આંખથી;
દિલમાં કંઈ ફરિયાદ મારિ ધરી ધરી. ૫
શત કોટી ઉજ્વળ ચંદ્રશે ગોરે હાથથી;
ભરી પ્યાલિ મસ્ત કલાલિયે રે ધરી ધરી. ૬
અહાહા ! પડી પરછાંહિ ગોરી હથેળીમાં;
કોટી સ્વર્ગની ઝલકાઈ આંખ ઠરી ઠરી. ૭
કંઈ કરોડ ખાલી કરી દુકાન શરાબીની;
સુધ પ્યારિની એક પ્યાલિયે છે હરી હરી. ૮
કોણુ નિંદશે મદિરા મહારા મસ્તને;
મઝા કાંઈ જેણે લગાર એની કરી કરી. ૯
મુજને કહે છે સજન શિખામણ મસ્તિની;
મુજ પંથમાં ગતિ મસ્તની છે ખરી ખરી. ૧૦

ચંદ્ર ઊગતે અવધી કરી મળવા તણી;
ક્યારે ચંદ્ર તેહ ઉગાડશે રે હરી હરી ? ૧૧
ખુશ અવાજ કરતું શિરે મ્હારે ઉડે હુમા;
આજની નિશા પ્રિયા સંગ નક્કિ ઠરી ઠરી. ૧૨
આજની નિશા હરી જો કરે કે ખુટે નહીં;
ત્રિજગત્ ચઢાવું એ આખડી મેં ધરી ધરી. ૧૩
રહું હું નિરંતર રંગ પ્યારીની સંગમાં;
નિરખું નયનભર મૂર્તિ મોક્ષ ભરી ભરી. ૧૪
કવિતા કરી કહી બાલે તાનથી પ્યારિયેઃ
ખુશ થઈ શિતળ ગોરી બાંહ કંઠ ધરી ધરી. ૧૫

# ૧૪ દરકાર

ગઝલ–તિલક અથવા નટ

હું કરૂં છું યાર યાર  યારને ના દરકાર લગાર;
ખ્વાર છું ભરપ્યારમાં  યાર ન ઇન્તિઝાર લગાર. ૧
ઘડી ખફા ઘડી ખુશી  ઘડીક ગુમાની મિજાજ;
મરજી તમારી સાચવ્યે છું યાર ન કરજદાર લગાર. ૨
હઝાર ગુલે લાલા  લઈ  આવીને  બતલાવશે;
રંગ આ દિલ દાગનો યાર નહીં ગુલઝાર લગાર. ૩
મહાલક્ષ્મિ મુકટ મરકત કરવા  ચહે મુજ મન;
દરકાર નથી કાંઈ થશો યાર ન દગાદાર લગાર. ૪
મન કીર અલક જાળમાં  ફસિયું  ગતી  કશી;
લઈ દામ નિપટમાં કરે યાર ન સારવાર લગાર. ૫
યાર બેદરકાર  સમું  દુઃખ  શું  દુનિયાં મહીં ?
અંતર કોઇ તણો ભંગ યાર ન થાય વાર લગાર. ૬
બસ દઈશ ગાળ  કહિશ  કંઈક  મર્મ વાણિમાં;
વાત હુકુમમાં  કરિશ યાર ન  અર્જદાર લગાર. ૭
નિર્દય  હૃદયકપાટ  નહિ  ઉચાટ  કંઈ  દિલે;
કોમળ યશ કામિની યાર  ન ખબરદાર લગાર. ૮
મનસૂરને તનડે રૂધીર  વહ્યું હતું  પ્રિય નામનું:
મુજને તને પ્રતિરોમ ઝાંખી થાય છાપ વાર લગાર. ૯
કંઈ સાચું  કહે  રે  તને  મસ્તાનના  સોગન;
મનસૂરના સોગન તને પુરસદ ન મળે વાર લગાર. ૧૦

ઝુલેખા તણા સોગન તને યુસૂફના સોગન;
ઘર આવશે એક વાર કે યાર નહીં પળવાર લગાર. ૧૧
હાફેઝના સોગન તને ફરહાદના સોગન;
બતલાવશે મુખ માધુરીની છટક એકવાર લગાર? ૧૧
અધર અનમ ટેકિ મારી ગરદનના સોગન;
ઝટ આવરે ઝટ આવરે મુજ પ્રાણ ન ખબરદાર લગાર. ૧૩
નહીં તો તને છે કુટિલ તારિ વાણિના સોગન;
બતલાવ રે બતલાવ રે તે યાર નિઘાહ બાંકિ લગાર. ૧૪
ફરહાદ શું હિસાબ માંહિ ભેદું ઘડિકમાંહિ વ્યોમ;
બાલને કંઈ પા રે સજન તુજ મદિરાવાર લગાર. ૧૫

# ૧૫ નાદાન બુલબુલ

ભૈરવી ગઝલ

('મહોબ્બત ગેરસે તેરી છુડા દે યા રસુલુલ્લા'-એ રાહ)

ઉડો નાદાન મન બુલબુલ, રહો ગુલઝારમાં ના ના,
વફાઇ એક પણ ગુલની દિઠી ભર પ્યારમાં ના ના. ૧
સુણાવો ગાનની તાનો જઇને દ્વાર દર્દીને,
અરે બેદર્દિના દર્દે રહો દરકારમાં ના ના. ૨
રહો જ્યાં ચંગ ને ઊપંગ વીણા નાદ વાજે છે,
ઘડી આ બેવફાઈના રહો દરબારમાં ના ના. ૩
કદાપી રાતભર રો તું સહી શરદી ગરીબીથી,
પરંતુ બોલ એ પ્યારે જુલમગારે દિધો ના ના. ૪
સુકાશે તાહરૂં ગુલઝાર પણે જો ગ્રીષ્મ આવે છે,
પ્રજળશે વિશ્વ વહ્નીથી, રહે તુજ પાંખડી ના ના. ૫
સકોમળ પાંદડી ઊપર ઉન્હાં અગ્ની થકી તારાં
અરે અફસોસ આંસૂએ અસર કાંઇ કરી ના ના. ૬
અબોલા પ્રીતમે તારી દશા કેવી કરી ભારી,
કરૂણાથી રડી ગાતાં નજર કાંઇ કરી ના ના. ૭
પુજારી થઇ ચઢ્યો દ્વારે અરે તે દ્વારમાં તારી,
કતલ કરતાં ખરે પ્યારે અસર કાંઈ કરી ના ના. ૮
નથી અડકાતું ચૂંટાતું ફરે ફેરા તું પછવાડે,
ગરીબીની ગુમાનીએ ગરજ કાંઇ ધરી ના ના. ૯
અરે એ પ્રીતમાં આખર ન પ્રીતમ પ્રેમિ પરખાશે,
જશે ગુલબંધ વન થાશે ગુજર અંદર થશે ના ના. ૧૦

રૂવે તું રાતમાં જ્યારે હસે ત્યારે ગુમાની ગુલ,
અરે એને દિલે દેવે દયા પેદા કરી ના ના. ૧૧
સુગંધી વાસમાં ઉદાર મફ્ત છે જન્મથી તેમાં,
ન બાકી બોલની રાખી કૃપણુતામાં જરા ના ના. ૧૨
વિધીના ઉલટા અંકો સુવર્ણું ક્યાં થકી સુરભી ?
તને કોમળ અહો મન કેરિ કોમળતા કરી ના ના ૧૩
વળી જો એ સ્હવારે સર્વ અંગોઅંગ ખિલવીને,
જઇ કરશે બિજે હાથે વફાઈ કંઈ ધરી ના ના. ૧૪
બળાપા બાલનાથી રાતભર રાકાપતી દાઝયો,
સમુદ્રે જઇ પડ્યો શીતળ થવા શાંતી રહી ના ના. ૧૫

## ૧૬ ખબર લે

રાગ પહાડી–ગઝલ–તાલ દાદરા

('મરતા હું તેરે હિજ્રમેં અય યાર ખબર લે'–એ રાહ)

ઊતારના કંઈ પ્યાર એ દિલદાર ખબર લે,
ગમખ્વાર જીગરખ્વારની કંઈ યાર ખબર લે. ૧
મસ્તાન ગુલેસ્તાનમાં હેરાન છે બુલબુલ,
ભર પ્યાર નથી યાર વફાદાર ખબર લે. ૨
સમશાન સમું ભાન જગત ધ્યાન છૂટિયું,
હુશિયાર છું હુશિયાર સમજદાર ખબર લે. ૩
તુજ વાન ગોરે ધ્યાન છે મન માનમાં હવે,
પરકાર છે દિલ યાર ખબરદાર ખબર લે. ૪
કરૂં ગાન ગોરૂં વાન ઘુંઘટમાં ન રાખિયે,
પુરવાર કરૂં પ્યાર નિગહદાર ખબર લે. ૫
મન માનતું નથિ માનતું નથિ ભાનમાં નહીં,
ગુલઝાર અલક તારમાં સરદાર ખબર લે. ૬
મહેમાન કર્યો માનથિ અહેસાન છે દિલે,
તુજ પ્યારનો છું યાર કરઝદાર ખબર લે. ૭
નિશિ માન અર્ધ વાન તારૂં ગાન ગાઈને,
વહિ ધાર આંસુ સાર વારવાર ખબર લે. ૮
પટ અંચળે મુખ ચંચળે સુદગંચલેથિ છું,
દિલદાર ગિરફતાર ગિરફતાર ખબર લે. ૯
રહે સ્વાર્થના પરાર્થનિ બળજો જુગારિ પ્રીત,
સહુ જાર છે સહુ જાર વખ્ત હઝાર ખબર લે. ૧૦

કરી પ્રેમ કશો નેમ ઉરે કેમ ધારિયે,
કરનાર સુગમ પ્યાર બેશુમાર ખબર લે. ૧૧
પિયુને સુખે સુખને દુખે દુખને ન જે ગણે,
નથિ પ્યાર કુલાચાર સમજનાર ખબર લે. ૧૨
મુજ ઊરનાં ભરપૂર આંસુ પૂરને હસે,
સરદાર પુર ગમારના સરદાર ખબર લે. ૧૩
રસનો વિજોગિ ભોગિ રોગિ પ્રેમપંથનો,
રસસારના રમનાર પ્રાણાધાર ખબર લે. ૧૪
ગતિ ન્યારિથી વિહારી ! રહ્યો હારિ હારિ बाल,
લાચાર છું લાચાર ઝુલમગાર ખબર લે. ૧૫

# ૧૭ કરે જો

ગરબી : કાફી, ધન્યાશ્રી, પીલુ, ૧૦ સુરમાં

કરૂં કાળજું કુરબાન કિશોરી કરે જો,
પ્યારી પ્રેમનો બાંધેલ બીજું શું કરે જો. ૧
ઉડી જીવ વસે છે શ્યામ અલક વીખરે જો,
પ્યારી શૂન્ય આ શરીર શુદ્ધિ વીસરે જો. ૨
મધુર મુખડે પિયુષ રસ જે ઝરે જો,
પ્યારી પાન હું રસિક વિના કો કરે જો. ૩
વિરહ વિષ પ્રસાર વેગ રગ રગે કરે જો,
કોણ દર્શન સંજીવની લાવી ધરે જો. ૪
કરૂં વાતડી વિહારની ત્યાં શું સરે જો,
પ્યારી કોણ તારા ફંદમાં ફેરા ફરે જો. ૫
કરૂં કરની કલમ કલમ તને વીસરે જો,
પ્યારી છે શરમ શરમ તને ખરેખરે જો. ૬
તુજ કઠીણ મન તણી સરાણ ઉપરે જો,
ઉતારી કટારી કાળજું કતલ કરે જો. ૭
કઠણ કાળજું ન કાંઇએ પિડા ધરે જો,
મચક લાગશે કંઈ અરે કોમળ કરે જો. ૮
મફત વૈદડો દવા દઈ કાયર કરે જો,
પ્યારિ પ્રેમિને ઉપાય એકે ના સરે જો. ૯
સહજ અંબર સુવાસ રહ્યો અંબરે જો,
કોણ અંબર તે માહરે તને ધરે જો. ૧૦

રોમ રોમ લાગી લાહ્ય પિડા પરહરે જો,
બુંદ બુંદ લોહી પ્રિતમ નામ ઉચરે જો. ૧૧
મને આવશો જોવા ન ઘરે માહરે જો,
મુજ રોગ ચેપિ ચેપ સર્વને કરે જો. ૧૨
મધુર ગાયન તું ગાયક ગા સુસ્વરે જો,
મારા ગુણિયલના ગુંથ ગુણ મન ઠરે જો. ૧૩
મૂર્ખ સમજશે ન મર્મ કાવ્યરસ ભરે જો,
તેમાં હું શું કરૂં, શી પડી છે માહરે જો? ૧૪
મસ્ત કુદરત રસ મસ્ત કવિતા ઉરે જો,
લહિ बाल શિરે સૂર્યમણિ મુકુટ ધરે જો. ૧૫

# ૧૮ દરદ દિલ

ભૈરવી–ગઝલ

દરદ દિલ ક્યાં બતાવું જઇ બધેથી યારિ મારી ગઇ,
કવીતા ક્યાં સુણાવું જઇ હવે તો વારિ મારી ગઇ? ૧
જવું તે ઘેર શાને કાજ પરીક્ષા પ્રેમની ના જ્યાં
નજર શાને જરા કરવી જહાં મહેમાનદારી ગઇ? ૨
ધરે શી દિલ કંઈ આશા નિરાશા અંત આવી જ્યાં,
પવન પાણી મહીં પ્યારી વફાદારી હમારી ગઇ. ૩
જઇ મસ્તાનને પૂછું ગુરૂગમ ભેદ બતલાવે,
કહે રે પ્રાણથી પ્યારા બલા શી રીત તારી ગઇ? ૪
રહું દિનરાત મસ્તાનો મદીરા પ્રેમનો પીને,
હવા લાગે ન દુનિયાની સરવ યારી વિસારી ગઇ. ૫
બલાઓ મેં લીધી તારી દુખી નિત હું સુખી તું યાર,
બધીએ પ્યારિ લે પાછી તુફાની રાત કારી ગઇ. ૬
અહો કોઇ નામવર પંથી દયાળૂ દોસ્ત દેશોથી,
મને આવી કહે કાંઈ ખબર કો બાગ પ્યારી ગઇ. ૭
ધરી રત્નાકરી સાડી સજેલી સુંદરી શામા,
ધરા ધૂરંધરા અર્પુ હવે ના ધીર ધારી ગઇ. ૮
સહજ સહજે રિસાવું શું સહજ સહજે અહો પ્યારી,
ધરે છે માન શા કાજે હવે વય તે વિકારી ગઇ. ૯
લઈ મંદારની માળા ગ્રિવા ગોરી ઉપર અર્પુ,
અહો ત્યાં એ વિધીની રેખ પર શું મેખ મારી ગઇ. ૧૦

અહીં લહિ વાટડી તારી રહી મુજ સંગ સેવાર્થે,
સખી શાણી હવે થાકી વસંતે જો વિચારી ગઈ. ૧૧
રહ્યો છું વિર્હ–દાવાગ્નિ તને સંભારિ રોયો હું,
જગતને પોક મૂકીને મને કોયલ વિસારી ગઇ. ૧૨
ન થાએ નેહ તે સારો, વિરહ બૂરો પછી થાએ,
કંઈ શાણા હઝારોની મતી એ માંહિ મારી ગઇ. ૧૩
કવીતાની જરબ પર તર્ક પાસેથી શુકન જોઉં,
કંઈ મસ્તાન પોથી ફાલ કાજે નિત વિચારી ગઇ. ૧૪
વિરહમાં પ્યારિનાં ગાનો સુણી થઇ મસ્ત કહેતો बाल,
બલા સર્વે હમારી ગઇ બલા સર્વે હમારી ગઇ. ૧૫

## ૧૯ કુકાકવાણી

અરબી

મીઠી મીઠી વાણી બોલો રે, વાયસજી, કુંકમ રંગ વધાવું,
આવે જો પ્રમદા પટરાણી પંજર હેમ ઘડાવું. મીઠી૦ ૧
ચૂવા ચંદન ચોળિ અરગજા ગંગાજળ નવરાવું,
શ્યામ ભાળ પર ભભક ભરેલું કેશરતિલક લગાવું. મીઠી૦ ૨
સિંહલદ્વીપ ગજ મોતી કેરા કંઠે હાર ધરાવું,
સુંદર શ્વેત સુગંધિ સુમનનું અંગે પટ પહેરાવું. મીઠી૦ ૩
પાટલ પારિજાત ગૂંથીને વાયુ વ્યજન ઢળાવું,
ઉત્તમ અત્તર ઇંદોરીની મ્હેક તને મ્હેકાવું. મીઠી૦ ૪
મણિજડિત્ર કલગી શિર ઉપર બાંકી છેલ ધરાવું,
પુર મંદિરની મૂર્તિ ફેડી ત્યાં તમને પધરાવું. મીઠી૦ ૫
નાગરિ જન કરે ગોરે તમારી પૂજા પૂર્ણ કરાવું,
સુરજ સુધાકર પાસ તમારી આરતિયો ઉતરાવું. મીઠી૦ ૬
જુવતી જન કર ખોળે છાતી પર તમને બેસાડું,
ઓજી પિયુ સંગમના સૂચક કરૂં શું નિછાવર વારૂ. મીઠી૦ ૭
વેદપાત્ર બ્રાહ્મણની પાસે પાલખિને ઉપડાવું,
કનકાસન પધરાવી તમને સરઘસ સારૂં ચઢાવું. મીઠી૦ ૮
સારસનું સાજન મ્હાજનિયા મોર પપિહ તેડાવું,
કુટિલ કોયલને કરૂં બંદીજન કંચુકિ કીર બનાવું. મીઠી૦ ૯
બુલબુલ હંસનિ સંગિત નૃત્ય ગતિ મુજરો નેક કરાવું,
મેના ગણ મુખ મિષ્ટ તમારા ગુણનાં ગિત ગવરાવું. મીઠી૦ ૧૦

ખલ બગલા નાપીક મશાલી સાજન માંહે ચલાવું,
પંખીગણ છો નિંદે તમને પંખીરાજ બનાવું. મીઠો૦ ૧૧
કો કો શું પૂછો જાણીને હું મશ્કરિ મન લાવું,
આવાગમન વધામણિ આણી કેમ કહો છો આવું ? મીઠો૦ ૧૨
આજ નિશા જો આવે પ્યારી ગૂણ તમારા ગાઉં ?
મુજ મદિરાનો મીઠો પ્યાલો એક ભરીને પાઉં. મીઠો૦ ૧૩
થાજો ચાતુર ચારૂ ચિરંજીવિ એ આશિષ સંભળાવું,
વિરહીના છો વ્હાલા વાયસ તે ગુણ કેમ ભુલાવું ? મીઠો ૧૪
શું અર્પું હું बाल તમોને, શી તતબીર રચાવું ?
નિસ્પૃહ રાજનનો રાજા છું પ્રેમગરીબ કહાવું. મીઠો૦ ૧૫

# ૨૦ જિગરનો યાર

ગઝલ

જિગરનો યાર જૂદો તો બધો સંસાર જૂદો છે,
બધા સંસારથી એ યાર બેદરકાર જૂદો છે. ૧
અરે હું જાણશે લજ્જત, પવિત્રીમાં પડી રહેતાં,
પ્રિયાની પ્યાલિની મસ્તી તણો કંઇ બ્હાર જૂદો છે. ૨
ગણું ના રાવ રાયાને ગણું ના આખિ દુનિયાંને,
પરંતુ જાન આ પર પ્યારિનો અખત્યાર જૂદો છે. ૩
હઝારો બોધ મંદીરો મહીં નિત્યે ભલે થાજો,
અમો મસ્તાનના ઉસ્તાદનો દરબાર જૂદો છે. ૪
નથી તુજ બાપ માર્યો મેં અરે મૂર્ખા કહાં નિંદે?
સમજ રે બેસમજ કે પ્રેમિનો આચાર જૂદો છે. ૫
બધા પરકાર તોફાને થઇ ચંચળ ચુકે નીશાન,
અમારા ચિત્તનો ચારૂ અચળ પરકાર જૂદો છે. ૬
લિધો જે પંથ તે હું કેમ ત્યાગું છો ભર્યો દુઃખે,
પ્રિયાનો મ્હારિ ગરદન પર તો આભાર જૂદો છે. ૭
ઘડીભર બેશ બતલાવું શિખાવું પ્રેમનો જાદૂ,
અમો જાદૂગરોનો યારનો બાઝાર જૂદો છે. ૮
શિખે જો પ્રેમ પૂરો તો જ અચળ અભેદ પામે તું,
નથી ત્યાં પ્રેમ જ્યાં છે ભેદ એ વ્યવહાર જૂદો છે. ૯
થશે શ્રીમંત ઇંદ્રાદિ થકી મુજ પંથ પર જાશે,
અરે એ કીમિયાનો યારનો કંઇ બ્હાર જૂદો છે. ૧૦

કરૂં શું મોતિમાલા હું અનૂપમ મારિ પ્યારીયે,
કર્યો નક્ષત્રનો મારે ગળે શણગાર જૂદો છે. ૧૧
ભલે છો માહરા પંથે બધા એ દુઃખને દેખે,
મને તો સૂખસાગર લ્હેરિનો કંઇ ખ્હાર જૂદો છે. ૧૨
થયો જે પ્રેમમાં પૂરો થયો છે મુક્ત સર્વેથી,
મહા મસ્તાન જ્ઞાનીના મગજમાં તાર જૂદો છે. ૧૩
નજર મારી પ્રિયા વીના ન દેખે કંઇ જગત આખે,
બિજાના બંધકારી પ્રેમનો તો યાર જૂદો છે. ૧૪
ગુરૂ આદેશ છે અમને અવળ પંથે પડયા જઇએ,
દુનીઆથી પછી આ બાલ બેદરકાર જૂદો છે. ૧૫

## ૨૧ ગુજારે જે શિરે તારે

ગઝલ

ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સ્હેજે,
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ અતિ પ્યારૂં ગણી લેજે. ૧
દુનીઆની જુઠી વાણી વિષે જો દુઃખ વાસે છે,
જરાએ અંતરે આનંદ ના ઓછો થવા દેજે. ૨
કચેરી માંહિ કાજીનો નથી હીસાબ કોડીનો,
જગત કાજી બનીને તું વહોરી ના પિડા લેજે. ૩
જગતના કાચના યંત્રે ખરી વસ્તૂ નહીં ભાસે,
ન સારા કે નઠારાની જરાએ સંગતે રહેજે. ૪
રહેજે શાંતિ સંતોષે સદાએ નિર્મળે ચિત્તે,
દિલે જે દુઃખ કે આનંદ કોઇને નહીં કહેજે. ૫
વસે છે ક્રોધ વૈરી ચિત્તમાં તેને તજી દેજે,
ઘડી જાએ ભલાઈની મહાલક્ષ્મી ગણી લેજે. ૬
રહે ઉન્મત્ત સ્વાનંદે ખરૂં એ સૂખ માની લે,
પિયે તો શ્રી પ્રભૂના પ્રેમનો પ્યાલો ભરી પીજે. ૭
કટુ વાણી સુણે જો કોઇની, વાણી મિઠી કહેજે,
પરાઈ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તું લેજે. ૮
અરે પ્રારબ્ધ તો ઘેલું રહે છે દૂર માગે તો,
ન માગે દોડતું આવે ન વિશ્વાસે કદી રહેજે. ૯
અહો શું પ્રેમમાં રાચે નહીં ત્યાં સત્ય પામે તું ?
અરે તું બેવફાઈથી ચડે નિંદા તણે નેજે. ૧૦

લહે છે સત્ય જે સંસાર તેનાથી પરો ર્‌હેજે,
અરે એ કીમિયાની જો મઝા છે તે પછી ક્‌હેજે. ૧૧
વફાઈ તો નથી આખી દુનીઆમાં જરા દીઠી,
વફાદારી બતા'વા ત્યાં નહીં કોઈ પળે જાજે. ૧૨
રહી નિર્મોહિ શાંતીથી રહે એ સૂખ મોટું છે,
જગત બાજીગરીનાં તું બધાં છલબલ જવા દેજે. ૧૩
પ્રભૂના નામનાં પુષ્પો પરોવી કાવ્યમાળા તું,
પ્રભૂની પ્યારિ ગ્રીવામાં પહેરાવી પ્રિતે દેજે. ૧૪
કવી રાજા થયો શી છે પછી પીડા તને કાંઇ ?
નિજાનંદે હમેશાં बाल મસ્તીમાં મઝા લેજે. ૧૫

૨૨

ચકોરી આ મતી મારી નયન ન્યારાં વિકાસી રહી,
પિયૂદર્શન સુધાંશુની જનમ જનમોનિ પ્યાસી રહી.
ગયો કો દેશમાં પ્યારો જગત અંધારૂં મૂકીને,
ભલે બારે ઉગે ભાનૂ, મને મારે ઉદાસી રહી.

[અપૂર્ણ]

૨૩

કહો કોઈ નહીં કાંઈ મદિરામસ્ત મ્હારાને,
નજર બદ ના કદી લાગો વિરહના પ્રાણ પ્યારાને.

[અપૂર્ણ]

૨૪

બિભાસ

રહે રહે રે દિપની શિખા હવે જો નિશા રહિ થોડી છે,
મગજે મદિરામસ્તની હવે જો નિશા રહિ થોડી છે.

[અપૂર્ણ]

૨૫

ઉઠ ઉઠ મનડા રે ધર કાંઈ ધિરજ ખાસી,
મળશે અધરરસ થાતાં પિયુનો ઉપાસી.

[અપૂર્ણ]

૨૬

સુંદરતાનો તું છે સાગર, હું કવિતાનો નાગર છું,
તું અખંડ રસરૂપ, હું ધારક તે રસનો રતનાગર છું;
છલબલ મોહ પ્રપંચ જાળની તું ઉસ્તાદ બરાબર છું,
દુનિયાંને દમડીવત દેખું હું પણ જો કિમિયાગર છું.

[અપૂર્ણ]

૨૭

અલકબંધ ખોલતાં ભલા મિજાજી યાર,
હજાર લાખ મુશ્કનાં ખુલે ખુતન બઝાર.

[અપૂર્ણ]

૨૮

કોઈ પ્રિતમને પ્રણામ જઈ લળી લળી કહો,
મુજ ખબર જે ખરેખરી વળી વળી કહો.

[અપૂર્ણ]

૨૯

સખી કોણ એવી તાહરી, હઠીલી તુંને કરી;
બદમાસને કરૂં સખ્ત સજા જો મળે ફરી.

[અપૂર્ણ]

૩૦

અલી એ ખુની, જઈ તાહરી ફરિયાદ કયાં કરિયે,
કઈ કોર્ટ કે અદાલત પોકાર જઈ કરિયે?

[અપૂર્ણ]

૩૧

અરે દિલ, થઇ રહે તૈયાર, સજન ભરપ્યાર આવે છે;
સુગંધી હાર ગજરાની ભભકતી મ્હેક આવે છે.
સુરાહી એક કર, બીજે પયાલો પૂર મદિરાથી,
બગલમાં પ્રેમની પોથી કંઇ નુખરાં બતાવે છે.

[અપૂર્ણ]

૩૨

ક્ષણ એક પ્રીતમજી કંઇ રસ્તે મળે જો,
ગ્રહી પલ્લવપટ રાખું કર નિર્મળે જો.

[અપૂર્ણ]

૩૩

ઘડી એક મને મેળવે મુજ બેલડી જો,
પડું પાય તને માહરી સાહેલડી જો.

[અપૂર્ણ]

૩૪

ઊઠો ઊઠો સખી! આવે મારા છેલડા,
પ્રણુત જન, વિદગ્ધ મન, પિયુષ રેલે છેલડા.

[અપૂર્ણ]

૩૫

મુકુટ ધરાવું તને નવલ લાડલી,
રવિમંડલ મણિ જડિત્ર જડાવું.

[અપૂર્ણ]

૩૬

ચંદ્ર તિલકરજ કામણગારૂં,
કોણે લલાટ રચ્યું સખિ વારૂ?

[અપૂર્ણ]

૩૭

ઉઠી આજ ગયો માહરી મસ્તાનની બાગે,
ખુશબો મગજ તર પૂર ગુલેસ્તાનની જાગે.

[અપૂર્ણ]

૩૮

અલકાવલીની ગૂંથણીની ગાંઠ જો છૂટે,
દિલડાની પડી દોસ્તીની ગાંઠ તો છૂટે,
સિજદો હજારવાર છે આશક ફકીરને,
જેની કદમબોસિથી હસિની ગાંઠ તો છૂટે.

[અપૂર્ણ]

૩૯

ઘડી ઘડિના નવા રંગી સજન અભિસાર બતલાવે,
ફરી મુખધ્રૂવનો તારો અચળ પરકાર બતલાવે.

[અપૂર્ણ]

# ૧ સ્તુતિ

શાર્દૂલ

પર્યંકીકૃત ભૂમિકા નભપટે નક્ષત્રશ્રેણી મણી,
સ્વચ્છંદે વિહરે વિરાટ પ્રભુ ને માયા ચમત્કારિણી,
ભૂલી સ્વપ્રતિબિંબ સંભ્રમવશાત્ ક્રોધાકુલા ભામિની,
વારંવાર રિઝાવતાં શુભ કરો દૃષ્ટી જગત્સ્વામિની.

પુનઃ

જોતાં કર્પુરગૌર ભાલપટલે જ્યોત્સ્નાભર્યો ચંદ્રમા,
શ્રીમત્ શંકરસંગમે થઇ નવોઢા લજ્જિતા શ્રી ઉમા,
વારંવાર લઈ જટાલટ લલાટે ચંદ્રમા ઢાંકતી,
કેલીમગ્ન હજો સદાય કરૂણા પૂરી ભરી પાર્વતી.

પુનઃ

દેશે દેશ દિગંતમાં પ્રગટિને શત્રૂ સમસ્તો હણ્યા,
તારા તેજ ગણો ઘણા છલબલી સે'જે સમાઇ રહ્યા,
વેલાવેલિ (વળી) તમામ તરૂએ તારૂં પ્રકાશ્યું બળ,
લક્ષ્મી કોમળ કમલિને ગુણુ નિધી અર્પી અહા એ ફળ.

## ૨ 'કવિનિશા'નું મંગલાચરણ

નારાચ

રહો ઘડી ન ભાનુરાજ, હું નમસ્કૃતી કરૂં,
સમસ્ત દુઃખરૂપ છો, નિષેધમંગલ સ્મરૂં.
ફરી ન આવશો, જુઓ અલક્તરંગની દિશા,
અહો ! પધારિ શાંતકારિ પ્યારિ માહરી નિશા. ૧
કદાપિ કંજ, કંટકી, કુવિપ્ર પેટના ભરા,
ભવત્ પ્રભાત પ્રેખતાં પ્રમોદ પામશે ખરા.
જગત્ વિષે સમસ્ત સૌકુમાર્યસાર સુંદરી
અને સુનિસ્પૃહી કવીનિ વલ્લભા વિભાવરી. ૨

## ૩ 'દંપતી ભાગ્યશાલી'

સ્રગ્ધરા

સ્વચ્છાભ્રે તો પ્રકાશ્યો શરદ સમયનો પાર્વણી ચંદ્ર ચારૂ,
પ્યારીને બેલડીએ, લઇ કવિ વિચર્યો, શર્વરી સૂખ સારૂ,
ચોપાસે શાંત દીપી, કવિહૃદય સમી, સાભ્રની આનનશ્રી,
એકાન્તે મગ્ન નિર્ખે, કવિ નિજ દયિતાની શશાંકાનનશ્રી. ૧
વેળૂમાં કોમલાંગી નિકટ વિલસિને પૂર્વનાં પ્રેમી સંગે,
લેઈને એકમેકે કરતલ કરમાં સ્પર્શિને અંગઅંગે,
વાતો વ્યંગ્યાર્થ વાતે ક્રમ વિણુ કરતાં, વારિમાં વર્ત્મ ચાલી,
જ્યોત્સ્ના નક્ષત્ર કેરી નિરખિ રસ લહે, દંપતી ભાગ્યશાલી. ૨

## ૪ સરિતોપકંઠ—યદૃચ્છા

વસન્તે હે કાન્તે ! રમણિય ઉપકંઠે સરિતના,
ઝકોરો વાયૂની વહિ વહિ, પ્રિયા તુંય મનમાં
ચતુર્દીશે ન્યાળી તરૂવર ડગાળી ઝુકિ રહી,
અને કૈં સંકેત ખચિત સમજ્યો હું મનમહીં. ૧

સમીપે આવંતા સુસુસુ સુસવાટે ચમકિયો,
ખરે જાણ્યું જાવા જલદિ જળ દૂરે સુચવિયો,
પછી તે શાખાની વટવિવરકુંજે છુપિ રહ્યો,
રહ્યો સંધે ન્યાળી તુજ પદ સુશ્રેણી જ અળતો. ૨

અરે ના દીઠું કૈં રવ ન વટવૃક્ષે વિરમિયો,
અહા પ્રેમે અંધો શઠ ઠગ મળ્યા આ જ કિમિયો,
ભલે તે રો'તે એ સતત મતિ મારી ખિલવવા,
ખરા પ્રેમાનંદે પુનિત પદ વારે ઝિલવવા. ૩

ભણ્યો'તો જે ગ્રંથે મન અનુભવ્યું તે જ સમિપે,
ધુતારા તારાશા નયન ચળકાવી દુર રહે,
અમી સ્મીતે સર્વે જન મન નધારો વસિ રહે,
હસી ડંસી મેલા વિષમ વિષજ્વાળે હૃદ દહે. ૪

વળી તે એ જાણ્યું પિયુષ અધરે જેહ અમિ તે,
દ્રવે અન્તસ્કર્ણે સતત તમ હાળાહળ દ્રવે,
હઝારો લાખો કૈં અવર કથની એમ કથજો,
નિશંકાએ આત્મા રટન તવ લાગી તું રટજો. ૫

નથી બીજી આશા અવધ વધતી એમ અટકે,
છુટું હું રીબાતો તુજ વિરહ આવર્ત કટકે,
કૃતી તેવી પામી મતિ ગતિ કરૂં તૂજ ચરણે,
સદા નિર્બાધે હું વહું તુંશું ચિદાનંદ ઝરણે. ૬
ઉતા ત્યારે સર્વે નહિ નહિ જદા એક મિલકું
ત્યજંતાં ત્યાગ્યાં મેં અફળ ઉદગારે શું અદકું,
કશું મારે ઊણું ત્યજિ દુર રહે આ જગ સહુ,
રહે તું સાન્નિધ્યે અનુરત સદા હું ત્યમ રહું. ૭
રિઝાવા બન્નેને રમણિ તરૂકુંજે પ્રસરતી,
ઘટા પંખીવૃંદે કલરવ ભરી રે' લહરતી,
વળી આ ભાનૂજા અમલ સલિલે નિત્ય વહતી,
રહે પ્રેરી ઠંડી સમિર લહરે સૌરભ અતી. ૮
ક્રિડા કાળે ભીંજ્યાં ગલનિકટ કૃષ્ણાગરૂ વળી,
સ્તને લેપ્યા ગંધ મૃગમદ લલાટે થકિ ગ્રહી,
વળી ઉદ્યાનેથી નવ પ્રસુત આ માલતિ અને,
બકુલી પુષ્પોથી ષટપદ ગણૂણાટ સહ તે. ૯
જગદ્વ્યાપારો ને કપટપટુ મિત્રો ન ગમતા,
મને લેખી ઘેલો તુજ ચિર અલાપે ખિજવતા,
હશે સંધા અંધા નયન રસ કુપ્પી નહિ ઢળે,
ન વા પોથી માંડી પુનિત તવ પાદાબ્જ નિકટે. ૧૦
સદા એવા ગંદા નિરસ જનને તું પ્રહરજે,
પવીત્રી મારી એ છકિ પછિ અજીઠી ન કરશે,
વળી સર્વે કાળે તતપર રહું હુંય મનથી,
સંકેલી લેવાને પર જનથી આસ્તણું જલદી. ૧૧

મળીશું જે કાળે હૃદયક્ષત મારૂં જ રૂઝવી
ઉધશેં ધશેં એ રજચરણઅંબૂજ તુજની,
વળી તે તે કાળે અલકસુમ તારાં વિખરશે,
અને એ આસ્તર્ણે સફળ કરિ જીવીત ઠરશે. ૧૨
વહ્યો તે તે અંગે અતિ તુરગરંગે ઉદધિ ત્યાં,
પ્રસારંતા પાણી સુરત રત કાળે ડુબિ પ્રિયા,
વળી તૂટી પ્યારી નવલ કુલમાળા બકુલની,
બધી મારી લક્ષ્મી હરિ હરિ હહા તેં દિધિ હતી. ૧૩
વિખેરાતાં વાયૂ સુમન સુરભી આ ધરિ રહ્યો;
વહી તે ના ઝાઝી, અનિલ અણુચિંત્યોજ અટક્યો.
વિલાયાં તે ગૂલો ખખધખિત શલ્યે પલકમાં,
દઇ આશા તોયે પુનરજલયોગે સુરભવા. ૧૪
ભલે કોટી ફેરા વિલિન જલયોગે સુરભશે,
કદી જે આરંભે અનુભવિ દ્યુતી તે ન ભળશે,
સુકાળે બિન્દૂથી ગઇ ગઇ મઝા શું મળિ શકે,
ભરે મોટા સિંધૂ સરસ રસથીએ અધિક તે ? ૧૫
મૃદ્ શલ્યે ભેદે રસિલિ હદ રેલે ટપકિયું,
કરી દષ્ટી ભીની અહહહ નિનાદે ગરજિયું,
ભલે શાંતી કાંઈ લહિ મન મહીં તેય ન ટકી,
વિચારો ના વાયે પ્રખર અરધે વૃષ્ટિ અટકી. ૧૬
પ્રવાહે બાકી જે ચિત ચિઁતન ધૂને સુકવિયો,
હહા દાઝ્યો દાઝ્યો તુજ સ્મરણ દાવાગ્નિ સળગ્યો,
પછી પ્યારી ત્યાંથી તુજ વિરહવહ્ની શમિ જવા,
જતો ધીરે ધીરે સમિપ નદતીરાશ્રવનમાં. ૧૭

દિઠાં મેં જે દૂરે સમિપ સહુ ના તે સુખ લહ્યાં,
મનોર્થો ને હેતૂ મનમહિં બધા ફોગટ વહ્યા,
અધીરો આ ભૃંગ કુસુમ સમજી કંટક ફસ્યો,
દશા ભૂળે માઠી પર પદ ચિરાએ ફિકું હસ્યો. ૧૮
વિલોકી વેળૂશી નભ જલદ છાયા રદ છયું,
અને દુઃખે ઘોર તિમિરપટ ધારી દ્રવિ ગયું,
દ્રવી મેઘે પેલો નકલ મુજ ઉદ્દ્ગારનિ કરે,
અકાળે વર્ષી એ અફૂળ જળ હોડે તુટિ મરે. ૧૯
પ્રતીચીથી વાઈ પવન પટપત્રો ઘસડતો,
વિધી બાળા જાણ્યું રિધિ તુજથકી ભેળિ કરતો,
તદા મેં એ લીધાં કજળ પટપત્રી પઠવવા,
તુટી નિર્ભાગીની કલમ સહ આશા બધી વહાં. ૨૦

# ૫ વિરહતરંગ

માલિની

તરૂણિ તન સજીને સાલુડા શુભ્ર ઝીણા,
જઇ નિજ પિયુ પાસે ગાય સૂરેથી ઝીણા,
મધ લઇ મદમાતી પાય પ્યાલા પિયૂને,
વળગિ પછિ સુકંઠે રીઝવે છે પિયૂને. ૧
કર ઉર ગજરાથી દંપતી શોભી રે'છે
મુજ કર ઉર અસ્થી હારથી શોભિ રે'છે,
વિકળ થઇ ભમું છું પ્રીયવિર્હપ્રલાપે,
ટકટક નિરખું છું સારિકાના અલાપે. ૨
વળિ નિરખિ હસે છે મૂજને સારસાં આ,
ભમું વિરહવિરાને વિર્હ પ્રીયા થકી હા !
ત્રિવિધ સમિર લાગે તંનડે તીર જેવો,
અતિસ ક્રુર થયો છે તાહરો વિર્હ કેવો ! ૩
જઇ પુછું કદળીને કેમ ના પ્યારિ બોલે,
મુક થઇ જઇ તેના પેટનો પ્રેમ ખોલે,
શુભ લહકતિ શાખા પલ્લવેથી રિઝાવે,
જઇ લપટું હું તોયે બોલતી એ ન ભાવે. ૪
ઘડિ જઇ દધિ તીરે બેસિ જોઉં તરંગ,
મુજ મન ઉછળે છે વિર્હના તો તરંગ,
ઉછળિ ઉછળિ આવે કારણે કોણુ એહ,
હરખ નહિપ્રિયાને આપવા જાય એહ. ૫

મન ધરિ ઉઠિ દોડું પ્યારિને ભેટવાને,
પણ કહિં જઇ બેસું એકલો એક રાને,
વળિ વળિ હું પુકારૂં ધાડ ઘોરે પ્રિયાને,
કવણ જઇ સુણાવે આ ધ્વનિ પ્રીય કાને. ૬
નભસુત સુસવાટે સોરથી જો વહે છે,
કશું પણ ન ગરીબૂની દાદ એ દીલ લે છે,
વિનવું છું હું: પ્રિયાને લેઇ સંદેશ જાને,
પણ મન ગરવેથી દાદ લેતો ન કાને. ૭
વિનવું વન જઇને શૂક ને સારિકાને,
હળિ મળિ જ હસે છે માહરી ઘેલછાને,
તરૂ તરૂ લઇ જાએ સારિકા શૂકડાને,
સ્મરવશ થઇ લે છે ચંચુમાં ચંચુકાને. ૮
હું જ અતિ નિરભાગી એકલો આથડું છું,
રખડિ થઇ નિરાશી હું પથારી પડું છું,
ગગન ભણિ નિહાળી ચંદ્ર સામે હું જોઉં,
રસિક સ્મરિ પ્રિયાનું મૂખડું ચિત્ત પ્રોઉં. ૯
ઉડુગણ સ્મૃતિ આપે કંઠમુક્તાવલીની,
શશિ ઉર સ્મૃતિ આપે મૂખ તેના વળી-ની,
મન કરૂં ઉડવા હું પ્રેમના પૂર પાશે,
પણ પછિ પડિ જાઉં ભેટવાની નિરાશે. ૧૦
બુરી થઇ વિખરાએલી ગતિ માહરી છે,
કળ નહિ કંઇ લાગે ચિત્ત તારી સ્મૃતિ છે.
પણ જવ સ્મરૂં ઉરે કાંધ પર્ ઝુલ્ફ છૂટાં,
કળ દિલશું વળે છે, તોય રે પ્રેમિ છૂટાં. ૧૧

ભડભડતિ ચિતામાં બાળવી દેહ સારી,
હૃદયશું તિર મારે એ ગતી ખૂબ સારી,
ભમર ઉપર લાગે ગોળિનો માર સારો,
પણ વિરહ પ્રિયાનો વેઠવો એ નકારો. ૧૨
અતિસ તન પિડાથી જીવવું એ અશકય,
પણ અરિ થઇ લાગી પ્રેમ વેલી અભાગ્ય,
હૃદય મહિં વસી છે તે જીવાડે દયાથી,
મન રહિ ગઇ આશા કે મલે મૂજ સાથી. ૧૩

## ૬ મિષ્ટ ગાન

શિખરિણી

હજૂ ગા ને પક્ષી ! કદિ શ્રમિત ના કર્ણ બનશે,
વિકાસી તું–સામે મુજ મુખ સુધાપાન કરશે;
રહેશે સ્થંભીને ચપળ નયનો આ તુજ ભણી,
મિઠા કંઠે ગાઈ દુખિત મનડું શાંત કરની. ૧

બન્યું શું વીયોગી ? તુજ પ્રિયતમા વેગળિ થતું,
નથી હા ! વીયોગી પણ સુખ વિષે ગાન કરતું;
અહા ? વ્હાલા પક્ષી મધુર સ્વરથી શબ્દ વદ તું,
ઉડે શા આનંદે ! નિરતિશય પ્રેમે વિલસતું. ૨

અહા ! આવી નીચે તુજ મધુર સૂણાવ ગિતડું,
નથી પ્યાલું ઝેરી વિમળ પ્રિતિ પ્યાલું છલકતું;
રહેજે ત્યાં ને ત્યાં અધરથિ સદા ગાન કરવા,
સુખી તારી વીણા નથિ જગત આ યોગ્ય સુણવા. ૩

અહા ! તારા બોલો મધુર ત્યમ તે નિષ્કપટિ છે,
અહા ! તું નિર્દોષી નથિ નથિ પ્રપંચી વિહગ છે;
ભરાયા છે સ્વાર્થી અહિત કરતાં સર્વ જીવનું,
નિહાળે ના પાછું જગત પુતળું દાંભિક તણું. ૪

**પક્ષી:**"ફળી વાડે વેલી રવિઉદય થાતાં ચમકતી,
રિસાઈ તે પાછી શશિઉદયથી શુષ્ક બનતી;
પ્રભાતે ખીલ્યાં આ નવનવિત પુષ્પો ચળકતાં,
ખિલી જ્યાં સંધ્યા ત્યાં તુરત ચિમળાઈ રવડતાં. ૫

અહા ! તે છે સારૂં ત્યમ ગુણુ વિષે શ્રેષ્ઠ સમજે,
નથી એમાં કાંઈ અવગુણુ જ ગાઈ જન રિઝે;
વહે છે નિત્યે આ કુદરતઝરો એક સરખો,
તણાયે સૌ જીવો સબળ હિન સત્વાદિ પરખો.” ૬

## ૭ હૃદયમણિ

શિખરિણી

કરી ડોકી લાંબી મધુર મૃદુ શબ્દો ઉચરતા,
મળે ક્યારે સ્નેહી ગગનઘન એવું નિરખતા,
મળ્યો તેને પ્યારો તદપિ હજુ મૂને નહિ મળ્યો,
અભાગી તો હું છું અધરરસ પિયુનો નહિ મળ્યો.
મળી વર્ષાને જો ભગિનિ ચપળા રૂપ વિમળા,
મળ્યો ભ્રાતા સ્નેહી પવન શિતળો સાહ્ય કરવા,
વળી ભેટી પ્રેમે, પિયુશું હૃદયે ચાતકિ ખરે,
મને ભેટયો નાંહીં હૃદયમણિ શાને તું હજુએ ?

# ૮ ના ભુલાતો પ્રેમ

શાર્દૂલ

ાલ્યો એ વહિ કાળ આમ જલદી કાં એ ન વ્હાલી ટક્યો,
ફર્યું માત્ર સતાવવા ઉભયને રે દંશ તું ભાન જો,
થી પ્રેમનિ ગ્રંથિ શી પ્રિત સમે ગુંથી ન ગુંથી થઇ,
રેલી સુખ આશ સર્વ મનમાં ધારી ન ધારી થઇ. ૧

તારે રહી ત્યાં અને અહિં હું આ દુર્ભાગ્ય કેમે જીવ્યાં,
શ્વાસે ભરપૂર દગ્ધ હૃદયે શાની ન ફાટી જતાં,
ાાં જો કદિ રાખિ આશ કરવા ભેટી કરી પ્રેમને,
ના અંતર ભાગશે જીવનના રે અંત સૂધી હવે. ૨

ફાલે આવિ દિધાં પ્રિયે વચન જો સંગી પ્રવાસે થઇ,
ાનંદે પથને કરી સુગમ ને સિદ્ધી ખરી સાધવી,
ત્હારૂં પ્રિય પંખિ, મારૂં તું, બની એકત્રવાસી રહી,
ાા લ્હાવ ખિલી પરસ્પર જ એ આશા ભરી બાલની. ૩

ાળાં જોઉં ઠગાઇ મુગ્ધ વયમાં ગ્રંથી ગુંથી પ્રેમની,
થી તે ન ગુંથી થતાં રહિ કશી બાકી કહે વીતવી,
ાંસૂડાં વહિ થાકિ તું, ત્યમ હું એ, ત્હોયે ન સિદ્ધી ફળી,
ફાયાં થઇ મ્લાન દીન નયને તેજઃશ્રી છાંડી ગઈ. ૪

ના હું અધિકારિ ના તુંય અરે આંસૂ ઉન્હાં લૂછવા,
ફાયાં નયનેથી વ્હાલિ વહતાં એ દેશ ભૂલી જવા.
ટીપાત ન પ્રેમિને ફરિ હવે, ત્હોયે રહ્યાં પ્રેમિ એ,
ુ શું ભૂલિ શકાય માનવ થકી સાચો જડ્યો પ્રેમ જો? ૫

ભૂલાતો નહિ પ્રેમ તૃપ્ત ન થતો ર્‌હેતો ન છૂપો ઠરી,
જ્વાળા અગ્નિ થકી ભભૂકિ મંહિથી ર્‌હેતી સદા બાળતી,
જે પ્હેલાં સુરખી હતી મુખ પરે તેને સ્થળે શ્યામતા,
બાકી જે ટકતી જશે રહિસહી નિઃશ્વાસ નાંખી અહા. ૬
આ આખી દુનિયાં ભરી વસતિથી તામેં પડયાં એકલાં,
છૂપું આપણું દુઃખ વ્હાલિ, કળવા પાસે ન કોએ જરા,
કોને છે પરવા ગણાય નિજનાં સંબંધથી સ્વાર્થનાં,
કે આશ્વાસન દેઇ શાંત વચને કાંકે ઘટાડે પિડા. ૭
આંસૂડાં વહતી બળી જળિ રહી ચીતા મહીં જીવતાં
થાશે આખર નષ્ટ દુઃખિ જગતે જ્વાળાની તૃપ્તિ થતાં,
જો જીવું મરતો દઈ પ્રણયિને પ્રેમાંજલી આંસુની,
અંતે હું હતભાગ્ય શાંત થઇને દીશા ગ્રહું તાહરી. ૮
રે આશા ભરતી પળો હૃદયમાં કેવી ઠગારી ઠરી,
આ વ્હાલી ફળપ્રાપ્તિ ધારિ મળવા દુર્ભાગ્યને જો મળી,
લેશે ધાર્યું હતું પ્રિયે મન કહે મોહેથિ ઘેલાં બન્યાં,
દેશે પ્રેમ પ્રસાદિ આવિ દિનને અંતે રહ્યાં રાંક શાં. ૯
પીડાતાં અહિં આમ દૈવ નિરખી રૂઠયું શું આનંદતું,
હા હા એ નિષ્ઠુર અન્ય દુખથી ના આર્દ્ર કાંઈ થતું,
મોજચેન્દ (?) મળશું હવે મરણ જે વ્યાધીથિ વ્હાલું થયું,
જો હું એ નહિ બોલું બોલિશ તું ના એ દુષ્ટ સાથે કશું. ૧૦

# ૯ થયે ચાતુર્માસ—

શિખરિણી

થયે ચાતુર્માસ પતિસહિત પત્ની થઇ ખરે,
થઈ સંઘે શાંતિ પ્રથવિ તન સાડી લિલિ ધરે,
ફળે ફૂલે વૃક્ષે હરખિ સઘળાં પક્ષિ સુખ લે,
બળ્યું ચોમાસું આ અતિશ દુખદા પ્રીય વિરહે. ૧

થઈ સર્વે ભેળાં નિતિથી કરતાં ગાન વિભુનું,
હિંદૂળે હિંચંતાં પ્રિતિથી કરતાં દર્શ પ્રભુનું,
પ્રિતે ખેલે પાસે મળિ પ્રિય પ્રિયા મિત્ર સરવે,
મને ચોમાસું આ અતિશ દુખદા પ્રીય વિરહે. ૨

પડે પાણી ધારા દધિ મહિં તરંગો ઉછળતા,
પુરે શબ્દે ગાજે ગગન ઘન આનંદ કરતા,
પતી સંગે જાવા ત્વરિત ગતિથી જો નદિ વહે,
ૠતૂ વર્ષા સારી તદપિ દુખદા પ્રીય વિરહે. ૩

ઉંચી દૃષ્ટી રાખી મયુર મધુરા શબ્દ ઉચરે,
તિને શબ્દે ગાયે ભુ મહિં તમરાં રાત્રિ સમયે,
કરી શબ્દો ઊંડા જલનિ મહિં દાદૂર વિચરે,
ૠતૂ વર્ષા સારી તદપિ દુખદા પ્રીય વિરહે. ૪

થઈ સ્નેહે ભેળાં પિયુ પતનિ સરવે નદિતટે,
જુવે પાણી વ્હેતાં ઘુઘુઘુ કરતાં વેગ નજરે,
નહીં સાથે મારો હૃદયમણિ પ્રેમી પિયુ જદા,
વૃથા હું જાઉં શું નદિનું નિર નેણે નિરખવા ? ૫

ફરે છે માળાઓ ગગનચર વૃક્ષોનિ ઉપરે,
ફરે છે ચારા જો પશુ સકળ આજે ભુમિ પરે,
ફરે છે સ્વચ્છંદે સકલ જન થાતાં ખુશિ ઉરે,
ઝરે છે ધારા બે જલનિ દગથી પ્રીય વિરહે. ૬

# ૧૦ પ્રણયાર્પણ

શિખરિણી

પ્રિતીબન્ધો તોડી, સુહૃદ ! કહિ તું દૂર વસતો,
કદાપી ત્હારા તે કઠિન-હૃદયે ખૂબ હસતો;
તજ્યાં બન્ધૂ, વ્હાલાં, ન સુહૃદ-જનોને ય ગણતો,
તથાપી તું મ્હારા હૃદયથી ન દૂરે કદિ જતો. ૧
સહુ બ્રહ્માંડોમાં રવિ શશિ ગ્રહો તારક રહ્યા,
પ્રિતીથી બંધાઈ, કુદરત શિશૂ તેથિ જ રહ્યાં;
જનોમાં-સૃષ્ટીમાં, પ્રણય બળ છે માત્ર જ, ખરે !
તથાપી, ત્હેં તોડ્યું, અસુર સમ આ શું કર્યું ? અરે ! ૨
ન શું ત્હારા ચિત્તે સુહૃદ છળનો તાપ દહતો ?
ન શું ત્હારા ચિત્તે, પ્રિય વિરહનો અગ્નિ બળતો ?
ન શું ત્હારા ચિત્ત પિતુ પ્રણય સૌ શાંતિ હરતો ?
અરે ! હા ! તું કેવો દુખિત-હૃદયોનેય દહતો ? ૩
તથાપી જોજે તું કઠિન પ્રિતિનો બંધ તુટવો,
ન મ્હારા-ત્હારાથી, જગપતિ થકી તેય તુટવો,
વસે જ્યાં દિવ્યાત્મા પ્રણય, તહિં છે સૌખ્ય વસતું,
વસે જો આર્તીમાં, દુખ સહુતણો ત્યાગ કર તું. ૪
તહારી જે મૂર્તી હૃદય મુજમાં છે નિવસતી,
દિસે તે અત્યારે મુજ મુખ પ્રતી હાસ્ય કરતી,
કહું છું ત્હેનેઃ "તું નહિ ત્વરિત જો અત્ર ફરશે ?
પ્રિતી દાહે, દુઃખી, તુજ પ્રણયનું બિન્દુ ——." ૫

## ૧૧ 'કર્પૂરમંજરી'નું અર્પણ

### અનુપરામ મગનલાલ દીનબંધુને

વસંતતિલકા

શોધ્યો નથી જગત સાંપડતો સબંધ,
બંધૂ તણો સુખદ શાંતિદ પ્રેમબંધ;
મારે નહીં અનુજ કે પ્રિય પુષ્ટકારી.
તે તેં ખરી ગરજ માહરિ બંધુ! સારી. ૧
ઉચ્છ્વાસ શ્વાસ સહ શ્રોણિતસ્રાવ થાતો,
તેં અંતરે પરમ પ્રેમ થકી ઝિલ્યો'તો.
જ્યારે પડી શિર પિડા, પ્રગટ્યો પ્રભાવ,
તે વીસરૂં ન તુજ મૂજશું પૂજ્યભાવ. ૨
તોએ શિખામણ કંઈ તુજને દઉં છું,
જોકે વિવેકવય માંહિ નિપુણ્ય તું છું;
દેખાય આ જગત રંગ તણી બહાર,
કાળે થતી ઝલક ઝાંખિ દિઠી અપાર. ૩
ચેતાવું છું પ્રથમ કે તુજ બંધુ-ટેક,
ભૂલીશ ના જનમ ફૂલ તણો વિવેક;
હું જ્યેષ્ઠ તું અનુજ એ પદને લગાર,
જોજે ન બાપુ! લજવીશ થઈ * * * ૪
મેં આ કરી કૃતિ ખરી તુજને રિઝાવા,
તેમાં અલાપ મૃદુ ભાવિત રાગ ગાયા;
તે સાથ નામ લખું અક્ષય ચારૂ તારૂં,
બંધુ! તને હૃદય સોંપ્યું બવાયું મારૂં. ૫

તારા જજો દિવસ શાન્તિભર્યો સદાયે !
નાના પ્રકાર સુણતાં કવિતાતરંગે !
એ આશિષે દઇ વધામણિ લેઇ હસ્તે,
આ માલિકા અરપું કોમળ તૂજ કંઠે ! ૬

દુહો

અભિનવ રત્નનિ માલિકા અરપે જન ધનવાન;
નિર્ગુણ અક્ષરમાલિકા અરપું તને ગુણવાન ! ૭

# ૧૨ વિધિને

વસંતતિલકા

આકૃષ્ટ કીધ મન મોહક કાન્તિનાથી,
સંતુષ્ટ કીધ નયનો પલમાં બતાવી;
"લે ત્હારૂં આ, સુભગ," સાંભળિ "આવ, રત્ન,"
હસ્તે પ્રસારિ કર્યું મેં ગ્રહવા પ્રયત્ન. ૧
ત્યાં તો છુપાવિ દઇ તે સમ એક ગ્રાવા
દીધો; નહીં સમજવે કંઇ ભેદ બેમાં;
લીધો ઘણી ઉલટથી કરને પ્રસારી,
મૂર્ખત્વ તે મનનું સંત પુછું વિચારી. ૨
એ રત્નથી હું ખુશિ અંતર થાત કેવો!
આનંદથી રમત તેહનિ સાથ ને શો!
પામું છું ખેદ અતિશે અવલોકિને આ,
નેત્રે વહે હૃદય અશ્રુ મુકે નિસાસા. ૩
જો આપવું ન હતું—શું કરવા બતાવ્યું!
ભૂલ્યોઃ-કદાચિ અથવા ફલ શું હવે એ?
આવો તથાપિ વ્યવહાર કઠોર કો શું,
ત્હારા સમે ઘટિત આચરવો વિધી છે? ૪

# ૧૩ પ્રેમવિવેક

તોટક

મળતું ઝરણું વહિને નદિને,
મળતી વહતી નદિ સાગરને;
ઉડતી લહરી મળતી અનિલે,
સુસવાટ કરી રૂપ મારૂત લે. ૧
મળતાં રમતાં સહુ એક મળી,
જગના નિયમે વશ થાય પળી;
મળતી નથિ કેમ પ્રિયા રસિલી ?
હૃદયો મળશે કદિ હે છબિલી ! ૨
કરતા ગિરિ ચુમ્બન આ નભને,
લહરી મળતી સહુ ઊછળિને;
ખિલતાં હસતાં પુલડાં નવલાં,
ચમકે પવને મૃદુ પર્ણ લિલાં. ૩
ચુમિ લે રવિનાં કિરણો ભુમિને
હસતો નિરખી શશિ સાગરને;
સમજીશ વૃથા સહુ સૂખ ગણે,
મરશે ન પ્રિયા ! મુખ ચૂમિ ત્હને. ૪

## ૧૪ 'કાલોપાલંભ'*

શાર્દૂલ

રે રે કાળ! તહારિ પાંખ સબળી સર્વત્ર ગર્જી રહી,
જેની ઊપર એક પાછળ બિજો કલ્લાક જાતો વહી,
જેના ગ્રીષ્મ વૃષા વસંત સમય સ્નેહી થઈ સંચરે,
ખેંચી જાય જગત્ સમસ્ત વહિને શૂન્યાવસાને ખરે. ૧
મારો જન્મ થતાં જ દુઃખ તણિ તેં જે બક્ષિસો છે કરી,
તેથી અર્પું હું ધન્યવાદ તુજને આનંદથી ઊભરી,
તે બક્ષીસ અપાર ભાર વહું છું જો એકલો હું હવે.
સંતોષે રહું તેથિ જો વળિ કંઈ શાન્તીનિ આશા થવે. ૨
પ્યારાં પ્રેમિ અને સ્વબંધુજનને સન્મિત્ર જે માહરા
ના ઇચ્છું કદિ તાહરી પળ કટૂનો સ્વાદ ચાખે જરા,
જે જે આપ્તજનો ગયાં સ્વરગની શાન્તીભરી કુંજમાં,
તેનો સ્પર્શ કરી શકે નહિ કદી તેથી હું આપું ક્ષમા. ૩
સર્વે શાન્તિ હજો સદાય વસિયા જે સ્વર્ગમાં તેમને,
તારાં દુઃખ ભવિષ્યમાં કદિ હવે કંટાળશે ના મને,
વીત્યા વાસર જેટલા મુજ તણા તે રૃણ તારૂં થયું,
તેનો દુઃખ અવેજ વાળિ ચુકતે સર્વે અદા મેં કર્યું. ૪
તારાં દુઃખ સહ્યાં તથાપિ કંઇકે તેમાં હતું સૂખ જો,
જો કે અંતર દાઝતું પણ ભુલાઈ ત્રાસ તારો જતો,
આવે દુઃખ તથાપિ જે વહિ ગયું તે સર્વદા જાય છે,
તારા તો પ્રતિ આવતા ગણિ ગણી કલ્લાક લેખાય છે. ૫

* આ કવિતામાં બાઇરન કવિના વિચાર પણ મિશ્ર છે. [કવિ]

ચારે પાસથિ જ્યાહરે સ્વજનમાં આનંદ છાતો હતો,
જોતાં વેગભરી ગતી તુજ તણી શોકાગ્નિ ઝાઝો થતો,
તારૂં વાદળ ભીષ્મ ને ગભિર તે સૂર્યપ્રભા છાવરે,
જા, જા, નફ્ફટ ! ના નિશા કરિ શકે તું દુઃખની આખરે. ૬
આત્મા મૂજ તણો નિવાસિત હતો તારા મહાકાશમાં,
ત્યારે એક જ બિંદુ તૈજસ હતું દેખાતું આકારમાં,
તેથી સૂચન સારૂં એ થતું હતું તુંએ સદાનો નથી,
પીડા સર્વ પડી શિરે મુજતણે આવ્યો અહીં જ્યારથી. ૭
તે આનંદ ગયો સદાય ગણુવો કલ્લાક કર્મે રહ્યો,
તારૂં રૂપ થતાં ઉપસ્થિત બધો જો ભાર વ્હેવો રહ્યો,
જોકે અંતક સર્વનો જગતમાં તું સર્વ ચિત્તે લહે,
આ સંસારનિ રંગભૂમિ ઉપરે જો સર્વ ખેલી રહે. ૮
આવે એક પ્રસંગ કે નહિ કદી તેને વિદારી શકે,
જ્યારે તારિ ત્વરીત કે ધિરિ ગતી ના જીવ જાણી શકે,
જ્યારે સર્વ તુફાન ભાવિ જગતે ઉન્માદથી ગર્જશે,
નિદ્રાવસ્થ પ્રગાઢ શાન્તિ સમુહે આત્મા હમારો હશે. ૯
આહા ! તે સુખની ઘડી તણિ સ્પૃહા અત્યંત હેતે કરૂં,
ત્યારે સર્વ પ્રયત્ન નિષ્ફળ થશે તારા હું આશા ધરૂં,
આહા ! પૂર્ણ ઉમંગ શાન્ત રસમાં શું વૈર તારૂં કરે,
છોને વાલ પ્રહાર કાળ કરતો નિર્જીવ આ પત્થરે. ૧૦

# ૧૫ તરંગ

મહીદીપ

અનંત કાળ ઊદધિ પ્રવાહના તરંગે,
ચઢયો અનેક વાર बाल તું વિવીધ રંગે,
વાગતામાં છોળ એ તરંગના ઉછાળે,
વહ્યો ભિંજાઇને શરણુ વિના અરે અકાળે. ૧
મહા મહા વ્યથા પછી તું આવતો કિનારે,
ઘડીક ખેલ ખેલતાં તણાય बाल ત્યારે,
તણાય જો તણાવું શોક ને રૂદીત શાનાં ?
નવા તરંગ દેખતાંય હર્ષ હાસ્ય શાનાં ? ૨
ખેલિ લે ઘડીક बाल ખેલવું રહ્યું તે,
તરંગ એક આવિ જોરમાં વહી જશે રે,
ઝીલિને તરંગ શાન્તિ પામવાનિ આશે,
પ્રમાદથી ન મૂઢ ખેલતો રખે તણાશે. ૩
દાબિને તરંગ જો પ્રયાણસૂખ લેવું,
શોધિ કાઢ નાવ ક્યાંક સાધુસંગતીનું.
લઈ જશે જહાં ન કાળના તરંગ પ્હોંચે,
થઈશ મુક્ત વ્યર્થ આ ઉપાધિ જાળ છૂટચે. ૪

# ૧૬ દેજો દોષ ન કવિવરને

પદ

દેજો દોષ ન કવિવરને જે લતાકુંજ આરામ કરે,
સુખ શાન્તી જ્યાં વસી રહી છે, હસી કીર્તિનો ત્યાગ કરે. ધ્રુવ
મહાન કૃત્યો કરવા માટે જન્મ જગતમાં તે તો ધરે,
વીર શિરોમણિ ધનુર્ધરોના યશ ગાવા મન આશ ધરે,
કાળ ગતી નહિ હોત વિલક્ષણ વિધી હોત અનુકૂળ ખરે,
હૃદયે તેને બળતી હોતે દેશભક્તિની જ્વાળ ખરે,
જન્મભૂમિના પ્રેમ પૂરમાં વચનો તેનાં નિત્ય તરે.
દેજો૦ ૧

અફસોસ! દશા શી આ ભૂમીની વૈભવ નષ્ટ થયો જ ખરે,
માનવન્તના માનભંગને માટે સેવા ભાર ધરે;
પ્રજા તેનિને કો નવ પૂછે જો પ્રપંચ પગલું ન ભરે,
કામ આંહિ શું દેશભક્તિનું, રાજદ્રોહમાં નામ કરે!
કુળબોળુ ને દેશદ્રોહિયો બેસે હાથી હોદ્દા પરે.
દેજો૦ ૨

વૈભવ સાથે શ્રદ્ધા પણ ગઇ, અભિમાન ન પડે નજરે,
કાયર કપટી અનાર્ય દીસે આર્યજનો આ ભૂમિ પરે,
છેવટ શીખ્યા કપટો કરતાં તેથી દુર્ગતિ કેવિ હરે!
મહા પદ્વિએ ચડવા માટે, ફાંફાં મારી આંહિ ફરે,
અંધકારમાં માર્ગ ન જડતાં, મશાલ દ્વેષનિ હાથ ધરે.
દેજો૦ ૩

## ૧૭ મન–આત્મભાવ

ગઝલ–સોરઠ

ઉડિ જા તું ગાફેલ ગાભરા !
તારે અંતરે શી આંટી રહી !

તારિ પાંખ પ્રૌઢ થઈ હવે,
યશ વાણિનો કવિઓ કવે,
રહિ રિદ્ધિ કર જોડી નવે,
તોયે આ શી આસક્તિ રહી !—ઉડિ જા૦ ૧

આ તો જાળ સ્વાર્થનિ છે રચી,
કામ ક્રોધ કૌટ રહ્યો મચી,
ખોઇ શુદ્ધિ લાખ ગયા પચી,
પણ ખોઇ તે ફરિ ના જડી !—ઉડિ જા૦ ૨

નિશા પ્રેમનો જે ઘુંટી પીએ,
તેને રંગ નિત્ય નવા જડે,
તે બ્રહ્માંડમાં નિજાનંદ લે,
એ ખુમારિ તુજ નયને ચડી !—ઉડિ જા૦ ૩

છે તું અન્ય કોઇનિ શોધમાં !
તો તો ધૂળ પડિ તુજ બોધમાં;
નિજ રૂપથી બિજું શોધ માં,
સર્વ એ જ છે વિસર્યો અહીં !—ઉડિ જા૦ ૪

દેખે નારિમય કે સોને ઘડયું
કોઇ જીભ-લટ-નયને અડયું,
કોઇ કયાં અને કોઇ કયાં પડયું !
પણ વાત તો કહીં નિ કહી ?—ઉડિ જા૦ ૫

હતો બાલ તો સુધુ ભાસતું,
વધ્યાં વર્ષ જ્ઞાન મળ્યું ઉંધું,
પરભાવ-મન-બનિયું કુડું,
મળે બાલપણ પાછું કયાં જઈ !—ઉડિ જા૦ ૬

પોથિ વિશ્વની ભણી ભુલ તું,
પળિયાં છતે બન બાલ તું,
ખરિ મસ્તિ એ ખરૂં સૂખડું,
પછિ પાપ પુણ્ય અડે નહીં !—ઉડિ જા૦ ૭

# ૧૮ "ફિકર શાની પછી માની"

ગઝલ

નહીં સ્વારથ નહીં જોડું, નથી જોતું અમારે કંઈ,
મુરખ માનો ભલે માનો, અમારે મન નહીં કાંઈ. ૧
કરમ કરશે થશે તેવું, જહીં મળશે તહીં જાવું,
અમારે એ નથી સ્વારથ, પરમ પ્રેમે અમે સાથી. ૨
થવાનું જે થશે તે તો, અરે! કીધું એ કોનું રૂહે,
પરમને પ્રેમ સોંપો તો, ફિકર શાની પછી માની? ૩
નથી જોતી નહીં માયા, નહીં કાયા અમારી ક્યાં,
ફિકર કાયાતણી શાની? થવાનું જે થશે તે તો. ૪
નહીં માયા અમારે શું! તમારૂં એ નથી તો શું?
તહીં જાતાં કંઈ છે શું? ફિકર શાની પછી માની? ૫
અરે! મન મેલ તું માયા, ઉપાધી આંધળી કાયા,
અરે! જો એ મુકે તો તો, ફિકર શાની પછી માની? ૬
નહીં રડ તું મુઆ તેને, પરમ ધામે ગયા જે જે,
નહીં રડનાર તું રૂહેનાર, ફિકર શાની પછી માની? ૭
જવા દે ને જનારાને, ઉઘાડી જ્ઞાનચક્ષુને,
સહૂ ભેગાં થશું એકે, ફિકર શાની પછી માની? ૮

## ૧૯ બેકદર દુનિયાં

અહિં બેકદર દુનિયાં તણી દરકાર નહિં હમ મસ્તને,
ફરિયે ચહે દિલ ત્યાં અને દિલ ચ્હાય તે કરિયે અમે. ૧
ગમિ બેકદર અમિરી તને, જો ઇશ્કિ આ આલમ તણી,
અમને ગમી તો ફકીરિ આ, પ્યારી ખલક ખાવિંદને. ૨
અમિરી મુબારક રૂહો તને અમને ફકીરિ અમારિ આ,
તુજને ગુમાન અમીરિનું મસ્તી ફકીરિનિ ઓર હૈ. ૩
મ્હેલો ઉંચા વસવા તને, આલમ બધી માલેકની
હાજર સદા વસવા અને ફરવા અમો આ ફકીરને. ૪
માશૂક તારિ બેકદર ભરી ઇશ્કની ખારાઇથી,
આ સનમ તણી દિલદારિમાં હમ જાન આ કુરબાન હૈ. ૫
થાએ ખુશી જે તું જોઇને તને અમે હસિયે ફકીર,
હસું જો હમારિ ફકીરિ તું ઓ અમિર અહિં આ વખ્તના. ૬
મોતી હિરા ગમતા તને ઉમદા નવા પોશાક ને,
લઇ ખાક ખુદાના નામની દિલ ચોળિ જો પાગલ અમે. ૭
સારંગિયોના સૂરથી ગુલતાન જો ઇશ્ક ગાનમાં,
ફેરી અમારિ આલેકની-માં મસ્તનો હમ ગંવાર હૈ. ૮
પી પી તું પ્યાલાં શરાબનાં માશૂકને હાથે અમીર,
પળભર કદી સુખ ભોગવે એ કૈફની ઘેલાઇએ. ૯
તું જો પિયે ઉસ્તાદના આ હાથનો પ્યાલો મિઠો,
લહેજત હવે લઇશું અમે ઉમદા અમર એ કૈફમેં. ૧૦
બેદિલ તું દોસ્તોનિ યારિમાં મગરૂર રૂહેજે બેકદર,
સાહેબ અમારા દોસ્ત ને મગરૂર હમ એ યારિમેં. ૧૧

## ૨૦ બેદાદની દાદ

સોરઠની ગઝલ

કહો કયાં જઈ કરવી અરે ફરિયાદ આ દિલ દર્દની,
ખોળી વળ્યો સૌ ખલ્ક પણ અદાલત ન દિઠિ ઇન્સાફની. ૧
નહિ રાહ કે ફરિયાદ કોઇ સુણવા અહીં કાજી મળે,
પ્રસર્યું બધે અંધેર જહિં શયતાનના પાળા ફરે. ૨
દુનિયાં બધી દોરંગિ તે ઇન્સાફ શું આપે અરે,
દંડે દુખીને ઊલટી બગદોઇ વણસમજે કરે. ૩
નહિ રાહ કે ફરિયાદ તો બેદાદને રડવું કશું,
ન જોનાર કે લ્હોનાર જ્યાં આંસૂ તહાં રડવું કશું ? ૪
જાણે ન જે હેવાન તે દિલ દર્દની વાતો કંઈ,
શાણા થઈ ફરતા બળે ઇન્સાફની ના રહિ જહાં. ૫
લાગ્યું જહાં દિલ એકશું સો સો બતાવે દુનિયાં,
રડિયે રહી જો એકને ક્હાડે હસી ડ્હાપણ ભયો. ૬
ચાહે જીગર એકાન્તમાં જઇ બેસવા આરામમાં,
ગરદન થકી પકડી લગાડે સ્વાર્થના સહુ કામમાં. ૭
ઘડિ કાવ્યના આનંદમાં સુર ક્હાડતો વાજું લઈ,
તોડે પડી વચમાં ચડેલો તાર ત્યાં આવી અડી. ૮
લહેજત બગાડે ખ્વાબની ભૂંસી છબી રૂડી પડી,
ગુમ થાય પ્યારાં પૂતળાં પળભર અરે નજરે ચડી. ૯
બેઠા જઈ બેહેસ્તમાં શાન્તી જહાં વરસી રહી,
ત્યાંથી ઉઠાડી ઘાલતા દિન રાતની ઘાણી મહીં. ૧૦

જાવું ગણાવી કેટલી દિલ દર્દની ધાણી અરે,
ગુજરે સિતમ બહુ રાંક પર પણ દાદ ક્યાં તેની મળે ? ૧૧
ધારી હવે કરવી અપિલ માલેકની દરબારમાં,
વાગે અદલ ઇન્સાફનો જ્યાં ઘંટ હરગિઝ દાદમાં. ૧૨

## ૨૧ ભ્રમિત મન

અરે નાદાન પ્રેમીલા તને મન ભૂત શું વળગ્યું ?—
ભમે જઇ શોધવા વ્હાલી સરિતવલ્લી ગુફાઓમાં ! ૧
અરે ઓ મૂઢ રાગીલા તું શાં આ ફ્હાડતું ઘેલાં,
ઉઠે સૂતી સ્મશાને ના, વિરામી એ સદા માટે. ૨
સુણે પોકારના તારા રૂદિત તારાંય ના દેખે,
પડી છે ગાઢ નિદ્રામાં જગાડી તો નહીં જાગે. ૩
અરે ભૂ વ્યોમની વચ્ચે હિંચી પ્રિયને રહ્યું જો તું,
હિંચે તે વ્યર્થ તું જોવા જુદે તે વ્યર્થ આશામાં. ૪
થઈ અદૃશ્ય દેખાયે હવે ના એ પડી નજરે,
ગઈ કંઇ દૂરના દેશે નજર નાંખી ન ત્યાં પ્હોંચે. ૫
નજર નાંખી ઘણીએ પણ પ્રિયા જોવા ન જો પામ્યું,
ભુંડા એ આશ છોડી દે ગયાં તે ના વળે પાછાં. ૬
ચિતામાંની વિભૂતીને લઈ લઇ અંગ તું ચોળે,
ફળે ક્હે કાંઇએ એમાં વૃથા છે ઘેલછા તારી. ૭
ગયું તેને જ રોવું શું ? ગયું તેને જ જોવું શું ?
ગયું તેને ગયું જાણી મુકી દે જોવું ને રોવું. ૮
રડી થાકયાં નયન તારાં નિહાળી આંસુડાં ઉન્હાં,
શમી ના જવાળ તેનાથી મળી ના વ્હાલિ આવિને. ૯
સ્વરો સૂણ્યા પ્રિયા મૂખે ફરીએ સૂણવા તેને,
હવે તું આશ છોડી દે ગળી ગઇ વાયુની લહરી. ૧૦
ગળાયા તે ન સૂણાયે ફરી આવી પ્રદેશે આ,

છતાં તું મૂઢ જેવાને ચડી સ્મરણે સતા'વાના. ૧૧
હતું તે એક વેળાએ, હતું ત્યારે હતું સૌએ,
સ્મરણને રાખ દાબીને રખે એને સળી કર તું. ૧૨
વિધીના યોગથી આવે વિધી યોગે છુપાએ જઈ,
ગયું શું તાહરૂં તેમાં રૂદિત એવાં રચે શાનાં. ૧૩
ઘડીમાં આવિને જાયે રચી આશા ઠગી જાએ,
ઠગાએ તોય ઇચ્છે એ ન તારાથી બિજું ભોળું. ૧૪
જતું તે જાય છો, આવે ભલે તે આવતું સહજે,
ખિલીને નાચતું તું ના રડી રચતું રૂદિત ના કંઈ. ૧૫
અરે જો પ્રેમનું ભૂખ્યું સમજ મન પ્રેમ તે શું છે,
પડી ભ્રાન્તીમહીં વસ્તૂ જુઠી લઇ ના થતું રાજી. ૧૬
જવા દે મોહ માયાનો પ્રભૂના પ્રેમમાં લોટી,
વિયોગી થા ભલે યોગી પ્રભૂના પ્રેમનું રાગી. ૧૭
પ્રભુના પ્રેમનું પ્યાલું લઈ કરમાં ભલે પી જા,
તૃષા તારી છિપાશે ને થશે ના કાંઇ ઉત્તાપ. ૧૮
પ્રભૂના પ્રેમના ક્ષેત્રે ખિલેલાં પ્રેમનાં પુષ્પો,
ગુંથીને કોટમાં પ્હેરી વિજયમાળા સુગંધી લે. ૧૯

## ૨૨ આલેક

હમે તો જઇ ગજાવીશું બધી આલમ,
ખુદાના નામના જયાં ત્યાં કરી આલેક.
કદી રોશું, કદી હસશું, કદી ગાશું,
અહીંની બેવફાઇને કરી આલેક.
શરાબે ઇશ્કનાં પ્યાલાં પિતાં ઢાળી,
પિવાડીશું મિઠી સૂધા કરી આલેક.
તજી દઇ જહાંગિરી જૂઠી ફકીરીમાં,
ખુદાશું દિલ લગાડીશું કરી આલેક.
દિવાની દુનિયાંની આ ઘડી બેની,
સુણી લેશું રહી દરબાર કરિ આલેક.
ચહે દિલ ત્યાં લઈ નિશાન ને ડંકા,
અડિંગા જઇ મચાવીશું કરી આલેક.
મચાવી ધૂન ને મસ્ત થઇ રહેશું,
સદા ઉસ્તાદની સાથે કરી આલેક.

## ૨૩ અબોલા

ગીતિ

કેમ અબોલો ઊભો નીચી આંખડિ કરી કેમ પ્યારા ?
શું તું નિર્દય થાયે ? ઉડી ગયા છે સકલ હોશ મારા. ૧
દિવ્ય દેહડી તારી અબોલિ દીસે કેમ મારિ પાસે ?
મો'ડે મો'ડું ન સૂઝે સકલ ભૂમિ અંધકારમય ભાસે. ૨
શું રિસાવું આ વખતે દુઃખિ પ્રિયાને અધિક દુઃખ દેવું,
સહુ સમજે છે તું પણ કેમ ધર્યું તેં મૌનવ્રત એવું ? ૩
ઓ પેલો દીસે છે વિશાળ નિર્મળ પાણિકુંડ પ્યારા,
વળિ જો પણે વહે છે કૃત્રિમ સરિતનિ ધિમે ધિમે ધારા. ૪
તેમાં જીવ જંતૂઓ અનેક રમતાં ધરી ચિત્ત ઉલ્લાસ,
ઉલ્લાસતનુજ અહિંયાં મૂકે ન ઉંડા ઊંડા નિશ્વાસ ? ૫
બોલું બોલું મન થાયે, હોઠે આવે પણ ન ઊચરાય,
અધુરો શબ્દ વદાયે, શંકિતજન ગતિ સદા એવિ થાય. ૬

## ૨૪

( ગુરુ ગોવિંદના મહિનાનો શાલ )

જીવ તલસે મળવા ઘણું, હો વ્હાલીરે,
પણ અફળ જાય ઉપાય, મારી વ્હાલીરે.
સ્નેહ થયો વેરી વડો, હો વ્હાલીરે,
બાળે મુજ કોમળ કાય, મારી વ્હાલીરે.
ભણકારા વાગે ઘણા, હો વ્હાલીરે,
પણ ના દેખું કાંઈ પાસ, મારી વ્હાલીરે.
થાય રોમ સરવે ઉભા, હો વ્હાલીરે,
રોમે રોમ પ્રગટે લ્હાય, મારી વ્હાલીરે.
ભૂત પીયે મદિરા પીયે, હો વ્હાલીરે,
વળી ડસે ભુજંગમ પાય, મારી વ્હાલીરે.
તીવ્ર ઘાવ કંઠે પડે, હો વ્હાલીરે,
તે સર્વ દુઃખ ખમાય, મારી વ્હાલીરે.
જેણે મદિરા પ્રેમનો, હો વ્હાલીરે,
પીધો તેનો ન ઉપાય, મારી વ્હાલીરે.
સ્નેહ ઘાથી છેદાયું છે, હો વ્હાલીરે,
જે પ્રેમીનું કોમળ મંન, મારી વ્હાલીરે.
ચાલે નહીં ઉપાય કંઇ, હો વ્હાલીરે;
એતો ઝુરી ઝુરી પાડે તંન, મારી વ્હાલીરે.
ઉલટા વિધિના અંક છે, હો વ્હાલીરે,
પ્રેમીને વિયોગનું દુઃખ, મારી વ્હાલીરે.

## ૨૫ ભમરા રે

દેશ-સારંગ. ભૈરવી- બિહાગ

આવ્યો કંઈ લાવ્યો સંદેશ, ભોગી ભ્રમરા રે.
અલક વર અત્તર ભર સૌરભમાં,
તુજ નિરંતર આસન બેશ. આવ્યો કંઈ૦
શ્યામ અલકમય શ્યામતરંગી,
ધન ધન તારો શ્યામલ વેશ. આવ્યો કંઈ૦
ધન ધન તારી વૃત્તિ વિરાગી,
ધન ધન તારો અલક ઉપદેશ. આવ્યો કંઈ૦
કોમલ કમલથી કોમલ આનન,
દર્શન તારે યાર હમેશ. આવ્યો કંઈ૦
વિશાળ કપોલ પરે વિખરેલા,
છુપિ છુપિ સ્પર્શ કરે છે કેશ. આવ્યો કંઈ૦

## ૨૬ જઈ કહો માધવને—

( ભૈરવી અગર ખમાયચમાં ગવાશે )

જઈ કહો માધવને, ઓધવ, લે ખબર હમારી,
વ્હાલાના વિરહથી ઝૂરે સકળ વૃજની નારી. જઈ૦
વાઈ વાઈ વ્રેહ દીધાં વ્હાલા વારિજલોચન
એક વાર દર્શન દ્યો પ્રિય દક્ષ ચિત્ત ધારી. જઈ૦
કેમ થયા સ્મૃતિભંગ વિહારી ગોકુળ કેમ વિસાર્યું,
વાંક શે શશાંક વૃજ વૃજાંગના વિસારી? જઈ૦
વેણુ શાં વદ્યા'તા વાલમ 'વ્હાલીનહીં વિસારૂં,'
વેણુ વિસારી વનિતા વ્હાલીને વિસારી. જઈ૦
કેમ ન આવે કામ રૂપ કીકી તણી આગે?
શુચિ સ્વરૂપ સોહામણું મતિ હરે હમારી. જઈ૦
શિશુપણે ઉત્સંગ લઇ ઘેલી થઇ ખીલાવ્યા,
મંન મહા મોદ માણી માયા મહા વધારી. જઈ૦
જાણ્યું કે તન ખુંચશે પ્રિય પલ્લવપુને
તુરત ઉત્તંગે નચાઈ વ્હાલા વેણુવિહારી. જઈ૦
વૃજનાયકે નચાવી જેમ નાયકા વૃજ નાચી,
હાજી હાજી હોંસે ભણી લાજ ના ગણુકારી. જઈ૦
તજવી હતી આખર જો આમ અમો રીબાવી,
માધવ માધવ વૃષ્ટિએ શે કાજ ઉગારી! જઈ૦
વેર વાળ્યું વાલમાએ બાળપણનું મોટું,
સ્તન ખુંચ્યાં હતાં હમારાં જવ નચાવ્યા નારી. જઈ૦

કટાક્ષ કાપે કાપી કામનીને કમળલોચન,
કામ કાપો કામનીના ચૂશી અધર પ્યારી. જય૦
તરૂણી તનયા તટ તણાઇ તારૂણી આવતી,
વેણુથી તે હાય વાલમ વેણુ વાઓ પ્યારી. જય૦
વેર વ્હાલા વાળીએ શું છોકરાંની રીતે,
રસિયા શું રીસાઇએ એમ માયાને ઉતારી ? જય૦
બાળાઓને બાંહે દઇ પાશ કંઠ દીજે,
લક્ષથી કટાક્ષ ધારી હ્રયોને બાણુ મારી. જય૦
મત્ત માતંગીનાં માન મારથી ઉતારો,
નિત્ય જાનુમર્દનથી હાંરે વૃજનારી. જય૦

## ૨૭ રાધિકાસંદેશ.

રાગ મોસાળાનો

આવ્યા દા'ડલા દિવાળી કેરા, પંથી ઘેર પધારે ઘણેરા,
નાથ થાવ ન આમ નમેરા, મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૧
મારી સખીઓ સાસરીએ સીધાવી,
મારી ભાભીઓ પણ આંણે આવી,
વાટ જોઇ જોઇ હું વાજ આવી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૨
છેવટ સસરાજીને મોકલાવી, મને બીજે આંણલિયે બોલાવી,
લોકલજ્જા સાસુજીને આવી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૩
વળી એમણે જે જે કહાવ્યું, મારી માડીએ તે તે કરાવ્યું,
જાણે રખેને રસિક પાડે વાંકું,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૪
ફરી રચશું આપણ દીપમાળ, કરશું મેડીઓ ઝાકઝમાળ,
આજ શોભે ન થાવું રીસાળ,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૫
પૂછી જોજો ઉદ્ધવને તમારા, હાલ શા થયા છે અહીં મારા,
જાવ જાવ શું જીવણ થાઓ ન્યારા,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૬
લોક લૈ પૂઠે વાત કરે છે, સગાંસાગવાં ટોળ કરે છે,
મારાં સાસુજી નયણાં ભરે છે,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૭

પ્રીતમ પરણી પરાણે તમોને, જોયો વિચાર્યો નહીં તે સમો ને,
શીદ પાતળીઆ પજવો અમોને,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૮
ભણાવીને મોકલિયા ઉદ્ધવને, ખોટા દીલાસા દેવાને અમને,
જાવ જાવ શું જાદવ કહીએ તમને,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૯
કાળા માત્ર નવીનનાં વિહારી, એ તો જાણે ન પ્રીત વધારી,
તજે પોતાનાં કારજ સારી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૧૦
પગે લાગી લાગી રાખી ઘેરી, કરતા પાતળીઆ પળશી ઘણેરી,
ફાટચું ગુમડું વૈદ્ય થયો વેરી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૧૧
મારી માતાએ બહુ બહુ વારી, લોક કહેતા એ કપટી મોરારી,
તોય તમને વરી ગિરિધારી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૧૨
પ્હેલાં અનહદ પ્રીત બતાવી, પ્રેમ ફાંસામાં ફાંસુ ફસાવી,
જતાં મથુરાં શું પ્રીત પલટાવી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૧૩
અહીં મેં હીરનાં ચીર મગાવી, કાચા કીરમજી રંગે રંગાવી,
કોરે મોતી ને મણીએ ટંકાવી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૧૪
હીરા મોતીના હાર ગુંથાવ્યા, સાળુ સાડી ને કમખા કરાવ્યા,
ત્યારે રસિક શું આપ રીસાયા,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૧૫

હોળી ચોળી અંબોડલા વાળી, પત્રરચનાઓ રચતા રૂપાળી,
જોતા અમને જાદવ ન્યાળી ન્યાળી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૧૬
પગ ખોળામાં લઇ બુટ્ટા વાળી અળતે વેલો ચિતરતા રૂપાળી,
લેતી સખીઓ હસી હસી તાળી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૧૭
આંખ રજ ફુંકી નાંખવા માટે, કિંવા બિંદગી કરવા લલાટે,
ભૂધર ભેટતા યમુનાને ઘાટે,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૧૮
એકવાર વૃંદાવન આવી, મને વિષ પાઇ શયન સુવારી,
ભલે જાજો પછી ગિરધારી,
મોહન વ્હેલા આવજો મથુરાંથી. ૧૯

## ૨૮ મહિના

ગરબી

ત્યાં દાણી થઇ કોણ ઘેરશે, સખી આવું રે,
મહામોંઘા દઇશું દામ, સંદેશો કહાવું રે.
હસીને કોણ બોલાવશે, સખી આવું રે,
કોણ કરશે લીલા લ્હેર, સંદેશો કહાવું રે.
માગશર મોટાઈ માગીએ, સખી આવું રે,
હે જીવણ જુગદાધાર, સંદેશો કહાવું રે.
પોષે પ્રેમદા વલવલે, શો દાવો રે,
હો નંદ જશોદા માત, હરિ ઘેર આવો રે.
જુમનાંજીમાં દડો પડ્યો, શો દાવો રે,
કાળી નાગ નાથવા કાજ, હરિ ઘેર આવો રે.
ઈંદ્રે ઘન વરસાવીઓ, શો દાવો રે,
ગોવરધન ધરવા કાજ, હરિ ઘેર આવો રે.
જુમનાંજીમાં ઝીલતાં, શો દાવો રે,
વળી ચીર હરવાને કાજ, હરિ ઘેર આવો રે.
વ્હાલા હતા તે વેરી થયા, શો દાવો રે,
વળી લોકલજ્જાને કાજ, હરિ ઘેર આવો રે.
પોષે તે પ્રેમદા મુકી ગયા, શો દાવો રે,
ગયો જીવણ પ્રાણાધાર, હરિ ઘેર આવો રે.
માહે મળવા નાથને, મન હીસે રે,
હું જોઉં ચોદિશ વાટ, કંઇ નવ દીસે રે,

શિયાળે સુખ સાંભરે, મન હીસે રે,
નવ જાએ વેરણ રાત, કંઇ નવ હીસે રે.
મોરલી સુણવા માહરૂં, મન દીસે રે,
મેં શોધ્યું વૃંદાવન, કંઈ નવ દીસે રે.
શું કરતા હશે નાથજી, મન દીસે રે,
મેં શોધ્યો સર્વ ગોવાળ, કંઇ નવ દીસે રે.
આહે મન વિમળ થયું, મન દીસે રે,
હો જીવણ જુગદાધાર, કંઇ નવ દીસે રે.

[ અપૂર્ણ ]

## ૨૯ 'સતી દહન'માંથી

· ૧ ·

જય જય સતી શિરોમણિ નારી, જય જય સતી શિરોમણિ નારી.
વૃત્તિ એહ વરિષ્ટ છે તારી, જય જય૦
નારદ દક્ષદુહિતાને દાખે ભવ ભોળો ભર્ત્તા કીજે,
અખંડ સૌભાગ્યની અવિનાશીને વરી થાય,એ ઇચ્છા મારી. જય૦
મેં કીધી નિંદા નરમુંડધારીની તુજ ટેક જોવા કાજે,
વર એકનિષ્ઠાથી ભક્તિ કરીને વાત નથી કાંઈ ભારી. જય૦
એ પતિ પુનિત પ્રમાણિકને વળી વરદાયી ને યોગિન્,
સર્વ જગતનો ધોરીધણી એ અવિનાશી ને આચારી. જય૦
જેને બ્રહ્મા ઈંદ્રાદિક સેવે સેવે અસુરગણ સર્વે,
જેનું મુની નિત્ય ધ્યાન ધરતા જેણે મહા માયા મારી. જય૦
નહીં એને સ્થાન સ્મશાન તણું મૂર્ખ લોક કહે છે સ્મશાની,
જગ્ત વિનાશ પછીના સ્મશાને એ એક રહેશે નારી. જય૦
કાળસ્વરૂપ ના માયિક કાળી એહ ધરે છે બાળી,
એણે ત્રિકાળ ધારણ પોતે કીધા જગત ચલાવે ધારી. જય૦
નહીં વૃષભાસન આખડલાનું, વૃષભ ધર્મનું આસન,
વૃષભ શું એવા જગત પ્રભુને, જે છે જગત ઉપકારી. જય૦
એ તો ત્રિભુવન પતિ રૂડો મળશે તો નહીં તુજ જેવી કો ભાગી,
સત્વર એનો કર ઉપચાર કે સુખે રહો પિયુ પ્યારી. જય૦

· ૨ ·

નારદ, કોણ સાધીએ સાધન સારૂં?
સતી કહે, શું વ્રત હું ધારૂં? નારદ૦

પુનિત પાવન પતિ કેમ હું પામું પંથ સુગમ બતલાવો,
પ્રભુની પ્રીત પ્રમાણી પામું અખંડ સૌભાગ્ય મારૂં. નારદ૦
સૌંદર્યસાગર એ સૃષ્ટિસ્વામિ ને હું તો કુરૂપની ખાડી,
ક્યમ વરશે મુજને એ પ્રીતમ, મુની, મને કહો વારૂ. નારદ૦
મૃગપતિ વરવા મૃગલી ઇચ્છે, ક્યમ કરી તે પાર પડશે,
ચકોરી ચંદ્ર મુખ ચુંબન કરવા ત્યમ હું મન મુજ ધારૂં. નારદ૦
અભેદગમન આકાશે કરવા ધારે પોતાના ઉરમાં,
એમ ધારી ચિત્ત વિહ્‌વળ થાએ મંન કહો ક્યમ મારૂં? નારદ૦
વર્ણવે કોણ વિનતિ વનિતાની વન્હિલોચન આગે,
કોણ પ્યારા પિયુને સમજાવી રાખે રૂડું પણ મારૂં? નારદ૦
મુનિ કહે, સખીઓ સાધશે શાણી માતપિતાને તારાં,
હું જઈ સાધું છું સાધુ પતિને હું પણ પાળું તારૂં. નારદ૦

દુહો

નારદ વચન કહી ગયા પાસે ગુણદરિયાવ,
સતિને પછી વિરહ તણો પ્રગટચો પૂરણ તાવ.
લાગી લગન પિયૂ તણી મુખ શંકરનું નામ,
વામા વ્યાધી વેઠતી, ઘડિ પણ નહિ આરામ.

• ૩ •

(લાવણી-ઝીંઝોટીની ઠુમરીમાં પણ ગવાશે)

મળશે સ્વામી શંકર નામી, સતિ, દુઃખ વામી સૂખ થશે,
મનની વ્રેહી અવર નિસ્પ્રેહી વૃત્તિ સ્નેહી પૂર્ણ થશે.
કોમળ બાળી દેહ પ્રજાળી મન બાળી રાખે કાયા,
એ મન રંજનિ દિલ દુઃખ ભંજનિ ચાહે નિરંજનિ શિવમાયા.

એ અવિનાશી અખંડ વિલાસી આત્મ ઉપાસીને પામે,
વ્યાધી વામે સહુ સુખ પામે શંકર નામે સુખ જામે;
પ્રીતે પરણાવો, મન લાવો ને લ્યોને લ્હાવો લગ્ન તણો,
સંતત સૌભાગિની ચિરવિલાસિની શિવઉપાસિની પુત્રિ ગણો.
પ્રસૂતિ બોલી, નિજ ચિત ખોલી, એ શું બોલી મુજ બ્હેની,
પણ દિલ શંકી, મૌલમયંકી કરશે અંકી મુજ બ્હેની.
જઇ પતિ પાસે, અતિસ હુલાસે, મન ભરિ આશે સમજાવું,
પણ શંકરને હરકત હરને મુનિવર હરને કયમ પાવું.
વળતી બોલે બોલ અમોલે પટ ખોલે સતિની પ્યારી,
મોજ વિહારી મળશે પ્યારી દિલ ધારી માતા મારી.
નારદ કથન છે, આપ્યું વચન છે, ગયા જ્યાં વન છે એ ભવને;
હર્ષથિ જાવે પ્રિત ઉપજાવે અતિશય ભાવે એ ભવને.
માતા પ્યારી વિનતી ધારી દિલમાં મારી સમજાવો,
દક્ષ પિતાને સુખ વનિતાને વિરહ દુઃખિતાને ઉપજાવો.

ઉથલો

સુખ ઉપજાવો પ્યારીને કહી ગઈ સખી સતી પાસ,
નારદ ભવ પાસે ગયા થશે પુરી સતી આશ.

## ૩૦ ચાબૂક

ન્યારા કવિતા કેરા ન્યાય, મૂર્ખો મનસુખ લેવા જાય. ટે૦
ચ્હાય એટલાં ચઢાવ ચશમાં, જોવા કાવ્ય કળાય,
જનમઅંધ તું અણુસંસ્કારી, દર્શન તને ન થાય. ન્યારા૦
'ઇઝ'–'અસ્તિ'–'છે', બદલીને મોટા ગ્રંથ રચાય,
પ્રત્યયનો કરિ અંતર કહે કયમ પંડિતમાં પરખાય ? ન્યારા૦
બાપ થકી નહિ બોધ ભણ્યો કયમ મનડું તુજ લહરાય ?
નથિ કવિતાની પાટી પર તેં નાંખી ધૂળ જરાય. ન્યારા૦
નથી શબ્દસંદર્ભમાધુરી કરિ, કરિ તરજુમાય,
પૂર્વ પંડિતે ઘણું કર્યું છે તે શું ડોહળ્યું હ્યાંય. ન્યારા૦
દુનિયાની દોલત આગળ તું ઘણો ગરિબ લ્હેવાય,
દમડીના પુસ્તક માટે તું, દામ શું ખરચે હાય ! ન્યારા૦
નથિ માલમ કરવું કયમ લાલનપાલન કાંઇ જરાય,
કરે શું કરવા કવિતા કેરી કિંમત હલકી હાય ! ન્યારા૦
આપ દિવાનો કવિતા મુરખો કરવા લાલચ જાય,
ગુણવાળી ગોરી તે તુજથી કોસ હઝાર પળાય. ન્યારા૦
કર વકરો નહિ કવિતા કેરો એ નહિ વેચી જાય,
ભાડભુંજાની દુકાન સમ ત્યાં નહિ મમરા વેરાય. ન્યારા૦
મૂર્ખ મંડળે તને લહ્યો'તો બૃહસ્પતી જગ માંય,
પણ આખર રાહૂ સમ નિવડયો નવી પ્રજાની માંય. ન્યારા૦
વાલ ગયો મીઠાઇ ખરિદવા તારી દુકાન જયાંય,
પણ ઊંચી દૂકાન, મિઠાઈ ફીકી, દીઠી હાય ! ન્યારા૦

# ૩૧ મુક્તકો

૧

વસંતતિલકા

પીયે મધૂ રતિથિ એક જ પુષ્પપાત્રે
જો, બેસિને ભ્રમર નીજ પ્રિયાની સાથે;
શૃંગે ઘસે હરણ અંગ હરીણિ કેરાં,
જે સ્પર્શથી મિંચતિ ચક્ષુ મદે ભરેલાં.

૨

કવિત

શલ્ક તણી સીમા સુધી પોચીઓ સમુદ્ર જેની,
જગત મંડળ ભાર પૃષ્ઠ પર ધર્યો છે.
દાઢ માંહીં ધરી ધરણી હિરણ્યકશ્યપ જે,
જેણે વ્યાઘ્ર નર પોતા ઉપર વિદાર્યો છે.
પદમાં ભુવન ક્રોધ માંહી ક્ષત્ર ગણ શરે,
રાવણ પ્રાણીએ પ્રલંબાસુરને ધાર્યો છે.
વિશ્વ તો વિચારે અધરમી તરવાર જેની,
તેને વારે વારે નમસ્કાર તો હમારો છે.

૩

કવિત

કુંવારી હતી હું જ્યારે કામણ કર્યું’તું ત્યારે,
તજે વર વળી તજે ચૈત્ર કેરી જામની.
કદંબથી માલતી સુગંધ ભરી મરૂતની,
લહરી લહકી ઊઠી તેજ અભિરામની.

હું એ તેની તે જ પણ રેવાને કિનારે સાથે,
વારે વારે વૃક્ષ [વેલીઓ] નીચે આરામની,
રમી રમી પ્રીત રંગ અનેક ઊઠે તરંગ,
ચિત્ત કરે ચાહના બહાર લેવા કામની.

૪

કવિત

વાર વાર વ્હાલીઓએ વારી વારી રાખી, પણ
વાતમાં ને વાતમાં વીતી ગઈ વિભાવરી.
વાર વાર પ્રેમના પયોધિ રૂપ પ્રાણનાથ
પાય પડ્યો તોય મતિ રહી ગઈ બાવરી.
ગુંથી ગુંથી હાર વાડી સખીયાં તયાર ગયા,
યાર કરમાય છે ગુલાબ ગુલદાવરી.
રસિક રસાળ કર્યો બાલને બેહાલ તને,
ધિઃક્ રે! હઠીલી નાર(જેને) મહા મોહમાં વરી.

૫

સવૈયા

ધીરજ કેમ રહે, સખિ, સાંભળ કાગળની ન લખી કટકી,
હું રહિ રોજ મરી મરિ વાલમ વીણ મતિ રહી છે અટકી.
પ્રીતમ પ્રેમનો ટેક મને રહે છે, અલિ, મન માંહે ખટકી,
ચાતુરના ચિતની કરે કોણ સુપ્રીતમના મનની ચટકી ?

૬

વસંતતિલકા

ચાતુર્યતા શુક તણા સ્વર સારની છે,
માધુર્યતા કવિ તણા મધુ સારની છે;

આતુર્યંતા પ્રિય પદામ્બુજ સારની છે,
જે જે કર્યું પ્રિય પદે અનિવારની છે.

૭

વસંતતિલકા

જોકે હું છું તુજથી યોજન પંચ દૂર,
ગૂમાવું છું દિવસ વર્ષ સમા જરૂર.
પત્રી પ્રિતે મિઠિ હું માનું છું ભેટિ ઊર,
સામી લિધે ઘડિક સુહૃદની હજૂર.

૮

કવિત

પેખીને અવાસ સૂનો ઊઠી પર્યંક થકી,
પળી પિયુ પાસ ધીરી ધીરી સુતરંગથી,
વેશ કરી ઊંઘતો હતો ન જાણ્યું બાલિકાએ,
ધારી ધારી જોઈ મુખ ચૂમિયું ઉમંગથી.
પણ પેખીને કપોલ પુલકિત શંકા થઈ,
હસી પડ્યો પ્રીતમ પ્યારીના પ્રીત રંગથી.
ભામિની લજ્જિત ભાળ્યું ભૂમિકાનું સામું, પિયુ
વાર વાર ચુંબન કીધું છે કામ રંગથી.

૯

દૂહો

અહીં સાસુ અહિં હું સુવું પથિક ! જો તું જવ દિન;
પડિશ ન મુજ શય્યા ઉપર, રાત્રે દૃષ્ટિવિહીન. ૧

### ૧૦ ભાનુ*

છપ્પય

ઉદયગિરી પર ઉદય થતાં વાંત જ જગ જાગે,
ચંદ્ર ભોમ બુધ ગુરૂ અસ્ત તુજ આગળ પામે.
ઉજ્જવળ ત્રિભુવન થાય કરે તમ–દરિમાં વાસો,
અહો ભાનુ ! એ રીત જગતમાં નિત્ય પ્રકાશો.
આ સહુ સિદ્ધિ મળી ખરે ગુણ એક જ સંગ્રહ કરો;
મૃદુ ગુણિ કમળ સુહૃદ ગૃહે ઉદય થતાં લક્ષ્મી ભરો.

### ૧૧ ચંદ્ર*

છપ્પય

હરિનું તું છાં નયન મુકુટમણિ હરિનું કહાવે,
ઉદધિ પિતા તુજ વળી, બંધુ લક્ષ્મીનો કહાવે.
તું મનસિજનો મિત્ર અમિત ગુણગણ તું ધારે,
પરંતુ અવગુણ એક થકી યશહાની તારે,
શેષ સુરેશાદિક તને રહ્યા શિખામણ દઇ પરા,
પણ સંગત મૃગની, અહો ચંદ્ર, ન ત્યાગી તેં જરા.

### ૧૨ ચંદ્ર*

પિતા પ્રયત્ન હમેશ : તાહરું કલંક જાવે.
શેષ સુરેશ મહેશ શિખામણ દઇ સમજાવે
ગુણગણનો ભંડાર જગત જશહાનિ કહાવે,
એવી હઠ તુજ, ચંદ્ર, મહા શંકા ઉપજાવે.
ગરિબ બિચારું મૃગ હવે મુજને ત્યાગી ક્યાં જશે–
ટેક ધરી મૃગ ના તજે, જરા ન હાની જશ વિશે.

### ૧૩ ઘન*

સવૈયા

તાપ સહ્યો રવિકીરણનો શિર ઊપર વિદ્યુત તાપ ધિકાવે,
તોય પિધું અતિ ક્ષાર સમુદ્રનું અંતરઅગ્નિ મહા ઉપજાવે.
ધન્ય ધરા પર ધાર ધરી જલની જગ નૂતન સૃષ્ટિ સજાવે,
દુઃખ સહ્યું પર-કારણ તેથિ, અહો ઘન ! ધન્ય તને જગ કહાવે.

### ૧૪

સવૈયા

ચંદ્ર કલંકી પણ નહિં જૂએ સૂર્ય સામું ચિત ચાહિ ચકોર,
ઘન કાળો શશિ સૂરજ ઢાંકે, અખંડ ચા'શે ચાતક મોર,
ઉષ્ણ કિરણ કીરણ કરનાં પણ થશે ચંદ્રથી કંજ નિરાશ,
સ્વાર્થી પ્યારિ અનેક મળે, પણ હું બાંધ્યો તુજ પ્રીતી પાશ.

### ૧૫

સવૈયા

મંડપ હું ચઢિ ખૂશિ થકિ પણ નાખુશિ ત્યાં પ્રસરેલિ જ ભાળી,
પુસ્તક પ્રાણ વિના પરખ્યાં વળિ જ્ઞાન વિના મહિભાષ નિહાળી
ધારૂં છું ધીર સિતાર કહે મન વીર મૃદ્દ મૃદુ વાણિ રૂપાળી,
યત્ન પુરા થકિ સાદ કર્યો 'કરૂણા' થયો નાદ શું ઘંટડિ ઠાલી.

### ૧૬ એક પાદપૂર્તિ*

ગીતિ

મધુ પીતાં પ્રતિબિંબ્યું હરિમુખથી વિશ્વ પાત્રમાં આવે,
તે :પીવા આવેલી માખી જગ નિજ પદે જ કંપાવે.

---

* 'અન્યોક્તિ' શીર્ષકથી આ ચાર શ્લોક "બુદ્ધિપ્રકાશ" જુલાઇ ૧૮૯૩માં 'બાલ'એ સહીથી છપાયા હતા. –સં.

* 'માખી જગ નિજ પદે જ કંપાવે'–ઉપર. –સં.

## ૩૨ પ્રોષિતાપચીસી

દોહરા

એક દિવસ નિજ કંથનું અંબર નિરખી નેણુ,
વ્રેહ વ્યાકુળ થઇ વદનથી વદી વનીતા વેણુ. ૧

મનહર

૧

વાલી સખિ વાલી તજી વાલમ વિદેશે ગયા,
વાલ નવ રાખી દયા વા'લને ઉતારીને.
ધણી વિના ધારી મને વસંત વધારે પીડે,
પ્રેમી પ્રાણુનાથ પાખે કયાં કહું પુકારીને ?
દિવસમાં દિલ વિશે વાળે છે વિયોગ વેર,
રજનીમાં રતિપતિ ચલાવે કટારીને.
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે કયારે વેદના વિચારીને ?

૨

બંગલા ને બાગ મહીં વન ને ભુવન મહીં,
ચાલે છે ચતુર નર અંકે ગ્રહી નારીને.

---

૧ આ કવિતા રાધિકાજીના વિયોગ પર લાગુ પડે છે ત્યારે પ્રથમના દોહરાને બદલે

"રાધા લલિતા સંગમેં બદન ગોપાલ વિયોગ
વ્યાકુલ બામા કૃષ્ણુ બિન કહત ચહત હમ યોગ ?"

આ દોહો બોલવો. વળી જ્યાં જ્યાં "પ્રેમી પ્રાણુનાથ પાખે" લખ્યું છે ત્યાં "કુંજના વિહારી વિના" એમ બોલવું.

પક્ષી પુરા પ્રેમ કરી વિહાર કરે છે વળી,
રહે છે સદાને શબ્દ મધુર ઉચ્ચારીને.
દેખી દુઃખ થાય અને અંગમાં અનંગ જાગે,
પ્રેમી પ્રાણનાથ પાખે ક્યાં કહું પુકારીને ?
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે ક્યારે વેદના વિચારીને ?

૩

નારીના ગુના નિહાળી અંગે વેદના વધારી,
વિદેશે વસ્યા છે માત તાતને વિસારીને.
પ્રીતે લખ્યા પત્ર પણ પત્રને નિહાળ્યો નહીં,
વધારે રિસાયા કે શું પત્રને નિહાળીને ?
સમાચાર વારવાર કા'વ્યા મેં વિનય કરી,
મોકલ્યો સંદેશો પ્રાગ સાથે ના સંભાળીને.
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે ક્યારે વેદના વિચારીને ?

૪

લાગે સુનકાર મને શેરી ને બજાર શે'ર,
પ્રાગ દુઃખકાર દેખું દિવાલો ઘોઝારીને.
મંદિર માનીતા વિના ખંડેર ખચિત જાણું,
ઇચ્છું નહિ અંતરમાં ઓપતી અટારીને.
સુખ આપનારા થયા બગીચા સંતાપકારી,
આપે છે અપાર કષ્ટ કામને વધારીને.
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે ક્યારે વેદના વિચારીને ?

૫

સુવાસિત સેજ એજ અગનીનો કુંડ જાણે,
ફૂલને અંગારા અંગે કરતા ખુવારીને.
આભૂષણ એ છે જાણે તપાવેલાં તાપે કરી,
રમતગમત રહે રોજ અસિ મારીને.
હાય હાય કરીને પુકારૂં હવે હામ તજી,
કામ કરૂં ફરૂં હરૂં હિંમતને હારીને,
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે કયારે વેદના વિચારીને ?

૬

સાત પાંચ સખીઓનું જૂથ જળ વાટે જાતાં,
કરતાં વિનોદ સ્વામી સુખને ઉચારીને.
વદી એક વનિતા વિયોગ વ્હાલાનો થવાથી,
દુનિયાં દેખાય ખારી નારી આ સંસારીને.
પ્રાગજી એ વાણી સુણી વ્યાકુળતા વધી અને
સોચ કરી રહી નીચી નજરે નિહાળીને.
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે કયારે વેદના વિચારીને ?

૭

સરોજ સલિલ વડે સલિલ સરોજ વડે,
સલિલ સરોજ આપે સરને શોભાવીને.
નર વડે રતિ અને રતિ વડે નર શોભે,
રતિ નર વડે પામે નારી શોભા સારીને.

પ્રાણપતિ તણું પરદેશમાં પ્રયાણ તેથી,
સૂકા સર જેવી સદા લાગું નરનારીને,
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે ક્યારે વેદના વિચારીને ?

૮

નળ વનવાસ પામ્યો પુષ્કર પસ્તાયો અને
રાવણ રોળાયો જાણ્યું એવું દુઃખ ધારીને.
તોપણ વચન-પાસે[1] કંકાસ જુગાર રમી,
સ્વામી દરશનરૂપી બેઠી વીત હારીને.
હામ દામ વડે અને મળે છે અનાજ એથી,
બેઠી હવે ફળ ફૂલ ધાનને વિસારીને,
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે ક્યારે વેદના વિચારીને ?

૯

સંપ કરવાથી મળે સંપતી સંસાર માંહીં,
સંપથી મળે શાબાશી નર અને નારીને.
સંપ વડે સ્નેહી વધે સંપથી સંકષ્ટ વામે,
સંપ વડે રહે સદા વેરી વશ હારીને.
એવા એવા કોટિ લાભ ખોયા મેં કુસંપ કરી,
ખોયું રતિ સુખ એજ સાલે સાર સારીને,
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે ક્યારે વેદના વિચારીને ?

૧ જુગાર કમાવાના સાહિત્યનું નામ છે.

૧૦

ચંદ્ર વિના ચોર જેમ નિશિમાં જણાવે જોર,
સોર કરે સૂર્ય વિના ઊલૂક ઉચ્ચારીને.
સિંહ વિના વન મહીં જાંબુક જણાવે જોર,
ઠગે ઠગ લોકો જેમ ભોળા જનો ભાળીને.
તેમ પ્રાણપતિ વિના દેખીને પિડાતી મને,
અનંગ અપાર પીડે કામના વધારીને.
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે ક્યારે વેદના વિચારીને ?

૧૧

સૂર્ય વિના સરોજ તે સલિલે સંતાઇ રહે,
કલાધર વિના પામે પોયણી ખુવારીને.
નેત્રો વિના અંધ મન અંધારૂં અખંડ લેખે,
પ્રાગ રામ નામ નાખે ભક્તના વિસારીને.
શશિ વિનાની શી કાળી લાગે છે ઉદાસકારી,
તેમ રહું પ્યારા વિના દુઃખ દિલે ધારીને,
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે ક્યારે વેદના વિચારીને ?

૧૨

શૂરો શસ્ત્ર વડે યુદ્ધે અરિનો સંહાર કરે,
ઔષધિથી વૈદ નાખે રોગને વિદારીને.
ભૂપ ભલા સૈન્ય વડે શત્રુને મનાવે હાર,
અજ્ઞાનને જ્ઞાની નાખે જ્ઞાનથી નિવારીને,

પણ તત્ત્વ પ્રેમે કરી પીડા હરે પ્યારીની જે,
ક્યારે સિદ્ધ કરશે પ્રવાસથી પધારીને ?
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે ક્યારે વેદના વિચારીને ?

૧૩

વાયુ થકી વીશગણી પીડા પેટ વ્યાધી, તેથી
પચીસ ગણી ગણે છે પિત્તની ખુવારીને.
ત્રીશ ગણી તાવ તાઢીઆની, તેથી એંશી ગણી
સંનિપાત, તેને શકે ઓષધિ નિવારીને.
કોટિ ગણી પીડી પ્યારા વિરહની વેદનાને
શકે ના નિવારી વૈદ્ય, હામ રહે હારીને.
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે ક્યારે વેદના વિચારીને ?

૧૪

સ્વામી વિના સુણ સખી શે'ર વન જેવું લાગે,
સ્વામી વિના દુઃખ રૂપ જાણું જગત ભાળીને.
સ્વામી વિના સખીઓનો સંગ પણ સુઝે નહીં,
સ્વામી વિના બુદ્ધિ શુદ્ધિ રહું છું વિસારીને.
રાત અને દિવસમાં ધ્યાન હું સ્વામીનું ધારૂં,
રટણ કરતાં રહી રસતલે હારીને,
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે ક્યારે વેદના વિચારીને ?

૧૫

સ્વામી જો સમીપ હોય અનજળ લાગે સારાં,
વિયોગે લાગે તે ખારાં નારી વફાદારીને,

સ્વામીને સમીપ દેખી અંગમાં ઉમંગ વધે,
પરદેશ ગયે વેદનાથી રહે હારીને,
સ્વામીના વિયોગે સુખ સાંપડે ન એક રતી,
મતિ ને મૂંઝાય એવું ઉરમાં ઉતારીને,
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે કયારે વેદના વિચારીને?

૧૬

દેહરૂપી નગરી આ પ્રજા રોમાવલી રૂપી,
ગેહ રૂડાં શરીરનાં અંગ ઠામ ઠારીને.
રાજાજીનો મ્હેલ પ્રેમ રૂપી જ્યાં શોભે છે સારો,
દેખું છું ત્યાં વાણીરૂપી બેઠક અટારીને.
સારાં સારાં ચિત્રરૂપી દષ્ટાંતની વાતચીત,
તે સહુ ઉદાસ અનીનાથ (?) વિના હારીને.
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે કયારે વેદના વિચારીને?

૧૭

શુદ્ધ સ્વરવાળી બેની કોકિલા અરજ સુણ
ગરજ પડી છે માટે વિનવું વિચારીને.
ઊડી દેશોદેશે જઈ આંબા તણી ડાળે બેશે,
અને મુસાફરો પણ બેશે છાયા ધારીને.
થતાં મુલાકાત તેની સજનોના સાથ સાથે,
મળ્યા હશે નાથ મારા તેથી કે' ઉચારીને.
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે કયારે વેદના વિચારીને?

૧૮

આવો મેંનાબાઈ તમે પ્રવાસીની ખેપ કરી,
નર અને નારી આવો પત્રને પસારીને.
સમાચાર પૂછે તેને કો'છો રૂડા સ્વરે કરી,
જેથી ધરે હિમત વિયોગીઓ વિચારીને.
પ્રાણુનાથ મારા પરદેશમાં ગયા છે માટે,
આપો પત્ર અને કહો સંદેશો ઉચ્ચારીને.
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે કયારે વેદના વિચારીને ?

૧૯

હારીને હમેશે સખી નાખું છું નિસાસા મુખે,
દુઃખે થઈ દૂબળી ને રહી હામ હારીને,
પુકારીને પ્રાણુનાથ નામને હું થાકી હવે,
દે છે દુઃખ પક્ષી કેવા શબ્દથી પુકારીને,
ઉચ્ચારીને ગુણ તથા નાથ નામ જાવે જપી,
પક્ષીને સંદેશા પૂછું વિનતી ઉચ્ચારીને,
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે કયારે વેદના વિચારીને ?

૨૦

પંખીઓનું ટોળું પ્રૌઢ આવતું આકાશે દેખી,
કાલાવાલા કરી પૂછું હામ હૈયે ધારીને,
લાગ્યો હોય *મારા પ્રાણુનાથનો સંદેશો કદી,
પંથમાં ફરે છે માટે વદ વિસતારીને,

* રાધિકાજીના વિયોગવર્ણનમાં "મારા પ્રાણુનાથનો" ને બદલે "કુંજના વિહારીનો" એમ બોલવું.

આપુ હું ઈનામ કહી સ્વામીનો સુપત્ર આવે,
પણ અરે કહે નહીં કાંઈ તે ઉચારીને,
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે કયારે વેદના વિચારીને ?

૨૧

રે પવન પ્યારા ભાઈ વસન વિખેરે શાને,
માન મારૂં કહ્યું કાંઇ શાણપણ ધારીને.
દેખને શરીર મારૂં સુકાયું સંતાપે કરી,
વિરહ વધારે વધુ બળથી બિમારીને.
મુસાફર તું છે તને વૈદ્યના પ્રમાણ માનું,
કંથના સંદેશ રૂપી જો દવા દે સારીને,
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે કયારે વેદના વિચારીને ?

૨૨

સખી જો આ હોળી ગાઈ માનવીઓ હામ હરે,
દુઃખ દિલે કરે સદા **વસંત** ઉચારીને.
**સંત** કોઈ આવે તો હું આદર સો આપુ સખી,
સુઝે નહીં વાત બીજી **વિજોગ** વિસારીને.
**જોગ** લેવા ધારૂં કોને ઝેરના સેવન માટે,
દોડે દા'ડી દા'ડી પુત્રી કુબુદ્ધિ પ્રસારીને,
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડૂબેલી દેખી,
આવશે આગારે કયારે વેદના વિચારીને ?

૨૩

બોલતો વાયસ જો હું દેખું દ્વાર સામે કરી,
ધારૂં તેથી ધારણા હું આશા ઉરે ધારીને,
દ્વાર જો ઉઘાડે કોઇ તોપણ વિચાર એવા,
આવે છે જે–આવે પ્રાણનાથ દુઃખી ધારીને,
આખરે નિરાશ બની ઉલટું મુંઝાવું પડે,
જડે ના ઉપાય કશો હું વિયોગી નારીને,
શાણી સખી શ્યામ આમ દુઃખમાં ડુબેલી દેખી,
આવશે આગારે ક્યારે વેદના વિચારીને ?

૨૪

આજ આવે કાલ આવે કોઈ તો સંદેશો લાવે,
કહે સમાચાર જે વસ્યા છે, આણે ઠારે છે.
દીધો છે સંદેશો આમ કેજો મારી પ્યારીયને,
અમુક દિવસે ઘેર આવવાનું મારે છે.
આવા આવા લાગે ભણકાર ભારે ભારે સખી,
વદું શું વધારે ? વધુ દુઃખ એ વધારે છે.
શબના આકારે પડી રે'વું પડે દુઃખે સખી,
ચીત ચોટયું છબી પ્રતે તે હૈયાને સારે છે.

૨૫

કોને ફરિયાદી કરૂં ને પગેરૂં શું બતાવું,
નથી બની ચોરી આ તો નાશી ગયા નાથ છે.
સુખ તે સંતાયું જેમ સ્વપનામાં દ્રવ્ય અને
મળે રાજભોગ પછે ઠાલામાલા હાથ છે.

પણ તે તો સારૂં, જાય હોય તે તો મુળગું ના,
ગયાં મારાં રતનો ને દુઃખ થયું સાથ છે,
પોકારૂં પોકાર કરી ફાંફાં હવે ફોક મારૂં,
લોકો કહે બીડે ભૂંડી બાવળીએ બાથ છે.

... ... ...

૧

કિરીટ છંદ

માન પતી પરદેશ ગયે સખિ, પ્રાન પુકાર કરે પરિપૂરન,
વ્યાકુલ દેખ કટાર ચલાઇ કેં, અંગ અનંગ કરેં સબ ચૂરન,
હાંસિ લગાવત બાગ બિહંગ, બિહાર બતાઈ સદા સબ ક્રૂરન
પ્રાનિ સતાવત હે સબહિ અબ, મૈં લગિ સ્વામિ બિના મન ઝૂરન.

૨

સોરઠા

બુદ્ધીવંત સુજાન, ભયે દુખિત મમ બચન સુનિ;
કીન બિદેશ પ્રયાન, સો મિલહિં સખિ કવન વિધિ ?

# ૩૩ કુદરત—૧

( બાઇરન કવિના ચાઇલ્ડ હેરલ્ડ ઉપરથી )

હરિગીત

શાન્ત રજની ઉદિત થાતાં નગ શિખર મળિ અભ્રમાં,
ઢંકાઈ રહ્યોં વાદળ ભુરે મહતા ભરે કુદરતમાં;
અબ્ધિ કાંઠે અનિલ લહરી ખિલતિ કળિ શું બ્હેકતી,
શાન્ત પટકુળ અંધકારે ઘેરિ આ અવની બધી. ૧
શ્રવણે પડે જ્યાં ધિમે રહિને જલધિમાં બિંદુ પડે,
મધુર ઝીણા સૂરથી કોકિલા ઊડે રાત્રિએ;
રજનિમાં માધુર્ય ભરતી ભટકતી આ કોકિલા.
જિંદગી શિશુ તલ ગણીને ઊડતી સુર ગર્વિતા. ૨
ઇચ્છાનુસારે ગમન કરતી ગાન મધુર તરૂવરે,
કંઇક બીજાં પક્ષિઓ આલ્હાદમાં ઊડયાં કરે;
તરલિ સરિતા મગજની આ કલ્પના ઊડે અહિં,
ઝાકળ તણા બિંદુ વિષે જ્યાં તેજ તારક મળિ જઈ; ૩
પ્રેમ અશ્રુ હૃદય પૂરે રંગ કુદરત રજનિના,
મિશ્રણ બને તૃષારમાં મન પ્રેરતું સુપ્રેમમાં;
સ્વર્ગના કવિતારૂપી આ તારલાઓ તો દિસે,
અતિ સુંદરા નભ પૃષ્ઠમાં મુજ ભાગ્ય કોર્યું વીધિએ. ૪
ભાગ્ય જનનું રાજ્યનું સર્વસ્વ તુજમાં છે લખ્યું,
નિષ્ફળ પ્રયત્નો આશ મનની ચિત્તને ડોળાવતું;
કાંતિ ગંભિર પ્રેમને સન્માન ઉત્પન ઝટ કરે,
લક્ષ્મિ કીર્તી શક્તિ જીંદગિ નામ તારક સૌ ભણે. ૫

હે રાત્રિ દેવી, કીર્ત્તિ વાળી ભભક તુજ બ્હેકી રહી,
જન જગતના ઘોરતા નિદ્રા વિષે મશગુલ બની;
પણ ભાગ તુજના ભભકમાં હું લીન થઇ વીચારૂં જ્યાં,
સુંદર સરોવર ચળકતું વરષાદ બિંદુ પડતું ત્યાં. ૬

અભ્રાવલી આનંદમાં ગાજી રહી ધ્વનિ ધૂનથી,
ધરતિ કંપિત ચલિત ચિજ પર હસિત વદને ઘુરકતી;
આકાશ, પર્વત, અનિલ, સરવર વિજલિ, સરિતા, હે ત્હમે!
રજનિમાં ગાંભીર્ય પટકુળ પ્રેરતાં હૃદયે ત્હમે. ૭

રાખિયો જાગૃત મ્હને વીચાર ઝાઝા સોંપિને,
ભણકાર ભરતું કંઇક મનમાં કલ્પના ઊંડે નભે,
હે ભવ્ય તોફાનો, તમારૂં સ્થાન સ્થિર કયાં આવિયું?
(કે) મનુષ હૃદની ઊર્મિસમ અસ્થીર સ્થાનક આવિયું? ૮

કે ઉચ્ચ સ્થાને ગરૂડ સમ ગંભીર થઇ ઊડો ત્હમે,
જગત જન તોફાનમાં સ્થીરતા કદિ કયમ ભોગવે?

## ૩૪ 'ઝીણો ઝરો'

વસંતતિલકા

( ઇંગ્રેજી ઉપરથી )

દેવી રતી ગણુ લઈ ફુલવાસ પ્રેરે,
રૂડા વસંત સમયે કળિ પુષ્પ ખીલે:
ગાજી રહ્યું ધુનમહિં મધુરાંજ ગાને,
કૂહૂ જવાબ કરતી ઘણિ કોકિલા ને. ૧
પક્ષી ભણે અવનવું નવ શીખ લૈને,
ઊડે નભે ભભકમાં હરખે ભરીને;
ભૂરાં નભે અનિલવાસ ઘણીજ મ્હેકે,
પ્રેરે હૃદે ક્ષણિકમાં રતિ, રાગ આણે. ૨
શાખા તરૂ ધરતિ છાય પ્રસાર પામી,
એસું કહા વિકટસ્થાન ઘટા ભરેલી;
વેલી અને રસિક છોડ ઉગેલ સ્થાને,
ઝીણો ઝરો મધુરતા શ્રવણે કરાવે. ૩
બેઠા અને મુજ પ્રિયે ઉભિ કાવ્ય દેવી,
અંતે વિચાર કરતાં દુખરૂપ વાડી:
ગંભીર આશ ધરતા મગરૂર ભારે,
દેખ્યા ખરે જગતમાં જન સ્વાર્થ કાજે. ૪

## ૩૫ તરંગ

( બાઇરનની કવિતા ઉપરથી )

હરિગીતિ

તરંગનો શું રંગ ઉજ્વલ રમ્ય નભમાં શું ઉડે,
અવનિપરનું આ બધુંએ મન અલૌકિકતા ભરે;
સ્થાન મુજનું આ રહ્યું પણ મન ઉડે અવની થકી,
અધર રહિને જીવ જાણે વિમાનમાં બેઠા પછી; ૧
નિહાળતું આ દુખ જાળો જગતમાં જે વિસ્તરી,
પણ અવનિ સાંકળ ખેંચતી વિમાન મન ગભરાવતી.
હે પ્રેમ ! ત્હારૂં વસન આ અવનિ મહીં દિસતું નથી.
સ્વર્ગના ખેચર ખરે તુજ દ્રષ્ટિ ઝાંખી નહિ થઈ; ૨
પૂર્ણ શ્રદ્ધા રાખિને તુજ ભક્ત તુજમાં લીન છે,
અંતઃકરણના ભિન્ન ભિન તુજ ભક્ત સર્વે થાય છે;
દ્રષ્ટિએ દીઠો નથી ને દેખશે નહિ (જન) કો કદા,
આકાર કેવો રૂપ ત્હારૂં શૂન્ય મય દીસે સદા; ૩
મન તણી ઉર્મી થકી ઉત્પન થયેલો તું દિસે,
બ્રહ્માંડ કલ્પે માનવી ત્યમ જન્મ ત્હારો મગજ છે;
વિચાર એ આકાર કેવા ચિત્ર ચિતરે મગજમાં,
અંતઃકરણ જે તૃષિત હોયે દગ્ધ દુઃખી અવનિમાં, ૪
અધિક દુઃખા ભોગવે સંસારની ઘટ માળમાં,
કલ્પનારૂં મન ગમે ત્યમ વ્યાધિ લાવે મગજમાં;
શિલ્પકારી ચિત્ર પાડે ચિત્ર તેવું કયાં વસે ?
કલ્પનામાં પૂતળિ કલ્પી જગતમાં કયાં(થી) જડે ? ૫
પ્રેમ બોલે તે બકે યૂવાનિનું તોફાન છે,
ઉપચાર કરતાં અધિક દુખનો ઝટ પ્રગટે મન વિષે.

## ૩૯ કવિની ચક્ષુ

( શેક્સ્પિયર ઉપરથી )

દુહા

મનહર ભ્રમમાં ઘૂમતી કવિની ચક્ષુ જેહ,
નજર પલકમાં અવનિપર પળમાં સ્વર્ગે છેક; ૧
ઘટા થઈને કલ્પના અદ્રશ્ય વસ્તુ જોય,
આકાર કદી હોય નહિ કલમ કવીની તોય, ૨
ચિતરી આપે રૂપ, અવકાશ ધરે જનધામ,
કલમ કવીની કારમી પાડે શૂન્યનું નામ. ૩

# ૩૭ સૂર્યોદય

વસંતતિલકા

રાત્રી જતાં તિમિર તીવ્ર જવા જ માગે,
રમ્ય પ્રભા ક્ષિતિજમાં દિસવા જ લાગે;
ભવ્યાંબરે વિલસતી અતિ નીલ કાન્તિ,
વૃક્ષાંતરે કિલકિલાટ અનંત થાતી. ૧
પ્રાચી દિશા અરુણ દર્શન થાય અન્તે,
રક્ત પ્રકાશ અતિ રમ્ય સુવર્ણ રંગે;
જાયે ક્રમે પ્રસરતો પટ મેઘ માંહી,
નાના પ્રકાર દિસતી રમણીય છાંહી. ૨
પૂર્વાર્ણવે ઝળઝળાટ જરા જણાયો,
દેદીપ્યમાન ગગને ઉગતો મનાયો;
આવ્યો ક્રમે ઉપર રક્ત વિશાળ ગોલ.
આલ્હાદ આ જગતને મન છે અમોલ. ૩
લાંબાં કરો ચળકતાં પ્રસરાય ત્યાંથી,
ઉગ્ર પ્રચંડ અતિ અભ્ર છવાય જ્યાંથી,
પૃથ્વી પરે જવનિકા સુસુવર્ણ કેરી,
વિસ્તીર્ણ એક નિધિ રંગ ઘણા ભરેલી. ૪
દેદીપ્યમાન શરપંક્તિ સુવીરની આ?
કે છે દેવની વિમલસુંદર વીરની આ!
કે સોજવલા સુકવિતા કવિરાજની છે?
ના! અંબરે કિરણની શુચિ હાર દીસે. ૫

શ્રીમંદિરે ગિરિશિરે તરુવૃંદ ડાળે,
ને રશ્મિમા સકલ કોમલ પત્ર ગાળે;
છાયા વિશાલ પડતી તરુની પણે જો,
બાળો, ખરી સમજી, કૌતુકમાં રમે જો. ૬
લીલા વનસ્પતિ સુશોભિત પૂર્ણ ભાળી,
મોતી સમાન ચળકે દવબિન્દુ હાલી;
આપે સુગંધ કુસુમો કમલો ખિલે ને,
આદર્શતા વિમલ આ સરના જલે છે. ૭
ભૃંગો થતા કમલબંધ થકી જ છૂટા,
પંખી ઉડાઉડ કરી શિશુથી વછૂટચા;
ચંડાંશુ બિંબ ઝળકે સરિતાપ્રવાહે,
તે હેમનો સરસ સ્રોત નદે તણાયે. ૮
સૂર્યપ્રભા કનકના ગિરિઓ બનાવે,
લીલી સતેજ અમરાઇ અતી દિપાવે;
ગૌ દોહવા કુલવધૂ પતિસેજ છોડી,
સૂર્યપ્રકાશ નિરખી ઝટ જાય દોડી. ૯
તે મિત્ર એક જગનો કૃતિ ધન્ય જેની!
નારી સ્વનાથ ભુજપાશ તજે બળેથી;
જાતાં સલજ્જ પતિનું મુખ ચુંબતી તે,
તે મિત્રને રિપુ સમો મન લેખતી છે. ૧૦
સ્નાને થકી વિમલ દેહ થવા જ માટે,
ચાલ્યા અનેક મનુષો સરિતા સુઘાટે;
સન્ધ્યા કરી અરપતા જલ અર્ઘ્ય ક્યારે,
ધોતાં અનેક નર નાર નદીકિનારે. ૧૧

આપે મઝા સકલ મંગલ તૂર્ય ભેરી,
બોલે મયૂર ઘન ગર્જિત મોહકારી;
શ્રીમંદિરે વિમલ ઈશ્વર નામઘોષ,
તેને સુણી જન તહીં તજતા ન દોષ. ૧૨

સ્ત્રીઓ પુરે વિવિધ રંગિત સાથિયાઓ,
ચાંલ્લાદિ સુંદર કરી મન મ્હાલતીઓઃ
પાણી ભરી શિર પરે લઈ બેડલાંઓ,
જાતી ઘણી લટક સાથથિ પ્રેમદાઓ ૧૩

જાયે ત્વરાથિ લઈ બાલક હાથ પાટી,
મંદીર મંદિર મુકે ફુલપાન માળી;
નાહ્યા વિના તિલક ખોટું કરી કપાળે,
જાતા અનેક ગુરુજી યજમાનભાવે. ૧૪

કાને પડે વિમલ સુંદર પાઠ વાણી,
અલ્લાહ કો મુસલમાન વદે વખાણી;
કાવ્યો પ્રભાતભજનાદિ અનેક ગાતા,
ચ્હા પી કરી જન બજારનિ માંહ જાતા. ૧૫

આવો અનંત જગનો વ્યવહાર ચાલ્યો,
સૂર્યોદયે તમપ્રભાવ અનંત ટાળ્યો;
કાર્યાર્થ આ જગત જાગ્રત ઠામઠામે,
શાંતપ્રદેશ પરના પણ ના વિરામે. ૧૬

આવો રૂડો ચમતકાર વિલોકિ હું તો,
આભારથી અધિક ઈશ્વરને નમું જો;
" તારો અનૂપ ઉપકાર ન જાય ગાયો,
તું તો દિનેશ સહુને મન પૂર્ણ ભાવ્યો." ૧૭

# ૩૮ નૈરાશ્ય*

હરિગીતિ

ઉષ્ણ સૂરજ વ્યોમ નિર્મળ ચપળ ઉર્મી ચળકતી,
મધ્યાન કિર્ણે વસન શ્વેતે નીલગિરિ શું ઓપતી.
શ્વાસ ભીના વાયુનો ગતિ મંદ સુખકર લાગતી,
અર્ધવિકસિત કલિમુખેથી ગંધ સ્ફૂરી આવતી. ૧
અનિલ, પક્ષી, ઉદધિ, ઉર્મી, ગ્રામકોલાહલ બધું,
મિશ્રણ બને એકાંતમય તે શાન્તિ મન વિસ્તારતું;
અગાધ જલની અચર ચાદર દૃષ્ટિએ આવી રહી,
લઘુવેલ લીલી ભૂરિ રંગિત પિઠ પરે પથરાઇ રહિ. ૨
તેજ રૂપ ઉર્મ્યાવલી હું કચ્છ ઊપર જોઉં છું,
તારક તણા શીકરરૂપે તે તેજમિશ્રણ બનિ જતું;
રમ્ય રેતીપર કરૂં એકાંત મુજનું સ્થાન આ,
મધ્યાન ભરતી ભભક ભરતી ઓપતી આ જ્યોત્સના. ૩
માપેલ ગતિથી હળુ રહીને સ્ફુરિત અંકુર બોલતો,
કેવી મઝા જો આ ક્ષણે કો ભાગ લે મુજ મગજનો!
પણ હાય મુજને આશ નવ આરોગ્યતા કાયા મહીં,
નવ શાન્તિ હૃદયે બાહ્ય પણ ઉકળાટમય આ મેદિની; ૪
લક્ષ્મિ કરતાં અધિક કિમતી સાધુ પુરૂષ સમાધિથી
સંતોષ વૃત્તી પ્રાપ્ત કરતા તે જ મુજમાં નવ વસી;

* આ કવિતા ઇંગ્રેજી કવિ **શેલી**ની કવિતાનું અનુકરણ છે.
(એડીટર)

કિરતી નથી, શક્તી નહીં, પ્રીતી નથી, અવકાશ નહિ,
સર્વે મનુષ્યો દોડતાં આનંદથી પૃથ્વી મહીં; ૫
હસ્તે મુખે આયૂષ ગાળે જીંદગીને સુખ ભણે,
નૈરાશ્ય પ્યાલું નવિન ભરિયું ભાગ્ય કાજે વીધિએ;

પણ આશ વિણ નૈરાશ્ય આખર મન ગૃહે છે નમ્રતા,
જયમ પવન પાણી શાન્ત પામી સદ્ય ગુણ તે સુચવતા; ૬
શ્રમિત શિશુ રૂપ દગ્ધ જગતે સુઈ જઇ આંસૂ થકી,
જંજાલમય ઘટમાળની આ જીંદગી રહિ કાઢવી;

એવિ જીંદગિ કાઢતો હું, કાઢવી પડશે વળી,
દેવિ નિદ્રા મૃત્યુ મુજ તન સ્થૂલ ચોરે ત્યાં સુધી; ૭
આત્મ ઊંચે પડતું રાખી વદન પ્રીકું ચાહું છું,
મરતા મગજમાં અબ્ધિ ગંભિરઘોષ મન ઇચ્છા કરૂં.

# ૩૯ સૃષ્ટિસૌન્દર્ય

શાર્દૂલવિક્રીડિત

લીલી શાલ ધરી ધરા નવિન તે દીપે અતી રૂપમાં,
વૃક્ષે આ મધુરો મયૂર રવ શું ગાઈ રહ્યો ધૂનમાં,
ચંપા વાસ ગુલાબ આ અનિલ તો લાવે મૃદુ લ્હેર શી !!
શોભા આજ અનૂપ આ વિરહિને લાગે રતી આર શી ? ૧

આલિંગે અતિ વેલ હેત કરિ જો વૃક્ષે લપેટાય છે,
પ્રીતે પ્રીતમ સાથ ગેલ કરતી અત્યંત સોહાય છે;
આંબાવૃક્ષ ચઢી જ કોયલ કરે મીઠો ટહૂકો સ્મરે,
મોરો આજ મધૂર નાદ કરતા સૌન્દર્ય શોભા ભરે. ૨

ધેલું પેલું ઉડે જ ચાતક પણે રાખી તૃષા વારિની,
પીધું મોદ કરી વૃષાદ જલ તે શાન્તી કરી પ્યાસની;
સંધ્યા શ્યામ મનોહરી સુદીસતી જો શ્યામ સાડી ધરી,
ઊંચે આ નભની છબી અવનવી છાંટી વળી આવતી. ૩
ધોળી વાદળિ જો સવેગ પળતી ક્યાં ક્યાં અરે જાય તું ?
ચાલી શું પ્રિયનો મિલાપ કરવા શ્વાસે ભરી જાય તું;
તારા ને શશિ શીળ શાન્ત રજની ફીકી ખિલી ચાંદની,
દીવાદાંડિ જ સ્થાપિ સ્થાન રહિને પ્રેરે પથી નાવની. ૪

અબ્ધી ઊર સ્ફુરે વળી વમળથી ગાઈ રહી ધૂનમાં,
સંધ્યા શ્યામ મનોહરી નભ વિષે અભ્રો રૂડા રંગમાં;
પાડે શું પ્રતિબિંબ તે મગજમાં ચંદ્રા ખિલી તેજમાં,
સર્વે સ્થાન કરે પ્રભુ મધુરતા સીંચે પ્રિતીસ્થાનમાં. ૫

દ્વારે મસ્ત બની વરાળબળથી હોડી અહંભાવમાં,
મ્હાલે છે જલધી પરે અગમ આ કિલ્લા મહા યુદ્ધના;
નાના નાવ વિષે ફરે મનુષ આ પ્રેમે ભર્યું નીર જ્યાં,
પક્ષી સ્નાન કરી કલોલ કરતાં સીંચે પ્રિતીસ્થાનમાં. ૬

દષ્ટી દૂર કરૂં દિસે કુદરતે માયા બધે વિસ્તરી,
ઉભા શું મહતા ધરી નગ ભુરા અભ્રોતણા રંગથી;
ચિત્રી રંગ અનેક મેઘધનુષે અબ્ધી ભર્યો રંગમાં,
શીળી શાન્ત શશી ઉભી વિનયથી સીંચે પ્રિતીસ્થાનમાં ૭

ઉભાં પશ્ચિમ ભવ્યરૂપ ધરિને મ્હોટાં મકાનો બધાં,
કીર્તિસ્થાપન કૃત્ય આ મનુષનું શોભા ભર્યું ઠાઠમાં;
નાનું મસ્તક છે ભલે પણ કરે કૃત્યો ચમત્કારનાં,
કેવું ભવ્ય બને બધું કુદરતે સીંચે પ્રિતીસ્થાનમાં ! ૮

કા, કા, કાગ કરે ઉડે જલપરે બુદ્ધી ધરે ભક્ષમાં,
મચ્છો ભક્ષ કરે ઉડે મનુષ શું સ્વાર્થે ભર્યો પૃથિવમાં;
પક્ષે પક્ષ ધરી ઉડે યુગલ આ પક્ષી પુરા પ્રેમમાં,
પ્રેમી અંકુર આ બધું સહજમાં સીંચે પ્રિતીસ્થાનમાં. ૯

ચંદા સ્નાન કરી કુદે જલધિમાં આવી જઈ રંગમાં,
પર્યંકે રતિરાગ કાન્ત રમતો પ્રીતી ભર્યા નીરમાં;
શાન્તીરૂપ દિસે જ તેજ તુજનું માયાવથી સ્નાનમાં,
પ્રેમે પંડિત પાનપૂર્ણ મગજે સીંચે પ્રિતીસ્થાનમાં. ૧૦

## ૪૦ કુદરત—૨*

હરિગીતિ

પ્રેમ પ્રેરિત દૃષ્ટિ ખેંચે પાથર્યો પારદ બધે,
દર્પણ વિષે પ્રતિબિંબ તારા અભ્ર ગીરી ભવ્ય છે;
માધુર્યતા ને શાંતથી આ સ્થાન ચિતને રૂચતું,
પણ મનુષ કોલાહલથકી નવ યોગ્ય દર્શન વિભુતણું, ૧

જન સમાજથિ દૂર ઇચ્છું સ્થાન સ્થાપું અરણ્યમાં,
ધિક્કાર વાણી નવ કદી કાઢું મનુષની જાતમાં;
સર્વે મનુષ્યો યોગ્ય ક્યાંથી હોય આ જંજાળમાં,
અથડાઇને કૂટાઇ વળિ પણ ચિત્ત રાખે શાન્તિમાં. ૨

ઉકળતા આ કુંડમાં ઉકળાટ મન ઉદ્વેગમાં,
સંસાર બંધન ગ્રસ્ત વ્યાધી જીંદગી છે અવનિમાં;
દુ:ખ આપી દુ:ખ લેવું એ જ શિખવે જગત આ,
ઇર્ષાતણા જ્યાં યુદ્ધમાં સર્વે મનુષ્યો રાચતા. ૩

ફાંફાં ઘણેરાં મારવાં યત્નો ફલિત થાયે નહીં,
મિથ્યા દિસે આ અવનિમાં જીવતર બધામાં ધુળ પડી;
વર્ષો ગુમાવી આત્મ બાળી રૂધિર બનતાં અશ્રુ તો,
ભવિષ રંગે કૃષ્ણ પક્ષ સમાન કુરરૂપ દેખતો. ૪

જીવનફળ આ સરત નિષ્ફળ અંધકારે ઘેરિને,
નિષ્ફળ પ્રયત્નો મનુષના પણ દોડિ બાઝે કીર્તિને;

*આ કવિતા બાઇરન કવિના ચાઇલ્ડ હેરલ્ડ કાવ્યના સર્ગ ત્રીજામાંથી અનુકરણ છે. [કવિ]

દરિઆ વિષે જે ખેલનારો બંદરે વિશ્રામ લે,
પણ કંઇક એવા અચળ ભટકે ભવ્ય અબ્ધી પિઠ પરે. ૫

વ્હાણરૂપી મન હલેસાં ખાય તે લંગર વિના,
દુઃખદરિયે ઝૂકતું તોફાનવાળા વમળમાં;
લઘુ દૃષ્ટિ નહિ મુજ જીવન કુદરત અંશના અણુરૂપ છે,
ભવ્ય ગિરિની આવલી તૃપ્તી હૃદે પૂરી કરે. ૬

શાન્ત કુદરત ન્હોતિ ત્યાં રસ વમળના ઉભરા ભરે,
પણ વસ્તિવાળું સ્થાન કોલાહલ થકી પીડિત કરે.
કુદરત વિષે ખામી જડે તો માંસ મૃત્તીકાનું આ
શરિર મુજનું સાંકળે જોડાયલું આ અવનિમાં. ૭

નહિતર ઉડે આ આત્મ ગિરિવર નભવિષે અવકાશમાં,
ઉછળતા આ જળતણાં તારકતણા તે સંગમાં;
કુદરતતણા જીવન વિષે મિશ્રણ બને મુજ હૃદયનું,
દુનિઆ દિસે રણ દુઃખને કંકાસરૂપ હમેશનું. ૮

પશ્ચાત પાપોનું હવે પરિતાપ રૂપ આ જીવન શું,
નાખિયો દુનિઆ વિષે જયાં દુઃખ સાદ્ર મચિ રહ્યું;
પણ આત્મ મુજનો ઉચ્ચ સ્થાને પક્ષથી ઊડે ઉંચે,
તે જ આત્મા નુતનરૂપે નવિન કળિ વિકસિત કરે; ૯

પક્ષ પરનો સ્વાર ઊડે, ગગન સુધિ ઘૂમ્યા કરે,
પવનના તોફાનથી અથડાઇને સંગિન બને;
પણ લાત મારી અવનિમાં મૃદુરૂપ તજી બંધન બધાં,
વિંટળાયલાં જે જગતમાં, ઊડું તરંગે ગગનમાં; ૧૦

ધિક્કારવાળી કાયમાંથી મુક્ત આત્મા ઊઠિને,
જળચર વિષે ખેચર વિષે જીવજંતુ જીવ ઇચ્છું ભલે;
જીંદગી આ પંચભુત વિષે અરે જયાં મળિ જશે,
શું લાગશે નહિ આ બધું ચળકાટ વિણ મમતા ખરે; ૧૧
આકાર વિણ વીચારવાળી સ્વર્ગ દેવી સહ રમું,
પ્રભુ આત્મ પદમાં લીન થઇ આલ્હાદ ઉત્પાદક બનું.

## ૪૧ સૂર્યાસ્ત

શિખરિણી

સરીતાને કાંઠે, ઉરમિ ઉર આવે સહજ તો,
દિસે કિલ્લો કેવો, ગહન બળવાળો ધુરકતો;
જુઓ જૂની વિદ્યા, નવ શિખવિયું તે પરિશ્રમે,
બધું સારૂં સૂઝે, સમયક્રમ આવે અવદશે. ૧
ભણ્યાં પૂર્વે શાસ્ત્રો વિજય તનથી સ્ફાટિત થશે,
કર્યો ઊભો દંડો, નવલ શિખિ વિદ્યા પુરવ જે;
અરે આ તો ચાલ્યો અરસપરસે વાદ કરતાં,
પ્રભા દીવો જોને હળુહળુ અદ્રષ્ટે ક્ષિતિજમાં. ૨
ગયો અર્ધો પોણો કનકમય ગોળો પર જગે,
નભે કિર્ણો રાતાં અધિક ઘટ રંગે રસ પુરે;
પડે તે તો ઊંચા નદિપટ પરેથી વિખરિને,
ભરે શોભા સર્વે કુદરત વિષે તે ચળકિને. ૩
ઘણાં રંગી રશ્મી ઘનપટ મુખે શું ચિતરિયાં,
પડી પ્રત્યાઘાતે નવનવિન રૂપે જલભર્યાં;
છુટાં અભ્રો દોડે કવચિદ અપિ કલ્પું મગજમાં,
કંઈ અશ્વો હસ્તી હરણ અજ આદી રમિ રહ્યાં. ૪
નહીં ભાસે સાડી જડિત રતને જે નિરખતી,
નથી ચંદા ખીલી પણ સમય અસ્તે નિકળતી;
મહા તેજી સ્વાંગી ક્ષિતિજ તજી રક્તાનન થકી,
ગયો શોકે રાતાં ઘનઘુમટ થાતાં વિરહથી. ૫
વળી સાયંકાળે તિમિર પટ ઘેર્યું અવનિમાં,
લહે સર્વે શાંતી, ઉડગણ ઉડે છે રસિકડાં;
બધાં દોડે માળે જતન જીવ બુદ્ધી મન ગ્રહી,
કરે મીઠા લ્હેકા કિલકિલ કિનારે હરખથી. ૬

હવે વારી કાળાં, સમિર મૃદુ આવે હળુ ગતી,
દિસે ઝાંખી વસ્તૂ, સહજ રજ ઝાંખી રઝળતી;
પડ્યો ઓચિંતો શું, રજનિ દિન માંહી ફરક, રે,
થયું સર્વે જૂદું, તિમિર તમરાંથી ઘટ બને. ૭

ભર્યાં તાપી નીરે, ખળખળ વહે છે ગતિ થકી,
ઉવારે સાહેલી જલભરન આવે હરખથી;
ઘડા મૂકી માથે યુવતિયુથ ડોલે અનુપમે,
વચે નાની મોટી અધિક શિશુ ચેષ્ટા કરિ રમે. ૮

દિસે દ્રૂમો સામે સરિતપટ રક્ષા કરિ રહ્યાં,
ઉભા જાણે દ્વારે અનુચર વિભૂ કિંકરતણા;
રૂડી સંધ્યા કેવી કુદરત તણા રંગ ભરતી,
જડાત્મા ચીજો આ સજીવ રૂપ સાથે મહકતી. ૯

ખિલી ચંદામૂખી કમલિનિ પરાગે કળિ ખિલી,
પુરા પ્રેમે કેદી કમલતલ છેદે નવ કદી,
બિડાઇ પ્રીતેથી ભ્રમર નવ છેદે પ્રિયતમા,
ભલે વંશો કોરે સહજ પ્રિત બાંધે અનુપમા. ૧૦

બિજાં પુષ્પો ખીલી રજનિ રમવાને વિકસતાં,
બિડાયેલાં સૂર્યે મુદિત મન સાથે નિકળતાં;
ખગોળે ખેલે જો રસમય બની રમ્ય વનમાં,
પ્રભૂ રૂપી તારા, અગમ ગતિવાળા સ્વરગના. ૧૧

પ્રભૂ માયા કેવી જગતમહિં શોભા ખિલિ રહી;
સદા સ્નેહી સંગે શિતળવત માયા વહિ રહી;
ખરે સાયંકાળે વરણુન કરૂં શું ? મતિ નહીં.
પ્રભૂ પ્રીતી મોક્ષે પુનિતપદ ઇચ્છા મન ધરી. ૧૨

# ૪૨ શીલરક્ષા

## ( પવન અને વાદળી )

શિખરિણી

ફસાવીને લાગ્યો અનિલ સરલા વાદળિ સતી
પરસ્ત્રીની પૂઠે વિવશ, મતિ થૈ નીચ વિકૃતિ;
જઈ જ્યાં આલિંગે નિકટ, ગઇ નાસી દુર ખસી,
ગયો ને વાંસે આ પણ ઝટિતિ કામાતુર ધસી. ૧

ગજાવી ધ્રૂજાવી અખિલ અનિલે હર્મ્ય મુકિયો,
નહીં દીધો થાવા તદપિ સતિએ સ્પર્શ સરખો;
તથાપી ચાલે ક્યાં સુધિ પુરુષ આવા બલિ કને
બિચારી બાલાનું? સતિ પરિત્યજે તો શું શિલને? ૨

ગણીને એ વ્હાલું જીવિતથિ વધારે પતિવ્રત,
વડી પ્રાસાદેથી નથિ નિરખિ ઊપાય અવર;
ઉંચું એવું ને એ ભવન વળિ કે તચ્છરિરના
પડ્યા નીચે થૈને અગણિત ઝિણા સાવ ટુકડા. ૩

ઘટે છે સન્નારી વદવું શતધા 'ધન્ય' તુજને.
કરી, આપે શોભા સકલ કુલને, એવિ કૃતિ તેં;
તને આશંસે જે મધુરું ઝિણું સંગાન શ્રવણે,
સમે શાંતીને આ તરવર તું આલ્હાદક ખરે. ૪

ન ધાર્યું આ કીધું નિરખિ સતિએ સાહસ અને
રહ્યો ઊભો ત્યાં એ બહુ વખત દિઙ્મૂઢ બનિને.

ન જાણ્યું કે જીવે પતિત અહિંયાંથી નવ કદી,
વળ્યો શોધી ત્યાંથી અણુખ સહુ સ્થાનો અવતરીઃ ૫
જઈ જોયા ત્હાડો છુપિ કહિ હશે એમ સમજી,
ઘટા વૃક્ષો કેરી પણ નવ મુકી બાકિ ઢુંડવી;
રખે મારી ઠઠ્ઠા તહિં રહિ કરે અટ્ટ હસતી,
કરી મૂક્યો માની ક્ષુભિત જઈ આખો ય ઉદધિ. ૬

## ૪૩ શુષ્કવૃક્ષ અન્યોક્તિ

રોલા

દલ, ફલ, ફુલ, રસ નથી કાંઇ; એ સર્વ પાખી
શોકજનક દેખાય કાન્તિ હા કેવી ઝાંખી !
ગહન કાલની ગતિ પ્રથમ સ્થિતિ કેવી સારી
હશે ! અને થઇ આજ દુઃખ કેવી કરનારી ! ૧

દિવસેશ્વર–કર–કલાન્ત વિસામો લઇ હ્યાં પાન્થે
સુખાનુભવ બહુવાર હશે લીધેલ નિરાંતે;
અનેક તિર્યક્–કુલો અહીં માળા બાંધીને
રહ્યાં હશે ચિરકાલ, ગયાં ક્યાંહી ત્યાગીને ? ૨

સ્વાર્થ લેશ એ હતો ત્યાં લગી સર્વ વસિયાં;
પછિ મનગમતે સ્થાન જવાને ત્યાંથી ખસિયાં.
જગત્ તણો એ નિયમ–'સર્વ સ્વાર્થનું સગું છે.'
સરી રહ્યો સ્વાર્થ કે પછી કો ભાવ ન પૂછે. ૩

ધનવાન્ હુંએ હતો આવતા ત્યારે કેવા !
થઇ સંબન્ધી મિત્ર સ્વાર્થ સૌ સાધી લેવા;
હવે થતાં ધનહીન રહ્યો હું થઇ એકાકી;
પરિત્યજી સૌ ગયું એક પણ ન રહ્યું બાકી. ૪

# ૪૪ ભ્રમરાન્યોક્તિ

દક્ષિણી લાવણી

ઓ ભ્રમર ! ભમે છે ક્યાંય, તું ચંપકવનમાં !
શું કીધો કંઇએ કહી, વિચાર ન મનમાં ?
હે મધુપ ! મળે નહિ મધુ, તું જોને વિચારી,
ક્યાં અવળે મારગ જાય, લીધું શું ધારી ? ૧

છે સૌ દક્ષોમાં દક્ષ, ખલકમાં ખ્યાતી,
તું જાએ ભૂલો પડી, ન જાણું શાથી ?
શું ભભકભરેલાં ભારી, કુસુમો નિરખી,
રૂડો છે રંગ તથાપિ, ન લીધાં પરખી ? ૨

ત્યાં જઇને કદિ બેસીશ, વધાવી લેશે,
તુજને પ્રણમીને માન, ઘણું તે દેશે.
જોઈને ખુશ થઇશ, ઉપરની પ્રીતિ,
ભીતર નથિ ભારી પ્રેમ, આણ પ્રતીતિ. ૩

તું ધરીશ પ્રીત હદબ્હાર, ઉપર જો તેની,
ભિતરથી ન ભજે તને, સત્ય ગણી લેની,
નિરખીને ઘેલો થયો, અલ્યા તું અલિ રે !
શોભે યદિ સાર ન મળે, શું ચંપકળી રે ! ૪

તે પ્રીત કરી મકરંદ, તને નવ દેશે,
વળગ્યું તુજ અંગે હશે, સહુ તે લેશે.
જો જો સરમાં તવ ખિલી, સરોજિની પ્યારી,
કેવી છે ભભકાભેર રંગ બલિહારી ! ૫

કેવી તે તારે કાજ, દીસે ઉમંગી,
અતિશે આતુરતા થકી, ઉભી તન્વંગી.
જો કેવો આવે ખ્હાર સુગંધીનો આ,
મન દગ નાસા રસબસ્સ, જરા તો જો આ ! ૬

છે સહાય સીધો પંથ, અરે એ તારો,
કે ભ્રમર પદ્મિનીપતિ, સદાનો પ્યારો.
તુજ ગણુ ત્રીપુર પ્રવિણ, ભ્રમર રસજ્ઞાતા,
શું ભાસે એમાં ભૂલ, ભ્રમર રસમાતા. ૭

હ્રદય, રૂડી આ વાત, તું જો વિચારી,
કહ્યું મારૂં મનમાં માન, ન થા અવિચારી.
તું આમ વિચારી જઇશ, ન ચંપકવનમાં,
ખુશ પદ્મપરાગથી રહી ? નકી કર મનમાં. ૮

## ૪૫ સ્વર્ગસ્થ મિત્રને પ્રાર્થના

શિખરિણી

ઉરે શું સંતાપે અમિનિધિ સમું ગાન સુણતાં ?
અને રોકે આજે કવણ તનને સૌખ્ય સજતાં ?
કચહાં સંતાઇને પળ પર હતી હર્ષવહતી—
તજાઈ કયાં ઓ'હો સતત રડતી ભક્તિઝરણી ? ૧

સહૂ મીઠું મીઠું અનુકુળ સુધાશું દગ ન્હડે,
સ્વરૂપે સોહાતું જગશું ઉર અંકે મજ અડે;
રહ્યાં છે ઊરો એ વિહરિ વસુધા-પ્રેમવનમાં,
તથાપી ચોંકું શે સકળ જનને પંથ પળતાં ? ૨

હઠે છે હૈયું એ ગત સમયનાં છેદિ પડને,
કંઈ શોધે છે જે સમયરસ આથી પણ વધે;
ઠરે સ્થાને રૂપે સુકવિ કવિતાએ સ્વરરસે,
અને આલિંગે ત્યાં દગ ધર્યું ધર્યું એ સુહૃદને. ૩

વહે આંસૂ વેગે સુહૃદ ઉરશું ઊર મળતાં,
વહે આંસૂ વેગે સમય ગત આવાશું ભળતાં ?
વહે આંસૂ ઊણું અનુભવિ દ્રવી મિત્ર વિખુટું,
વહે જાણું, જાણું નહિ તદપિ શું નિર્લજપણું. ૪

સખે તેં તછોડયો તજિ અમરપૂરે જઇ વસ્યો,
રડાવ્યાં સંબંધી;—તુજ ઉર કળ્યો ભાવ ન કશો;
વિકાસી આંખો આ નિરખિ દિનરાત્રી રહિ અતિ,
અરે દેખાડયું ના તુજ હ્રદયના પ્રેમશું રતિ. ૫

નિધીને કંઠે, ને ઉપવનતટે, વ્યોમઉદરે,
અવાજો દોડાવ્યા, સ્મૃતિ ન દિલ તેની જરિ ધરે;
ભુલે વા ભૂલાવે, કંઇ ન કળવા શક્તિ મજમાં,
કહે ઓ વ્હાલા, ના કયમ સહિ શકે હર્ષ મળતાં ? ૬
મને રીઝાવા તું હૃદયથિ સદાકાળ મથતો,
નિરાશાનું બિન્દે પણ મજ ઉરે ભાળિ જળતો;
સુધાને સ્વર્ગેથી પણ નિપજવા યત્ન કરતો,
મને લાંબે કાળે રસશું ભળતાં કાં પટકતો ? ૭
તજ્યો તેં ત્યાંથી મેં નથિ નિધિવિધૂયોગ નિરખ્યો,
તજ્યો તેં ત્યાંથી મેં નથિ હજુ ઉષારંગ પરખ્યો;
તજ્યો તેં વ્હાલા તો સરિતતરુને ઘાટ રમતો
તજ્યો છે મેંએ તે કુહુરવ છળ્યો કુંજ નમતો. ૮
અરેરે, એ આજેઃ-રસિક સુરશું આત્મ રસ લે,
અને બાઝી કંઠે હૃદય ધખતો શોક શમવે;
મિઠા રેલંતા એ ધ્વનિરસ તણું બિન્દુ અમિનું,
ઘુંટાવે શું વ્હાલા ઉરસું ચ્હડિને માંડ મળિયું. ૯
સખે વ્હાલા, વર્ષે નયન જળધારા અત્રુટિતા,
ચ્હડે વેગે પાછી તુજ વિરહની દુસ્સહ દશા;
હવે તો દે ઝાંખી દુરથિ દગનું દૈન્ય હરવા,
અને નાદે લાંબું હૃદયનું કુંળુ હીર ઝરવા. ૧૦
સખે, જો ઊરે છે, નયન વિષયે કેમ ન મળે ?
ત્વચાને કાં સ્પર્શે અમૃતરસનો લાભ ન વદે ?
અને વાણીનો તે રસનિધિ છળાવે કયમ નહીં ?
કરોએ ભીડીને કયમ નજ જીવાડે અવ અહીં ? ૧૧

દયાથી પ્રેમેથી અતિવ અથવા મ્હેક થકિ એ,
હતું તેવું ત્હારૂં તન મધુરૂં ધારી ફરિથિ એ,
ચખાડચો પ્હેલાં તે પુનરપિ ધરી પ્રેમ રસને,
ઉગારી લે ત્હારા હૃદય વળગ્યાં બંધુજનને. ૧૨

ઉગારી લે, અર્પું હું ય જગત સૌન્દર્યરસને,
અનુબંધે ઓપ્યા સુરગત મિઠા ગાનયશને;
ઉગારી લે, ખુલ્લું કવિતરસ વ્યાપ્યો રસ તને,
ઉગારે અર્પીશે સકળ મધુરૂં આ પ્રિય સખે ! ૧૩

ઉગારી લે હૈયું ટમટમિ રહ્યું જોડિ કરને,
ક્ષમા માગી લેવા, કહ્યું કદિ કટુ હોય તુજને;
અને ઉત્કંઠા છે વિસરિ સહુ હ્યાં ત્યાંહનું કટુ,
ધરી કંઠે બાહૂ ચિર વિલસિએ પાછું મધુરૂં. ૧૪

## ૪૬ સહનશકિત*

હરિગીત

સ્વભાવબળથી વૃક્ષ ઉગતાં ખડકનાં કોતર મહીં,
જડમૂળ સ્થાપે જમિન નહિ પણ નાશમાં ઊભાં રહી
ધુરકતાં તે હસિત વદને ઉદધિરૂપ તોફાન મહિં,
ગગનતક જે ગર્વ કરતાં ઉચ્ચ કદ ધારણ કરી,
ઝીલતાં ટક્કર ખરે ગિરિરાજના શીખર લગી,
બાપથી બેટો અધીકો મહતપદ લીધા પછી,
દુઃખમાં મુળ સજઠ સ્થાપે જડ ખમે જ્યાં દુઃખ આ,
ચૈતન્યવાળું મગજ ધીરજ દુઃખ ખમતું રૂહે સદા. ૧

જીંદગી દુખ સહન કરવું દગ્ધ દુઃખિત ભૂમિમાં,
મૌન્ય ગર્ધવ ભાર દુખથી માર ખમતો અવનિમાં;
વૃષભ ખેંચે ભાર જગમાં મુખ થકી બોલ્યા વિના,
દૃષ્ટાંત નવ હસિ કાઢવું જેમાં રહ્યા સદ્ગુણ ઘણા;
પ્રાણિઓ પણ પ્રેરણા વિણ દુઃખ ખમતાં જ્યાં દિસે,
પ્રેરણાની બુદ્ધિવાળું ઉચ્ચ મૃતિકા રૂપને;
ધારણ કરી આ મનુષકાયા દુઃખ ખમતાં ડર નહીં,
દિન એકનું દુખ જગતમાં ક્ષણભર ખમો ધીરજ ધરી. ૨

દુઃખ જાતે નાશ પામે, નાશ જન કિંવા કરે,
અંત આખર બેઉનો તે નાશમાં મિશ્રણ બને;

---

* ઇંગ્રેજી ઉપરથી

કંઇક નિકળે દુઃખમાંથી આશ હૃદયે ધારિને,
પ્રફુલિત બની સંસારની ઘટમાળમાં ફેરી ફર્યે;
કંઇક બીજા બાપુડા તે દુઃખથી વાંકા નમ્યા,
વદન ફીકું પૂણિ જેવું લઇ ફરે છે જગતમાં;
બુદ્ધિ આત્મા ઉચ્ચ નિચ પદ સારૂં કે નરસું ગ્રહે,
ભક્તિ મહેનત યુદ્ધ યાદી ચિત્ત તે શોધ્યા કરે. ૩

તે જ દુખ ઉભરાઇને કદિ દુઃખ ઉભરો દાબતો,
વીંછી તણી જયમ વેદના અંકૂર સ્ફૂરી આવતો;
દૃષ્ટિથી અદૃશ્ય રહિને દુઃખકંટક હૃદયમાં,
સહજ વાતે ભોંકિને દુખમય કરે જન જગતનાં;
ચમક ધબકારો કરે ને દુઃખ ઉછળે વેગમાં,
ઉત્પન કરે તે ભૂત કલ્પિત જોયલાં નહિ સ્વપ્નમાં;
નિદાઘ સંધ્યા રમ્ય ચંદ્રા અનિલ ઉદધિ ગાન આ,
વૃક્ષ પર કલરવ કરંતાં પક્ષિ કુદરત બોલતાં. ૪

# ૪૭ પરોપકાર

શાર્દૂલ

રે રે આમ્ર ! પરોપકાર કરવે તું પૂર્ણ જ્ઞાતા ખરો,
તારો એકજ અંશ આ હૃદયમાં વિશ્વેશ ભાવે ભરો;
તો તો પૂર્ણ કૃતાર્થ હા ! હૃદયને આનંદની શું સિમા,
આપે તું અથવા મને હૃદયમાં એ અંશ તારો અહા ! ૧

ગ્રિષ્મે સૂર્ય પ્રચંડ તાપ ધખવે આ જગ્તને બાળતો,
તાપે ક્લાન્ત થયેલ પાન્થ જનને તું શાન્તતા આપતો;
વર્ષામાં વરસે અતી જલદ તે હા આત્મ અર્થે નહી,
તોએ તે લઇ આપતાં ગરજ તો બ્રહ્માંડને ગાજવી. ૨

તારી ગંભિર શાન્ત મૂર્તિ જગમાં હા વૃક્ષ બીજાં ધરે,
તાપે ક્લાન્ત થયેલ પાન્થજનને ને શાન્તતાએ કરે.
તોએ તે સઘળું અનૂકરણ છે તારૂં અમે જાણિએ,
જો કે ધન્ય ગણી અનૂકરણને ભાવેથિ નીહાળિએ. ૩

રે હા ! તે સઘળું ખરૂં પણ ઉરે આ એક આશ્ચર્ય તો—
મીઠાં જયાં ફળ ત્યાં ન ગંભિરપણું, ગાંભીર્ય ત્યાં ના ફળો.
એનો તું અપવાદરૂપ બનિઓ, કે' ભ્રાત ! કેવી રિતે ?
તેં કાંઇ વિધિ યાચના કરિ હતી ? યાચું હું, જો દે પ્રિતે. ૪

યાચું જો કંઇ દે તથાપિ પ્રિય !—જે તારી જ તુલ્યે થવું,
તે આ ભાલ વિષે નથી જ લખિઉં આનંદનું ન્હેળિયું.
તારાં મિષ્ટ ફળો અનંત જનનાં હૈયાં હશે ઠારતાં,
મારાં તો કટુ વાકય કૈંક જનનાં હૈયાં હશે બાળતાં.૫

તું તો મિષ્ટ ફળે લચેલ તરુપી શો નમ્ર શાણો દિસે,
હું તો ઉદ્ધત ગર્વયુક્ત અમથો સ્વાર્થે ભરેલો જ રે.
હાં ! તારી શુભ વાસના પ્રસરજો હત્પુષ્પ તારાં થકી,
કોટીધા ભ્રમરો તને અરપશે હા ! ધન્યવાદો નકી; ૬
કોકીલા નિજ કંઠનો અરપશે ટ્હૌકો મિઠો લે તને,
અર્પું આ યશગાન ભ્રાત, પણ શું તું કાંઇ તે સાંભળે ?

## ૪૮ વ્યંજનાંક સંજ્ઞા

દુહા

વ્યંજન અક્ષરને પ્રથમ અનુક્રમે લખિ ચાર,
અંકનિ સંજ્ઞાની સરસ, કવિજન, યુક્તી ધાર. ૧
એકથિ દશ દશ વધિ વધી શત કરી શતક ધાર,
મનગમતો સંવત તને મળશે અક્ષર સાર. ૨
તજ બે અનુનાસિક 'ન-ણ-' તું, 'શ ષ-સ' એક 'લ-ળ' લેખ,
જોડાક્ષર બે અંતના નહિ ગણિ, ગણુના દેખ. ૩
જોડાક્ષરમાં આદ્ય જે વ્યંજન તે ઉર ધાર,
રેફ બિંદુ સ્વર છોડિ દે પછિ કર ગણુના સાર. ૪
ક્ષજ્ઞા ક્ષરકજ સમ લહી કર કવિતા નિશ્શંક,
ભેદભર્યો મનમાનતો કર સંવતનો અંક. ૫

## ૪૯ શ્રી રીપન પંચદશી

દોહરો

સંવત સૂરજ વેદ ગ્રહ, શશિ મૃગશિર સુમહંત;
સ્યામ ત્રયોદશિ વીચરે, વીર વિલાયત પંથ. ૧

કવિત

દૈવને શું દાખવીએ દા'ડી દા'ડી દુખ પડે,
બળી બળી બળતરાની માંહ બેશી રહીએ;
અંતરની આધી તે અગાધ હોય તોય પણ.
કોણ આધી-હ્રન આગે આપે આંધી કહીએ;
શાણેરો સનેહી સાથ મેલી પળે પંથ નિજ,
શું શું કહીએ શું નહી મૌન થઈ રહીએ;
જગ પ્રેમી પ્રેમ અંશ પારથ સમાન રાજ
રીપનના, ગુણના સમાજ ગ્રંથ ગહીએ. ૨
વાંચીએ છે વારવાર વૈદેહીના વ્હાલા કેરૂં,
વખાણીઉં "વાલમિકે" કહેવાય છે "રામ રાજ"
ધર્મરાજ તણું ધાર્યું ધ્યાનમાં હજુએ ચાલે,
ધરામાં ધરાયું ધર્મ ધામ એક "ધર્મ-રાજ";
દારૂણ વિદારી દુઃખ દવાનળ દયા કીધી,
દેશીઓને દાન દીધું છે સનેહથી "સ્વ-રાજ";
હીંદુ હદનો રખૈયા ભરી ભીડનો તું ભૈયા;
(તારા)રાજની કથાશે કહાણી થૈ ગયું "રીપન-રાજ." ૩
ફારસીમાં ફાંકડાઓ ફક્કડ સીકંદરની,
કા'ણીઓ કથે છે મળવા કાજે આબે હયાત;

દેશમાં વિદેશમાં ગરાડ ગિરિ ગહવરમાં,
સરિતા સમુદ્રમાં અટવિ વર્ત્યો આરા રાત;
જીંદગાની જોગ જળ ઝરણુ જો જડયું જાત,
જગમાંથી જાત કોઈ નહિં જળ પી ધરાત;
(પણ) પાંચ સ્હસ્રકોશનો પયોધિ પારાવાર કરી,
પામીઓ રીપન હદ હીંદમાં યશ હયાત. ૪

નહૂષે ચલાવી નાવ નીરધિમાં નાંખ્યો દાવ,
જગમાં જણાયું નથી ઝાઝું ઝાહર નીશાન;
પેગંબરના પયામે પરદેશે પોચનારા,
પાંચ વર્ષે પદવારી પર્વર્યા અરબસ્તાન;
નાદીરે નાદાની કરી નાશ કર્યો નાહક જો,
નર અને નારીનો ધીકાર! એનું નરમાન;
(પણ) વિલાયત વાસી વીર વ્હાલે વરતાવી વડી
વીરતાઈ વાહ! ખરી મરદાઇ એ મહાન. ૫

પુરાણોનાં થોથાં વાંચી વાંચી હું તો નીતનીત,
ભરમાણો હતો મારી ભૂલ કેરા ભાનથી;
દશ અવતારની અવધ આડી વાળી લાગે,
મને નથી કીધું કામ વિચારના વાનથી;
તેમાં એ તમામ માંહી મારામાર શ્રોણીતની
ધારના પુકાર વાર વાર સુણ્યે તાનથી
પણ પ્યારે પ્યારને પોખીને કરી પ્હેલ પોતે,
ભારત ઉધાર્યો અવતાર એ એમાં નથી. ૬

છપ્પય

કર્યો સિકંદર શુરે, ખરો આઈનો વખાણું;
જેમાં જગ જાહેર, જણાતું એવું જાણ્યું;
જામ જુઓ જમશીદ, તણું વખણાયે ઝાઝું;
હરસિધ્ધીમાં દીઠું, વિક્રમે દૈવત ઝાઝું;
(પણ) રીપન મહારાજે રચ્યો, ભરતવાસી અંતરતણો
નિજ ગુણ-મૂર્તિ સ્થાપિને, ખરેખરો એ આઇનો. ૭

મીનારા મુંબાઇ તણા, તુજ જાતો જોશે;
ભરતવાસિનાં મન્ન, વળાવી તુજને રહેશે,
શ્વેત કિનારા તણાં, મિનારા માપો માપી,
વળી અદેખાં મન્ન ત્યાંહનાં રહેલાં ટાંપી;
વાટ જોઈ વહાલા તણી ઉભાં છે આદર થકી;
ઉંચાં ઉંચાં કરી ડોકીઆં વદે વડા વિરની વકી. ૮

કવિત

વ્હાલા માંહી વધરો વલોવ્યો તે વિશેષ કરી,
પણ વ્હાલ આવ્યું અંત ભારત પ્રજાની પર;
ભૂલશે સુધીર વીર ! કેમ તૂજ વીર કૃતિ,
પ્રેમી પ્રજા પ્રેમ પોખીઓ છે જે પોતાની પર;
ભારતની ભામિનીનો ભાગ્યચંદ્ર ઉદે કીધો,
આશીશ અપાર તું કમાયો છે અવનીપર;
જુગજુગ જશ જાગશેજ પારાવાર વળિ,
રે'શે ગુણગાન તુજ દૈવી ભૂમિકાની પર. ૯

આવે છે ઘણાય હરસાવે છે અપાર હેત,
લાવે છે વખાણ લાંબા લાંબા તો લખાણમાં;

પાંચ વર્ષે પરવરે પોતાને પ્રદેશે જ્યારે,
વ્યર્થ કરે કે'ણુ વડાં વડાં જે વખાણુમાં;
ભૂલીશ ન ભારત પ્રજાને કદી ઘેર જઈ,
ભેળો થઈ ભાઈઓના મતને વખાણુ માં;
ભારતના ચંદ્ર ! રે'મ રાખજે રહી સ્વદેશ,
ભારતપ્રજા ચકોરી કેરા સુકલ્યાણુમાં. ૧૦

નગારાં ને નોબતનો થાય નાદ પરનાદ,
ત્યાં તે-તુતીની અવાજ ક્યાંઈ સંભળાય છે;
પણ પુરે પ્રેમ પુરેપુરૂં પાઠવ્યું પુનીત,
પ્રતિબિંબ જેહ પડ્યું મુજ મન્ન માંહ છે;
વીલાયતવાસી કંઇ વસી ગયા આવી અહીં,
જડ્યો નથી જોટો જેનો એવો જન્ન જાય છે;
ભવિષ્ય શું ભાખું ? નથી ભાળતો ભરૂસો કાંઇ,
પળપળ આયુષની અવધ ગણાય છે. ૧૧

પાંચ કે પચાસ પાંચસે કે પુરા પાંચ લાખે,
પ્રલય પયોધમાં જરૂર જગ જોળશે;
મોટા મોટા મહીધર મેરૂ મહીમાં સમાશે,
જ્યારેત્યારે જળના જમાવમાં ગરકશે,
ગાઢા ગઢકોટ કીર્તિ-કોટ કીર્તિ-માન તણા.
મોટાં મોટાં ઝાઝ કીર્તિ કેરાં ત્યારે ડુબશે;
પણ વીરા તારા વડા યશની વિભૂતિ આગે,
ધજા સરવને માથે ફરર ફરકશે. ૧૨

દોહરો

રત્નખચિત નવમાલિકા, અરપે જન ધનવાન;
અરપું અક્ષરમાલિકા, આશિશની ગુણવાન. ૧૩

કવિત

આપું શું હું આશીષ અપાર તારા આયુષની,
આપે યશ લહી ચિરંજીવ થઈ રહ્યો છે;
રાજ્યમાં સુકાજમાં શું આપીએ આશીશ, આપે,
મહારાજ ભારતભૂમીનો થઈ રહ્યો છે;
સ્મૃદ્ધિ કેરાં સાધનની સંભારીએ વાત કશી,
પારાવારા પ્રૌઢ સુપ્રતાપ છાઇ રહ્યો છે;
પ્યારા તારો પુખત પનોતો પરીવાર રહો,
અખંડિત એજ અભિલાષ મન રહ્યો છે. ૧૪

માગતો નથી હું માન મહીમંડલમાં ફરી,
જાચતો નથી હું કાંઇ કવિતા બનાવીને—
રાખતો નથી હું કાંઈ કવિતાનો ક્રય કરી,
ભાખતો નથી હું કીર્તિ કાવ્ય ઉર લાવીને;
લાખ કે કરોડ મળે આશીશ ન આપું "બાલ,"
નાગરનો ગરવ હું મન માંહી લાવીને;
"છત્રપતિ ! તુજ છત્ર છાય રહો છાઈ નિત."
ભારતનો થયો કૃતારથ હરસાવીને. ૧૫

દોહરો

સંજ્ઞામાં આળેખિયું વીરચરિત્ર વિશાળ;
ગુરૂકવિ "દલપતરામ"નો પદરજ સેવક "બાલ."

# ५० विजयाप्रशस्ति

## कवित

१

उमग्यो अथाह नेह वरस्यो प्रजानहुको
मेह जन जन प्रति सुखमा सुधारी के
आङ्गल महेश्वरीको अर्ध शत बीते पर
देदेके बधाई नव मंगल उचारीके
झगर मगर दुती नगर नगर फैलि
बगर बगर व्है अनंद रूप बारीके
भव्य भक्त भारत प्रजानितौ प्रमान लई
कीरत कुमारी रूप कीरत कुमारीके.

२

चपक उठ्यो चीन औ झपक उठ्यो झुलुऔ
खलक खुरासान दाबि वलख बुखारे लौं
खलकि खलकि उठ्यो खलक दलक उठ्यो
देस देसको बिरुद हलक मुछारे लौं
बीरनमें बीर महावीर जैसें मार डारे
धीरनमें धीरहुकी अक्कल उतारे लौं
ऐसी महारानी मातु भारत प्रमानी जाइ
कहां लौं बखानी कृपा कीरत हमारे लौं.

३

प्रजा मन बासीकी करैया कीर्त खासीकी
धरैया धर्म रासीकी हरैया दुख पासीकी

कल्पतरु पासीकी कपट कलि नासीकी
कटैया पाप फाँसी खंड खंडन प्रभासीकी
ग्यानकी गरैया औ हरैया छत्र धारीनके
छत्र औ धरैया दया मैया सी उजासीकी
भारतकी ईश्वरी महेश्वरी लौं छाइ रहो
उमर दराजये असीस भर्तबासीकी.

४

जा दिन लौं दरसैं दिसानमैं दिनेस दुति
मानमैं रहेगी मरजाद महा बारीकी
पदमासन पसारैं जा दिन लौं प्रजा छाँइ
रहे पदमापति औ पार्वती पुरारीकी
ता दिन लौं भारतकी मात करुनारतकी
आरतकी हारी कुल कीरत उजारींकी
धर्मधारी पर्म छत्रधारीनमैं छत्र रूप
कीरत रहेगी चीर कीरत कुमारीकी

[ भारतको और राज्यमाताको परस्पर टेक ]

५

पलटैं जो भान आसमान हुतैं मान छोरि
महिमा घटत यदि बारी औ क्रिमानको
छुटिहैं न छल करी भारत प्रजा सुभोरी
कबहु लहेगी न प्रताप ताप आनको
मरोर डारे मान महिपतको गुमान तोर
डारे तौर रोर डारे सान सुलतानको
भुलेगी न भारत प्रजाकौं ये भवानी रूप
धारत अजौं मनि मुकुट सुलतानको.

६

## दुहा

माघ कृष्ण तिथि नवमिका विजया विजयानंद
अर्पित अक्षरमालिका बिजयकुंवरि सुखकंद.

વિજયાનો મુકુટમણિ ભારત ઉપર સદા પ્રકાશો.

## केवी विजयानो ?

( ગુર્જરી અથવા આસાવરી રાગે )

શચિ મહેશ્વરી કે વિમલા કમલા ભારતિની પ્રભા શી
છત્રપતિ શિરછત્ર મુકુટમણિ રમણિય કીર્તિ વિલાસી—
શરણાગત જનમંડળમાતા મંગળમય સુખરાશી
(જેની)ભરત પ્રતિષ્ઠિત ભારત ભુમિપર મુકુટ પ્રભા સુ-પ્રકાશી.
કુળઅવતંસિની અરિકુળધ્વંસિની દારુણ દુઃખવિનાશી
ચતુર ચિત પાવન કરણ ચરિત્રી ધરીત્રી સમાન હુલાશી
કરુણાપુરિત પ્રજાપર હૃદય કરી વનવાટિ પ્રકાશી
નિજ જન હિંદ પ્રજાગણિ જેના સંકટ સમય ઉદાશી
જે વિજયાકુંવરી વિજયારૂપ ભારતની કમલાશી
ત્રિભુવનઈશ્વરી સમ પ્રતાપ પુર તે મહિમા ગુણરાશી—૭

## केवो मुकुटमणि ?

રવિ મંડલિ લજવે શશિ કુંડલિ જટિત મણિમય જાણે
શેષ ગણેશ સુરેશ મહેશ રમેશ ધનેશ પ્રમાણે
કીર્ણ લસે વિસતીર્ણ સહસ્ર ઉદીત પ્રભાકર જાણે
સ્વચ્છ ચંદ્રિકા યુક્ત અલોકિક દર્પ અમરગણ આણે.
નૂતન દેશ વિદેશ પરાક્રમ પ્રૌઢ પ્રતાપ પ્રમાણે
ગર્વ ગરિષ્ઠ વરિષ્ઠ પ્રભંજન દુખ તમહારક નાણે

સત્રાજિત કરભૂષણગત મણિ રણજિત પામી શાણે
અર્ચ્યો તે ઝળકે ઝગમગતો ધસિ અમર મુકુટ શાણે
એવો મુકુટ મનોહર વિજયાશીર વિજય યશ કાજે
ચંદ્રલલામ લલામ સુધાકર રેખ સુધા છબિ છાજે– ૮

## केवा भारत उपर ?

મુનિમનમાન્ય અલૌકિક સુંદર પૂર્ણ પ્રતાપિ સુનામી
પૂર્વ પરાક્રમિ ધીર ધુરંધર વેદ વચન અનુગામી
પૂર્ણ પુરુષ અવતાર ચરિત્ર અખંડિત કીર્તિ વિરામી
પદ્મસુતા લખિ પ્રૌઢ અરીકુળ ચિત્ત કપટરત જામી
દૈવ ગતી વિપરીતિ કરી હરિ અધમ ગરિબ અવગામી
માતુમુકુટ કીરણ જળહતું નજર પડી મુદ પામી
આનંદીત થયો પ્રતિ રોમે માતુકૃપાનો કામી
રગ રગ શ્રોણિત ઊછળતું વિજયા શિરછત્ર વિરામી
રાજયભક્ત ભોળો એવો આ ભરતખંડ બડભાગી
પરમેશ્વર પાસ ચહે વિજયા પદ ટેક નેક અનુરાગી– ૯

## क्यां सुधी ?

શુચિ સુર સરિતા સ્રોત વહે નભ મંડળ ભાનુ પ્રકાશ કરે
ઉદય અસ્ત ગિરિવર સુંદર જયાં સુધી પુરંદર તાજ ધરે
સારરૂપ ભગવતી ભવાની ભવ્ય ભારતી જગ વિહરે
પ્રલયપયોધિ છકે છક છાકી ગિરિશ ગળે નિજ ગૌરિ ધરે
જ્યાં લગિ રહે સતીત્વ સતીમાં તત્ત્વતત્ત્વ ગતિમાં વિચરે
વેદ વાણિ જ્યાં સુધી વદાયે પ્રપંચ જ્યાં સુધિ ના વિખરે
ભરત પ્રજા ટેકી જ્યાં સુધિ રહે રાજયભક્તિ ઉરમાંહિ ધરે
માતુસ્થાન વિજયાને અરપી તન મન ધન નિજ સાર્થ કરે
ત્યાં સુધિ ચીરંજીવ કૃપાશિલ નવલનવલ નિત રંગ છાજે
ગુણ અલબેલી પ્રજા સુખ વેલી તણો શ્રેય ભારત કાજે–૧૦

## केवी रीते

( વસંતતિલકા )

શંભૂજટાજુટજટીત વિરાજમાન
નક્ષત્રનાથ નિત નૂતન દીપ્તિવાન
પૂર્ણપ્રભા શરદ શર્વરિકા સમાન!
હ્યો કૌમુદી કિરિટ ભારત ભાગ્યવાન ૧૧

## विजया तने शुं आशीर्वाद दइए ?

જંગલો—

મુકુટ તવ શિર ચિર સ્થાઈ રહો રે
વિજયા વિજય વધાઈ ! ૧
તલપદ પદમા પ્રક્ષાલન પય
પુનિત પ્રજા શિર છાઈ રહો રે–વિજયા વિજય–૨
પદમાપતિ પદમાસન પાર્વતિ
પતિ તવ શિરછત્ર છાયા છહો રે–વિજયા વિજય–૩
તન મન ધન અર્પિત શરણાગતિ
વત્સલ પ્રભાવ નવ નિત્ય ગ્રહો રે–વિજયા વિજય–૪
અભિનવ રંગ સદા સુખ સંગમ
પ્રભુ પ્રતાપ તુજ દુઃખ દહોરે–વિજયા વિજયા–૫
ખચિત મણિવર મુકુટ ચંદ્રિકા
ભારત ચકોર સુખ નિત્ય વહોરે–વિજયા વિજય–૬
પુત્ર પરીવારે નવસુખ સંપત
નવલ નવલ નિત્ય લ્હાવ લહોરે–વિજયા વિજય–૭
અષ્ટક મણિરૂપ અક્ષરમાળા
વિજયા કંઠ અમર રહો રે–વિજયા વિજય–૮–૧૨

# ५१ श्रीमान् शंकराचार्य आगमन प्रसंग

श्रीमत्परमहंसपरिव्राजकाचार्य श्रीमन्महाराज चरणशरणदीनदरहरण विज्ञसुखकरण प्रजागणभरण गुणिगणमण्डन पाखंडधर्मखंडन सर्व्वजनरञ्जन दुर्मुखमुखभञ्जन हितकारि सकलविद्याधारि वेदांतवनविहारि सन्मार्गचारि करुणा-सागर निजराजकृत्यनागर गुणाकर प्रतापदिवाकर यशस्सुधाकर परमोदार सदुपकारकार यतिराजराज श्रीमतीद्वारिकापुरीमठाधिप ॥ श्रीराजराजेश्वर-गुरुस्सदा कृपाशीलो भवतु ॥

### दुहा

निर्मल हृदयसमुद्रमें उमग्यो प्रेम प्रवाह ॥
आदरसों किय पाहुने आलय यतिवरनाह ॥१॥
धन्य हमारी कृति पुरन पूरवके परतापु ॥
परमहंस प्रिय प्रेमसौं पद सुपरस किय आपु ॥२॥

## मुमुक्षुकी गुरुप्रति भावना

### अष्टपदी

प्रभु हम प्रेम उपासी पूरन निर्मल अंतर बारे ॥
लक्षण विलक्षण प्रेम मदोन्मत प्रेमके पूजनहारे ॥१॥
तत्वमसि तरु पल्लव शाखा बुल्बुल वासनहारे ॥
रमणिय वेद वचन वन उपवन गहन सो भूले विचारे ॥२॥
प्रिय दर्शन विरहित अति अकुलित चलितचित्त दुखारे ॥
प्रभु तुम्हें चातुर हम विरहातुर आतुरता यहि टारें ॥३॥
इष्टमुरत सुवरिष्ठ सुरतरत पूरन कीजैं प्यारे ॥
अभिष्ट पदार्थ गरिष्ठ गर्थ प्रिय मिलन मित्र हमारे ॥४॥
संसृति कुले कुलिन बिजमूले मन हींदूले हींचनहारे ॥
गति अति संगित अमित आनंदित नयन शिबिरवर खेलत हारे ॥५॥

लोक विचारे हम दुराचारी मन कछु खेद न धारे ॥
जाको प्रेम प्रभाव बढ्यो चित जग पुनीत सो बेद पुकारे ॥६॥
भयकर चक्र चलित उदधीगत रंक गतीकोऊ बुझनहारे ॥
कहा उपकंठ उपस्थित जानैं उरकी हमारे पडे जो बेचारे ॥७॥
अदभुत प्रेमल बालकी बानी मोहि मंदाकिनीं देत सुहारैं ॥
अंतरभाव परमपदपावन समज लेहिं जन समजनहारे ॥८॥

## हरिगीतिका

बादिजने मृग मंडली गतकरत क्रीडा सोहहीं ॥
वेदांत वचन वनांत विचरहिं कांत केशरि मोहहीं ॥
वदन चंद्र मयूख सुवचन पियुष प्रिय प्रभु पावहीं ॥
संसार पावक प्रबल प्रज्वल ज्वलत जन उद्धारहीं ॥१॥

दाम जुत कटि मेखला सुरपति धनुष मन भावहीं ॥
फहरात अंचलपट सुचंचल चंचला चमकावहीं ॥
भक्ती सुधा बरखाय मन बरखा स्वरूप नित आवहीं ॥
संसार पावक प्रबल प्रज्वल ज्वलतजन उद्धारहीं ॥२॥

सुमत–रत–जन नम्रशालीरूप अनुप प्रमुदित भयो ॥
दृढ भक्त सरस चकोर बंधु पियुष सिंधु प्रभुउयो ॥
वीहार परमानंद ज्योत्स्ना करि शरद रूप धारहीं ॥
संसारपावक प्रबल प्रज्वल ज्वलतजन उद्धारहीं ॥३॥

उपवीत पुनित अकलित कला तिन कालको धारन किये ॥
षड संपती संसार दोहन कर प्रचारित जिन किये ॥
जिन श्रुतिकुमुदिनीपुनीत प्रिय शशिसरिसरूप धारहीं ॥
संसारपावक प्रबल प्रज्वल ज्वलतजन न उद्धारहीं ॥४॥

प्रभु अंशको अवतार वारमवार खल संहारको ॥
साधू जनन ऊद्धार अरु अद्वैत मत सुप्रचारको ॥

विशुद्ध आतमबोध महातम असि करी अघ काटहीं ॥
संसार पावक प्रबल प्रज्वल ज्वलतजन उद्धारहीं ॥५॥

दुहा

संवत सूरज वेद ग्रह शशि पुनि शुचि माघ मास ॥
विमल नवमिका रविरजनि गुरुपदग्रहन उल्हास ॥१॥

प्रेम प्रनाम सुप्रेमजुत किजैं स्विकार दयाल ॥
लखीतंग
प्रभुपदकमल, रसअनुरागी
बाल ॥२॥

# ५३ 'बेनीबालसाहित्यसिंधु'-मांथी बालकृति

## अथ ग्रंथउद्धारकको विनय

सोरठा

जासों यह हम देह जासौं पुनित मती मिली ।
ऐसे सुमतिन गेह मातपितापद नाऊं सिर ॥ १

## गुरुको विनय

कवित

जाके सब गुननि हैं सुख धाम दुःख वाम
ललित ललाम वाके नांऊं अभिरामको.
परम पुनीत सुमति हैं धारी चित्त जाको,
भारती उपासनाके काम अष्ट जामको.
जाको सुपसाय पाय तिमिर सबही जाइ,
भारे मन वारें जैसे चंद्रमा ललामको.
"बाल" कवि राज राजा डाहिया भाईके सूत,
हे प्रनाम मेरो ऐसे दलपतिरामको. २

## कवि बालको बेनो प्रति संस्कार

कवित

उदो भान आसमान आइके प्रमान बीच
अथयो न जान्यो कोउ दिन बितें वांको हैं.
खंडित सुपुत्र ग्रंथ नाम नही राख्यो वीर,
काल बीते संसकारी मित्र मिल्यो जाको हैं.
कबताको वीर वांको बांको जसचंद जाको,
आलमके जोरमे झमाको जहांको हैं.
अकल उजागर प्रभाकर जो "बेनी" गुन-
आगर कहांको "बाल" नागर कहाको हैं. ३

... ... ...

## आक्षेपो यथा

कवित

धरिकैं ऊमाह देखि देखि रहि राह आली,
तरनिको तेज मंद तमसौं बिलीतगो.
न्यारे न्यारे देखि परे गगन सितारे भूरि,
लहकी लहरैं पौन प्रान विचलीतगो.
रह्यो रीत रस प्रान पियाके दरस बिना,
लूकें "बाल" पंथ मृग लोचन थकीतगो.
करिके करार मोसौं प्यार दगादार यार,
जोबन कुमार हियरे को हार कितगो. ४
आतुर व्हे चातुरको पतिया पठाइबेको,
पथिक निहारौं पंथ पंथनिमें जाइमें.
ब्रषत हे मेह अरु कंपत हे देह मेरी,
व्है हौं छेह खेह प्रान प्यारे की जुदाईमें.
चपलाकी चमंकमें धरनीकी धमंकमें,
रैनि बिनु मयंकमें पथिक न पाइमें.
बिना पत्रि बिना कहे बुझे प्रान प्यारे "बाल"
देह छेह छोरिके बसौंगी तेरे पाइमें. ५

पुनः

जाके भाल भाग जागे बाल यह अनुरागे,
नेकके विलोके ये रिझावे बाल बालमें.
रूप चतुराइ वेस गुनकी करेको सेष,
सोई कीयो मुंठीजो मुंठी में कीयो आलमें.
करोटकी सोभा देखो करोटकी देखो पढि,
विधिकि लखी हे बांचि देखि भुवपालमें.
तीनको सोभाव मोहे बेंदि बुंदी केसनिस,
तीसो रात प्यारेकी लिखाइ ल्याइ भालमें. ६

... ... ...

## अथ केवल उद्दीपनो यथा

कवित

रंग भर्यो बादुर सुरंग भरि धरनि औ,
रंग भरि कामिनी कटाछ अलबेली हे.
रंग भरि चूनरि पियाके रंग भरे नैन,
रंग भरे सागर सुराही अलबेली हे.
रंग भरि मालती मधुर गुलदाऊदी, गु-
लाब चारु रंग औ बहारमें चमेली हे.
"बाल" माधो मेंतो मझादार मद भरी मृग-
नैनि गुन एनिकी सहुबत अकेली हे. ७

धूरि भरे धूरवा धरनि छत्र छान लगे,
आन लगे कान टुहुकान मुरुबान के.
आन लगी तानसौं लहरि पछमानहुकी.
म्लान परेशान मंद प्रान प्रोषितानके.
छान चमकानजु ईशान चपलानहुकी,
आली भइ द्युति आगे अभिसारिकानके.
ध्यान छूटयो हियरेको भान छूटयो देहरीको,
बसि हे भूरति "बाल" बीच पलकानके. ८

पुनः

लाल लाल टेसू फुलि रहे हे बिसाल स्याम
श्याम रंग मेटि मानों रंगमें मिलाये हे.
तिहां मधुकाज आन बेठे मधुकर पुंज,
मिलय पवन उपवन वन छाये हे.
सेनापति रितुराज मासमैं पलास तरु,
मेषनेक भांत कविताके मन भाये हे.
आहूनसों लसिके सुलागि रहे आछे मान,
बिरही दहन काम कैला परचाये हे. ९

... ... ...

## अथ केवलसात्त्विकानुभावो यथा

कवित

उडत गुलाल देखो बादुर भयोरी लाल,
खेले ख्याल होरीको रसाल लाल बाल मैं.
आंखिन गुलाल भरी मदभरी राधिकाकी,
पीबत रसाल रूप रस रच्यो लाल मैं.
अंतर अथाह नेह बाढ़्यो बर देहहुमैं,
मेह टपकत परसेहु रंग बालमैं.
"बाल" परसत प्यारी परम सुरंग भरी,
गोरी गोरे आमनकी झलक गुलालमैं. १०

पुनः

लोचन सजल चल बिचल बचन मुख,
चरन जुगल नेक टरत न टारे हैं.
पीरी परिआइ कहे संदर कपोलनमें,
कांपत अधर जानों सुधासों सुधारे हैं.
छीनहीमे व्है गइ हे आन हाथ आन पाय,
जानत हों कहुं कान्हकुंवर निहारे हैं,
पसीनासे भीज्यो तन पुलकित भयो रोम,
हरखित लीन मन गुनन तिहारे हैं. ११

... ... ...

## अथ क[illegible]भावो यथा

कवित

तूटे तार कंचुकीके हार हियराके तूटे,
छूटे छक छोर बंध बंध केस पासके.
छूटि गई नीवी छूटि गयो चीर अंगहुतें,
छूटि गइ लाज बाढे प्रेम परकासके.

ज्यौं ज्यौं छूटैं मरुत लहरैं अलबेली त्यौं त्यौं,
भुजनी लतान भरि रही पिय पासके.
"बाल" मीठी मीठी नजरसौं मुख देखे प्यारी,
परी रही पलिकापें थकित बिलासके. १२

पुनः

भूल्यो यह घाटकी उचाट भूल्यो बाट अरु,
देखे नट नागर विशेष विथा बाढि हैं.
साथकीतें घर गई औरें जल भर गई,
एक देखी डर गई प्रेम पीर बाढी हैं.
बोले न बुलायो नेक डोले न निमेष सेष,
चित्रकीसि पुतरी चितेरे लखि काढी हैं.
जल नाहि थलहीमे कल नाहि एको पल,
नीची नारी अंगुरीसो ठोडी गही ठाढी हैं. १३

... ... ...

## अथ केवलव्यभिचारी यथा

कवित

दसानन जानकीको हर्न करी जात ऐसो,
चित्रपटहुमें जो चितेरे चित्र काढयो हे.
अबलोके दिन एक प्रभु जानकी समक्ष,
दसरथकुलनंदनके चित्त स्नेह बाढ्यो हे.
पीरि परिआइ मुखमुद्राकी लुनाइ मनो
जानकी चुराइ दुष्ट एसो भ्रम बाढ्यो हे.
"बाल" लछमन वीर ल्याउरे कमान धीर,
रहेन हरात प्यारी हा! हा! शब्द काढयो हे. १४

पुनः

सवैया

बांहि गहि पिय ले रति गेहमें,
तीयके देहमें ना डिठटाई;
रोम उठे असवाँउ चले पर–
सेउ चल्यो हियमें थरकाई.
थंभ भए पग पेन चले भरि
आयो गरो पियरी परि आई;
हा हा नही कहबोइ करे नव,
लागहि लाल हिये हि लगाई. १५

... ... ...

## अथ मुनींद्रसंमतो वत्सलरसः

दुहा

बालककी क्रीडा लसे स्फुट अंतर चित चाई
तातें "बाल" गिन्यो यही वत्स दशम रसपाई १६
नव रस पीछे ताहिको बर्नन कियो रसाल
तातें यहां संक्षेपसो सूचित किय कवि "बाल". १७

... ... ...

## संभोगानुकूलसूक्ष्मोदाहरणं यथा

कवित

चकित मृगीसी चहु हेरत खगीसी चलें,
मीली जाइ मोहनसो कुंजन लतानमें.
तरनीतनुजाके तीर भीर भई लोगनकी,
कहीं कहीं आवत हे जावत नहानमें.
दोऊ दुहुं चातुर भये हे बिरहातुर,
आतुरता भई हे मेटि बे तन लतानमें.

''बाल'' दीठी लोगकी बचाइ मुख चूमि लियो,
दोऊ दुहूं घूंघटकी ओट सु महानमैं. १८

पुनः

नीलकला निधि कह्यो भूतल अभूत देखि,
पूज्यो मैं न सरस सुमन सोभा बागको.
स्याम रस सागरको सार ले विचित्र विध,
मूरति सवारी कीधों चितें अनुरागसो.
किधों नव नागरीके पुंजीभूत मनोरथ,
ऊलहि ऊलहि रंग सनेहे सोहागसो.
राधिका रबनमें हि तनया लपेटि फेंटा,
ओचक भई हैं भेंटा मनोहर भागसो. १९

## अथ विप्रलंभानुकूल सूक्ष्मोदाहरणं यथा

कवित

पीतम बसेन जा वजारमें उजार लगे
बसे जो उजारमें हजारसो बजार हैं.
दूरहुसें बेधत रसीलो रसियाके रस,
भरे मदभरे नैन कंज कोरदार हैं.
आली बनमालीको झरोखे जाइ झांखियत,
सांवरो सलूनो प्रिय दर्शन उदार हैं.
''बाल'' परसे घरिक ऐसी चित चाइ करे,
कब मिलि जाइ मेरे नंदुके कुमार हैं. २०

पुनः

कुंवर कन्हाईकी लुनाइकी निकाइ कछु,
बरनी न जायसो सयाने सरकत हैं.
सहस्रक सुधा धाम कोटि कामके स्वरूप
सहज सुभावपे लुभाय ठरकत हैं.

रसिक रसालके विशाल चख लाल गुन,
सोहनीके फंदा बंदे प्रानके रकत हे.
छबिकी छटानकी उचट छीट आन द्रग,
परी कीरकीरी सकटाछ षरकत हे. २१

... ... ...

## देवताविषयिणी रतिर्यथा

कवित

काहुकी सगाई इतें तेरी तो सगाई खरी
आइ पर्यो नाथ दुःखदाइ दरियावमैं.
पाइ ना मुराद अंतरकी न कहाइ जाइ
मति तो बसाइ उर जाइ भक्तिभावमें.
नाथ जगराइ तो सो कहत सनाथ जाइ,
आज तो अनाथ रह्यो लोक परचावमैं.
"बाल" आइ डुबत हौं मोकों उतराइ लेहु,
आइके भरायो पूर पानी मेरी नावमैं. १२

पुनः

पाई परी चतुरानन बिनति बनाइ कहे,
अबके उधारि कीजें स्वामी मेरे पापकी.
मेरी तो हे उत्तपत्ति तुमहुते पद्मनाभ,
तुमहुसो कहा चाहु बेदना संतापकी.
वछारन चोरी थोरी भोरी भोरी मोसो भइ,
मनमें विचार देखो छमा चाहौं आपकी.
बेर बेर 'बाल' पर बाबा कहो कोप करी,
चोरको हे टानों पहिले चोरी करे बापकी. २३
पायन परत पाकसासन पुकारि कहे,
छत्र दैवें दआदेव तोही केसे छेरीये.

हम तो अचर अभिमानी अग्यान भरे.
हेरो पाप मानि मन हारवेकी हेरीये.
तेरो दयो राजपाट पदवी पठाई तेरी,
अपनो करि इंद्रको अहीरन सो मेरीये.
जाके करि वामनके हाथनसो जाच्यो बलि,
ताके पर हाथनसो करुना करि फेरिये. २४

## अथ पुत्रविषयिणी रतिर्यथा

कवित

मृदु नवनीतसे परम पद मखमल,
चांदनीपे चले वहां छाले परि जाइ हे.
मृदु मृदु गोरे गोरे परम सलोने सुख,
पर भीष्म ग्रीष्मकी झार झपटाइ हे.
हुकम सौ हाजर हजार यहां चाकर सो
बिजन बनांत कौन तेरी सुधि पाइ हे.
"बाल" करे जनक पुकार नीर नैन भरे,
हा ! हा ! मेरी जानकी कौं दैव दुःखदाइ हे. २५

पुनः

कहां मेरो लाल कहां कालीकी सहस्र फेन,
फन फन नृत्य करे महा विषधानीमें.
व्याकुल महरमन ऊठत लहर तन,
लोचन न सुझत हे महा छीन पानीमें.
कीजिये उपाय नंदनंदन जु आय हाथ,
भई हो अनाथ भूमि वेन गति जानी में.
गोकुलनें तररानि नेकहु न ठहरानी,
जसोमति रानी अहरानी परी पानीमें. २६

* * *

## स्वकीया पतिव्रता

लच्छमी समान मनि मंदिर प्रतच्छ रच्छ,
अंतरीच्छनकी अवच्छरन लजाय गई.
जाय गई धीरजकी औरें आशकान मन,
चंद्रमा चकोरी जैसें मोरेमैं मिलाय गई.
अंगनके रंगनसौं नये नये रंगन दि-
खाय, नित नित माया ठगिनी लुभाय गई.
"बाल" देख देख मुख प्यारी अब रेख रेख,
जगकी प्रतीति मीना मेखमैं छपाय गई. २७

अंग उजीआरी अंग अंगन सँवारी क्यौं,
अनंगराज प्यारीकौं बिधना सँवारी हैं.
आंखैं अनियारी झिलमिली जो लजारी दीठ,
देखनकौं लगे प्यारी पैरनमें डारी है.
भोरी भल भागबारी गोरी अनुरागबारी,
बोरी रस रंग झोरी रसकी नीकारी हैं.
"बाल" जानी प्यारी कला लोककी बिहारी, गुरु-
जननो दुलारी जानी जान जिया प्यारी है. २८

काम विकलासी कलाधरकी कलासी केधौं,
सुखमा प्रकासी जाके बैनन विलासीकी.
मनिमालिकासी हिये जालिकासी मोहमंत्र-
की प्रनालिकासी प्रेम पंथकी ऊजासीकी.
औरन उदासी पतिप्रेममें बिलासी बडी,
करियैं बडाई कौन ऐसी भौन बासीकी.
"बाल" मनबासी तेरो नितको उपासी रह्यो,
नैनन छपाई छटा आनन उजासीकी. २९

# ५४ गीत

१

( राग काफी)

कहां गयो जादुवारो, बुलाके सैननमें रे—कहां गयो०
कहां गयो कामनगारो, बुलाके सैननमें रे—कहां गयो०
टोनां लगायके कहां चल दीनो, ढुंढत ना पावौं गुइयां,
बस्यो है नैननमें रे. ... ... कहां गयो०
सुंदर सुरत छबीली छबीको, रैन जगावनहारो,
गयो रे लुभा सैननमें रे. ... ... कहां गयो०
"बाल' रसीलो बदन दीखायके छुप गयो जानी प्यारो,
भुलाके गैलन में रे. ... ... कहां गयो०

२

(सोरठ अथवा काफी)

छेला ना रोको मोंकी गैल–नहीं में नारी नकारी...छेला ना रोको०
इस नगरीके लोक चवैयन कोउ कहेंगे छीनारी,
नहीं मैं ऐसी छीनारी. ... ...छेला ना रोको०
में कुलडानी हियमें रखत हौं, दूर हो! दउंगी गारी,
करो ना ठठोरी हमारी. ... ...छेला ना रोको०
"बाल" तुम चतुर सुहावन क्यौं मति भुली तुम्हारी,
ऐसे क्युं मीलत ही नारी. ... ...छेला ना रोको०

३

(ठुमरी बीहाग)

बरजोरी करके बालम—बंगरी छीनाय लीनी,
बंगरी छीनाय लीनी—बंगरी छीनाय लीनी—बरजोरी०

पकरत कर आय आय कर गल डारत धाय धाय,
सुधबुध मोरी हराय लीनी. ... ... बरजोरी०
धाव लगायके नैननसो सैयां, 'बाल' मोरी बंगरी छीनाय लीनी. बरजोरी०

४

(दादरो खमाचनो)

आजु लटक चालसों आवत गुइयां...आजु लटक०
जाको नैनन कजरा सोहत,
लटपट पाव परत मोरा सैयां. ...आजु लटक०
कौन पिय पिया तुम शिर माथे,
उपरत ना "बाल" पैयां. ...आजु लटक०

५

( झूल )

महेलसें उतरी सोस करके
वो पहने लीबास सब जरके
लीया दील मोहनने हरकें
सहेलीआं सब लीनी संगकी
हाथमें छडीयां फुलनकी
राहा ली बींदराबन की
चली तो बींदराबन दरम्याने
इसीकों मिले कृष्ण काने
हुस्न ता पुनमका चाने रे
सब मोहीरी ग्वालनने
गाता मोरली अंदर ताने
गुंज रहा जंगल वेराने
सुनके गौलन हुइ बेराने रे
पाइ मोहनकी दरसन्ने—

६

( झूल )

लगी तो जल जुमना भरने नीर
मोहनने पकड खेंच्या चीर
छोड देना नंदाके बीर
फुटी जल बेचनकी मटकी
जोबना फीर सबकी झटकी रे
राहा ली बींदरा बनकी
फीर तो यों गोलनका कहना
तेरी तो बंसी है नंद काना
सुनके गौलन काय न माना रे
क्या करता जुलमाना
के धुनमें भुल गइ घर जाना
मेरे पर कीया जादु टौना
बिखर गइ सब तनकी गैना
जला दे गोकुल का रहेना

७

( लावणी )

गोवालन चली रे गोकुलकी
बालम लहरीआं मोतनकी
बरस सोलेयां उमर उसकी रे
राहा ली बिंदरा बिनकी—
बदन पर कीये हे सिनगारे
गलेमें मोतीअनका हारे
मारती पलकोंकी मारे
नैन जेसी है तलबारे

बनी क्या वो सुंदर नारे
देख ले जवानी की ब्हारे
जोबन दो खील रहे घनारे
चमक ज्युं अशमानी तारे

८

(झूल)

कीया क्या उस नारीने ठाठ
चलके आया जमुनाके घाट
मोहनकुं बचन दे गई नाठ
अंगुठी दीनी हाथनकी रे
गोवालण बाई बचनोकी रे
राह्या ली बिंदरा बिनकी
कौला जोबन नारीका
ठाठ में कहुं इस नारीका
अवाजा सुनके बंसरीका
लगे दील मांही वो खटका
बचन मैंने दीया था उस दीनका
दुसरा छल्ला हाथों का
अब तो है जरूर जाने का
रे दील मोहन सें अटका.

# ५५ 'देवीदास राजनीति–अर्पनपत्र

दंडक

गुनग्राम कृपाधाम जाको अभिराम नाम,
ऐसें दिलपतिराम चरन नवतहुं;
विद्या के सागर गर नहीं जाके उदर में,
रेनि दिन सो गुरुके शरन रहतहुं;
जाकी सुंदर मुरत देखि हियो हरखात,
जाके प्रेम–पीयूषसो हियो में भरतहुं;
कविराज राजा डाह्यिाभाई के सूत ताको,
यह ग्रंथ प्रेमसें में अर्पन करतहुं ॥ १
सकल जहांननु में मानु सनमानु पाये,
कवि कुलदीपक नरेन्द्रमें कहायेहो;
बदनसरोज तामें सारदा निवास कीने
रस युक्त उक्ति तासें सबकुं बहायेहो;
सुनै जब कान कबि आन कृति काव्य तोही,
करत बखान जैसे विद्यानिधि ठायेहो;
ऐसे गुनजान कुल पद्म कवि–कुलकेतु,
सुमति के सेतु सोई मेरे मन भायेहो ॥ २
मंडन सुमान दुःखखंडन कुपथ पथ
दंडन दरिद्रनको नायक कवीन्द्रको;
चंचल चतुर चित्त चाहक सयाननके,
शांतिको समूह गुन लायक नरेन्द्रको;
अंकुश अयानेको सयानेको सुमित्र यह,
छत्रपति रंजन छाया हे कुछिद्रको;
ऐसे कविराजनकुं "बाल" कर जोरि रहुं,
नांउ पद सीस "दिलपति" कविचंद्रको ॥ ३

# ५६ सुभाषित

सवैया–कवित

१

वा वंसीबटके छहियां मह आवके बंसी बजाइए लाल
नाद बजाय अनेकन भांतसो कामहुको उपजाइए लाल
आय हमें छतीआं भरके अधरान पीयुखकों पाइए लाल
'बाल' दीखो रस रंगी बनी तनको तनहुंसो लगाइए लाल

पुनः

जा दीनते परी मोहनकी बसुरीकी धुनी हम कानन में
ता दीनते दुःख दंशके बीखसों नित्य जरौं हौं हुताशन में
जाव कहो मन मोहनसों क्योंहु रहे पिय मानन में
'बाल' कछु पिय शांत करो छिरकी रस जो अधरानन में

पुनः

गोकुलहुकी गवारिनी गावत हे गुन नीसहु दीन गुपालके
गैल हु गैल फीरी फीरी धावत तोहे न पावे दीदार दयालके
क्यों सखी हैं अपनें नीरभागीकी पावत न हिय चर्न रसालके
पीवत है अधरानहुको रस है धनिभाग्य वो वंसके 'बाल'के

२

अष्ट पद आप अंग जीब जामें धुनी वींग,
मीष्ट भरी बानीसौ दुःख दल नहारी है.
विविध प्रकार अलंकार आभूखन पेने,
उज्ज्वेल अमोल सुध तरंगकी सारी हैं.
मोतनसे आखरकी पेनि नीज गरे माल
मत्त गयंदकी चाल चली अति न्यारी हैं.
'बाल' भिन्न भिन्न चित्त भौरंगन भवन हैं,
प्यारी तेरी कविता सुपदमनी प्यारी हैं.

३

कोन दशा हमरी भइ की हमरे पियुसों भयो चीर बियोगा
कौन कीये अति पूरव पाप की पीयसों आज तुटयो है संजोगा

रैनि दिनु चितमें बिरहानल जारत है कहा जानत लोगा
पिय वियोग टरे नहीं टारत जानी ये आपके कर्मके भोगा

४

आजु भयो सपने निशिमें मनमोहन प्रीतसुं 'बाल' ही आयो
धार चली असुवानकी स्नेह के आंखीमें आयके कंठ लगायो
में मनमें मधुरी बतीयां पियसौं करके सब दुःख नसायो
भोर भये हमको पिय छांडके ठीक कीयो हा ! हा ! नाद करायो

५

चाहे एते चाहो चंदकों चकोरनके कुल
चंदना चखावे चुनी चाहनाको मुल है
दर्श ना दीखावे आठ मासहु लौं बारिद जु
पपिहा मरत प्यासों पीतहुमें डुल है
पतंगकी पीरा नहीं पाहत कछुक जोती
जोतिनमें देह भरनीकीइ कबूल है
हम जैसे प्रेमीजनको न चाहो यामें देखो
रावरी न भूल भवनाथहुकी भूल है

६

आंखी नहीं बरखा बदरा यह आंसु नहीं जग जीवन धारा
धार चलीं यह नाहीं कपोल यही व्रजधार सों भींजी सुधारा
आंखोकि मेखोनमेख नहीं पेचहु चपला चहुकी है अपारा
आंसुसे भींज गये पिय आखर नाथहो मत्त मयुरन हारा

७

चंद्रमाके चित्त है चकोरन हजार पर
देखो नित चकोरको चंद्रमासों टेक है
दीपककी ज्योतकों हजार है पतंग पर
देह जारे दीपमें पतंगको विवेक है
कवल मित्रकों कवल कुल कोटि कोटि पर
कवल मित्रहुंसौ कवलकी प्रीति नेक है
चकोर औ पतंग औ कवल हमसें अपार
चंद दीप भानु तुमसें हमारे एक है

# ५७ ग़ज़ले—बाल

## [ ऊर्दू तथा फारसी ]

१

क्या हाल हुवा दिलरुबाकीं बेवफाइसे
हम फिरे मारे मारे तेरी बेवफाइसे. १
दर गेतीए ना महेरबां हम तो हुवे वो बेज़ार
क्या सूद हुवा हमको तेरी आशनाइसे. २
साकी कनी खबर ला दे नसीम तु सुब्हे दम
पुर कर दिमाग ज़ुल्फकी बूकी सफाइसे. ३
दम जाते हें और आते हें सनाइ यार खुश
आह मार रोती दर्दे आशनाइसे. ४
एक जुरआ शराब ला दे यार तो पीवे
अये 'बाल' गम आज़ार हो दर्दे जुदाइसे. ५

२

दीखाओ मेरे दोस्त अये खमखाना कहां है
बहेरे खुदा बता जानां कहां है? १
गुमराह हुवा हूं उतर गई है खुमारी
तिश्नये लबे यार हूं काशाना कहां है? २
शमशाद देख दर चमन जलता मेरा जीगर
शराब पाया हूं मगर पयमाना कहां है? ३
पीरे मुघांकी मुजको कभी भी नहीं दरकार
हमारी तो शीरीं लबे जानां कहां है? ४
चाहे रहो या जाओ दम कुछ कारही नहीं
हम आह मार कर कहें दीवाना कहां है? ५
माशूक 'बाल' बारीक तुं गिरेह ज़ुल्फ खोल
खोल गिराह दे तेरी अफसाना कहां है! ६

३

अये सनम आशिकको तेरे मिलकर बुलाना चाहीअे
दर्द ओ गमख्वार को मिलकर बुलाना चाहीअे. १

अय परी पयकर सनम तेरी रुये मेंह वश
शर्म सारी तर्क कर रू पोश उठाना चाहीअे. २

तेरे भर भर जामे मय दिलकश गुलाबी गुंका
गले से अये लपटके जां दायम बुलाना चाहीअे. ३

खुफताह बरश खाबे राहत जानी कीया वो नाझनीन
दर्द ओ दम फकीरों का उस्को दिलाना चाहीअे, ४

दिल खराबी हो चूकी दिलदारसे अये दोस्तां
सर व कद ओ संग दिलको पयाम प्होंचाना चाहीअे. ५

निगाहसे तेरे चश्मगी दानां दीवाने हो गये
'बाल' इश्कझार को अब तो बुलाना चाहीअे. ६

४

इश्ककी दर्दमें गुझर गई तमाम रात
जानी की हिझ्रमें गुझर गई तमाम रात. १

में ढुंढती फीरूं मगर साकी मिलता नहीं
लिअे पीआलअे मय बेठे गुझर गई तमाम रात. २

कहां गया गुलरुख सनम कर मुझे दमनाक
गुलों के बिस्तर पर गुझर गई तमाम रात. ३

मुर्गे दिल चला गया अब मेरे कस्दसे
दर इन्तिझारीअे यार गुझर गई तमाम रात. ४

आओ सीनेसे सीना मीलाओ अय तुम
'बाल' तुमारे हीझ्र में गुझर गई तमाम रात. ५

५

दीदारे आशना कुजा याबम अये दोस्तां
दिल मिशबद अज्ञ परदये सब्र अय दोस्तां. १

बरखास्त नसीमे बहिश्त मय बायद खास्त
झे परदये दिलबिरूं शुदन्द बादा परिस्तां. २

अये मुत्रिब कुजा रवी दर मोसमे तरब
नीस्त दरीं मोसमे गुल साकीये बुस्तां. ३

अय सबागर तु रवी बया राने चमन
रसां पयाम झूद झे बुलबुले गुलिस्तां. ४

गोयन्द के परस्ति ये बुत मी कुनद 'बाल'
बुतपरस्त अस्त अज्ञ रोझ रोझे अलस्तां. ५

६

बेदेह शराब साकिआ इं मोसमे गुलस्त
मुत्रिब बुगो नवाइ खुश इं मोसमे गुलस्त. १

बरखेझ पुरझमय झेहबे पायते चालाक कुब
रिन्दी कुनद दर चमन के जाये बुलबुलस्त. २

वा अझो तकवारा फरामोश कुन के रिन्द
दर शमअ जगमये रूबाब मश गलस्त. ३

फर्झे इझद व गुझर वो फर्झ निगार कुन
रिन्दां गुफते अंद के दरींचे मशगल अस्त. ४

मगो के सहर शुदर अस्त अझ शराबे 'बाल'
बादकश वो पाक दामन अझ दिन अलस्त. ५

# હાફિઝ

## ૧

(લાવણી)

ભરી ભરી ફેરવ પ્યાલો યાર
ઉઠ ઝટ આપ તજી બેહોશી બનું હવે હુંશિયાર ભરી ભરી૦ ૧
ગણી પ્રિત પ્હેલી સહેલી યાર;
પછી પડી પસતાળ શિરે મુજ પડિયો પુષ્કળ માર. ભરી૦ ૨
અલક મુજ માશુક છટકયાં યાર;
ઉડી સમીર લહરિ કસ્તુરિનો ઉડયો બધે ભભકાર. ભરી૦ ૩
અહો ! તે વેળા હ્રદયે યાર,
સખત સુગંધે વહી રહીતી કેવી રૂધિરની ધાર. ભરી૦ ૪
કહે ગુરૂ પ્રેમિ સંત જો યાર,
કર તર-બ-તર શરાબ થકી પૂજાસન બેદરકાર. ભરી૦ ૫
નિત્યના પંથિ ભોમિયા યાર;
રાહ સરાય મજલ રીત ભાતે નથિ ગાફેલ લગાર. ભરી૦ ૬
મને પ્રિતમ મંદિરયે યાર,
ક્ષણ ક્ષણ જતી અનોખી સુંદર નહિ સુખ માનો પાર. ભરી૦ ૭
તહાં ઘડિ ઘડિ ઘડિયાળી યાર,
કર સત્વર સામાન તયારી-કહે કરી પોકાર. ભરી૦ ૮
રજનિ વહિ ઘોર અંધારી યાર,
ભરપુર ઉછળે તરંગ ભારે ભમરાનો નહિ પાર. ભરી૦ ૯

સમય એ સમુદ્ર મધ્યે યાર,
ગતી અમારી કોણ જાણુશે જન દુર રહી કિનાર. ભરી૦ ૧૦
સ્વાર્થ ધરી પ્રીતમ પ્રેમે યાર,
પડી ખરી બદનામી શિરપર આખર આ સંસાર. ભરી૦ ૧૧
રહે કયમ છાની મારા યાર,
મળે ઘણેરાં જનમંડળ વાતને ખોલવા ભાર. ભરી૦ ૧૨
ચહે નિત્ય પ્રીતમ પદ જો યાર,
રહે નિકટ हाफिज़ કહે નિત્ય નહિ થા દૂર લગાર. ભરી૦ ૧૩
છોડિ દે દુનિયાં સઘળી યાર,
કર સંગત નહિ बाल કોઇની શું દુનિયામાં સાર—સાર.ભરી૦ ૧૪

## ૨

(ગઝલ)

ઉઠ ઊઠ સાકિ ! ઉઠ, મદિરારંગિ જામ ભર,
કર ગાન ગાયકા તું આવિછે ઉમેદ બર. ૧
લજ્જત ખબર નથી તને નિતના શરાબિની,
દિલદારનું દર્શન દિઠું છે જામની અંદર. ૨
હજાર ગોરી સુન્દરીઓ ત્યાં સુધી ટકે,
ઝળકી હમારૂં સર્વ સનૂબર નહીં બાહર. ૩
જીવેલ જે જન પ્યારથી જન તે નહીં મરે,
લખેલ આ સંસાર તણા દફતરો ઉપર. ૪
મસ્તી વિરાજમાન ઘણી પ્રિતમલોચને,
સોંપી દિધી લગામ હમે મસ્તિ તણે કર. ૫
ડર છે કે રોટી પાકની મારા મદિરા પર,
જય મેળવે રખે જહાં કયામત થશે જાહર. ૬
કદિ રે લહર સ્હવારની તે બાગમાં વહે,
જઇ કહે સંદેશ જ્યાં હમારો નામવર. ૭
કાં નામ વિસારે હમારૂં જાણિ જોઈને,
દિન આવશે જયારે ભુલી જશોજી નામ હર. ૮
શિત સમયનું લાલાશું કરમાયું મારૂં દિલ,
તાબે થશે તું આખરે આખરે આશક તું મારિ પર. ૯
મારા કિવામ હાજીની દોલતમાં ડૂબિયાં,
નભ તણો નિધી સુ–નાવ નવલ નિશાકર. ૧૦
હાફિઝ કહે વરસાવ નયન बाल આંસુકણુ,
મન માન્યું પંખિ આવશે તુજ જાલની અંદર. ૧૧

૩

(પરજ—ભૈરવી—બિહાગ વગેરે રાગમાં)

દિલડું રહે નહિ હાથ, પ્યારા મિત્ર હમારા,
મન પરમેશ્વર કાજ, છોજી વશ કરનારા–દિલડું–ટેક ૧

(સાખી)

પ્રીતમ કેરી પ્રીતની, ગુપ્ત ગોઠડી હાય
અંતરમાં અધિકી રમી, આજ ઉઘાડી થાય—પ્યારા૦ ૨

ચાર દિવસની ચાંદની, જગત જાદુસમ દેખ,
કર નેકી જે યારશું, લુંટ લખોની લેખ—પ્યારા૦ ૩

પવન પૂઠના ઊઠજો, ભરદરિયે છે નાવ,
મ્હેર કરો ઝટ થાય જે, પિયુ દર્શનનો લ્હાવ—પ્યારા૦ ૪

ગઈ રાત્રિ બુલબૂલડે, ગાયું ઘણેરૂં ગાન,
ફુલ મદિરા ગુલતાનમાં, કહે ઉઠો મસ્તાન—પ્યારા૦ ૫

રે ઉદાર પ્રેમી થજો, આયુષ વર્ષ હજાર,
કો દિન ગરિબ ફકીર પર, કર કંઈ કૃપા લગાર–પ્યારા૦ ૬

સમજ રહી બે શબ્દમાં, ઇહ પર સુખ જો ચ્હાય,
કરિએ મિત્રશું મિત્રતા, અરિશું નમ્રતા થાય—પ્યારા૦ ૭

કીર્તિ કેરી શેરીમાં, થયો મને અટકાવ,
યદપિ રૂચે નહિ તૂજને, છોડ નસિબના દાવ—પ્યારા૦ ૮

મદ્યપાન જમશીદનું, મુકુર સિકંદર જાણ,
જેમાં દારા મુલુકની, પૂરી પડે પિછાણ—પ્યારા૦ ૯

મ કર ગર્વ, ક્રોધી પિયુ, ગાળિ નાંખશે કાય,
જેને કર પથ્થર કઠિણ, નરમ મીણ થઇ જાય–પ્યારા૦ ૧૦
કદી હમારી ગોઠડી હરિફ ગવૈયો ગાય,
મોટા વૃદ્ધ પવિત્ર તે, બહુ ઉન્મત્ત થઇ જાય–પ્યારા૦ ૧૧
કટુ મદિરા બહુ પુનિત જન ગણે દુઃખની માય
પણ અમને મુગ્ધા તણા અધર સુધા સમ થાય–પ્યારા૦ ૧૨
દુઃખના દિન તો ગાળિએ, આનંદ ઉભરા માંય
એ કિમિયાથી ગરિબ તે, કારૂન સમ થઇ જાય–પ્યારા૦ ૧૩
મેં પહેર્યું પોતે નહીં, મદિરા રંગી વસ્ત્ર,
ક્ષમા કરો તેથી મને પુનિત સુગુરૂ સમસ્ત–પ્યારા૦ ૧૪

## ૪

(શાર્દૂલ)

વાઈ ગાયક વાંસળી ગઈ નિશી આનંદમાં સુસ્વરે,
મારૂં અંતર તે સુણી બળિ ઉઠયું સર્વત્ર જોશે પુરે. ૧
એણે કોમળતા થકી અસર શું શું ચિત્ત મ્હારે કરી,
વસ્તૂ માત્ર વિલોકતાં મુજ મને લાગી કરૂણાભરી. ૨
મારો આશક તે જ સજ્જન થયો જે નિત્ય નિત્યે હવે,
છાયા આતપના અનૂભવ છુટે કેશે મુખે દાખવે. ૩
મેં દીઠો મદિરા મધૂર રસથી પ્યાલે ઉછાળે ચઢયો,
આછે શૂભ શકૂન સજ્જન પ્રતી આનંદથી ઊચર્યો. ૪
મારા સજ્જન મિષ્ટ મદ્ય તણિ તું જ્યારે કરે હોડ રે,
મારા જીવન-બંધથી પ્રિય મને છૂટો હમેશાં કરે. ૫
થાજો દુઃખ દરિદ્ર તૂજ સરવે તારી બલાઓ પરી,
ઐહામુષ્મિક સૂખમાં પ્રિય તને રાખો હમેશાં હરી. ૬
જ્યારે મગ્ન અને ઉન્મત્ત બનું છું જાણી હું સર્વે વૃથા,
કૈકાઉસ તણી સમૃદ્ધિ જવની તુલ્યે ગણું સર્વથા. ૭

## ૫

(ગઝલ)

[ ગમે દૂરીસે જી જલતા હે અશ્ક આંખોસે જારી હે,
કહો લૈલીકો અય પ્યારી સુબુહ રૂકસદ હમારી હે—એ રાહ૦ ]

અગર તે યાર શિરાઝી મહારૂં મન મેળાવે,
સમર્પું હું બુખારા ને સમર તિલ શ્યામને ભાવે.—ટેક ૧

પૂરેપૂરો દેઇ દે સાકી મદિરા સાર,
સરિતા રુકનાબાદનો નિર્મળ શીત કિનાર.
લતામંદિર મુસલ્લાનાં કહો કયાં સ્વર્ગમાં લાવે!—અગર૦ ૨

પેલી છોટી ગોરીઓ ધારે પૂર્ણ ગુમાન,
કરે અરે અફસોસ છે, બાધું શહર મસ્તાન;
હરી ગઈ દિલથિ ધીરજ યાર તુરક જયમ લુંટ લુંટાવે.—અગર૦ ૩

અમારિ પ્રીત અપૂર્ણની પિયુ બુબિ બેદરકાર,
રંગ સુગંધી તોય તિલ કેરી શી દરકાર;
સહજ કાંતિ રૂપાળીને, મને જે મોહ ઉપજાવે—અગર૦ ૪

સુંદરતા વધતી ઘણી યુસૂફ કેરી નિત્ય,
મેં જાણ્યું નક્કી હવે એવી પ્રીત ખચીત;
પતિવ્રતના પટંચલથી ઝુલેખા ખેંચીને લાવે—અગર૦ ૫

પી મદિરા સુણુ ગાનનાં તાન મસ્ત તું હોઇ,
દેખ ન દુનિયામાં કંઇ કરિ કારીગરી કોઇ;
નિપટ આ ખેલ દુનીઆનો ન ખોલ્યો ખોલિને લાવે—અગર૦ ૬

પ્યારી ઉર ધરો જરા શીખ હમારી માન,
નિજ નિર્મળ અંતર વિષે નસીબવાન જવાન;
શિખામણ વૃદ્ધ દાનાની અહો પ્રિય પ્રાણથી ફહાવે—અગર૦ ૭

મેં વચનો મીઠાં કહ્યાં તેં કટુતાનો સાર,
પરમેશ્વર તુજ ભલું કરો પરંતુ રે મુજ યાર;
બહુ છાજે કથન કડવાં અહો મીઠે અધર લાવે—અગર૦ ૮

રચી ગાન પર ગાન તેં મોતી પરોવ્યાં સાર,
આવ બેસ ખુબ તાનમાં ગા ખુશ હાફિઝ યાર;
રૂડી મંદાકિનીનો હાર તને આકાશ પહેરાવે—અગર૦ ૯

## ૬

(સવૈયા એકત્રીસા)

કયાં દુનિયાનું ડહાપણુ ને કયાં હું ખરાબ લતનો મસ્તાન?
દેખ કેટલો અંતર પડિયો બે વચ્ચે, જ્યાં ન મળે માન?
કયાં ચોખ્ખાઇ પવિત્ર જનની અને મારિ કયાં મસ્તી યાર,
કયહાં કથાની કુથલી સુણવી કયાં સ્વરચંગ ઉપંગ સિતાર?
ઢોંગિ વેષ ને બોધ મંદિરથિ ઉઠી ગયું છે મારૂં મન?
કયહાં ભક્ત મંડળિનું મંદિર કયાં મારો મદિરા પાવન?
ભુલી ગયો મુજ પ્રિતમ યાદથી મુલાકાતના દિનનો લ્હાવ
કયાં છે પ્રીતમ હાવભાવ તે કયાં છે તે ગુસ્સાના ભાવ?
દોસ્ત તણા મુખડા ઊપરથી દુશ્મન બાંધી શકે શું ખ્યાલ
કયહાં બુઝાતી દીપશિખા કયાં દિનકરકર કેરી દિપમાલ?
થા સાવધ જો ચિબુકકૂપ રસ્તા વચ્ચે પડિયો છે યાર,
અરે દીલ કયાં દોડી જાયે કેમ કરિશ તું જાઇશ પાર?
તુજ પ્રાંગણુની રજ રૂપાળી મુજ આંખડિનો સુરમો સાર,
હુકમ કરો કયાં વસિયે જઇને ત્યાગ કરી સલુણો દરબાર?
કરાર નિદ્રા પામે હાફિઝ એમ આશ ના ધરિશ લગાર,
કરાર શું છે કોણ સબૂરી, કયાં નિદ્રા જાણું નહિ યાર.

૭

(શાર્દૂલ)

આવો પાવન મિત્ર, સ્વચ્છ પુરિયું છે પાત્ર આદર્શ મેં,
પ્રેખો નિર્મળ રંગ રક્ત મદિરા માણિક્ય જેવો તમે. ૧

ઊંડા ભેદનિ ગુપ્ત ગોઠડિ જઈ મસ્તાનને પૂછ રે,
શું ઢોંગી જન બોધ નિત્ય કરતો એમાં કંઈ ઉચ્ચરે? ૨

ઉન્કા કોઇ તણો શિકાર ન થતું, તું જાળ સંકેલિ લે,
આંહીં તો નિજ જાળમાં પવન છે, તે લ્હાણુ તું માનિ લે. ૩

સોંપી જે દિનથી લગામ દિલડે તારી પ્રિતીને કરે,
આશા ત્યાગ કરી તમામ સુખની તે દીનથી મેં ખરે. ૪

સેવા રોજ બજાવવા હક ખરો છે તાહરા દ્વારમાં;
તું શ્રીમાન, કૃપાળુ કિંકર પ્રતિ દર્શાવ કાંઇ કૃપા. ૫

જે વેળા વિચરે લલાટ લખિ તે આનંદમાં ગાળ રે,
છોડી સ્વર્ગ મહાન આદમ ગયો, એ સર્વના હાલ રે! ૬

પી બેચાર સુપાત્ર જ્યાં મળિ હવી આનંદની મંડળી,
સંયોગે અવિનાશિના ન ગણુ તું આશા લગારે મળી. ૭

ચાલ્યું યૌવન જોરથી જિવનનું, ના તેં લણ્યું પુષ્પને,
ભોલ્યો છે ભ્રમ સાધુ ત્યાં ક્વચિત ના ઇચ્છીશ તું નામને. ૮

છે હાફિઝ હમેશ ભક્ત મદિરાનો લેઇ જાને ભલી,
સંદેશા લહરી! ગુરૂ સમિપ તું દેજે પ્રણામાંજલી. ૯

## ૮

(ગરબી)

પ્રીતમ, તું સહુ સુંદરતાનો સાર છે,
ચંદ્ર તેજ તુજ મુખડાથી ઝલકાય જો-પ્રીતમ૦ ૧

બાંકી નવલ ખુબી જે રહી શશાંકમાં
તે તુજ ચિબુક કુપેથી ભરિ લહકાય જો-પ્રીતમ૦ ૨

આશામાં તુજ દર્શનના દિન વહી ગયા
હોઠ સુધી મુજ આવ્યા મ્હારા પ્રાણ જો-પ્રીતમ ૩

ઝટ કહિ દે તુજ હુકમ કંઈ જે થાય જે
માંહિ વળે કે બહાર કરે પ્રયાણ જો-પ્રીતમ૦ ૪

કયારે હરિ લાવે તે દિન મારો હવે
મળે માહરો મિત્ર પ્રેમ અધિકાય જો-પ્રીતમ૦ ૫

ભમી ભમી જે થયલું ભવ ભટકામણે
સ્થિર મન મારૂં છુટે અલક લપટાય જો-પ્રીતમ૦ ૬

આંખડલી રૂપાળી કેરા ગોળમાં
જનથી નહિ બાજૂ સુખની સચવાય જો-પ્રીતમ૦ ૭

બહેતર કે મતિ બહુ પાવન જનની કહી
તુજ મસ્તાનોને નહિ વેચી જાય જો-પ્રીતમ૦ ૮

થશે માહરૂં નશીબ જાગતું શું હવે
ઘેરેલું જે ઘોર ઊંઘની માંહ જો-પ્રીતમ૦ ૯

શું છાંટયું નિર જળહળતા મુખડા થકી
આંખ અમારી ઊપર એમ જણાય જો-પ્રીતમ૦ ૧૦

મોકલજે તું લહરિ તણા સંઘાતમાં
હાર કુસુમનો કંઠ તણો શણગાર જો-પ્રીતમ૦ ૧૧

લહીએ તુજ આંગણિયાની રજમાં હમે
જેની વાસતણો ભરપુર ભભકાર જો-પ્રીતમ૦ ૧૨

દિલડાની ગતિ માહિં થઇ ગઇ છે બહુ
પ્રીતમને જઇ કહો સંદેશો સાર જો-પ્રીતમ૦ ૧૩

પણ રે મિત્ર, તમે સંભાળીને ચાલજો
પ્રાણ અમારા અને તમારા યાર જો-પ્રીતમ૦ ૧૪

કદી તમારી મંડળિ માંહિ નથી હમે,
અમને પ્રીતમ પ્રીતતણો છે તાર જો-પ્રીતમ૦ ૧૫

ઊઠ પવન લહરી, લઇ જા સંદેશડો
યઝદ શહરની રમણીયોને દ્વાર જો-પ્રીતમ૦ ૧૬

૯

આજ મધુ માસ સુહાગી આવ્યો,
રંગ રંગ અખિલ જગ છાયો. —ટે.

ભરજોબનને સમય વન ઉપવન રૂચિરૂચિ વેશ ધરાવ્યો
વિકસે ગુલાબ રસિક બુલબુલને શકુન સરસ સંભળાવ્યો—આજ

બાગ વિલાસી જનો શું બળે જો સમિર જહાં થકી આવ્યો
વનની વેલી ગુલાબ સરૂને, કહેજે પ્રણામ કહાવ્યો—આજ૦

ગેડીદડાની રમત અનોખી, જયમ પિયુ ચંદ્ર બનાવ્યો
એવી ન મારી હાલત કરશો, હું છું મસ્તકનો ઘવાયો—આજ

મુજને વિમાસણ તે જનની જે, દરદી ઉપર દાંત કહાડે
જે દરદી મદિરા મંદિરના દ્વારનો ભોગ કહાવ્યો—આજ૦

પ્રભુના જનની કરજો પ્રીતિ, તુહ તણા નાવ માંહી
છે ધરતી નહીં લાગે તોફાનો, એજ અચંબો કહાવ્યો—આજ

આકાશ મંદિરથી જા તું ચાલ્યો, ના કંઇ ભિક્ષા માગે
કુટિલ કૃપણ એ એવું નઠારૂં, નિજ મહેમાનને માર્યો—આજ૦

હાય કલાલની છોરી કદાપિ, ભભકભરી બાહાર આવે
એના મંદિરની કરૂં સાવરણી પાંપણ, મમત ધરાવ્યો—આજ૦

આ દુનીઆના ચક્રાવામાં, જયાં સુધી મત્ત થયો ના
ત્યાં સુધી સ્વરૂપ નહીં તું પિછાણે,મિથ્યા ભ્રમે તું ભ્રમાયો—આજ૦

અંતે તો નિજ જાગ સુવાની બે મુઠીભર છારૂ
શાને કાજ પોકળ આકાશે મહેલ મહીં ચિત લાવ્યો—આજ૦

મારો યુસુફ ચંદ્રકીનાની, મિસર તખ્ત પર રાજ્યો
અહો કારાગૃહને તજવાનો, વાહ વખત છે આવ્યો–આજ૦

ના જાણું જે અલક અલબેલે, તેં શો લ્હાવ લહ્યો છે
જે કસ્તુરીનો સુગંધ વરસાવે, અહો ! કસી બંધ બંધાવ્યો–આજ૦

મોજ મઝાનો મુલક મઝાનો, શાન્તિનો કુંજ સલુણો
અમને મળ્યો જે નરપતિ કેરી નહીં તરવારે મેળાવ્યો–આજ૦

સુખે હાફિઝ પી પા મદિરા, મસ્ત મઝામાં રહેજે
કર નહીં ખલતા જેમ બીજાએ કુરાનનો ઢોંગ મચાવ્યો–આજ૦

## ૧૦

કોણ પિયુ હજુર સંદેશો પ્હોંચાડે:
મને નજરથી દૂર ન ક્હાડે. કોણ૦ ૧
હું ભ્રમમાં ભૂલ્યો છું પ્યારી, તારા પ્રેમીજનોને
મુખ ઉજ્જવળ શશી સમ પણ દિલડું
કયમ પથ્થરશું દેખાડે ?
કોણ પિયુ હજુર સંદેશો પ્હોંચાડે:
—મને નજરથી દૂર ન ક્હાડે. ૨

[ અપૂર્ણ ]

# હાફિઝ

[અનુવાદની આગળ કવિએ 'ભારતીભૂષણ' (જાન્યુ. ૧૮૯૩)માં મૂકેલો પ્રવેશક]

જે મહાકવિનાં કાવ્યોનો સંગ્રહ સજ્જનો સમક્ષ મુકવામાં આવે છે તે ઈરાનના મુખ્ય શેહેર "શીરાજ"માં જન્મ્યો હતો. શીરાજ –અને કહીએ તો ઈરાન,–પ્રથમથીજ પોતાના સૃષ્ટિસૌન્દર્યના ભવ્ય દેખાવથી કવિઓને ઉત્પન્ન કરતું આવ્યું છે. શીરાજનો દેખાવ કુદરતથી ભરપુર છે. સર જોન માલ્કમ તથા માર્કહામ વગેરે ઐતિહાસિકો જેમને આ નગર જાતે જોવાની તક મળી હતી તેઓ તેનું અત્યંત રસભર્યું વર્ણન કરે છે. હામાદન શેહેર જેને પુરાતન સમયમાં એક-બેટાના કહેતા ત્યાંથી તે શીરાજ સુધી ઊંચા પર્વતોની હાર ઉપર હાર લાગી રહી છે, અને તેમનાં અનેક ઊંચાં શિખરો ઉપર બરફ ઠર્યો રહેવાથી અત્યંત રમણીય દેખાવ નજરે પડે છે. પશ્ચિમ દિશા તરફ નાના પ્રકારનાં વૃક્ષોથી છવાયલા ડુંગરોની હાર છે. વળી આ પર્વતોમાંથી નદીઓના પ્રવાહ નીકળતાં સૌન્દર્યમાં વધારો કરે છે. શીરાજની અને ઉત્તર બાજુના ડુંગરોની વચ્ચે ભિન્ન ભિન્ન પ્રકારના મેવા વગેરેનાં વૃક્ષોથી છવાયલી અનેક વાડીઓ આવી રહી છે, જેમની મધ્યમાં થઈ "રૂકનાબાદ" નામની નાની નદી વાંકીચુકી કતરાતી વહે છે, તથા વૃક્ષકુંજોમાંથી મસજીદોના અને મકાનોના મીનારા તથા ઘુમટો ડોકીયાં કરતા આઘેથી જોનારની આંખને આનંદ પમાડે છે.

આવું રમણીય શીરાજ કવિઓની ઉત્પત્તિ માટે અત્યંત પ્રસિદ્ધ થયેલું છે. તેનો દેખાવ કાવ્યશક્તિ અને વ્યુત્પત્તિને ઉદ્યુક્ત કરે છે. ઇરાને શેખ સાદી નામનો ફરદુસી પછીનો મહાકવિ ગુમાવ્યો કે કુદરતે એક બીજા નરને જન્મ આપી મુકયો હતો. શેખ સાદી જેના

વિષે ગુજરાતી પ્રજા જાણીતી છે, તે ઇ. સ. ૧૩૧૦ માં ગુજરી ગયો હતો. આટલું પ્રથમ સૂચન કરી કવિનો કંઈક ઇતિહાસ તથા તેની કવિતાઓમાં સમજવાને પ્રવેશશક્તિ થાય માટે સુફીમત અને વેદાન્તના સિદ્ધાંતોનું રહસ્ય સરખાવીશું. પછી કાવ્ય શરૂ કરીશું.

આ કવિનું નામ મહમદ શમ્સુદ્દીન શીરાજી છે. હાફિઝ એ નામ પોતે કવિની છાપ તરીકે ધારણ કરેલું નામ છે. જે માણસને આખું કુરાન મુખાગ્રહ હોય તેને હાફિઝ કહેવાય છે. કવિના આગલા ચરિત્ર ઉપરથી માલૂમ પડશે કે આ નામ તેણે પીરસબ્ઝની આગળ પ્રયોગ કર્યો અને કવિ થયો ત્યાર પછી પોતે ધારણ કર્યું હશે. ફારસી કવિઓમાં છેડે આપણા કવિઓની માફક પોતાનું ખરૂં નામ મુકે છે અને ઘણાક ધારણ કરેલું નામ મુકે છે, જેને ફારસી કાવ્યશાસ્ત્રમાં "તખલ્લુસ" કહે છે. આ પ્રમાણે આ કવિએ પોતાની છાપ હાફિઝની રાખી છે, જે સર્વત્ર એની કવિતાઓમાં જોવામાં આવે છે. તેથી તેનું મોટું નામ ન લખતાં અમે હાફિઝ લખીશું. એ ચૌદમા સૈકાની શરૂઆતમાં એટલે ઇ. સ. ૧૩૦૧ માં જન્મ્યો હતો. આ ઉપરથી શેખ સાદી મરી ગયો ત્યારે તેનું વય દશ વર્ષનું હતું. યુવાવસ્થામાં પ્રવેશ કરતાં એની ઉન્મતાઈ વધારે જણાઇ આવી. કવિતાનો અંશ એનામાં સ્વાભાવિક હતોજ. ઈરાનમાં આ સમય જંગીઝખાનના વંશજો રાજ્ય કરતા હતા. છેલ્લા રાજા અબુસૈયદના ઇ. સ. ૧૩૩૫ માં મરણ થયા પછીથી તૈમૂરલંગનો ઉદય થયો ત્યાં સુધીના અરસામાં ફારીસ્તાન પ્રાંત જેમાં શીરાજ આવેલું છે, તે નહાના સુબાઓના કબજામાં રહેલો હતો. આ સુબાઓ "મુઝાફર" વંશના કહેવાતા હતા. આ રાજાઓમાં કંઇ દમ નહોતો. અને તેમણે માત્ર પચાશ વર્ષ રાજ્ય કર્યું હતું. છેલ્લા સુબા શાહ મનસુરને તૈમુરલંગે ઇ. સ. ૧૩૮૭ માં સહકુટુમ્બ મારી નંખાવ્યો હતો. આપણો કવિ આ રાજાઓના તથા તૈમુરલંગના સંબંધમાં પાછળથી આવ્યો હતો, તેમજ મુઝાફરોનો નાશ પણ જોવા પામ્યો હતો; વળી મુઝાફર વંશ

અને જંગીઝખાનના વંશજો વિદ્યાકળાને ઉત્તેજન આપવા પ્રખ્યાત થયા છે. માટે તે સંબંધ માટે આ રાજ્યના ઇતિહાસની નોંધ લીધી છે.

યુવાવસ્થામાં હાફિઝ ઘણો ઉન્મત્ત હતો તથા મોજશોખમાં મશગૂલ થઈ ગયો હતો. ઈરાન અને ચીનાઈ તાતાર તરફનો પ્રદેશ સ્ત્રીઓના સૌન્દર્ય વાસ્તે પ્રખ્યાત છે. શીરાજમાં એક અમીર કુટુમ્બમાં જન્મેલી સુંદરી હતી, જેનું નામ શાખેનિબાત * જણાવવામાં આવ્યું છે. આ મનમોહની ઉપર ઈરાનના મુઝાફર વંશનો રાજ્યકુમાર મોહિત થઈ ગયો હતો, અને એ સુંદરીને પોતાને વશ કરવા અનેક પ્રયત્ન કરતો હતો. સમય અને પ્રારબ્ધાનુસાર કંઇક સહજ મુલાકાત થતાં હાફિઝ પણ આ સુંદરી ઉપર અત્યંત મોહિત થઈ ગયો હતો. બન્ને આશકો વચ્ચે ઘણી સ્પર્ધા ચાલી. આ સમય હાફિઝની ઉન્મત્ત પણ અત્યંત રસિક કવિતાઓનો બ્હાર શહેરમાં જામી રહ્યો હતો. શેખ સાદી જેવા કવિઓ સ્વર્ગવાસી થયા હતા. હાફિઝની કવિતાઓના વાક્યસંદર્ભ, ઉચ્ચ અને નવા નવા તરંગોથી આખું શીરાજ એના ઉપર આશક હતું. હાફિઝ પોતે ઘણો ખૂબસૂરત હતો એવું એક ગ્રન્થકાર લખે છે. પરન્તુ એનામાં તો શારીરિક સૌન્દર્ય કરતાં સારસ્વત સૌન્દર્ય ઇશ્વરદત્ત હતું. માત્ર એ ઉડાઉ, મિજાજી, તરંગી તથા દુનિઆમાં જે નીતિ રીતિ રાખવી જરૂરની છે તેનો તે તદ્દન બેદરકાર હતો. તેથી સંસારની સ્વાભાવિક કુટિલતા પ્રમાણે તેના સમયમાં તે કંઇક નિંદાપાત્ર થયો હતો. શાખેનિબાત ઉપર સ્નેહમાં ગ્રસ્ત થઈ ગયો.

આ સમય એના સાંભળવામાં આવ્યું કે શીરાજથી થોડેક દૂર "પીરસબ્ઝ" કરીને ચમત્કારિક જગો છે, ત્યાં જઈ પુરા ચાળીશ દિવસ રાત્રે બિલકુલ નિદ્રા શિવાય કુરાનનું પારાયણ જરા પણ બંધ રાખ્યા શિવાય કરે તેની ધારેલી કામના સંપૂર્ણ થાય છે.

---

* શાખ(=ડાળી, પલ્લવ) + નિબાત(=શેરડી, ઇક્ષુ)=શેરડીના જેવી રસવાળી —રસિક. આ નામ કદાપિ આલંકારિક હોય ? બા. ઉ. કંથારીયા.

યુવાવસ્થાના, ઉન્મત્ત કવિ તરીકે મગજના, અને પ્રેમથી ઘવાયલા અંતઃકરણના, ધર્મ પ્રમાણે હાફિઝને શાખેનિબાતના પ્રેમ અને પ્રાપ્તિ શિવાય વળી બીજી કામના હોયજ શું? અને તેનાં અનુષ્ઠાનને અમલમાં મુકતાં વારજ શું હોય! કવિરાજ ઊપલી હકીકત સાંભળતાં મારી બગલમાં કુરાન ને ઉઠચા. બરાબર પીરસબ્ઝ સમક્ષ ચાળીશ દિવસ સુધી કુરાનનું પારાયણ કર્યું. પુરે ચાળીશમે દિવસે એવું બન્યું કે પ્રાતઃકાળમાં ફરેસ્તો ખીજ્ર એક અમૃતનો પ્યાલો લઇ વૃદ્ધવેશે એની પાસે આવીને ઉભો, અને હાફિઝને પાયો÷તથા એની કવિતાનો સંસ્કાર દઢ કરી આપ્યો અને કહ્યું કે "તારી મનકામના સંપૂર્ણ થઇ."

પ્રભુના ખેલનો ગુપ્ત ભેદ પ્રભુનેજ માલમ છે. કાળસંયોગે બન્યું કે જુવાન હાફિઝના મનનો મનોર્થ ચાલીશમે દિવસેજ મળ્યો. તેને ઈશ્વર તરફ આસ્થા બેઠી. તે પીરસબ્ઝથી છેલ્લે દિવસે ઘેર આવતો હતો તેવામાં રસ્તામાં પોતાની પ્રિયતમાના ઘર આગળ થઈને પસાર થયો. શાખેનિબાત એના સૌન્દર્યથી તથા મુખ્યત્વે કરી એની કાવ્યશક્તિ ઉપર મોહિત થઇ ગયેલી હતી જ. જેવો હાફિઝ એ ઘર આગળ થઈ પસાર થયો કે એ સુંદરીએ એને પોતાના ઘરમાં બોલાવ્યો અને ઉઘાડે છોગે પોતાનો મોહ દર્શાવ્યો. તેણે સાફ કહ્યું કે "જોકે મુઝાફર મારા ઉપર અત્યંત આશક થયો છે અને તેના કાવાદાવા રચ્યા કરે છે પરન્તુ હું એક રાજા કરતાં કવિરાજાને વધારે ચાહું છું અને હવેથી હું તારીજ છું." અપ્રાપ્ય પ્રિયજનના મુખમાંથી આ શબ્દો નીકળતાં હાફિઝના હર્ષની, ઈશ્વરની લીલાની તથા તેના ઉપર આસ્થાની હદ શી રહી હશે!!!

÷ આ વાત હાફિઝના અનુરક્ત પુરૂષોએ મહત્તા વાસ્તે લખી જણાય ે, પરન્તુ એટલું તો ખરૂં કે આ પ્રયોગ પછી કવિનું મન પવિત્ર થઇ ગયું હતું, વિત્વશક્તિનો બ્હાર હતો તે કરતાં વધારે ખીલ્યો, તેથી આલંકારિક ભાષામાં એના ચરિત્રલેખકોએ લખ્યું હોય એમ ભાસ થાય છે. —આ. ઉ. કંથારીયા

કોઈ વખત અણધારેલા સાંસારિક બનાવોએ અનેક પુરૂષનાં ચારિત્ર્યમાં આશ્ચર્યજનક ફેર કરી નાંખેલો છે. તુલસીદાસની પ્રિયાનું મ્હેણું અને તેના ઉપરથી ઉપજેલા વૈરાગ્યે પૂર્વોત્તર ચારિત્ર્ય વચ્ચે આકાશભૂમિનો અંતર કરાવી દીધો હતો; સૃષ્ટિસૌન્દર્યના સમૂહરૂપ, સુંદરતાના સાર મહાત્મા યુસુફને* પ્રેમીઓની શિરોમણી ઝુલેખાના સંયોગે એકજ શબ્દના ધ્વનિએ સંસારગર્તમાં પડતાં ચેતવણી આપી હતી; તેમજ આપણા કવિને ચાલીશ દિવસ સુધી ઈશ્વરની ધારણા અને કુરાનના વારંવારના પ્રયોગથી મન ઉપર જુદીજ અસર થઇ જણાય છે. ઈશ્વિર ઉપર આસ્થા દ્દઢિભૂત થઇ ત્યાર પછી તત્ત્વજ્ઞાનના વિચારોમાં મશગૂલ રહેવા લાગ્યો. અને પોતાની કવિતામાં એ છાયા રસપુરિત શબ્દોમાં વારંવાર લાવવા લાગ્યો.

શાખેનિબાત સાથે તેનો સ્નેહ દઢ બંધાતો ગયો. રાત્રિ દિવસ એનીજ સોબતમાં રહેવા લાગ્યો. શીરાજની પાસેના પરા આગળથી અનેક વૃક્ષવાટિકાઓ મધ્યે થઈ રૂકનાબાદ નદી વહે છે. તેના કિનારા ઉપર મુસલ્લા નામની જગા હતી તે કવિને પ્રાણથી પ્યારી હતી જેને વાસ્તે એક ગઝલમાં એણે સારો પ્રસારો કર્યો છે. જેની ગુજરાતી કવિતા આગળ ગ્રંથમાં આવશે. તેમાંનો ટુકડો નીચે મુકયો છે:

પૂરેપૂરો દેઈ દે, સાકી મદિરા સાર,
સરિતા રૂકનાબાદનો, નિર્મળ શીત કિનાર,
લતામંદિર મુસલ્લાનાં કહો કયાં સ્વર્ગમાં લાવે—અગર૦

શાખેનિબાતની સોબતમાં, એકાંત વાસમાં, તત્વજ્ઞાનના વિચા૦

* બાઇબલમાં પેગંબર જોસેફ અને પોટીફેર રાજાની સ્ત્રી સંબંધી આખું પ્રકરણ છે. આ સ્ત્રીનું નામ ઝુલેખા હતું. જે બે વચ્ચેના પ્રેમની વાત ફારસી કાવ્યમાં હાફિઝના સમયાનુયાયી કવિ જામીએ લખી છે. જોસેફ–યુસુફને મુસલમાનો પણ પેગંબર તરીકે માને છે. ઇસુખ્રિસ્તના પહેલાં થએલા તમામ પેગંબરોને માને છે; યુસુફ ઝુલેખા વિષે સવિસ્તર વર્ણન ત્રીજા ગીતની ટીકામાં આપ્યું છે.

શાથી અને અનેક પ્રકારની કાવ્યરચના કરવામાં એ ગુંથાએલો રહેવાથી એનું મન કેવલ સંતોષી, સહજ આનંદી તથા અચલ થયું. પ્રેમનું બંધારણ કેવું સબળ છે તથા પ્રેમના ઘાવ કેટલા ઊંડા છે તેના પ્રત્યક્ષ અનુભવથી મન નિર્મળ થતાં અને વિચાર તથા વિવેકનો સંયોગ થતાં હાફિઝ તો એક મહાત્મા થઈ ગયો. તેની કવિતા દિન-પરદિન એટલી ઉચ્ચ પદવીને પામી કે તેના સમયમાં એના જેવો બીજો કવિ તથા તત્ત્વજ્ઞાની હતો નહીં. આખા દેશમાં એની કીર્તિ પ્રસરી અને વિદ્વાનમંડળમાં તેને મુખ્ય ગણતા હતા. પોતાના હરીફ ઉપર એણે પ્રથમથીજ લેશ પણ દ્વેષભાવની છાયા સરખી પણ અંતઃકરણમાં ઉત્પન્ન થવા દીધી નહતી. તેમ પાછળથી મુઝાફર રાજાએ પણ તેની મહત્તા જોઇ પોતાનો દ્વેષ મુકી દીધો હતો, એટલુંજ નહિ પણ તે વખતે તત્ત્વજ્ઞાન સંબંધી મંડળીનો હાફિઝને અધ્યક્ષ બનાવ્યો હતો.

હાફિઝની કવિતાએ ફારસી કાવ્ય ઉપર ઘણીજ જુદી અસર કરી છે. એના શિષ્યો ઘણાજ થયા જે એના ઉપર અત્યંત ભાવવાળા હતા. હાફિઝે ફરદુશી, સાદી, નિઝામી વગેરે કવિયોની પેઠે એક વિષય લઈ ગ્રંથો લખ્યા નથી; પરન્તુ જ્યારે જ્યારે તરંગ આવેલા ત્યારે ત્યારે લખાયલી અનેક ગઝલો છે, જેમાં ગાંભીર્ય, કાવ્યમહત્ત્વ, બોધ, રસ, શબ્દસંદર્ભ, વ્યાકરણસંપૂર્ણતા, સ્વતંત્ર વિચાર અને ગર્જીત× ધ્વની ડગલે ડગલે જોવામાં આવે છે. આ પ્રમાણે એની લખાયલી કવિતાઓનો સંગ્રહ એણે તો બેદરકારીથી કર્યોજ નહતો, પરન્તુ એના શિષ્યોએ કવિતાના ચરણના અંત્યાક્ષરના અનુક્રમ પ્રમાણે ગોઠવી સંગ્રહરૂપમાં મુકી.* આથી લોકોના મનને હાફિઝ

× 'ગર્ભિત' શબ્દ હોવો જોઇએ. —સં.

* આવી તરેહની ગોઠવણીને ફારસીમાં રદીફ કહે છે અને કાવ્યના સંગ્રહને દીવાન કહે છે. આવી ગઝલોના દીવાનો ઘણા કવિઓએ કરેલા છે; જેમ–દીવાનહાફિઝ, દીવાનરીંદ, દીવાનખાકાની. –બા. ઉ. કં.

ઉપર એટલો બધો ભાવ ચોંટયો કે એના દીવાન(સંગ્રહ)માંથી સારાનરસા ફળના શુકન જોવા લાગ્યા, અને હજુ પણ તેજ પ્રમાણે મુસલમાનો જે જે દેશોમાં છે તે સર્વમાં હાફિઝનું માન તેવું અક્ષય છે અને તેના ઉપર દુનિઆનો ભાવ તેનો તે જ છે.

આવા પ્રેમી મનુષ્યનું મન સર્વદા ઘણુંજ કોમળ રહે છે તે સ્વાભાવિક છે. હાફિઝની પ્રિયતમાને થોડેક દિવસે શીરાજથી બગદાદ કંઈ કારણસર જવું પડયું. વિયોગ એને અસહ્ય હતો. જે વખત પ્રિયાને વળાવા સારૂ નગર બહાર ગયો છે તે વખતે એક અસરકારક ગઝલ લખી છે જે ગુજરાતી કવિતામાં આગળ આવશે જ, પરન્તુ તેમાંની એક ટુંક ઘણી અસરકારક છે તેમાં લખે છે કે,

"આ વખતે હું તને શું આપું અને શું કહું ? દુવા (આશિષ) આપવાને સાથે લાવ્યો છું અને તને તે આશિષ આપીને પાછો જઈશ. વફાદારી (નિશ્ચલ પ્રેમ) તારો સાથી થજો અને અહીંઆં અમારો તો પરમેશ્વર છે."

હાફિઝની ઉદારતા ઘણી વખણાઇ છે એટલુંજ નહી પરંતુ તેના અંતઃકરણની ઉદારતાની છાપ સ્વતઃ તેની કવિતામાંજ વ્યક્તિભૂત થાય છે. દયા, નિર્મોહ અને સન્તોષ, ઉચ્ચ પ્રેમ, જન્મભૂમિની સ્પૃહા એના અંતઃકરણના તેમજ એના કાવ્યના મુખ્ય વિજયધ્વજ છે. કોઈ વખતે સ્વચ્છંદ શૃંગાર અને આનંદમાં મસ્ત થઇ ગયેલો હોય તેમ એને દેખીએ છીએ તો કોઈ વખત વૈરાગ્ય અને તત્ત્વજ્ઞાનની મૂર્તિરૂપ દેખીએ છીએ.

એ એના જીવતા સુધી તરંગી રહ્યો હતો; એની કવિતાની તથા એના જ્ઞાનની કીર્તિ ઈરાન છોડી ઘણા દેશોમાં પ્રસરી હતી. હાફિઝ જે સમયમાં થયો તે સમયમાં હિંદુસ્તાનની દક્ષિણમાં મહમ્મદશાહ નામનો *બ્રાહ્મણીવંશનો મુસલમાન રાજા રાજ કરતો હતો.

* મુસલમાન નામ સાથે બ્રાહ્મણ નામ સાંભળી આશ્ચર્ય થાય, પરન્તુ આ વંશની ઉત્પત્તિ એવી છે કે ગંગુ નામનો બ્રાહ્મણ ઔરંગજેબ પાદશાહના

હાફિઝની કીર્તિ તેને કાને જતાં તે મહાત્મા પુરૂષનાં દર્શનનો તથા તેના કાવ્યશ્રવણનો અત્યંત ઉત્સુક થયો. તેણે કેટલાક દરબારી અમલદારો તથા માન અકરામનાં માણસોના કાફલા સાથે એક વહાણ અરબીસમુદ્રમાં થઈ ઈરાનના અખાતને રસ્તે થઈ ઇરાનમાં તેને બોલાવવાને મોકલ્યું.

હાફિઝ સ્વદેશભૂમિને અનુરક્ત હતો. એને તો દેશોમાં ઈરાન, શહેરોમાં શીરાજ, નદીઓમાં રૂકનાબાદ, પ્રિય સ્થળોમાં મુસલ્લાનો માંડવો, સોબતીમાં શાખેનિબાત, વિચારમાં તત્ત્વજ્ઞાન, વિહારમાં મદિરા, ધનમાં સંતોષ અને કાલક્ષેપમાં કાવ્યસેવા એજ લક્ષ્ય હતાં; તથાપિ મગજમાં ફાંટો આવી જવાથી એણે હિંદુસ્તાન તરફ આવવું સ્વિકાર્યું અને માનભરેલા દબદબાથી ઈરાની અખાતને કિનારે આવેલા ઓરમઝ બંદરે આવ્યો જ્યાં વહાણ તૈયાર હતું; અહિંથી સઘળો સંઘ હિંદુસ્તાનને પશ્ચિમ કિનારે ઉતર્યો. પ્રિયસ્થાન, પ્રિયતમા અને પ્રિય મિત્રોના વિયોગથી તેના કોમળ મનની સ્થિતિ એટલી બધી બદલાઈ ગઈ કે સર્વ કામ પડતું મુકી એકદમ પોતાને સ્વદેશ પાછા મુકી આવવા મહમ્મદશાહે મોકલેલા અધિકારીઓને ઘણીજ આતુરતા અને આગ્રહથી વિનંતી કરી. આ લોકોએ એને ઘણો સમજાવ્યો; મહમ્મદશાહની મુલાકાત થયા પછી એને તુરત વિદાય કરવામાં આવશે, એટલુંજ નહિ પણ શાહ અખૂટ દ્રવ્ય આપશે, માન આપશે અને સહિસલામત દબદબાથી તેને વતન વિદાય કરશે ઇત્યાદિ ઘણું ઘણું કહી પ્રેર્યો; પરન્તુ હાફિઝ તો ઉપર કહ્યા પ્રમાણે પ્રમાદ[ ? દી ], આગ્રહી અને સંતોષી હતો. એનું મન તો ફરીજ ગયું; ધન કે માનની એને સ્પૃહા નહોતી, જેની ખરી છાયા એના કાવ્યોમાં આગળ જણાશેજ.

---

દરબારમાં રહી હિંદુધર્મ ત્યાગ કરી મુસલમાન થઇ ગયો હતો, તેણે દક્ષિણમાં મરાઠા તથા મુસલમાનોના યુદ્ધની અંધાધુંધિમાં રાજ્ય સ્થાપ્યું હતું. તેના વંશના મુસલમાન રાજાઓને બ્રાહ્મણીવંશના રાજાઓ કહેવામાં આવતા હતા. —બા. ઉ. કં.

આખરે અધિકારીઓને સ્વીકારવું પડયું હતું અને જેવા આવ્યા હતા તેવા ગોર ગોર વડોદરૂં કરી આખો સંઘ ઈરાનમાં પાછો આવ્યો. કેવી મનોવૃત્તિ અને કેવો સંતોષ !! આ સમયે તેણે એક કવિતા લખી છે જેમાં આ સમયનું તથા તેની મનોવૃત્તિનું તાદૃશ ચિત્ર આપેલું છે. તે કહે છે કે,

૧. આખી સૃષ્ટિની સમૃદ્ધિ ભાગ્યદેવી જાતે આવી મારા હાથમાં મુકે તો પણ શું મારા સ્વદેશમાં મળતી મારી અનેક મઝાઓ તથા સ્વદેશમાં વહેતી વાયુની લહેરોની ખોટનો બદલો એ સર્વ આપી શકે કે ?

૨. મારા મિત્રોએ મને નીકળતી વખત કહ્યુંજ હતું કે સ્વભૂમિમાંજ રહે અને તારી પ્રિય જગા છોડીશ નહીં; વળી કહ્યું હતું કે તારૂં શીરાજ અને તારી પર્ણકુટિ છોડી ભટકવાની મતી મુર્ખાઈએ કેવી પ્રેરી છે ? વળી કહ્યું હતું કે:

૩. પેલા રાજદરબારમાંથી એની સર્વ સમૃદ્ધિ તને અર્પણ કરવામાં આવે તથાપિ જે સુખ—આરોગ્યતા અને સંતોષ જે કુદરતી બક્ષિસો છે તે-તું ત્યાગ કરે છે ! તેનો બદલો મળી શકનાર નથી.

૪. "પરન્તુ હીરા માણેકના ઝળાઝળાટથી હું મુર્ખાઈને લીધે અંજાઈ ગયો; સમુદ્રનું ગર્જન કોઈ દિવસ સાંભળ્યું નહોતું તેથી ઇચ્છા થઈ; પણ હવે મને સુઝ્યું; ઘર છોડવામાં મેં ભૂલજ કરી હતી."

૫. મને મોટી મોટી લાલચોનાં વચન આપવામાં આવ્યાં પરન્તુ મારી જન્મભૂમિને, ત્યાંની દ્રાક્ષની મદિરાને અને વળી મિત્રમંડળીને, જરા પણ છોડી મારાથી બેવફા કેમ થવાય ?

૬. હાફિઝને રાજ્યદરબારની દરકાર નથી; એને તો સંતોષ અને આરોગ્યતા એજ બસ છે; કેમકે જે માણુસ ક્ષણભંગુર દુનિયાંની ક્ષણિક સમૃદ્ધિને ધિક્કારે છે તેને સુવર્ણ કે હીરા શી રીતે લલચાવી શકે ?

આ પ્રમાણે હાફિઝ પોતાના મૃત્યુ સુધી સ્વભૂમિમાંજ રહ્યો છે. હાફિઝ વૃદ્ધ ઉમ્મરે પહોંચ્યો હતો. એના મૃત્યુની પહેલાં તૈમૂરલંગ જામ્યો હતો. તેણે એને ઇ. સ. ૧૩૮૭ એટલે મૃત્યુ પહેલાં બે વર્ષ ઉપર પોતાની પાસે બોલાવી માન આપ્યું હતું. હાફિઝ ઇ. સ. ૧૩૮૯ (કેટલાકના કહેવા પ્રમાણે ૧૩૯૧) માં સ્વર્ગવાસી થયો. શીરાજથી આસરે અડધા માઇલ ઉપર એને ભૂમિદાગ દેવામાં આવ્યો. તેના ઉપર વકીલ કરીમખાન ઝંદે સફેદ આરસપહાણની કબર ચણાવી તેના ઉપર તેની કવિતાઓની બે ટુકો તથા તેના સ્વર્ગવાસી થયાની તારીખ કોતરાવી છે. આ પ્રમાણે આપણા કવિનું ચરિત્ર સમાપ્તિએ પહોંચે છે. શાખેનિબાત વિષે શું થયું તે જાણવામાં આવ્યું નથી.

હાફિઝની કવિતાઓ વિષે આપણે યોગ્ય સ્થળે કંઈ કંઈ કહ્યું છે, તથાપિ ફરી કહેવાની અગત્ય છે કે એના કાવ્યમાં માધુર્ય, અને ભાષાની છટા એકલી ફારસીમાંજ નહીં પરન્તુ દુનિઆની સર્વ ભાષાઓથી ચઢીઆતી સિદ્ધ થઇ છે અને કવિઓએ તો અવશ્ય અભ્યાસ કરી અનુકરણ કરવા યોગ્ય છે.

બીજા બધા કવિઓમાં કાવ્યશક્તિ સારી જોવામાં આવે છે, પરન્તુ હાફિઝની કવિતામાં એક જુદોજ ચમત્કાર જણાઇ આવે છે. પ્રખ્યાત અંગ્રેજી કવિ શેલીની માફક એની કવિતાઓમાં એના શુદ્ધ અંતઃકરણની છાપ જણાઈ આવે છે. જાણે હાફિઝ આપણે પ્રત્યક્ષ દેખતા હોઈએ એમ પોતાનીજ મૂર્તિ કાવ્યમાં આળેખી આપે છે. કવિ તરીકે જે ઉચ્ચ ગુણો ઉપર જણાવ્યા છે તેમાં જાણે અંગ્રેજીમાં વર્ડસવર્થ કવિનો દમામ હોય તેમ ભાસે છે. ડગલે ડગલે એની કવિતામાં જે આ અંગ્રેજી કવિની કવિતામાં મહાન મુખ્ય ગુણ હતા તે સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે. આ મુખ્ય ગુણો ષટ્ પ્રકારના છે; કોલરીજ નામનો અંગ્રેજ લેખક આ ગુણો વર્ડસવર્થના સંબંધમાં જણાવે છે જે સર્વ હાફિઝમાં વ્યક્તિરૂપ થાય છે; અને તે એ છે કે*

* 1. An austere piety of language, both Grammatical-

૧. ભાષાની વ્યાકરણ અને ન્યાય બન્ને રસ્તે આત્યંતિક નિર્મળતા, એટલે કે શબ્દની અર્થ સંબંધે યોગ્ય વૃત્તિ. આ કવિતાઓમાં શબ્દની જ્યાં જેવી જોઇએ તેવીજ શક્તિ વપરાયલી છે.

૨. ભાષા પ્રમાણે વિચારની ઉચ્ચતા અને મહત્તા, જે બીજાં સાધનોથી અનુકરણ થઈ ઉત્પન્ન થએલી નહીં પણ સ્વતંત્ર તરંગોથી દબદબા ભરી વ્યક્તિમાં આવેલી છે.

૩. વર્ણનીય વિષયની પંક્તિએ પંક્તિમાં યોગ્યતા અને વિચારની સ્ફુરણતા.

૪. કુદરતનાં વર્ણનોમાં કેવળ ભભકતો અને તાદૃશ ચિતાર.

૫. કાવ્યથી અસર ઉપજાવવાની શક્તિ અને હેતુનો અભ્યાસ.

૬. કલ્પના અથવા તરંગ(Imagination)નું પ્રાબલ્ય જે હાફિઝના કાવ્યમાં અદ્વિતીય છે.

આ પ્રમાણે એની કવિતાશક્તિનો મહત્ પ્રભાવ દેશ વિદેશમાં પ્રસિદ્ધ છે.

હાફિઝ તત્ત્વજ્ઞાની હતો અને એના શિષ્યો તત્ત્વજ્ઞાની થયા હતા. આ શિષ્યોએ એના કાવ્યનો સંગ્રહ ફારસી રીત પ્રમાણે ગોઠવવાથી

---

ly and logically, i. e. a perfect appropriateness of the words to the meaning.

2. A correspondent weight and sanity of the thoughts and sentiments.

3. The sinewy strength and originality of single lines and paragraphs, the frequent curiosa felicitas of diction.

4. The perfect truth of nature in images aud descriptions.

5. A meditative pathos—a union of deep and subtle thought with sensibility.

6. The gift of imagination in the highest sense of the word.

—Coleridge's Biographia Literaria.

એનાં શૃંગારમય અથવા મદોન્મત્ત કાવ્યો અને પાછળના સંસ્કાર પ્રમાણે શમ, દમ, ઉપરતિ, વૈરાગ્ય ઇત્યાદિનાં બોધક કાવ્યો જુદા જ વિભાગમાં પાડવાં મુશ્કેલ છે. વળી સુફીમતના કવિયોની ઈશ્વર પ્રત્યેની પ્રીતિનાં આલંકારિક કાવ્યો છે જેમાં પ્રેમને એટલો બધો ચઢાવી સ્વરૂપ આપ્યું છે કે જેમાંથી ઈશ્વરભાવનાં પ્રેમળ આલંકારિક કાવ્યો કયાં અને ઐહિક પ્રેમનાં કાવ્યો કયાં એ પણ પારખવું મુશ્કેલ છે.

ઐહિક મોહ, મમતામય પ્રેમ અને ભક્તિથી ઉછાળા મારતા પ્રેમ અને તે પણ વળી હાફિઝ જેવા કવિના હાથે ચીતરાય ત્યારે બન્ને વચ્ચે સ્પષ્ટતા કરનારૂં અંતર ખોળી કાઢવું એ પણ મુશ્કેલ છે. ઈશ્વરારોપિત પ્રેમ (ઇશ્કે ઈલાહી) અને સંસારમાં થતા પ્રેમમાં ભાવના એજ સબળ છે. તત્ત્વજ્ઞાનનો શાસ્ત્રીય બોધ કરવાની ભાષા અને તે જ વિષય કાવ્યરૂપમાં કવિને હાથે ગોઠવાય તે ભાષામાં ઘણો તફાવત ઉપર ઉપરથી દર્શાઇ આવે છે. પરન્તુ તત્ત્વમાં તો એકજ હોય છે. આ પ્રમાણે સુફીમતના સિદ્ધાંતી કવિઓ કાવ્યરૂપે વિચાર આળેખે છે તેથી શબ્દસંદર્ભ, ભાવના અને અંતઃકરણના ઉદ્ગાર તો બન્ને પક્ષમાં એકજ વપરાય છે. માટે વાંચનારની જેવી ભાવના નિરોધરૂપ કે રસરૂપ હોય તે પ્રમાણે વિષયની ઘટના કરી લેવી જોઈએ. જેમકે એક પ્રેમગીતમાં પ્રેમીના ઉદ્ગાર દર્શાવ્યા હોય તે ગમે તો તે જ ભાવના ઈશ્વરારોપિત કરી વાંચો કે પછી કોઇ માયીક પ્રેમની ભાવના લઇ વાંચો. ભાવના એજ સબળ છે. ભાગવતની રાસપંચાધ્યાયીના કાવ્યમાં, વલ્લભપ્રણીત ગોપીજન સંપ્રદાય વૈષ્ણવી સિદ્ધાંતોમાં, ગુજરાતના નરસિંહ મહેતા, દયારામ આદિ અને હિંદુસ્તાનના કવિયોના તથા બિલ્વમંગલાચાર્ય જેવા તદિય જનોનાં કાવ્યોમાં ઈશ્વરવિહ્વલ દશાનો આત્યંતિક પ્રેમ માયિક પ્રેમના શબ્દોમાં ઝળહળતો દેખાતાં અંતરોત્તર તત્ત્વજ્ઞાન ચાલ્યું જાય છે; તેમ હાફિઝની કવિતાઓમાં સર્વત્ર ભાસ થાય છે. આ પ્રમાણે હાફિઝના કવિત્વનું પ્રમાણ છે.

આલંકારિક કવિતાઓ ઈશ્વરપ્રેમ પ્રત્યે લખાતી આપણા દેશીઓને તો અજાણી નથી. ઈશ્વર પ્રતિ વિહાવસ્થાનાં કાવ્યો આપણામાં પુષ્કળ છે. ભાગવતનું રહસ્ય જાણ્યા વિના રાધાકૃષ્ણની ભક્તિનાં તત્ત્વો જાણવાં દુર્ગમ્ય છે. તેમ જે મતનો કવિ છે તે સુફીમતનું દિગ્દર્શન થયા શિવાય કાવ્યવ્યવહાર સમજવાને હરકત પડે છે. માટે સુફીમતનું તત્ત્વતઃ સુચન કરીશું કેમકે આ ગ્રંથ એક કાવ્ય તરીકે પ્રસિદ્ધ કરવાનો તથા ફારસી ભાષાની ઢબછબ, નવા તરંગ, નવી શૈલી આપણી ગુર્જરીમાં દાખલ કરવાનો ઉદ્દેશ છે.

મુસલમાની ધર્મનો તમામ ખજાનો કુરાન છે. ધર્મ એ જુદી વસ્તુ છે અને તત્ત્વજ્ઞાન જુદી વસ્તુ છે. ધર્મનો ઉપદેશ દેશકાલ ઉચિત વ્યવહાર પ્રવર્તાવવાનો છે; તત્ત્વજ્ઞાનનો, આત્મા અને ઈશ્વરનો ઐક્ય સંબંધ વિચાર અને વિવેક પુરસ્સ સિદ્ધ કરી દુઃખથી અત્યંત મોક્ષની પ્રાપ્તિનો છે. તે આચારવિચાર ભાગને શરીઅત કહે છે અને તત્ત્વજ્ઞાનના ભાગને તરીકત અથવા મારફત કહે છે, જેમાં આપણા રાજયોગનો સમાસ થઈ જાય છે. વેદમાં કર્મયોગ અને જ્ઞાનયોગ એ બે રસ્તા જુદા જ છે, તેમ અહીં પણ શરીઅત (જેમાં ઈમાન=વિશ્વાસ; અને દીન=કર્મનો સમાસ થઇ જાય છે) અને તરીકતમાં જ્ઞાનયોગનો સમાસ થાય છે. કુરાનમાં જેમ ધર્મ કર્મનાં આગ્રહી વચનો છે તેમ તત્ત્વજ્ઞાનનાં વાકયો પણ છે. આ પ્રમાણે સુફીઓ જે તત્ત્વજ્ઞાનના શોધક અને પૂજક છે, તેમના મતનો પાયો વેદની માફક કુરાનમાં જ છે. અત્રે તત્ત્વજ્ઞાન સંબંધી કેહેવાનું છે એટલે ધર્મ(દીન)ના પ્રકાર જે એક જુદા વાદનો વિષય છે, તે ઉપર લંબાણ નહીં કરતાં સુફીઓના મતનો સાર માત્ર દર્શાવીશું.

સુફીમત વેદાંતમતને મળતો જ છે અને વેદાંત ઉપરથી જ ગ્રહણ થયો છે એમ સિદ્ધ થયું છે. સુફીઓ વેદાંતીની માફક ઐકયને માનનારા છે. તેઓ એમ સિદ્ધ કરે છે કે આત્મા પરમાત્માથી જુદો નથી. અગ્નિના ચીણગારા મૂળ અગ્નિથી જુદા નથી તેમ આત્મા

પરમાત્માનો અંશજ છે. જે વખતે જીવો પરમાત્માથી જુદા પડ્યા ત્યારે કરાર કરેલો હતો. એ પ્રમાણે જુદા પડતી વખતે દૈવી અવાજે પૂછ્યું કે "તું ઇશ્વર સાથે બંધાએલો અને એક નથી ?"

સર્વેએ પ્રત્યુત્તર આપ્યો કે "બલી"(=હા.) આ ઉપરથી સુફીમતના કવિઓની આલંકારિક ભાષામાં બલી અને નીસ્તી(=તું તે નથી ?) એવા તત્ત્વમસિ મહાવાક્યના વ્યંજક શબ્દો, અનલ્હક એટલે સોઽહં વ્યંજક શબ્દો, વપરાયલા વારંવાર જોઇએ છીએ. વેદાન્તના સિદ્ધાંતોની સમાંતર જ આ સિદ્ધાંતો ચાલ્યા જાય છે અને કર્મપરાયણતા પણ સરખી જ છે.

*વેદાન્તીઓની પેઠે સુફીઓ ઐક્ય માનનારા છે. તેઓ ઈશ્વર

*વેદાન્ત આ વિવેચનનો વિષય નથી તેથી લંબાણથી લખ્યું નથી. પરન્તુ વેદાન્તના પ્રથમ જાણનારને કંઇ છાયાદર્શન થાય માટે સ્વલ્પસાર માત્ર વેદાન્તપરિભાષામાં લખી જઈએ.

### વેદાંતશાસ્ત્રનું સંક્ષેપમાં સ્વરૂપ

જીવ, ઈશ્વર અને જગત્ એ ત્રણેનો પરસ્પર સંબંધ કેવા પ્રકારનો છે તે જાણવાની ઉત્કંઠા પ્રત્યેક વિવેકી અંતઃકરણમાં અનાદિ કાળથી સ્ફુરતી આવી છે. એ સંબંધનો અપરોક્ષ અનુભવ થયા પછી મનુષ્યના જ્ઞાતવ્ય તથા કર્તવ્યનો અંત આવે છે. એ સંબંધ પ્રતિપાદક શાસ્ત્રોનો ઉદય જો કે થોડે ઘણે અંશે આર્યાવૃત્ત શિવાય અન્ય દેશોમાં નિવૃત્તિપ્રાધાન્યકાળે થએલો ઇતિહાસના અભ્યાસકને માલમ પડે છે. તોપણ તે વિષયની પરાકાષ્ટા તો આર્યભૂમિમાં પ્રતીત થાય છે. ફારસી ભાષામાં તત્વશોધક ગ્રંથો થએલા છે તેનું વિવેચન કરવું ઉચિત ધાર્યું છે. પરન્તુ તે પૂર્વે વેદાન્ત માર્ગની કઈ કોટી સુધી તે તત્ત્વજ્ઞાનના ગ્રંથો મલે છે તે જાણવું સુગમ પડે તેથી માત્ર આપણા શાસ્ત્રનું દિગ્દર્શન આપીએ.

વેદ જે અનાદિ તથા ઈશ્વરપ્રણીત ગણાય છે તે આ શાસ્ત્રના પાયારૂપ છે; તેમાં પણ આ ઉત્તમ જ્ઞાનના સર્વ કોઇ અધિકારી નથી; પરંતુ તે અધિકાર પ્રાપ્ત કરવાનો નિર્દેશ તથા વિવેચન પૂર્વ ભાગમાં છે, તથા જ્ઞાનનો વિષય ઉત્તર ભાગમાં ચર્ચાએલો છે તેનું નામ ઉપનિષદ્ તથા વેદાન્ત છે. એ

પરમાત્મા—એક છે, અવિનાશી અનાદ્યન્ત છે એમ માને છે. આખું જગત ઈશ્વરથી સચરાચર વ્યાપ્ત છે; જીવરૂપે રહેલો આત્મા ઈશ્વરથી ભિન્ન નથી. એના જેવો પરોપકારક બીજો કોઈ નથી; એજ સત્ય છે; એજ સર્વથી સુંદર છે; એજ પૂજ્ય છે. દુ:ખથી મોક્ષ થવાને એનોજ પ્રેમ સત્ય છે; માયિક વસ્તુનો પ્રેમ ક્ષણભંગુર અને ઇન્દ્રજાળવત્ છેતરનારો છે. કુદરતી સુરતીઓ ઈશ્વરના સૌન્દર્યની આદર્શ છાયા છે; સર્વ સુખનો બક્ષનાર તે જ છે; તેની સાથે કરાર કર્યા પ્રમાણે વર્તવાથી આત્યંતિક સુખ મેળવી શકાય છે; જે જે પદાર્થો જોઇએ છીએ તે સર્વ નશ્ય છે. કુદરત—માયા—ના રંગ જૂઠા છે; તેથી છેતરાઈ તે તરફ મન વાળવાથી દૂર રહેવું જોઈએ; સ્વર્ગના સુખનો તથા કરેલા કરારનો ભાસ આપણને રહે છે; ઈશ્વર આપણામાં રહેલો છે;

જ્ઞાન સ્વતંત્ર રહી ઉદ્યોગ કરવાથી મળતું નથી. અનુભવી દર્શનની ક્ષણે ક્ષણે અપેક્ષા રાખે છે. જ્ઞાનકાંડને અવલંબી ષટ્ શાસ્ત્રોની ઉત્પત્તિ થઈ છે. તે દર્શનો સ્વસ્થાપિત કોટિ સુધી પ્રમાણરૂપ છે. સર્વનું પર્યવસાન અદ્વૈત બ્રહ્મત્વ પ્રતિપાદન કરવામાં છે. વેદાન્તસૂત્ર તથા ભગવદ્ગીતાપ્રમાણમૂર્ધન્ય જે ઉપનિષદ્ તેની સાથે મળી પ્રસ્થાનત્રય સંજ્ઞાને પામે છે.

આ શાસ્ત્રના અનુબંધ ચતુષ્ટયનું નિરૂપણ નીચે પ્રમાણે છે: અધિકારી, સંબંધ, વિષય અને પ્રયોજન એ ચાર તે શાસ્ત્રના અનુબંધ છે. સારાંશ એ ચાર ઉપર અખિલ શાસ્ત્રનું બંધારણ છે.

અધિકારી થવામાં સાધનચતુષ્ટયની અપેક્ષા છે. વિવેક; વિરાગ; શમ, દમ, ઉપરતિ, શ્રદ્ધા, તિતિક્ષા અને સમાધાન એ ષટ્ સંપત્તિ; અને મુમુક્ષુતા. એ ચાર સાધન જેનામાં સિદ્ધ થએલાં હોય તે આ શાસ્ત્રમાં પ્રવેશ કરવાને યોગ્ય થાય છે. એ સાધનની ખામી હોય (જે હજારમાં ૯૯૯ ને હોય છે) તો પ્રતિપાદિત સુખની અભિલાષાવાળાએ તો સાત્ત્વિક હિત કર્મો તથા ઉપાસના કરી અંત:કરણની શુદ્ધિ અને એકાગ્રતા સંપાદન કરવી. ત્યાર પછી વિવેકાદિ સાધન સ્વત:પ્રાદુર્ભાવને પામશે. એ સાધનોનાં લક્ષણ આપવામાં વિસ્તાર થવાનો ભય રહે છે. સાધનો સિદ્ધ કરવાના કાળથી માંડી સ્વરૂપ—સુખની પ્રાપ્તિ પર્યન્ત જીવન્મુક્ત વિદ્વાનના આશ્રયની જરૂર છે.

અને આપણે—આખું જગત–કરોળીયાની જાળવત્ તેનામાંજ લય પામી બાકી ઐક્ય રહે છે; સંગીત, વાયુ લહરીઓ, પુષ્પોનો સુગંધ ઇત્યાદિ કુદરતના ચમત્કાર તેના મહત્ત્વનું ભાન કરાવી એકાગ્ર સ્થિતિના ઉદ્દીપક છે; પ્રેમ ઇશ્વર સાથેજ કરવો જોઇએ; અનેક રસ્તાઓથી મન વશ કરી તેનામાંજ એકાગ્રતાથી અનુસંધાન કરી મોક્ષ પામી દુઃખથી અત્યંત મુક્તિ પામવી એજ પ્રત્યેક જીવનું કર્તવ્ય છે. કેમકે જ્યાં સુધી કર્મ સંજોગના સંસ્કાર માયિક જાળને લીધે આત્મા સાથે વળગેલા રહે છે ત્યાં સુધી દુઃખની શાંતિ જ નથી.

હવે આ દુઃખની શાંતિ કરવાને અનેક સાધનો જેમ બીજા દેશના તત્ત્વજ્ઞાનીઓએ કાઢયાં છે; જે એક પછી એક સાધ્ય થવાથી મન જિત થઇ મોક્ષ પ્રાપ્તિ થાય છેજ. તેમાં પ્રથમ તો કોઇના પ્રેમમાં

શાસ્ત્રનો તથા જ્ઞાનનો સંબંધ પ્રતિપાદક–પ્રતિપાદ્યરૂપે છે, વિષય જીવની અને બ્રહ્મની ઐક્યતા પ્રતિપાદન કરવાનો છે; પ્રયોજન આત્યંતિક દુઃખધ્વંસ અને નિરતિશય આનંદની પ્રાપ્તિ છે.

અધ્યારોપ અને અપવાદદ્વારા જગતના સ્વરૂપને શાસ્ત્ર સમજાવે છે. સચ્ચિદાનંદ સ્વરૂપ બ્રહ્મતત્ત્વ વસ્તુરૂપ છે. તેનાથી વ્યતિરિક્ત સર્વ કંઇ અવસ્તુ, નામ રૂપાત્મક છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ, લય, અજ્ઞાન માયા—નો આશ્રય લઇ થાય છે. જે માયા વાસ્તવિક સત્ય નથી, પરન્તુ સદ્ અસદ્ વિલક્ષણ અનિર્વચનીય સ્વરૂપા છે. ચેતનસત્તાથી તેનું અસ્તિત્વ ભાસે છે. ત્રિગુણની સામ્યાવસ્થાવાળી પ્રકૃતિ માયાનો અપર પર્યાય છે. શુદ્ધસત્ત્વા અને મલિન સત્ત્વા એમ દ્વિધા પ્રકૃતિ સ્વરૂપ થાય છે. એ માયામાં બે શક્તિ છે. વિક્ષેપ અને આવરણ. વિક્ષેપ શક્તિવડે જગતની ઉત્પત્તિ વગેરે બની રહે છે. અને આવરણવડે સ્વરૂપનું આચ્છાદન થાય છે. શુદ્ધસત્ત્વા પ્રકૃતિવાળું ચેતન ઈશ્વર-સંજ્ઞાને પામે છે, જે જગતનું આદિ કારણ છે. મલિનસત્ત્વાયુક્ત ચેતન સંસારી દશાવાળો જીવ કહેવાય છે, જે અભિમાન બાંધી સુખ દુઃખનો ભોક્તા થાય છે અને સ્વકૃત માયાજાળમાં ફસાય છે. જગતનો ઉત્પત્તિક્રમ અત્રે આપવાનો નિરર્થક ધાર્યો છે. કારણ સૂક્ષ્મ તથા સ્થૂલ દેહો જે પ્રમાણે વ્યક્તિના ઘડાય છે, તે પ્રમાણે સમ[?સમષ્ટિ]ના ઘડાય છે. લિંગ શરીરના અવયવરૂપ

અસ્ત થઇ જવું. જેને "ફના ફીશય"* કહે છે. આ પ્રથમ પગલું મનની મલીનતા દૂર કરી ઇશ્વર પ્રતિ પ્રેમ શું તે શીખવે છે. વેદાન્ત-માં અધિકારી થવાની જે સામગ્રિ એટલે પ્રથમ મુમુક્ષુ થવાને જે સાધનો બતાવ્યાં છે તથા ભક્તિમાર્ગના આચાર્ય નારદે "सा कस्मै परमप्रेमरूपा" ઇત્યાદિ વચનો કહ્યાં છે તેનું જ આ રહસ્ય છે. આ પ્રમાણે કવિઓ અને મહાત્માઓ એક જ કલ્પિત સૌંદર્ય મૂર્તિ (Beau Ideal) ધ્યાનમાં (જેને સુરત એમ આપણા ઘણા પંથોમાં કહે છે) નિરંતર સંકલિત રાખી ચંચલ મનને દઢીભૂત કરે છે. આ પ્રમાણે હિંદુસ્તાની કવિઓ (જે જાણીતા જ છે), અંગ્રેજી કવિઓ જેવા કે શેલી, કીટ્સ, મિલ્ટન ઇત્યાદિ આવી મૂર્તિઓના ધ્યાનમાં જ ફરતા. આવી દઢતા થયા પછી બીજું સાધન "ગુરુ સેવા છે" જેને "ફના ફીશયેખ"+ કહે છે. ઉપર પ્રમાણે પ્રેમ ધ્યાનથી ચિત્ત સ્થિર થયું એટલે તત્ત્વજ્ઞાનના વિચારમય વાક્યો ગુરુદ્વારા શ્રવણ, મનન અને

અંતઃકરણ બંધ મોક્ષનું કારણ છે. મલિન સંસ્કાર ધારણ કરી બંધરૂપ થાય છે, અને સત્ સંસ્કાર ધારી વિશેષ જ્ઞાનની સ્ફુર્તિ ઉપજાવી જીવના મોક્ષનું કારણ થાય છે. આદિ, મધ્ય અને અંતમાં જીવનું વાસ્તવિક અબાધ્ય સ્વરૂપ છે. એવું દઢ અપરોક્ષ જ્ઞાન મહાવાક્યના બોધ પછી થાય છે. નિર્વિકલ્પ સમાધિની, જીવન્મુક્તના સુખની સ્પૃહાવાળાને આવશ્યકતા રહે છે. તેથી રાજયયોગ, હઠયોગ અને ભક્તિયોગના અભ્યાસની જરૂર છે. પ્રારબ્ધ, સંચિત અને ક્રિયામણ રૂપ કર્મો અંતઃકરણનો આધાર રાખી રહેલાં હોય છે. તે આધેયના નાશ થવાથી નષ્ટ થાય છે. પ્રયોજન સિદ્ધ થયા પછી વિલક્ષણ આનંદને અનુભવતો મનુષ્ય સ્વેચ્છાથી જગતમાં વિચરે છે. વ્યાપારમાં તેની પ્રવૃત્તિ સંભવતી નથી, કારણકે ઉત્થાન અવસ્થામાં સાત્ત્વિક સંસ્કાર જે સાધક અવકાશમાં પ્રયત્નથી સિદ્ધ કરેલા હોય છે, તેને અનુસરી શુભ પ્રવૃત્તિજ થયાં કરે છે. આ પ્રમાણે શાસ્ત્રપ્રતિપાદ્ય વસ્તુનું તારતમ્ય નીકળી આવે છે.

*ફના=અસ્ત થવું,+ફી=અંદર,+શય=ચીજ.

+ફના=અસ્ત થવું,+ફી=અંદર,+શયેખ=ગુરૂ.

અભ્યાસથી અનુપાલિત કરી મનને વધારે દઢ કરવું. ત્યારપછી "રસુલ" એટલે પેગંબરમાં ગ્રસ્ત થવુ.‡ આ ઠેકાણે જણાવવું જોઈએ કે આ પેગંબર ઉપર ભાવ લાવી તેના જ અનુરક્ત થવું એમ સુફીઓએ પોતાનો મત કુરાન ઉપર આધાર રાખી ચલાવેલો હોવાથી તેના કર્ત્તાના અને તેના હુકમના માન્યાર્થે હશે.

આ પ્રમાણે ઘણાં સાધનોમાં પરિપકવ થયા પછી આત્મા એજ પરમાત્મા છે; હું ઈશ્વરથી જુદો નથી; આ જગત પણુ હું છું; જગત ઈશ્વર છે, ઈશ્વર જગત છે; એમ સતત્ લક્ષ બાંધી ઈશ્વરમાંજ લય પામવો. તેને "ફના ફીલ્લાહ"* (જેને મુકિત એ નામે આપણે કહીયે છીયે) કહે છે.

આવા સિદ્ધાંતો ઉપરથી અનેક અલંકારોથી ભરપુર કવિઓએ કવિતાઓ લખી છે, અને આગ્રહી પુરૂષો તો એટલે સુધી આગળ વધ્યા છે કે સુફી મતના કવિઓની કાવ્યાલંકારી ભાષાનો એક જુદોજ કોષ બનાવ્યો છે. આવા મતો પ્રમાણે નિદ્રા શબ્દ ધ્યાનસ્થ સમાધિનો, સુગંધી ઈશ્વરકૃપાનો, વાયુ લહરીઓ ઈશ્વર સૌન્દર્યના બદલાતા રંગોનો, ચુંબન અને મદિરાની ઉન્મતાઈ પરમાનંદનો, ભકત, મસ્ત, મસ્તાન, બુતપરસ્ત (મૂર્તિપૂજક) ઇત્યાદિ ખરા તત્ત્વજ્ઞાનીઓનો, મદિરા એ આત્યંતિક ભકિતબોધનો, મદિરાગ્રહ તત્ત્વજ્ઞાનીઓના બોધ-મંદિરનો, મદિરા રાખનારો તે દૈશિક ગુરૂનો, સૌન્દર્ય ઈશ્વરની સંપૂર્ણતાનો, અલક ઈશ્વરગુણપ્રદર્શનનો, અધરરસ તત્ત્વજ્ઞાનના ગુહ્યતમ ભેદનો, ગાલ ઉપર ઝળગતો રંગ માયાના રંગનો, શ્યામતિલ ઐકયનો વ્યંજક છે એમ કહે છે. આ પ્રમાણે ઇષ્ટ સ્વરૂપની વ્યંજક મૂર્તિનો ચીતાર સુફી કવિઓના કાવ્યમાં છે એમ ઘણા ગ્રંથકારો કહે છે. હાફિઝની કવિતાઓમાં સર્વત્ર અર્થ વ્યંજક કરવો કે કેમ તે વિષે મતાંત [? મતાંતર] છે. આગ્રહી પુરૂષો તો ઉપર પ્રમાણે જ અર્થ ગૃહણ કરે છે.

‡ફના=ગ્રસ્ત થવું,+ફી=અંદર,+રસુલ=પેગંબર.

* ફના,+ફી,+અલ્લાહ(=ઈશ્વર).

પરન્તુ સર્વથી ઉત્તમ રસ્તો તો એજ છે કે જ્યારે ધ્યેય સ્વરૂપ કલ્પીને ઉદ્‌ગાર કરવામાં આવે છે ત્યારે ત્યારે સૌન્દર્ય ઇત્યાદિના ગમે તે ભાવ લેવાય તો તે વાસ્તવિક જ છે.

હવે ભાષાંતર વિષેઃ—મૂલ ગ્રંથ લખવો એ સારૂં છે, પરન્તુ ભાષાંતર કરવું એ કઠિન છે. ભાષાંતરમાં મૂલ ગ્રંથકર્ત્તાના વિચારને આધીન થવું પડે છે એટલું જ નહિ પણ તેના હૃદયંગમ થવું પડે છે. એમ શબ્દશકિતનો પરિપૂર્ણ ગ્રાહ થયા શિવાય મૂળના ગ્રંથનું સૌન્દર્ય જતું રહે છે. આથી મૂળ ગ્રંથકર્ત્તાને એક દૂષણ દેવા જેવું થાય છે. ગુર્જરી ભાષામાં આવા વિષયોનો પ્રથમ પ્રવેશ છે; ફારસી ભાષા મારી માતૃભાષા નથી; તેમ મારા દેશમાં ચાલતી ભાષા નથી; હાફિઝ જેવા આરૂઢ કવિનું કાવ્ય હાથમાં લીધું છે; અને હું લોકપ્રિય વાણી લખનાર કવિ નથી. તેથી મૂલની ઢબછબ અને દોર મારાથી આણી શકાઈ વાંચનારી પ્રજાને પ્રિય થાય એ શંકા છે. તથાપિ ભાષા પરત્વે જે યોગ્ય ફેરફાર કરવો જરૂરનો જણાયો તે કરી મૂલ ધ્વનિ બગાડવો નહીં, મૂલ કર્તા ગુજરાતી અવતર્યો હોત તો જે વિચારો એ દર્શાવે છે તે ગુર્જરીમાં કેવી રીતે દર્શાવત તથા જેવા દોરમાં મૂલ છે તેવો દોર આપણી ભાષામાં જાળવી રાખવા એ નિયમ ધ્યાનમાં રાખી આ પ્રયાસ ઈશ્વરદત્ત મત્યનુસાર કર્યો છે તે વાચકવર્ગને રુચિકર થશે એમ આશા છે.

હાફિઝની કવિતાઓના અનુક્રમમાં જુદી જુદી પ્રતોમાં સહજ ફેરફાર છે માટે મારી કરેલી ગુજરાતી કવિતા કયી ફારસી કવિતા ઉપરથી અનુકરણ કરી છે તે ફારસીની આરંભની બે લીટીઓ ગુજરાતી લિપિમાં ફૂટનોટમાં આપી છે તેથી ફારસી જાણનારને અનુકૂલ થશે.

વાંચનારે અમુક પ્રકારના ભાવે જ વાંચવું એવો આદેશ કરવાની ભાષાંતર કર્તાઓની રૂઢિ નથી. માટે મૂલ ગ્રંથ ઉપર તોલ કરી તેને સારૂં યા નરસું કહેવાનો ન્યાય વાંચનારને જ સોંપું છું.

બા. ઉ. કુંથારીયા

‘ निकषायितुमीहे वा सुवर्णायितुमेव वा ।
सुवर्णायितुमेवेहे निकषो न ह्यलंक्रिया ॥ ’

*　　*　　*

મૂલવિદ્રોહિણી ના જે, કે કિંચિત્ આત્મવંચિની,
વિલસો રસકલ્લોલપ્રકર્ષે બાલનંદિની.

# બાલનંદિની

(ટિપ્પણમાં બધે જ શ્લોકનો અંક આપ્યો છે. માત્ર જરૂર પડે ત્યાં શ્લોકની બે, ચાર કે આઠ પંક્તિઓને અઆઇઈઉઊઋૠથી નિર્દેશી છે. દા. ત., સા૦૧૫ઈ એટલે 'સૌન્દર્યલહરી'ના પંદરમા શ્લોકની ચોથી પંક્તિ, પ્રોષિતા૦૧૬ૠ એટલે 'પ્રોષિતાપચીસી'ની સોળમી કડીની સાતમી પંક્તિ.)

**પૃ. ૧ કલાન્તકવિઃ** પ્રેમાર્પણ—તે કવિનું 'કલાન્તકવિ' જ નહિ પણ સમગ્ર કાવ્યસર્જન સમજવાની ચાવી જેવું છે. 'હવે આ સંસારે૦' –ફૂલા૦૩૦ઇ.ગલિત મનડે–સરખાવો ફૂલા૦૯૯ઇ. વચનભંગ–સર૦ફૂલા૦ ૯૨આ. ત્રિપટપ્રેમળ–જુઓ ફૂલા૦૯૫અઆઇ. 'પ્રેમળની સાથે મોક્ષદાયી વાણી' હોઈ તેના રસને અમૃતરસ કહ્યો છે. સર્વજ્ઞને–જેને પ્રેમાર્પણ થયું છે તે 'સર્વજ્ઞ' છે અને તેથી સંબોધનમાં 'પૂજ્ય' એવા પદનું અધિકારી છે. કરૂં છે–કર્યું છે. છૈયે–આપણે બંને. "અંચળ ન જેની૦"—જે એની વચ્ચે અંચળ (વસ્ત્ર) પણ અંતરાય–પડદા–રૂપ બની શકતું નહિ તે બે દેહી (આત્માઓ) વચ્ચે ઉદધિ (સમુદ્ર)નું અંતર થઈ પડ્યું છે. સર૦ 'મનત્રેહી'૩. અને અધીરાઇથી–અને 'જો કે' અધીરાઇથી. જ્યારે–'કેટલે જન્માંતરે' સાથે સંબંધ છે. બાલનું–ત્યાં વાક્ય પૂરું થાય છે. અંતે પ્રશ્નાર્થ ઉદ્દિષ્ટ લાગે છે. પ્રેમભક્ત–જેને પ્રેમાર્પણ છે તે 'પ્રેમપૂજ્ય' છે, 'સર્વજ્ઞ' છે માટે પોતાને 'ભક્ત' તરીકે ઓળખાવવાનું પ્રાપ્ત થાય છે. સર૦ શ્રી નાનાલાલ દ. કવિએ પોતા માટે યોજેલું ઉપનામ 'પ્રેમભક્તિ'.

**प्रच्छन्न हृदयोपालंभः** હૃદયને છૂપો ઉપાલંભ (મહેણું)–જેની સાથે સારા શબ્દો બોલી અમોલ એવાં અંગોને કેલિકલોલવડે મોલ (વેચાતાં) લીધાં, જેના લોચનરૂપ લાલચું ચિત્તનું અનુપમ પીયૂષ सुपीहि–સારી પેઠે પીને જીવ્યાં, જેના પદ पानि–(પાણિ–હાથ)ને હૈયે સુખરૂપ ગણી સહુ દુઃખ દૂર કર્યાં, તેવાની સંગત ફીટ્યા પછી પણ હે હૃદય, તને

ધિટકાર છે કે તારા કોટિ કોટિ ટુકડા ન થઈ ગયા, એમ હિંદી કવિ કેશવદાસે પોતાના કાવ્યશાસ્ત્ર-બોધક 'રસિકપ્રિયા' કાવ્યગ્રંથમાં કરુણાવિરહલક્ષણ આપતાં કહ્યું છે. છેલ્લી બે લીટી મૂળમાં નીચે પ્રમાણે છેઃ—

जिनके पद **केशव** पानि हिये सुख मानि सबै दुख दूर किये ।
तिनको सँग फूटतही फिटिरे फटि कोटिक टूक भयो न हिये ॥
( 'रसिकप्रिया'–करुणाविरहलक्षण श्लोक ११ )

આ ભાવ કવિ કેશવદાસનો લાડીલો લાગે છે. ગ્રંથારંભે પણ એમણે એવો જ ઉદ્ગાર કાઢ્યો છે. એ શ્લોકમાં હૃદયને મહેણું માર્યું છે કે 'એવાની સોબત ટળતાં ફાટીને તારામાં ચીરાડો કેમ ન પડ્યો ?'—

जिनके मुखकी द्युति देखत ही निशिबासर **केशव** दीठ अटी ।
पुनि प्रेम बढावनकी बतियां तजि आन कछू रसना न रटी ॥
जिनके पद पाणि उरोज सरोज हिये धरिकै पल नैन घटी ।
तिनके सँग छूटत ही फटुरे हिय, तोहिं कहा न दरार फटी ॥
(रसिकप्रिया આરંભમાં ૨૪ મો શ્લોક)

એથી હૃદયને ઉપાલંભ આપતી વેળાએ કવિ બાલનું એ ઉદ્ગારો તરફ ધ્યાન ખેંચાય તો નવાઈ પામવા જેવું નથી. આ શ્લોક પરત્વે સદ્ગત સાક્ષરશ્રી નરસિંહરાવના શબ્દો ઉતારવાથી કવિ બાલને સાચા કવિતાભોગીને હાથે પણ કેમ અન્યાય થતો તે સમજાશેઃ—' "પ્રચ્છન્ન હૃદયોપાલંભ" આરંભના પૃષ્ઠમાં હિન્દીમાં રચેલા સવૈયામાં કર્યો છે. બાલાશંકરનું હિન્દી ભાષા ઉપર પ્રભુત્વ સારું જણાય છે; તે સાથેજ સંસ્કૃત શબ્દોનું મર્દન કરવાની સ્વચ્છન્દતા ગુજરાતી કાવ્યોમાં હેમણે ખેલી છે તે પણ એ હિન્દી ભાષાનાં અડપલાંનો જ વારસો છે. એ સવૈયાનું ઉત્તરાર્ધ આમ છેઃ—जिनके पद केशव व०'(મનોમુકુર–૨ પૃ૦ ૨૨૭). હિન્દી સાહિત્યાકાશમાં सूर सूर, तुलसी ससी, उडगन केशवदास એમ, કેટલાકને મતે, સ્થિતિ છે. પોતે ઉતારેલી પંક્તિનો ત્રીજો શબ્દ સ્પષ્ટ केशव હોવા છતાં પણ

'કેશવદાસ'નો પોતાને વ્હેમ સરખો ન આવે એવું આપણા શ્રી નરસિંહરાવ જેવા વિદ્વાન કવિતારસિકનું પણ પાડોશની એક ભાષાના સાહિત્યનું જ્ઞાન ! કોઈની પણ કવિતાને 'અડપલું' કરતાં કેટલી સાવચેતી રાખવી તે આ નમૂનામાંથી શીખવા જેવું છે.

૧ રળ્યો–કમાયો, મુગ્ધાવસ્થાનાં સતત સંવનનના ફળરૂપ જે કમાણી તે પામ્યો. કવી–કવિની કલ્યાણી એવી રસિકને તજી. હે કવિ ! એમ સંબોધન પણ લઇ શકાય; તો 'કલ્યાણીને' 'રસિકને' સાથે જ જાય. ૨ પુરે વીશે વર્ષે–સર૦ 'મહાલયાં પચ્ચીશી'–પ્રો. ઠાકોર (ભણકાર–'વિરહ'). અન્વય: (જે) સતત તવ સંગે રમિ રહ્યો (હતો તે) સ્નેહિ કરમગતિથી આજે પુરે વીશે વર્ષે વિખુટો કહેવાયો. મને (મનમાં) બેળે બેળે (મહામુશ્કેલીએ) અવર સ્વજનની પ્રિત પ્રેરી.–વિખૂટા થયા પછીના સમયમાં. પહેલા બે શ્લોક પ્રારંભિક છે જેમ છેલ્લા બે (૯૯–૧૦૦) અંતવાચક છે. પ્રારંભિક શ્લોકોમાં વિષયસૂચન પૂરી રીતે થઇ ચૂકયું છે તે––નાનીશી જિન્દગીનાં પૂરાં વીસ વરસ જેની સાથે સતત સ્નેહસાયુજ્યમાં વિતાવ્યાં છે તેના વિરહની કથા પોતે ગાય છે, વિરહદશામાં પોતે પશ્ચાત્તાપથી બળે છે, કેમકે પોતે જ ભૂંડાએ જ્યારે પ્રૌઢારસ પામવાનો પ્રસંગ આવ્યો ત્યારે એને તજી છે, જેને તજી એ કવિના પરમકલ્યાણરૂપ એવી રસિકા છે અને એનો પ્રેમ 'પુનિત' છે વગેરે ઉકિતઓથી––સ્પષ્ટ છે. આગળ શ્લોક ૯૫માં વર્ણવ્યા પ્રમાણે અને 'પ્રેમાર્પણ'માં કહ્યું છે તેમ આ કાવ્ય તે 'ત્રિપટ પ્રેમળ' વાણીના અમૃતરસની ત્રિવેણી છે. એની ત્રણે ધારાઓ પણ અહીં વરતાશે: (૧) પ્રેમિક–પ્રેમિકા સંબંધની ધારા, તે તો ઉપલક દૃષ્ટિએ જોનાર પણ જોઈ શકશે; (૨) કવિ–કવિતા સંબંધની ધારા, તે 'કવિકલ્યાણીને' જેવા પ્રયોગથી સમજમાં આવે છે. 'પ્રૌઢારસ'થી પણ આરંભનાં આછકલાં કવિપણાંને મુકાબલે શબ્દરચના અને રસજમાવટની પ્રૌઢિથી યુકત એવી કવિતાથી પોતાનો યોગ થાય એવી અંતરેચ્છાનું સૂચન થાય છે; અને (૩) માયા–આત્મા (અર્થાત પરમાત્મા) સંબંધની ધારા

તે ‘કલ્યાણી’ એવા નાયિકા માટેના પદથી અને તેના પ્રેમના ‘પુનિત’ એવા વર્ણનથી વ્યકત થાય છે. બીજી અને ત્રીજી ધારામાં ‘વીશે વર્ષે’ જેવા શબ્દોનું સારસ્ય શું એવા પ્રશ્નના જવાબમાં કહી શકાય કે મનુષ્ય સમજણો થાય છે, એનામાં મનુષ્યતાની શકયતાઓ ધીમેધીમે જાગ્રત થવા માંડે છે, તે પછી જ કવિ–કવિતાસંબંધ કે માયા–આત્મા સંબંધ જેવા સૂક્ષ્મ સંબંધની ચિકિત્સાનો પ્રસંગ પણ એને માટે ઉપસ્થિત થાય છે. એવો પ્રસંગ પૂરાં વીશ વર્ષ તો જીરવ્યો પણ પછી તેમાં કાંઇક અપાય નડ્યો. ‘કહેવાયો’ શબ્દ ખાસ લક્ષમાં લેવાનો છે. વિખૂટો થયો નહિ પણ વિખૂટો ‘કહેવાયો’ એમ કહ્યું છે, કેમકે બાહ્ય જગતની દૃષ્ટિએ પોતે પોતાના પ્રેમતત્ત્વથી દૂર છે, જગતથી પોતે ‘વિખૂટો’ કહેવાશે; છતાં પોતાનો અંતરાત્મા તો એ વાત કબૂલ કરતો જ નથી—કદી કરવાનો નથી. એને મન તો પોતે વિખૂટો છે જ નહિ; માટે ‘કહેવાયો’ એવા પ્રયોગથી માત્ર લોકાપવાદનું સૂચન કર્યું છે અને પોતાની પણ જગત જેવી જ પ્રતીતિ છે એ વાતનો ઇન્કાર સૂચવ્યો છે. ટૂંકામાં ખરા પ્રેમીઓ ખરેખર વિખૂટા પડતા નથી, વિખૂટા ‘કહેવાય’ ત્યારે પણ તેમને સતત નહિ તો અંતિમ સાયુજ્યની પ્રતીતિ હોય છે...ઉપર પ્રમાણેની ત્રણે ધારાઓને આખી કૃતિમાં અનુસરવા રસજ્ઞો પ્રયત્ન કરશે જ. શ્લેષ આદિની મદદથી કવિએ તે ત્રણે ધારાઓનું ભિન્ન સ્વરૂપ સમજાય એમ કર્યું છે અને પોતે ‘અર્થસંલાપિની’ નામક ટીકામાં એ વાત સવિસ્તર સમજાવવા ઇરાદો પણ સેવ્યો હતો. કવિને તેમ કરવા જે કારણો હતાં તે હવે નથી, કાવ્યની રુચિ સમજ વગેરે પણ કાંઇક આગળ વધેલાં ગણી શકાય, એટલે રસિક ઉપર તે કાર્ય છોડી દીધું છે, સિવાય કે કવચિત્ શબ્દાર્થ–અન્વય–આદિ આપવા જતાં તેનો ઇસારો કર્યો છે. ૩ મહિ ચારુતર–ચરોતરની ભૂમિ. ચરોતરની વ્યુત્પત્તિ चारुतर એવી પહેલાં કરતા, પણ પ્રો० મંજુલાલ મઝમુદારે બતાવ્યું છે તેમ તે चतुरुत्तरમાંથી વ્યુત્પન્ન થાય છે. પોખ્યો–પોષ્યો. ખિલવણે–ખિલાવટપૂર્વક.

હિંદી 'ખિલૌના'–રમકડું–નો આશય પણ હોય. શ્રી નરસિંહરાવ "બાળવયમાં રમકડાંના ભંગથી થતી નિરાશા યૌવનમાં સ્ત્રીના કટાક્ષથી ઘાયલ હૃદયની નિરાશાના બીજરૂપ છે એ કલ્પના સૂક્ષ્મદર્શીની જણાય છે." (મનો૦ ૨ પૃ૦ ૨૨૮)—એમ પદ્યકંડિનો ૬ઠ્ઠી સાથે સંબંધ યોજી ખરે જ કાવ્ય ઉપર સૂક્ષ્મદર્શી વિવેચનનો પ્રકાશ નાખે છે. ૪ મનડે–મન વડે. કવિને માનસ ક્રીડા અભિપ્રેત છે તેનું સૂચન. ગિરિવરગુહાપાવક–પર્વત ગુફામાંના અગ્નિ જેવી, જેમાંથી ન છટકી શકાય એવી દુઃખદ સ્થિતિમાં. ૫ નવલાં–નવાં નવાં, પેલાની—પૂતળીરૂપી પ્રિયતમા ભાગી જતાં–વિલીન થતાં–પેલા પૂતળા (રૂપી પ્રિતમ)ની નિરાશા તે મારી બાળવયની ભોળી સમઝને લીધે મેં મારી પોતાની ગણીને મનમાં અનુભવી હતી. ૬ ઘટ–ઘટનો આટોપ, ઘટા. સર૦ નાનાલાલ—'વિકટ તુજ ઘેરો ઘટ થશે' ('મણિમય સેંથી'). થયલે–થયેલે–ચરોતરી (તેમજ સુરતી) પ્રયોગ. રહી–નો કર્તા 'વિદ્યા'. ૭ પ્રાંગણુસુમાં—સુ(સારા)પ્રાંગણમાં. કવિ–કવિતા સંબંધની ધારા અંગે એ હકીકત યાદ કરવાની કે બાલાશંકર કાવ્યનો અભ્યાસ કરવા નડિયાદથી રવિએ અમદાવાદ ક૦ દ૦ ડા૦ પાસે આવતા. દલપતરામના ડેરા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં હોઈ એ નવકવિનું કવિતા સાથેનું મિલન ત્યાં થતું. તે વખતે સોસાયટી ભદ્રકાળીના આંગણામાં હોવાથી, 'પ્રતાપી દેવી'નો ઉલ્લેખ ઘટાવી શકાય એવો છે. વ્યભિચારી ભાવ–કાવ્યચર્ચાનો પારિભાષિક પ્રયોગ છે, જે ન જાણવાથી તત્કાલીન ટીકાકારોએ કવિને તેની કૃતિમાં વ્યભિચારનો ઉઘાડો ઉલ્લેખ છે એમ ગણી નરાતાર અન્યાય કર્યો હતો. ૮ પ્રિયા, કવિતા કે માયા એ ત્રણેનું કુદરતમાં દર્શન. પ્રાચી(પૂર્વ)માંહી શિરમણિ (સૂર્ય) ધરીને —સર૦ કાન્તનું 'સુભગ મણિસેંથે ઝબકતો' જોતા શશાંકનું વર્ણન ('દેવયાની'). અંધારામાં—અંધકારમાં. પ્રણુત( નમણા ) લય( એકાકારપણા )ના ખેલમાં મને ખિજવતી. ૯ દાક્ષિણ્ય–આવડત. ચપળા–વીજળી. ૧૦ પ્રણુત–લળતા, નમણા. શાલી–વાળા, ૦થી શોભતા. બહુશઃ

સમાસને અંતે યોજાય છે. નવીનતા–તાજગી અને નમણાપણાવાળા 'અયવયો'એ એ રીતે યોજવું. તારા તારા—આવે ઠેકાણે પદ્યમાં હું હાલની વિદ્યાપીઠ-જોડણી વિરુદ્ધ પણ 'ત્હારા તારા' લખીને સરળતા સાધવાના પક્ષનો છું. નિરમળ—દેહલીદીપથી 'પ્રેમે' તેમજ 'મન'નું વિશેષણ, પણ એક જ વિશેષ્ય લેવું હોય તો તે 'પ્રેમે'. ૧૧ અવળે–ઊંધે, વિપરીત, મુશ્કેલ. ધરી દે'—દેહ તો ત્યારે રાજાની ને નસીબ જોઇએ તો કઠિયારાનું, એવી આપણી સ્થિતિ હતી. કઠિયારાની કાઠી જળ્યાં કરે એમ કિસ્મત જળ્યાં કરતું. સર૦ 'કરમ કઠણ ને કાયા સુંવાળી'–કહેવત. ૧૨ દિનાંતે–સાંજે. ગુરુજન વડીલ, એટલે કે વડીલોની ઇચ્છાઓ, મુરાદો, આશાઓ. વડીલોની ઇચ્છા હોય કે છોકરો મોટો વકીલ બને કે બડો ડાકટર બને કે શાહ સોદાગર થાય, ને ભાઇસાહેબ તો કાં પ્રિયતમાનું રટણ કરતા હોય, કાં કવિતાની સમાધિમાં પડ્યા હોય, કાં પરમતત્ત્વની ઝંખનામાં. જગતવ્યાપાર–જેમાં ગુરુજનો પોતાને ધકેલવા કરતાં હોય તે બધાં કાર્યો. કલ્લોલ–આનંદ; તરંગો. ૧૩ નૂપુરરવ—પ્રિયતત્ત્વનો કોઇ ને કોઈ પ્રકારે હૃદયને પ્રતીતિજનક અણસારો મળવો તે. સંકેતી—બે પ્રેમીઓ સિવાય અન્યને અજાણી એવી નક્કી કરેલી (જગા). ચખ-સરિતસ્રાવે ગલિત–ચખસ્રાવસરિતે ગલિત, આંસુના પ્રવાહથી ઓગળી ગયેલી (જગા). ૧૪ પરા ભાંતી–પરમ પ્રકાશ–જ્ઞાન (સં. भाति ઉપરથી). ગાજી રે'તા–પોતે ગજવતો અથવા તો કોઈ અલૌકિક રીતે બંનેને સાંધનાર એ સંગીત ગાજી રહેતું. ૧૫ ફર્યો તારી સંગે—સર૦ કાન્તના 'ઉપહાર'નો આરંભ: 'ફર્યો તારી સાથે'. સુખે વા દુઃખે વા— આખા શ્લોક ઉપર, ખાસ કરી, આ શબ્દો ઉપર શ્રી. ન. ભો. દિ. એ કરેલી ટીકા: "[ આ શ્લોક પણ સરલ, વિશદ, વાણી અને અર્થપ્રવાહનો સુન્દર નમૂનો છે. 'સુખે વા દુઃખે વા' એ શબ્દસમૂહ આમ તો સ્વાભાવિક સ્વયંસ્ફુરિત લાગે છે; પરંતુ 'કુસુમમાળા'માં

સુખે વા દુઃખે વા મળવું પ્રિયનું શાશ્વત નહિ:

(પ્રેમીજનનો મંડપ; શ્લો. ૪, ચ. ૨.)

એ પંક્તિનું સ્મરણ તો એ કરાવે છે. 'કુસુમમાળા' પ્રગટ થઇ ઇ. સ. ૧૮૮૭માં, પરંતુ 'પ્રેમીજનનો મંડપ' એ કાવ્ય રચાયેલું હતું ઇ. સ. ૧૮૮૪ની આસપાસ, પણ બાલાશંકરના જોવામાં એ આવ્યું હોવાનો સંભવ નથી. બંને સ્થળે સ્વયંસ્ફુરણા એ જ સંભવિત લાગે છે. ]"–મનોમુકુર ગ્રન્થ ૨જો, પૃ૦ ૨૨૮–૨૯. 'કલાન્તકવિ' ઇ.સ. ૧૮૮૫માં પ્રસિદ્ધ થયું હતું અને તેની અપૂર્વસુંદર વર્ણસંકલના અને શ્રવણસુભગ લયકલ્લોલ તે પછી લખનાર સૌ કવિઓ–નરસિંહરાવ, કાન્ત, બલવંતરાય, મણિલાલ, નાનાલાલ, કલાપી, દેરાસરી, વ૦ ઉપર જાદુ કરી ગયા હતા અને તેમની રચનામાં પ્રતિધ્વનિત થતા તે ટીકામાં યથોચિત સ્થળે સૂચવ્યું છે જ. આમ કહેવામાં કવિ બાલ તે આ કવિઓ કરતાં મોટા હતા એવો દાવો નથી, પણ પુરોગામીઓનાં આવાં ઋણ ભલભલા સર્જકો ઉપર પણ હોય છે અને આ કવિઓ જેટલા બાલના છે તેટલા બાલ એ કવિઓના ઋણી નથી એજ કહેવાનો આશય છે. 'સુખે વા દુઃખે વા'માં છેવટે શ્રી નરસિંહરાવે સ્વયંસ્ફુરણાને 'સંભવિત' ગણી છે એ એમની કવચિત્ અહંકેન્દ્ર બની જતી રસ-વૃત્તિની સ્વાભાવિક ઉદારતા છે. પણ જો તેમણે પોતે જ પોતાના બીજા એક લેખ–'સ્નેહીઓનાં રસજીવન'માં જેનું બે વાર અવતરણ લીધું છે તે ભવભૂતિપંક્તિ 'सुखे वा दुःखे वा क्व नु खलु तदैक्यं हृदययोः' (મનો૦ ૨, પૃ૦ ૨૪૮)નું સ્મરણ કર્યું હોત તો ઉપરના અહંતાકષાય વિવેચનનો પ્રસંગ જ ન આવત. તેવું જ કલા૦ ૧૨ વિષે એમણે—

"[प्रभाते मध्याह्ने वळी प्रभु दिनान्ते ज तमने ।
सदा हुं एकान्ते नमन करुं छुं निश्चल मने ॥

એ પ્રાર્થના–માળામાંની પંક્તિયોમાંના આરંભના શબ્દો સંસ્કારરૂપે વળગી રહેલા આ શ્લોકમાં પ્રયોગાન્તરે પ્રગટ થયા છે. ]" મનો૦ ૨, પૃ૦ ૨૨૮—કહ્યું છે તે માટે પણ કહી શકાય. બાળાશંકર અને તેમના સમોવડિયા નડિયાદી જુવાનિયાઓ પ્રાર્થનાસમાજમાં રસ

લેનારા હતા એ નિર્વિવાદ છે, પણ 'પ્રભાતે' પછી શિખરીણીછંદના વેગ માત્રથી જ 'મધ્યાહ્નને' શબ્દ લખવા માટે અને બીજા યતિ અંતે 'દિનાંતે' દાખલ કરવા માટે કોઈ સામાન્ય કવિએ પણ બાળાશંકર થવાની જરૂર નથી, બાળાશંકરે પ્રાર્થનામાળાની પોથી ગોખવાની તો જરૂર પછી રહે જ કયાંથી ! 'શિખરિણી'માં પ્રાર્થના લખવા જતાં પ્રભુને 'પિતા માતા ભ્રાતા' હરકોઈ શિખાઉ પણ લખી બેસતો હશે, તે માટે એણે દલપત કે નાનાલાલ (સર૦ 'પ્રભો અંતર્યામી 'વાળું પ્રાર્થનાઅષ્ટક)માં ખાતર પાડવા જવાની ભાગ્યે જ જરૂર રહે. રસ-પીયૂષ ઝરતું—સર૦ 'થયું પાછું આંસુ અધરરસપીયૂષઝરતું' (બલવંતરાય–'વરવહુ અમે તો૦'). શ્રી પાઠકે પોતાના પ્રથમ વિવેચન-લેખ ('કવિ બાલાશંકર કંથારિયાનાં કાવ્યો')માં આ સામ્ય તરફ ધ્યાન ખેંચ્યું હતું. ('સાબરમતી' પૃ૦ ૧૧૫). શ્રી નરસિંહરાવ 'સુખે વા દુઃખે વા' એ સંભવિત અનુરટણને, તેનો પોતાની કૃતિ સાથે પોતે સંબંધ માન્યો હોઇ, વળગી બેઠા, પણ એ જ શ્લોકમાંનો 'ફર્યો તારી સંગે' અને 'રસપીયૂષઝરતું' એ શબ્દઝૂમખાં અનુક્રમે કાન્ત અને બલવંતરાયમાં ડોકાય છે એ વાત જ વીસરી ગયા. નહિ તો બાલા-શંકરની રસિક શબ્દસંકલનાશક્તિની ઊંચી મૌલિકતાનો જરૂર એ સ્વીકાર કરત. ૧૬ તુંગ–પર્વત. ઉતંગ–ઉત્તુંગ, ઊંચા. ઉપકંઠે–કાંઠા પાસે. હાવે–હવે. ૧૮ કને–'સાથે'ના અર્થમાં. ૨૦ સહચરી–તારી. પત્રાંતર –પાંદડાં વચ્ચે. મૂજ તજવે—મારા તને તજવાથી, સર૦ ૨૪આ. ૨૨અ –સર૦ 'સૌન્દર્ય' ૧૩ઈ. અવિરલા–ખિચોખિચ ગૂંથેલા, આછાપાંખા નહિ એવા. ૨૩ જ્યારે પુષ્પોથી સજેલી તું 'પતિ'ને—મારે અર્ધાંગે વામભાગે સહ–સાથે રહી–બેસી ઝૂલા–હીંચકા પર ઝૂલતી, ત્યારે હું પણ સામેથી તને ઝુલાવવાનો અને એ રીતે સામેથી તને રિઝાવવાનો નુસખો શોધી કાઢતો—અર્થાત્ વનમાં જઇને તને મારા હૃદયરૂપી ઝૂલે ઝુલાવતો. ૨૪ વિણહયા–૧ હૈયા–૨ શરમ–વગરનાએ. આશ્રય– સબંધ, સહચાર. ૨૫ આ શ્લોકમાં પ્રત્યેક પંક્તિની શરૂઆતના બે વર્ણોની અંતમાં

પુનરુક્તિ થાય છે. મને–મને. મને–મનમાં. સુતને–સારા શરીરે. 'ભયકર' (દેહલીદીપ છે) પછી અલ્પવિરામ. ધશા–ધસ્યા. અવધ–અવધિ. ૨૬ નભજાયા–પવનલહરી. સર૦ 'નભસુત'–૬૨૪. નભસુત–પવન ઉપરથી નભની જાયા–જન્મેલી–સુતા તે પવનલહરી એમ શબ્દ યોજ્યો લાગે છે. 'નભસુત' પણ સં. नमस्वत् ઉપરથી ગેરસમજથી યોજાયો દેખાય છે. હવે મારું ચિત્ત મલિન થઈ ગયું છે, વિરહને કારણે. તો પ્રિયાના અલકની અત્તરસુરભિ વહી લાવીને હવે ચિત્તને સુધારો. ૨૭ કાળી–પ્રચંડ. 'ગ્રીષ્મ' અને 'જળના જંત્ર'માં ઋતુસંહાર (૧–૨આ)ના 'क्वचिद् विचित्रं जलयंत्रमंदिरम्'નો પડઘો છે. ૨૮ કડીના આદિમાં યમક રચના છે. ૨૯ પ્રથમાર્ધ ભૂતકાળને ઉત્તરાર્ધ વર્તમાનને, ઉદ્દેશીને છે. ૩૦ વાપી–વાવ. તુજ ઉપસ્થિત–તારી ઉપસ્થિતિ→ઉપસ્થિત્ય→ઉપસ્થિત–હાજરી. સંસારે–સંસાર પણ. ૩૧અ–સર૦ સૌ૦૧૦અ 'શશીભાનૂ જેના સ્તનયુગલ...', તેમજ સૌ૦ ૩૩અ. પ્રદોષે–સન્ધ્યાકાલે પશ્ચિમે ડૂબતો રવિ અને પૂર્વે ઊગતો પૂર્ણિમાશશી તે પરથી પ્રકૃતિદેવીનું વર્ણન. ૩૧આ–સર૦ 'પ્રિયદર્શન'૧૧. નીરંચલ–અંચળ (વસ્ત્ર) વિહોણાં. ૩૨ વહી–અશ્રુમાં. સર૦ 'નેત્રે વહે હૃદય' ('વિધિને' ૩૪). અવરજન–બીજાં સૌ માણસો. ૩૩ મેલી–મૂકીને. વયારી–વાયરી, વાયુલહરી. પલવપટલો–પાલવ અને પાટલી. સર૦ સંસ્કૃત કાવ્યસાહિત્યનાં આવાં વર્ણનો. ઉ. ત. संवाता मुहुरनिलेन नीयमाने दिव्यस्त्रीजघनवरांशुके विवृत्तिम् વ૦ किरात० ૭–૧૪ । ૩૪આ–અન્વયઃ જે લલિત સુ–લતામંદિરમાં મળ્યાં'તાં તે તણી. સંસૃતિ–સંસાર. ૩૫ શ્રમો સંસારીથી– સંસારી શ્રમોથી. ૩૭ ખુટે–કર્તા 'અશ્રુ'. પલકે–પલકારે. સૂર્ય સરસરિતાના પાણીને સૂકવે છે, પણ તારા વિરહરૂપી સૂર્ય મારી આંખના પાણીને સૂકવીને જ અટકતો નથી, પણ મને આખાને ખાખ ('વિભૂતિ') કરી નાખે છે. ૩૭કડીના આરંભમાં યમકરચના કરી છે. ૩૯ અટા–મિનારો; અટારી, સં. अट्टा ઉપરથી. ૪૦ નૃત્ય–સર૦ 'સૌન્દર્ય'૧૨આ. ૪૦આ–કવિ ગાનાર ને પ્રિયતમા

નર્તિકા ત્યારે મૃદંગ બજાવનાર તરીકે શચીપતિ–ઇન્દ્ર વિના બીજો કોણ શોભે? મિહિ!–આ સંબોધન માટે સર૦ નરસિંહરાવ 'ઉત્તરા અને અભિમન્યુ': 'શું છે? મીઠી! થયું શું? આવડી કેમ કંપી?' અને 'શાને મીઠી! તું ગભરાય...' અંગ્રેજી 'Sweet', 'Sweetheart'ના ભાષાંતર જેવો પ્રયોગ; બર્હી–મોર. ૪૧ વિધિ–(સદ્ભાગ્ય) તે અનુપમ છે; વિધિના રચેલા સંસારમાં–એમ પણ લઇ શકાય. ૪૨–શ્લોક ૩૧ અને ૪૧માં જેનાં શશિ રવિ સ્તનોનું વર્ણન છે તે મહાદેવીનું ભાલ તે નભસ્થલ છે, જેની ઉપર બિંદી રૂપે તારક શોભી રહે છે. ૪૫ ઉલટું કારજ–ઊંધું કાર્યઃ બધા પ્રિય કને જાય ત્યારે પ્રિયથી દૂર થઈ જવાનું મારું નસીબ પણ ઊલટું ફર્યું છે. ઇ–ઈમાં આરંભે યમક છે. ૪૬ સકુચિ–કુચ (સ્તન) સાથે; સંકોચાઇને, સંકોચ સાથે. સર૦ હિંદી કવિ કેશવદાસ જેનું કાવ્યારંભે અવતરણ છે તેના 'પ્રિયાપ્રકાશ' (૧૨–૩૧)માંથી "कुचनि के साथ ही सकुच उर आइ है।" જેમાં सकुच=સંકોચ છે. ૪૭ હસ્તી કમલિની વડે હાથણીઓ સાથે રમે તેમ હું પણ કરતો હતો; તેમાં બે પાપ હતાં; એક તો તું હસ્તિની (પ્રકારની સ્ત્રી) હોવા છતાં હાથણીની પેઠે કમલિનીનો ઘાત પણ સહન કરી શકે નહિ, અને બીજું કમલિની તોડવામાં જ મારી વિવેકશૂન્યતા હતી કેમકે તે પણ ભૃંગ પ્રિયતમની પ્રિયતમા છે અને એ યુગ્મને દુભવવામાં મારા પ્રેમમાં પણ આખરે વિઘ્ન આવે તો નવાઇ શી? કૃતિ–કાર્ય. ૪૮ અવતંસ–અલંકાર. ૪૯ શરદગત–શરદઋતુ ગત થતાં, ઊતરતાં. વડી તારા કામે૦–તારા માટેના મારા કામભાવને લીધે ઉદ્દીપ્ત એવા મારા માનસમાં મોટી દીપોત્સવી ઉજવાતી હતી, અને સૌ મરદ અને મહરી (મેરી–છોકરી–સ્ત્રી)ને હું મારી આગળ તો બાળક–અજ્ઞાન (કામભાવમાં) સમાં ગણતો, જોકે હું પોતે વયમાં નાનો હતો તોપણ, કેમકે અનુભવની ઉંમર એજ ઉમર અને તેમાં હું મોટો–આગળ વધેલો હતો. ૫૦ ભારતી–સરસ્વતી. હસી હસી અને–હસી હસીને. દિવાળીના દિવસોમાં લક્ષ્મીપૂજન, ચોપડાપૂજન, વ૦ થાય છે તે બીજાઓ તો

સરસ્વતીની પ્રસાદી મેળવવાની લાલચે સુખલાલસાથી તેની પૂજા કરે છે. મારે એવો અભખરો નથી. અને ખરી વાત તો એ છે કે જે એ સરસ્વતીના પણ અધિષ્ઠાન–નિવાસ–સરખી છે તે સ્વયં મારી પ્રિયા થઈને બેઠી છે તો પછી મારે હવે પૂજા કરવી ક્યાં રહી? ૫૧ઇ કવિને આંતરયમકનો શોખ છે તે જોતાં 'મુદ્રા'ને ઠેકાણે 'કાંતી' ઠીક પડત. ૫૨ઈ તે हि नो दिवसा गताः એવાં ભૂતકાળનાં સંભારણાં રૂપ ગણાશે. ૫૩ સધતા–સાધતા. પદ્યાર્થે છૂટ. ૫૪ પુનિત થળ વારી-પુણ્ય સ્થળ અને જળ તીર્થ. માળા તારા નામની ને મૂર્તિ પણ તારી. ૫૫ શ્વાસો શ્વાસે–પ્રત્યેક શ્વાસે, શ્વાસોચ્છ્વાસે પણ અભિપ્રેત હોય. આવા રટણને 'અજપાજાપ' કહે છે, જે નિદ્રાવસ્થામાં પણ અટકે નહિ. ઇશકધુનિ–પ્રેમની ધૂન. ન કોઈ૦–જગમાં એવો કોઇ જોતો નથી જે તે (ધૂનને) જરી પણ હણી–મારી–અટકાવી શકે. ૫૬ શ્યામલડિ–આંખ–ની. એ પ્યારી–આંખ. સુ–તરંગે–સારી લહેરમાં. ૫૭ અનુભવિ શકે–પ્રથમાવૃત્તિમાં 'અનુભવિશકે' છપાયું છે તેમાંથી 'કે' છૂટો પાડતાં 'અનુભવિશ કે' મળે છે. આનું છાપભૂલમાં પણ સૂચન થશે. ગયારે૦–સર૦ ૫૨ઈ. ૫૮ અઆ અને ધઈમાં આદિયમક છે. ૫૯ વિરહાલાપની નિરર્થકતા સમજે છે અને પશ્ચાત્તાપ કરે છે. વદું હું૦–તે નિર્મળા પ્રત્યે અઘટિત કર્યા પછી હું શે મુખે (કાંઈ) વદું? નિરબળા–નિર્મળા (અને નહિ કે નિર્ + અબળા), અબળા, સ્ત્રી. ભાગ્યે–સદ્ભાગ્યવશાત્. ૬૦ વન અંતે–વનને છેડે અર્થાત્ દૂર દૂરનાં અગમ્ય સ્થળો વટાવીને; 'વન'થી કદાચ 'યોગી તપસ્વી થઈને' એવું સૂચન પણ હોય. મન આતૂર–આતુર મનથી. જગત કારાગૃહ–સર૦ ૩૨અ. ૬૧ કુલયુવતિઓ–સારા ઘરની છે છતાં. કાંઇક કટાક્ષમાં. 'કુલ' શબ્દમાં સં. કાવ્યસાહિત્યના પડઘા સ્પષ્ટ છે. સર૦ लज्जान्वितं सविनयं हृदयं क्षणेन पर्याकुलं कुलगृहेऽपि कृतं वधूनाम् ॥ ऋतुसंहारे ૬–૨૧ ॥ ઉપરાંત સંભારો–ન જોવાનું જોઈ જતા ચંદ્રને રસિકજનનો किं कुलधर्म एषः એ ઉપાલંભ. સર૦ 'સૌન્દર્ય'૮અઆ. કુચે૦–જેનું અગ્ર (આગળનો ભાગ)

શિશિરની શીતળતાથી કંપિત છે એવા કુચ (સ્તન) વડે મારી ધીરજ હરે છે. સ્મૃતી૦—આપણા સહવાસ દરમ્યાન કુચકંપન પ્રસંગે તારાં જે વક્રોક્તિનાં વચન નીકળતાં ને સામા તારી પ્રીતિ પ્રત્યે મારા ટેકીલા જવાબો થતા તેની આ કુલયુવતીઓની લીલા યાદ કરાવે છે. આ 'સ્મૃતિ'માં પ્રેમિકોના સહચારનાં કોઈ કોઈ સાચાં નાટકની કલ્પના કરવી રહે છે. ૬૨ ધારે—તાકીને જુએ; ચોરીથી જુએ. (અમે નાનપણમાં નિશાળમાં એક વિદ્યાર્થી બીજાની સ્લેટમાં ચોરીથી જુએ, 'કોપી કરે' તેને 'ધારે' કહેતા.) નભસુત नभस्वत्–પવન किरात० સર૦ ૨૬૪ ઉપરનું ટિપ્પણ. વસન—વસ્ત્ર. સંકોચી—સંકોચીને, સંકોડીને ૬૩ હું પ્રેમટેકીલો છું કે કેમ, પ્રેમવિષયમાંની આસક્તિ છોડાવીને બીજા વિષયો મને આકર્ષી શકે એમ છે કે કેમ, તેની જાણે કસોટી ન થતી હોય એમ જોઉં છું. ૬૪ મારી પ્રેમ–ટેક શી રીતે બંધાઈ? તું મારે તન–શરીરે લપટાઈ તેના અભિમાનમાંથી એ ટેક બંધાવા પામી. નિશા–૧ રાત્રિ, ૨ નશો. રાત્રિ લેતાં તે પ્રીતિનિશા હોઈ या निशा सर्व भूतानाम् એ ગીતાવાક્યનું સ્મરણ કરવું, એ રાત્રિ તે જ પોતાને મન દિવસ–પ્રકાશ–હતો, અને તેથી જગતવ્યવહારોની સતત શિશિર–ઋતુ પોતાને સ્પર્શ સરખો કરી શકતી નહિ, એની શીતળતા–ઠંડી ક્યાંઈ વહી જતી, કેમકે પોતાને તો પરમ પ્રેમમયીની હૂંફ મળ્યાં કરતી હતી. સર૦ विलासिनीभिः परिपीडितोरसः स्वपन्ति शीतं परिभूय कामिनः ॥ ऋतुसंहार ૬–૯ । ૬૫ કે'વાતા—કહેવાતા, (so-called), ખરેખરા નહિ. મધુપાને—મધુ(મદિરા)ના પાનમાં. રતિ–પ્રેમ. સર૦ निशासु हृष्टाः सह कामिभिः स्त्रियः पिबन्ति मद्यं मदनीयमुत्तमम् ॥ ऋतु० ૬–૧૦। બારે કાળે–બારે માસે, સતત. મદિ–મદવાળો, પીધેલો. યજ્ઞે–પ્રથમાવૃત્તિમાં પણ 'યજ્ઞે' પાઠ છે અને શુદ્ધિપત્રકમાં સુધાર્યું નથી, તેથી 'યત્ને' પાઠની સંભાવના પણ મૂકતાં સંકોચ રહે છે. સો યજ્ઞ કરે તો ઇન્દ્રાસન મળે એમ વાર્તા છે, પણ આ તો કરોડ યજ્ઞો કરે તોપણ યજ્ઞોમાં બ્રાહ્મણો જેનું પાન કરતા તે સોમરસથી પણ અધિક એવા

આ મારા મધુને એક કણ (બિંદુ) પણ ન મળે. ૬૬ અજનમા સાહસ–અજન્મનું સાહસ (?) આ જન્મમાં લાંબી આશા ન હોઈ યતિઓ અજન્મ–જન્મ ન થાય તે માટે–સાહસ (આધ્યાત્મિક પુરુષાર્થ) કરે છે તે. પ્રેમવિષ–તે કારણે જ પોતાને શિવનો હિસાબ નથી. ૬૭ અન્વયઃ–જે ઠામે મેં સદા સબળ ગૂઢ આશા મન મહીં રાખી'તી (તે ઠામે) ઉલટે નસીબે (નસીબને કારણે) મેં નિરાશા અનુભવી. નરમદા૦–પુણ્ય નરમદા નિકટે; નર્મદાના પુણ્ય નિકટ(સં.માં निकट નામ પણ છે, 'સામીપ્ય'ના અર્થમાં) માં. કલિત–ભરાયેલું, ધારણ કરાયેલું. ૬૮ 'તોયે' ઉપર ભાર છે. હું કવિ હોઈ રાજા તો છું જ અથવા કવિઓમાં રાજપદ ભોગવું છું, તેમ છતાં જગતમાં પણ મને સ્થૂલ મહત્ત્વાકાંક્ષાઓ હતી. મણિ તરંગો–મણિના તેજના તરંગો, અથવા મણિ પડવામાં તરંગાકારનો આભાસ. આ શ્લોકમાં 'મણિ' શબ્દમાં શ્લેષછાયાથી કવિપત્નીનો ઉલ્લેખ પણ જોઈ શકાય, તો તરંગો=મનના મનોરથો. ૬૭માં 'નરમદા'માં પણ કવિના ભાણેજ અને કવિ પાસે જ બાળપણમાં ઊછરેલા સદ્ગત સાક્ષર શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતાનો ઉલ્લેખ પણ જોઈ શકાય, જો કે બીજી તરફ કવિ ભરૂચમાં નોકરી રહેલા એટલે નર્મદા નદીને કિનારે જિંદગી ગુજારવાના મનસૂબા કર્યા હોય તો તે સહજ છે. ટૂંક પગારની નોકરીમાં પત્નીને ભરૂચ ન બોલાવી શકયા હોય એવી સંસારની એકાદ સામાન્ય ઘટનાનો આમાં ઇસારો હોય, તો પણ એમાં કંઈ નવાઈ પામવા જેવું નથી. ૬૯ ભાવિષ્ય સુખોને મેં નક્કી કર્યાં એ મારી મૂર્ખાઈ, પણ મારી ઇચ્છા તો એનું અહીં માત્ર સૂચન કરવાની છે જેથી આગળ ઉપર કદી જો મારું ઊંઘતું નસીબ જાગી જાય તો ફરીથી એ સુખચિત્રોને અવલોકવાથી એની ઊંઘતા નસીબની ભ્રાન્તિ–ભ્રમણા રહેશે–અટકી જાય–રોકાઈ જાય. ૭૦ નિર્બાધે–બાધા(અડચણ) વગર. મહીમંડલ–ભૂમિમંડળ, પૃથ્વી. સહ–સાથે. શમ–શામ, દામ, ભેદ, દંડમાંથી પહેલો પ્રકાર; શાન્તિ. વિભૂતીનો૦–અન્વયઃ નૃપતિની વિભૂતિ તો મારે

હિસાબે કંઈ નથી. જુઓ ૬૬અ. ૭૧ કુસુમશયને—પુષ્પોની પથારીમાં. સુશુપ્તિમાં—નિદ્રામાં, સૂતી વખતે. શીલાશયનથી—શિલા (પથ્થર)ની પથારીથી. પરમાનંદલહરી—પરમ આનંદની લહરી. શ્રી શંકરાચાર્યનું ગણાતું आनंदलहरी સ્તોત્ર પણ કર્તાના મનમાં આ શબ્દો લખતાં સૂચનરૂપે રજૂ થવા હાજર ખરું. ૭૨ જનમપ્રભૃતીથી—જન્મથી આરંભીને. મુજને આશ્રય ધર્યાં—મારે આશરે મુકાયેલાં. ૭૩ આ પ્રજા કોઈ કાળે પ્રબળની (જોરની) ઉલટિ (અવળી-બળવામાં) થઇ જાવે. સર૦ 'એણે જોરની મુક્કી લગાવીને કે પેલો ઊંધો વળી ગયો,' જેવામાં 'જોરની' પ્રયોગ. એમ ન લેવું હોય તો 'પ્રબળ'ને ક્રિયાવિશેષણ ગણવું અને 'પ્રબળ રીતે ઉલટી થઇ જાવે-(તે)ની' એમ અન્વય કરવો. ૭૪ ગરદન નહીં.—ઊંચી આંખ કરે જ નહિ. ૭૫ પ્રેમીના રાજ્યમાં કલહ તે તો રતિકલહજ હશે. સર૦બાણુ: रतेषु केशग्रहाः। સુમને-સારા મનથી, શુદ્ધ ચિત્તે. અંગ્રેજીમાં 'with a fair mind'. વચન—તારા મતને અનુકૂલ વર્તીશ એવું વચન, તે હે મહાદેવી ! હું પાળી શકું એવી વેળા આવશે ? ૭૬ રખવાળાની બાબતમાં ગ્રહગણથી રક્ષાયેલો રહીશ. હણે—કર્તા 'ગ્રહગણ' અધ્યાહાર. રહેશે સંતોષે૦—જે ચિત જગતના અપવાદેથી જોરે (જોરપૂર્વક, અથવા—જો, રે ! ) બળતું છે તે અમિત (અમાપ) પિયુષે (પીયૂષ—અમૃતથી) શાંત (બની) સંતોષે રહેશે. ૭૭ ખરી વાત તો એ છે કે તારા પ્રેમીને જગતનો અપવાદ અડે જ શી રીતે ? સર૦ श्रीमान् शंकराचार्य० ૬ (પૃ૦ ૨૧૯). પણે મારે૦—મારુ પણ (પ્રતિજ્ઞા) છે તે પ્રમાણે તેના (કનડનારના) રુધિરે હું તન(શરીર)શાંતિ કરીશ. ૭૮ પછી પીડા શી છે—સર૦ હરિપ્રેમ૦ ૨૧-૧૫ અ: 'પછી પીડા તને કાંઇ ?' ઊંડા આડા-વિચાર 'આડાઅવળા' બોલાય છે, પણ કદાચ પદ્યાર્થે એ રૂઢિ છોડવા જતાં કેવી સુંદર શબ્દજોડી મળી ! ઊંડા—ગહનતાવાળા કે ઉચ્ચતા-વાળા (vertical), આડા આસપાસ ચોમેરનાં ક્ષેત્રફળને વ્યાપી લેતા (horizontal). શબ્દજોડીની તાજગીથી અને દીર્ઘસ્વરોના સરખે

આંતરે 'ડા'થી થતા વિભાગોથી સબળ ચિત્રની રચના પણ થાય છે. 'પછી'ની પ્રત્યેક પંક્તિના આરંભે પુનરુક્તિ એ બળમાં વધારો કરે છે. આ પુનરુક્તિમાંથી એક જાતની લાપરવાહી 'Sense of abandon' પણ સ્ફુરી રહે છે. લય-'ચિત્ત ઠરશે' તેથી જે એકધ્યાન-વૃત્તિ સધાશે તે; એકરસ થવું તે, પ્રિયતત્ત્વમાં ભળી જવું તે. (આ અર્થ પાછળની પંક્તિમાં 'તારી સાથે' કહ્યું છે તેની સાથે મેળમાં છે.) ૭૯ મહારે દુષ્કર્મે-સર૦ 'અઘટિત કર્યે' ૫૯આ, 'દગો દેઈ દુષ્ટે' ૪૬ઈ, 'પાપી મુજ સમો' ૪૮ઈ, તજી યૂવા મધ્યે...ફટ ફટ ભૂંડારે ! ફટ તને' ૧૯ઈ, 'મુજ વચનના ભંગ' ૯૨આ, વ૦. કોકવાર કર્મગતિને આગળ ધરી પોતાના દુષ્કર્મને ગૌણ પણ કર્યું છે: 'કરમગતિથી' ૨અ, 'હહા ! દૈવે પ્રેર્યો...' ૪ઈ, 'દૈવ ઉલટું' ૬૦અ, 'નસિબ ઉંધતું' ૬૯ઈ, વ૦. દિવસ થકિ જે-જે દિવસથી. સગુણ-મણિમાલા-ગુણ(દોરી,સૂત્ર)વાળી મણિની માલા; શ્લેષછાયાથી-ગુણોવાળી મણિ (પ્રિયતમા) રૂપી માલા. ૮૦ વફા-નિષ્ઠા ૮૧ ગમન-યાત્રાવિષયમાં-યાત્રાગમનના વિષયમાં, તીર્થક્ષેત્રોમાં. વિજ્ઞાનરણમાં-આધ્યાત્મિક જ્ઞાનના વેરાનમાં. ભૂઃ, ભુવઃ, સ્વઃ, મહઃ, જનઃ, તપઃ, સત્ય-વગેરે ગાયત્રી મંત્રના આરંભમાં જેની ગણના કરેલી છે તે, જુદાજુદા લોકનાં નામ છે; જેમકે, ભૂલોક, સત્યલોક, વ૦. ભર્ગ-તેજ. 'ભર્ગ' શબ્દ પણ ગાયત્રી મંત્રમાંથી સંસ્કારરૂપે અહીં દાખલ થયો લાગે છે. હઠજનિત-હઠયોગથી જનિત (થયેલી). સિદ્ધિ તણી મહીં-સિદ્ધિની મહીં, સિદ્ધિમાં. ૮૧અઆઈમાં આરંભે અને પ્રથમ યતિ પછી, ૮૨ અઆઈમાં આરંભે, અને ૮૨આમાં પ્રથમ યતિ પછી ત્રણવાર, 'નથી'નું પુનરાવર્તન કથનને સારું એવું જોમ આપે છે. પુનરાવર્તન એ કવિનો માનીતો શૈલીપ્રકાર છે. સર૦ 'નહિ નહિ નહીં' ૭૭ ઇ, 'નથિ નથિ જ' ૬૩આ, 'નહિ નહિ મઝા' ૫૮આ, 'હસિ હસિ અને' ૫૦આ, 'નથિ અવર' ૪૮ઈ, 'ખરી પ્રીતી' ૪૪અઆ, 'નથિ નથિ નથી' ૬ઇ. આરંભમાં પંક્તિઓની શરૂઆતમાં

'પૂરો' શબ્દ તથા પાછળથી અનેકવાર એ રીતે 'કવચિત્' શબ્દ અને એવા બીજા પ્રયોગો રસિકોનું તરત ધ્યાન ખેંચશે. ૬૪ ઉપર શ્રી નરસિંહરાવની નોંધ: ' "નથી" શબ્દની ત્રણવાર પુનરાવૃત્તિ (ત્રીજા ચરણમાં) પોતાના વક્તવ્યને જોર આપવાનું કાર્ય સુદૃઢતાથી કરે છે, તે ન્હાની વાત પણ આ કવિની સચોટ શૈલીનું સ્વરૂપ સમઝાવવાને નોંધવા લાયક છે.' મનો૦-૨, પૃ. ૨૨૮. ૮૩ તારા સ્નેહી નિર્ધન હોઇને ઈંદ્ર જેવા બને છે અને તારા પ્રેમના મદમાં અંધ બનેલા સ્વર્ગવનમાં વસી શકે છે. ૮૩અ-સર૦ સૌ૦૩ઈ, સૌ૦૯૨અ. પ્રભૃતિ-૦ આદિ, વગેરે. ૮૪ શુચિ સરિતશ્રી પ્રાંગણ વહી-પવિત્ર નદીના પ્રવાહની શ્રી-શોભા આંગણે આવીને રેલાઇ. 'ઘેર બેઠાં ગંગા', 'કથરોટમાં ગંગ' એ લોકોક્તિની મતલબ છે. ઉદધિ પરમાનંદ-પરમ આનંદનો સાગર. ૮૫ અલકલટ-વાળની લટ. અજબ-એટલા માટે કે આડે (વ્યવહારુ જગતથી આડે-ઊંધે) પંથે જવાથી મોક્ષ મળે છે. માટે તો એ 'કિમિયો'. ૮૬અ-હે કૃપાશીલા! (કૃપાપરાયણ!) તારાં ચરણ તે સુરભી-કામદુધા જેવાં મનવાંછિત અર્થ આપનારાં છે. ૮૭અ કદી પ્રાણી ઉમળકાપૂર્વક તારો દૈવી અનુભવ લહે તો...અગમગત૦-જેની ગતિ અગમ છે તેવી એ તવ કટાક્ષેથી ક્ષણ ઝળકેલી જ્યોતિ અંધજનની જ્યોતિને ઉઘાડે છે. સર૦ સૌ૦૧૨અ. અવયવક્રિયા-જુદાંજુદાં અંગોની ક્રિયા. અતીન્દ્રિય અનુભવ મળતાં આ ઇન્દ્રિયોની પ્રેમસાધકને ગરજ પણ ન રહે. ૮૮ તારી પદરજનો સુરમો આંજવાથી દૃષ્ટિના વિકારો શમે છે. ચરણથી દોહદ૦-અશોક વૃક્ષને ફૂલફળ આવતાં ન હોય તો સ્ત્રીના પાદપ્રહારના વિધિથી આવે છે એવો કવિસમય છે (पादाघातादशोकः...). પ્રેમીરૂપી અશોક વૃક્ષને અમરતારૂપી ફલપ્રાપ્તિ થતી ન હોય તો તે મેળવવા તેઓ તારા ચરણપ્રહારની અપેક્ષા સેવે છે. ૮૯ તારા શોકી (શોકમાં) રહે (તે) વિરહિજનને શોક ન નડે. અડયા-સ્પર્શ્યા. 'અડયો ને અડયો રહે છે' એ લોકોકિત યાદ કરતાં આ 'અડયા' શબ્દનો પૂરો 'પ્રબળ' અર્થ

સમજાશે. ૯૦ ફરકવો—ફરકાવો. સતત શિલવાળી૦—જેની પ્રીતમાં હું ફસેલો છું તે પોતે સદા શુદ્ધ ચારિત્ર્યની છે એટલે મને—એના પ્રેમીને પણ એની શુદ્ધિને લીધે કશો ડાઘ અડવાનો નથી. મને ડાઘ લાગે તે એને લાગ્યા બરોબર છે અને એ તો સદાશુદ્ધ છે, તેથી હું પણ.—એવી તર્કસરણી છે. ૯૧ કરણમાં કાનમાં. મુરખ—સર૦ સૌ૦ ૩અ, સૌ૦૧૨અ. વિલાસો૦—તવ પુનિત કીર્તિના વિલાસો, જેને મુખ વસે (તે) તારા—કવિ—ને શું ફળ મળી શકે (મળશે એ) કોણ કથશે ? ૯૨ એની તારા કવિની વાત તો ઠીક, પણ હું જે વર્ણ વધારામાં તારો પ્રિયતમ થયો તે તો શું શું ચહું ?—એટલું જ તારી પ્રત્યે મારું જે વચન હતું ને જેનો મેં ભંગ કર્યો છે તેની ક્ષમા ચાહું છું. હૃદયગત—હૃદયમાં જે છે તે, અનુભવ. ૯૩ ક્ષણિક૦—ક્ષણિક વપુ(શરીર)ના અથવા વપુના ક્ષણિક બંધ વિખરે—લય પામે. પુર—ભરેલો. રહે આશા૦—એટલીજ આશા એ વખતે રહે કે દુઃખથી ભરપૂર સંસાર છોડી મારું ચૈતન્ય તારા સ્વરૂપમાં વિચરે. ૯૪ મને—મનથી. मनसा, कर्मणा, वाचा। સંસ્કૃત પ્રાર્થનાઓનો પડઘો. સર૦ નાનાલાલ—'અષ્ટક': થતું જે કાયાથી વ૦. દૂષિત અણજાણ્યા થકી હશે—તે કાંઈક દૂષિત હશે (સર્વથા દોષમુક્ત હશે એમ તો કહી શકતો નથી) તો એટલું કહું કે તે જાણી બૂઝીને નહિ હોય પણ અજાણ્યે જ હશે. અને તું પણ ખરા દિલના પ્રેમીના વર્તનમાં દોષ નહિ જ ગ્રહે વચનમહિ—'વચન' શબ્દ એકલો વાપર્યો છે; પણ મન, ક્રિયા અને વાણી એ ત્રણે વ્યાપારો એથી ઉદ્દિષ્ટ છે. પોતે અત્યારે વાણીને વ્યાપાર આદરી બેઠેલ છે, એટલે 'વચન'ને પ્રાધાન્ય આપવામાં સારસ્ય પણ છે. ઉપરાંત આખા વાણીવ્યાપાર—કાવ્યોદ્ગાર—માં કાંઈ દોષ હોય તો તે ગ્રહણ ન કરવા વિનંતિ પણ છે. ૯૫ હવે જગ પોતાના કાવ્યોદ્ગારને કેવા પ્રકારે સ્વીકારશે તેની વાત કરે છે શૃંગારી હશે તે આ કાવ્યને યુવકયુવતી સંબંધી ગણશે, કવિતાવિલાસીઓ કવિ—કવિતા સંબંધી અને વૈરાગીઓ—મોક્ષાર્થી તે મોક્ષ

સંબંધી ગણશે. આમ ત્રણ જાતના વાચકોને ત્રણ જુદીજુદી કાવ્ય–ધારાઓ વરતાશે. પણ ખરું શું છે તે તો હું જ મારે મન સમજું છું. કોઈ પૂછશે કેઃ 'ખરું શું છે તે' શું ? કાવ્યની પરિભાષામાં જવાબ આપીએ તો 'ધ્વનિ'ને અથવા જેને બ્રહ્માસ્વાદસહોદર કહ્યો છે તે કાવ્ય'રસ'ને, આપણા પૂર્વાચાર્યોએ છેવટે 'અવર્ણ્ય' ગણાવ્યો છે, જેમ બીજી બાજુ તત્ત્વવિદોએ બ્રહ્મની પણ नेति-नेति એ રીતે જ ઓળખાણ આપી છે. અર્થાત્ એ 'ખરુ–શું–છે–તે' તત્ત્વ અવર્ણ્ય છે એમ સૂચવવામાં કવિએ ખરે જ વિવેકદૃષ્ટિ બતાવી છે. તેમ છતાં એ અવર્ણ્ય વસ્તુ અનુભવગમ્ય છે એ તો એણે ઠોકી બજાવીને કહ્યું છે. 'મન મારે સમજું છું' કહી સમજ–'સૂઝ'–નું કવિએ મહત્ત્વ કર્યું છે. એ પદાર્થનો સૂઝ–અનુભવ–તે કોને મળે તેનો ખ્યાલ પણ પછીના શ્લોકમાં આપ્યો છે...એક વાતનું અહીં સૂચન કરવાનું કે ત્રિવેણીની ત્રણ ધારાઓમાંથી જુદી જુદી એકેકનો અનુભવ કરવો અને ત્રણે મળીને જે રસાયણ થયું હોય તે નવીન ત્રિવેણી પ્રવાહનો અનુભવ કરવો એ બેમાં ફેર ખરો કે નહિ ? ખરું–શું–છે–તે તત્ત્વનો કાંઈક અણસારો મેળવવા એ માર્ગે વિચાર કરવા જેવો છે. ૯૬ આવી કૃતિઓનો મર્મ પકડનાર મરમીનું વર્ણન કરે છેઃ–જેની સુમતિની રતિ નિરંતર (વચ્ચે આંતરો પડ્યા વગર) કવિતામાં રહે, વળી (જે) જગતના જુદાજુદા રંગ ફરી (૧ રખડીને, ૨ પુનઃપુનઃ) નિરખે, વળી જેને શિર મુજ જેવી ભારે વિપત પડે અને (જે) પ્રેમે દાઝ્યો રહે તે જન માત્ર મરમ સમઝે. ૯૭ મિત્ર જેવા મિત્રે (કયો મિત્ર તે સમજાતું નથી) અરિ–દુશ્મન–ની ગરજ સારી તે સમયમાં રંગભીની રહીને તું પ્રીતિની ટેક ધારણ કરી મને વળગી રહી. છૂપાં–બીજા તો દુ:ખ દૂર કરે તો પણ તે વાત પ્રકાશમાં લાવ્યા વગર ન રહી શકે. ૯૮ કૃતઘ્ની મિત્ર–૯૭ અમાં જેનો ઉલ્લેખ છે તે જ. બતાવા૦–બંનેને ઉચિત બદલો બતા'વા દેખાડવા–વાળવા પાણિ (હાથ–ન્યાયદેવતાનો) પળજો–આગળ વધજો. અર્થાત્ પેલા

મિત્રને શિક્ષા મળજો અને તને તારા પ્રેમીએ તારે માટે એ
હૃદયમાં સાચવી રાખેલી આશિષ ફળજો. આ અને આગલા શ્લોક
કવિના ઐહિક જીવનની કોઈક કપરી ઘટનાનો ઉલ્લેખ હોવા ૧
સંભાવના છે, પણ તે પર આજ આટલે વરસે પ્રકાશ પાડે એ
સાધનોની આશા રાખવી તે પણ વ્યર્થ. આપણે માટે એટલું જા
બસ છે કે ૯૬માં 'ભારે વિપત' કહી છે તેનું જ આ શ્લોક
સૂચન છે. આવી કોઈ ગહન હૃદયવ્યથા વગર જ, એકદમ સીધેસી'
પ્રેમીઓ પ્રેમતત્ત્વની પરખ પામી શકતા નથી, એટલું આપ
સમજાય તોપણ ઘણું. ૯૯ ગ્રહ–શશિને ઉપગ્રહ કહેવો જોઈ
પ્રથમાવૃત્તિમાં આ પાઠ છે એટલે 'ગૃહ'ની સંભાવના રજૂ કરતાં ક
સંકોચ રહે છે. અન્વયઃ—ચતૂરે (ચરોતરની) ભુમીમહીં શશિ ૩
સામે આવી ઉગ્યો', અથવા મારા પાઠાંતર મુજબ...'ગૃહ (ઘર) સ
આવી શશિ ઊગ્યો.' હું 'ગૃહ'–ઘર–એ અર્થનો પક્ષપાતી છું.
આવાં તદ્ભવરૂપ ઘણીવાર આપે છે. સૌ૦૮આમાં 'ગૃહે'નું
પ્રથમાવૃત્તિમાં 'ગ્રહે' છાપ્યું છે. 'પૃથ્વી'નું 'પ્રથવિ'–'થયે ચાતુમ
૧આ. 'પૃથક'નું 'પ્રથક'–સૌ૦૬૮૯. વળી જુઓ 'મદિરાગ્રહ'(પૃ૦૨૮
તે રાત ('શરવરી') ચૈત્રની પૂર્ણિમાની હતી. શુચિ–સ્વચ્છ, પવિત્ર. વિર
વ્યથાના આલાપમાં આખી રાત વ્યતીત થઈ. ગલિત મનડે–પીગળે
ચિત્તથી. "ગલિત મનડે સ્વસ્થ જ થઈ" એ શબ્દો ખાસ નોંધપાત્ર
જેમ બાહ્ય જગતના અનુભવોમાં, સંસારના પ્રવાહ સાથે તાદા
સાધવાનો અને તે જ વખતે ક્યાંક કાંઠા ઉપર ઊભા રહી–તાટસ્થ્ય સા
તેને સાતત્યમાં જોવાનો કવિનો ધર્મ છે, તેમ પોતાના આંતર અનુભવો
બાબતમાં પણ. કવિનું ચિત્ત પ્રેમતત્ત્વના ગાઢ સ્પર્શથી પીગળી
જોઈએ એટલું જ બસ નથી, સાથેસાથે એ આત્મતંત્ર પણ
જોઈએ એટલે કે પોતાના નિયમન બહાર ખસી જવું ન જોઈ
અર્થાત્ ચિત્ત એકીવખતે પ્રેમવિગલિત તેમજ સ્વ–સ્થ હોવું જોઈ
આ બે વસ્તુ સામસામી કામ કરતી હોઇ એકીસાથે બ

મુશ્કેલ છે, પણ તે બની આવે ત્યારે જ મહાન સર્જનની શક્યતાઓથી છલકાતા અનુભવનો ઉગમ થાય...બાળાશંકર આદિ કવિઓને આસમાની (રોમેન્ટિક) ગણવામાં આવે છે. પણ આસમાની અને રૂઢ (ક્લાસીકલ) એવા સાહિત્યના સરળ વિભાગીકરણનું યુરોપીય વિવેચનાને પણ ઓગણીસમા સૈકામાં જેવું ઘેલું હતું તેવું આજે નથી એ ધ્યાનમાં લાવવા ઉપરાંત એટલું જ ઉમેરવાનું કે 'આસમાની' કવિતા પણ, कविता-પદને પામે એવી હોય ત્યારે, 'રૂઢ' કોટિની કવિતા જેવા જ સ્વાસ્થ્યથી રચાઈ હોય છે. ગમે તેવી ચિત્તવૃત્તિઓમાં યથાકામચાર કર્યા પછી ક્ષણાર્ધ માટે પણ તેમાંથી ખસીને, સ્વ-સ્થ બનીને જ, તેમનું ગાન કરવાની શક્યતા ઊભી થઈ શકે. ટૂંકામાં બાળાશંકર 'મસ્ત' હતા તે સાથે સાથે એ 'સ્વ-સ્થ' થવાનું પણ ચૂક્યા ન હતા એ, એમની કૃતિથી તો સમજનાર સમજી શકે એમ છે જ, પણ કવિના મુખના સ્પષ્ટ શબ્દથી પણ અહીં ૯૯૪માં સમજવાનું પ્રાપ્ત થાય છે. આના અનુસંધાનમાં સરખાવો કાન્તે Romantic અને Classical માટે યોજેલા પર્યાય-'મસ્ત' અને 'સ્વસ્થ'. ૧૦૦ વધારે શું કે'વું-સર૦ બલવંતરાય; 'વધારે કે'વું ના' ('વધારે કહેવું ના-'ભણકાર) ધૃતિ-ધીરજ. ધારિ હિતથી-આપણું હિત વિચારીને. 'જગપતિ'ની યોજનામાં આખરી શ્રદ્ધાનું પ્રદર્શન. ૧૦૦૪નો છેલ્લો, ઉપરની પંક્તિના 'કરશે' સાથેના પ્રાસનો, શબ્દ અમંગલ હોઈ ઉચ્ચાર્યો નથી. પોતાને અન્વયે જ અમંગલ હોત તો ઉચ્ચારત, પણ જેનું પોતાની સાથે જીવનતત્ત્વ ગૂંથાયુંગૂંચાયું છે તેને એવા શબ્દના આઘાતમાંથી બચાવવાની દૂરદર્શિની સ્નેહાળ વિવેકબુદ્ધિથી એમ કરવું પડયું.

પુષ્પિકા : મણિરૂપ-એકેક શ્લોક તે મણિ જેવો મોંઘો અને સ્વયંપ્રકાશ છે; શ્લેષછાયા જોતાં પ્રિયપદાર્થ મણિરૂપ જ છે, અર્થાત્ પ્રેમતત્ત્વનો જ પર્યાયથી કાવ્યમાં આવિર્ભાવ છે. તત્પદવાણી-આ વાણી તે એ(પ્રેમતત્ત્વ)ના પદને અનુલક્ષીને નીકળેલા ઉદ્ગાર છે. સમજે જન

રસાળ–રસિક જનો તે સમજશે, અથવા જનો તેને રસાળ ગણશે. જે ગમાર–અજાણ–અજ્ઞ હશે તેને જ આ બધું ગપરૂપ–અયથાર્થ–હવાઇ કિલ્લા જેવું–લાગશે. બાકી, बाल તો કહે છે કે પોતે સાચો યથાર્થતઃ સ્નેહી–પ્રેમી છે. 'સમજે'ને દેહલીદીપ લેવાનું પણ સુલભ છેઃ જે ગમાર હોય તે ગપરૂપ સમજે, बाल (કહે છે કે ખરેખરું તો જે) સાચો સ્નેહી (તે) સમજે.

અંતે '(હરિપદમાલા)'–એમ નીચે મૂકયું છે તે આ જાતની કૃતિઓ–જેમાં પ્રેમ અને ભક્તિની છોળો એકીલાગી ઊછળતી હોય તેવી કાવ્ય રચનાઓ–અર્થાત્ 'હરિપદો'–ની 'માલા' કરવાનો કવિનો આશય હશે. તેવું કાંઈ થયું નથી, સિવાય કે પાછળથી 'હરિપ્રેમપંચદશી'ની કવિએ રચના કરી છે તેમાં આ 'હરિપદમાલા'ના આશયનો પડઘો પડયાની સંભાવના આપણે જોઈએ.

પૃ. ૨૭ **સૌન્દર્યલહરી**: બાળ એ નિશાની મૂળ પ્રથમા-
૭
વૃત્તિમાં, આ કૃતિ કવિની સાતમી હોવાને કારણે, મળે છે.

**પ્રસ્તાવના**: 'આ ગ્રંથની ટીકા મારે પોતાને જ બહાર પાડવાની છે'–કવિનો એ આશય ફળ્યો નહિ. તેમના ભાણેજ સ્વ૰ સાક્ષરશ્રી ન. દે. મહેતાએ આખી કૃતિ ઉપર ઉપોદ્ઘાતરૂપે વિવરણ અને આરંભના ૧૯ શ્લોક ઉપર ટીકા લખેલી છે. તેઓ એ ટીકા પૂરી શક્યા નહિ અને તે પછી એ બે સાક્ષરોના આશયને સંતોષકારક રીતે પાર પાડે એવા કોઈ અન્ય વિદ્વાને આ વિષય હાથ ઉપર લીધો નથી. કવિએ આ કાવ્ય ઉપર ટીકા કરવા પ્રેરનાર 'અધિકારી' વિષે કહ્યું છે તેમાંથી યત્કિંચિત્ પણ અધિકારસામગ્રી વગર નીચેની ટીકા એમના અનુવાદના શબ્દાર્થ, અન્વય, આદિ સ્પષ્ટ કરવા પૂરતી રજૂ કરી છે. તે માટે 'સૌન્દર્યલહરી' ઉપરની સૌથી ઉત્તમ લેખાતી લક્ષ્મીધરની ટીકા, અડયાર થિયોસોફીકલ પ્રકાશનમંદિરની આવૃત્તિ, આર્થર એવેલોનની 'આનન્દલહરી'ની આવૃત્તિ, વગેરેનો આશ્રય લીધો છે.

અલંકારો લક્ષ્મીધરા ટીકાને અનુસરી નિર્દેશ્યા છે, અને તે તે અલંકારનાં લક્ષણ આપી તે કેવી રીતે પ્રયુક્ત થયો છે તેનું નિરૂપણ અત્યંત રોકાણ માગી લે એ ભયથી સામાન્યતઃ જતું કર્યું છે. તંત્રમાર્ગની કેવળ અનિવાર્ય એવી માહિતી જ અહીં સામેલ કરી છે. બે કારણેઃ એક તો આ કૃતિ કાવ્ય તરીકે આસ્વાદવામાં આવે તો ય ઓછું નથી, અને બીજું આ લખનારને કાવ્યાંતર્ગત શાક્તસંપ્રદાયવિચારનો કશો જ પ્રત્યક્ષ અનુભવ નથી. શ્રી લક્ષ્મીધર ટીકાને અન્તે કહે છે કે 'આ શંકરાચાર્ય ગયા ને વીરમાહેશ્વર પણ ચાલ્યા ગયા. ષટ્ચક્રભેદનમાં મને શો પરિશ્રમ પડ્યો છે એ હવે કોણ જાણી શકવાનું ?'–એવો પરિશ્રમ જે વેઠી ને પિછાની શકે તેવા કોઇ વિદ્વાન ભવિષ્યમાં આ કૃતિ ઉપર યથાર્થ ટીકા કરશે ત્યાં સુધી મારું આ ચાપલ સુસહ્ય બનો.

**સૂચનાઃ** 'ટીકાકારોને આ બે કવિતાઓ સાથે લેવું દેવું નથી–' એ શબ્દો ઉપર પ્રો. મણિલાલ ન. દ્વિવેદી 'સુદર્શન'–માર્ચ ૧૮૮૭–માં લખે છેઃ 'ભાષાંતરકર્તાએ ટીકાકારોને ન અડકવાનું કહી જે કવિતા મૂકી છે તેને પણ અમે તો અડકીશું કેમકે તે કાવ્ય રસિક, ભાવવાળું અને માર્મિક છે.' આ બે કાવ્ય તે 'સંસ્કાર' (દસ કડીવાળું) અને તેની નીચેનો મનોરમ શ્લોક (જે મુખપૃષ્ઠ ઉપર પણ મૂકવામાં આવેલ છે. જુઓ, પૃ. ૨૭).

**સંસ્કાર** : ૧ છકે–છાકથી. મનમહરમઃ–મનનો વહાલો, સોબતી. પ્રેખું–પ્રેક્ષું, જોઉં. બાળાશંકર તળપદા ગૂજરાતી શબ્દો તેમજ તદ્ભવોથી સારા વાકેફ હતા તે આવા પ્રયોગો સાથે અન્ય સારા કવિઓના પ્રયોગ સરખાવવાથી સમજાય છે. સર૦ 'શશાંક પ્રેક્ષીને' (કાન્તઃ 'દેવયાની'). ૨. તું અંચળ (વસ્ત્ર) ધરઃ હું જે અશ્રુરૂપી મોતીડે વધાવું તે ઝીલી લેવા. ૩ લક્ષ્મી–શ્રી, શોભા. ૪ તે પરમ પદો નજીક આવી રહ્યા છે તેના પડઘા સંભળાય છે. સર૦ 'પડઘા પદાઘાતના' (બલવંતરાય–'આરોહણ'). ૬ અગમ ગત–સમજમાં ન આવે એવી

ગતિ, ચાલ, રીતિ. વાણી—સરસ્વતી, ભારતી. ૭ મુકુટમાં રબિ—રવિ. સૂર્યરૂપી જે મણિ છે તે વીણાવાદન અને નૃત્ય વખતે તમે વાહવાહના—શાબાશીના શબ્દ બોલવા ડોક હલાવો ત્યારે લચકી પડે છે. સર૦ સૌ૦૫૯. ૯ વચન—સર૦ ફૂલા૦૯૨આ. ૧૦ અંતરભેદે—અંતરના ભેદ(રહસ્ય)પૂર્વક. ભૂલિશ—કર્ત્તા 'તું' અધ્યાહાર, ચરોતરી પ્રયોગ. પ્રેમી બાલ જે શરણે આવ્યો છે તેને શું? તેનું નીવેડવું એ તમારું સબળનું ('અબળાનું' નહિ એ નોંધો) અને સલૂણાંનું કામ છે.

**સમસ્ત ચિત્તૈક૦**—'કૃલાન્ત કવિ' શ્લોક ૬૫માં સૂચવ્યા પ્રમાણે પ્રેમતત્ત્વના, પ્રથમ પંક્તિમાં ચિત્તના એકમાત્ર રસસ્થાનરૂપ પ્રિયતમારૂપનો, બીજીમાં સાત્ત્વિક વિદ્યામય કવિતારૂપનો અને ત્રીજીમાં બધા મનોમળથી કેવલ રહિત એવી ત્રૈલોક્યસ્વામિનીના રૂપનો ઉલ્લેખ છે. અર્પણ કરવું તો તે, પ્રેમપૂર્વક, એવા 'ત્રિપટ પ્રેમળ' પ્રેમતત્ત્વને કરેલું પ્રમાણ. બીજુ બધું વ્યર્થ, એવો ભાવ છે. 'ત્રૈલોક્ય' શબ્દ સાથે સર૦ સૌ૦૧૯૩ક. આ કડી કવિ બાલની કાવ્યરચના સમજવાની ગુરુચાવી છે; કવિની વાણી મંત્રોચ્ચારની કક્ષાએ પહોંચીને જે અનાયાસ ઉદ્ગારો વહાવી શકે છે તેનો પણ લાક્ષણિક નમૂનો છે.

૧. 'રહે'નો કર્તા 'શિવ.' 'જગતરચનાને રચિ શકે'—મૂળ પ્રમાણેઃ 'પ્રભુત્વ માટે શક્તિવાળા.' પાસુએ...ફેરવી શકે—મૂળ પ્રમાણે હેમખેમ સ્પન્દન (ધબક) પણ ન અનુભવી શકે. વિરંચી(બ્રહ્મા) વિષ્ણુ અને હર(મહાદેવ) સ્તુતિથી પણ જેને મળી ન શકે તેવી—મૂળ પ્રમાણેઃ તે ત્રણની તું જે આરાધ્યા એવી. ૨. પાંશૂકણ—રજકણ. કરે—હાથમાં. હરી—હરિ, વિષ્ણુ જે ચૌદ લોકનું—ઉપલા સાતનું શેષ રૂપે અને નીચલાનું શિશુમારરૂપે—ધારણ કરે છે. મૂલ—શૌરિ શબ્દ છે. તેના ત્રણ અર્થ લક્ષ્મીધર આપે છે. ૧ યાદવ શૂરના વંશજ બલભદ્ર (જે શેષરૂપે લોકનું ધારણ કરે છે); ૨ શેષ; ૩ વિષ્ણુ. અમરકોશમાં વિષ્ણુના એક નામ તરીકે 'શૌરિ' આપ્યું છેઃ शौरिः श्रीपतिः पुरुषोत्तमः

(૧–૪૧). બ્રહ્માહરિહરની સ્તુતિની આગલા શ્લોકમાં વાત હતી એટલે તેમને તેની મળેલી પ્રસાદીની વાર્ત્તા અહીં ઉદ્દિષ્ટ હોઈ 'હરિ'–વિષ્ણુ બરાબર છે. ભાગી–ભૂકો કરી (પેલા ચરણપદ્મના રજકણનો). તનશું–શરીરે. ઉદ્ધૂલન–રજોટાવું. उद्धूनन પાઠ લઈએ તો 'ઉરાડવું'. ૩ સૂર્યનગરી–मिहिरद्वीपनगरी–કોઈ પૌરાણિક બેટની નગરી જે ઉપરથી સૂર્ય ઊગતો લાગે છે. અહીં અજ્ઞાનવિનાશિકા. જડોને–જડ લોક માટે ચૈતન્યરૂપી પ્રસૂન–પુષ્પ–ના મકરંદ–સુગંધ–માં વહેતી શ્રુતી–વેદવિદ્યા તું છે. મૂલ–'ચૈતન્યસ્તબકમકરન્દસ્રુતિઝરી'–ચૈતન્યના પુષ્પગુચ્છના સુગંધની ધારા વહાવતી. 'શ્રુતી'ને સ્થાને 'સ્રુતિ' જોઈએ. વિષ્ણુનું છે દંષ્ટ્રા–સુધારીને વાંચોઃ 'તું છે વિષ્ણૂ દંષ્ટ્રા'. વિષ્ણુના અવતાર–વરાહની દંષ્ટ્રા–દંતાળી. નીમગ્ન જનની–ડૂબેલા જનોની. પરિણામાલંકાર, ઉલ્લેખાલંકાર અને રૂપક પણ લઈ શકાય. ૪ અમરગણને હાથનો ઉપયોગ કરવો પડે, તારાં તો ચરણ જ ભયત્રાણ અને ઇચ્છાધિકદાન માટે સમર્થ છે. મૂલમાં शरण्ये સંબોધન છે તેને ઠેકાણે 'ભવાની' મૂકી તે ભાવ 'શરણ(આવેલા)–પ્રાણી–ને'માં મૂક્યો છે. વ્યતિરેકાલંકાર, કાવ્યલિંગાલંકાર પણ; બંનેનો અંગાગિભાવથી સંકર છે. ૫ હે પ્રણત–જેણે પ્રણામ કર્યો છે એવા જનોને સૌભાગ્યની જનની–ઉત્પાદક. કરી મૂર્છા૦–તારા આરાધનને પ્રતાપે હરિ–વિષ્ણુએ નારીરૂપથી હરતને–મહાદેવને શરીરે પૂર્વે મૂર્છા કરી (મોહ પમાડ્યા). નારીરૂપ તે સમુદ્રમંથન વખતનું મોહિનીનું એમ એક મત છે. લક્ષ્મીધર વિષ્ણુએ અપ્સરા બની કનકસ્વામીને મોહિત કરી પાછળથી તેનો વધ કરેલો તેનો અને શિવની વિનવણીથી તેમને પણ તેવું સ્ત્રીરૂપ બતાવી સંક્ષુબ્ધ કરેલા એ વાતનો ઉલ્લેખ કરે છે. શીવારી–શિવનો અરિ (દુશ્મન), કામદેવ. શરીરે–શરીરવડે. 'રતિનયનલીલાસિતવડે'–મૂળ પ્રમાણેઃ'રતિનયનથી લેહ્ય વપુએ' (લેહ્ય=ચાટવાલાયક)–તે કલ્પનાચિત્રની વાત જુદી જ છે. 'તને આરાધીને'નું ૩ અને ૪ પંક્તિના આરંભે પુનરાવર્તન કૌશલયુક્ત છે. ૬ શ્લોકનો આઠ પંક્તિમાં વિસ્તાર કરતાં પંક્તિ ૭

ગાંઠની નાખી છે, જો કે છે અર્થપોષક. નિરબળી–દમ વગરની. પંચશરની પાંચ જ બાણની, તે આ પ્રમાણેઃ—

अरविन्दमशोकं च चूतं च नवमल्लिका ।
नीलोत्पलं च पंचैते पंचबाणस्य सायकाः ॥

અથવા उन्मादनस्तापनश्च शोषणः स्तम्भनस्तथा ।
संमोहनश्च कामस्य पंचबाणा प्रकीर्तिताः ॥

'કટી'–'કરી' વાંચો. રૂતુપતિ–વસંત. મલયગિરિનો વાયુ તેનો યુદ્ધરથ કર્યો. વિભાવનાલંકાર. ૭ ધ્વનિત્–મૂલ क्वणत्‌ના અનુકરણમાં ભૂલથી 'ધ્વનિત'ને બદલે. કાંચી–મેખલા, કંદોરો. કરિતનૂ–હાથીના શરીરના. પણ મૂળમાં करिकलभ०–હાથીના બચ્ચાના કુંભસ્થળ જેવા એમ હોઇ 'તનુજ' (પુત્ર, બચ્ચું)ને બદલે આ તનૂ હોય. તનૂમધ્ય–શરીરની મધ્યમાં, કમરે. ૦વરા–'વરા' શબ્દ સંસ્કૃતના કેફમાં મૂકી દીધો લાગે છે, સિવાય કે 'શરચ્ચંદ્ર જેવું વરાનન જેનું છે તેવી' એમ લઇએ. અમો–અમારી. શક્તિ–મૂળમાં आह्णोपुरुषिका–પૌરુષ, ગર્વ, અહંકાર છે. ૮ અમૃતસાગરની વચ્ચોવચ્ચ કલ્પવૃક્ષોથી વીંટાયેલો મણિનો એક બેટ છે, ત્યાં કદંબવનવાળા એક ચિંતામણિથી બાંધેલા ઘરમાં શિવની આકૃતિવાળા (અનેક ત્રિકોણી) મંચ–ખાટલા ઉપર પરમ શિવરૂપી પર્યંક–પાથરણામાં પડેલી તને ચિદાનંદલહરીને–એ રૂપે–ભજે છે તે વિરલાઓ ધન્ય ધન્ય છે. મૂલ नीपोपवननું કદંબવન કર્યું છે. ગૃહનું તદ્ભવરૂપ 'ઘ્રહ' રાખ્યું છે. સર૦ કલા૦૯૯અ. ૯ મૂલાધાર, મણિપુર, સ્વાધિષ્ઠાન–એ ચક્રોનાં નામ છે. મૂલાધારમાં પૃથ્વીતત્ત્વને, મણિપુરમાં જળને, સ્વાધિષ્ઠાનમાં અગ્નિને, હૃદય(ના અનાહત–ચક્ર)માં વાયુને, કંઠ (વિશુદ્ધિચક્ર)માં આકાશને અને ભમ્મરોની મધ્ય (આજ્ઞા-ચક્ર)માં મનને જીતીને તું સહસ્રદલ (सहस्रार) પદ્મ મધ્યે પતિ સાથે વિહાર કરે છે. સુકંઠે–મૂલમાં માત્ર उपरि–ઉપર (હૃદયની ઉપર) છે. જીતિ સરવે–મૂલમાં भित्वा कुलपथं–સુષુમ્ના માર્ગને ભેદીને–છે. ૧૦ યુગ–જોડી, બે. શ્લોક ૯માં मूलाधारથી सहस्रार પહોંચવાની उन्मेय-

ભૂમિકાનું વર્ણન હતું. આમાં પ્રત્યાવૃત્તિ એટલે કે પાછા મૂલાધારમાં આવીને સુષુપ્તિ માણવાની દશાનું વર્ણન છે. ત્યાં કુલકુંડમાં સાપની પેઠે ગૂંછળું વળીને કુંડલિની સુષુપ્તિ ભોગવે છે. મૂળમાં अध्युष्ट–ઊંઠ–સાડા ત્રણ એમ ગૂંછળાંની સંખ્યા આપી છે. મૂલનું रसाम्नायमहसां, अवाप्य स्वां भूमिं–એટલું છોડી દીધું છે. ૧૧ ચાર ઊર્ધ્વમુખ ત્રિકોણ અને પાંચ અધોમુખ ત્રિકોણ મળીને નવ મૂલપ્રકૃતિના નવે યોનિ-યંત્રમાં કોણ–ખૂણાઓની ગૂંથણી (ગ્રથન) કરતાં કુલ ત્રેતાલીસ થયા. તેની આસપાસ અષ્ટ પાંખડીનું કમળ છે, અને તેની ફરતું સોળ પાંખડીનું કમળ છે. તે બધાની ફરતાં વળી ત્રણ વલય (કુંડાળાના આકારની મેખલાઓ) છે અને તેની ચોમેર ભૂગૃહની ત્રણ રેખા છે. આ રીતે તારા ભવન (શ્રીચક્ર)ની રચના છે. મૂલ प्रभिन्नाभिः शंभोः (શંભુ–શ્રીચક્રની મધ્યમાંના બિંદુ–થી પ્રભિન્ન–અલગ એવા ત્રિકોણો) એટલું અનુવાદમાં છોડી દીધું છે. શ્રીચક્રનું યામલે કરેલું વર્ણનઃ—

बिन्दुत्रिकोणवसुकोणदशारयुग्ममन्वश्रनागदलसंयुतषोडशारम् ।
वृत्तत्रयं च धरणीसदनत्रयं च श्रीचक्रराजमुदितं परदेवतायाः ॥

૧૨ કટાક્ષે તારાથી–તારો કટાક્ષ પામ્યાને કારણે ક્રીડામૂર્ખ (નમંજડ) અને આંધળા એવા વૃદ્ધ પાછળ પણ યુવતીઓ ફરશે–તે માટે સરસાઈ કરશે. નયનહીણો–મૂળમાં नयनविरस(નેત્રદોષવાળો) છે. શતધા–સો પ્રકારે. મૂળમાં शतशः–સેંકડોની સંખ્યામાં છે. લક્ષ્મી-ધરામાં આ ૧૨ તે ૧૩ છે, ૧૩ તે ૧૨ છે. ૧૩ વિરંચિ આદિ કવિવરને તારા સૌન્દર્યની જોડ જડતી નથી. ઘણું જોર કરે તો એ અમરલલનાઓ–અપ્સરાઓનો ઉપમાન માટે વિચાર કરે, પણ તે અપ્સરાઓ પોતે જ તારી ઝાંખી કરવાની ઉત્સુકતાને લીધે શિવનું મનથી ધ્યાન કરે છે (કેમકે શિવ જ ઠીક રીતે તારા સૌન્દર્યનો અનુભવ કરે છે) અને એમ કરતાં શિવ સાથે સાયુજ્યપદને પામે છે, જે પદ તપ કરવાથી પણ દુષ્પ્રાપ છે. આવું મોંઘું પદ તેઓ તારું સૌન્દર્ય 'પ્રીતિ થકી નિહાળીને'–હૃદયથી અનુભવીને

પામે છે.–એવું અનુપમ એ સૌન્દર્ય છે. અનન્વયાલંકાર. ૧૪ હે દેવિ! તારાં પાદાંબુજ બધાં મયૂખ–કિરણો ઉપર ઠરેલાં છેઃ–પૃથ્વી તત્ત્વ (વાળા મૂલાધારચક્ર)નાં છપ્પન કિરણો, પાણીતત્ત્વ (વાળા મણિપૂર)નાં બાવન, અગ્નિતત્ત્વ(વાળા સ્વાધિષ્ઠાન)નાં દ્વિષષ્ટી–બાસઠ, વાયુતત્ત્વ (વાળા અનાહત)નાં ચોપન, આકાશતત્ત્વ (વાળા વિશુદ્ધિ ચક્ર)નાં બોતેર અને મન (ના આજ્ઞાચક્ર)નાં ચોસઠ કિરણો. ૧૫ અભિનિષી-ચંદ્ર. વરદાન આપવા અને અભયરક્ષા હિતે–માટે. વર–સુંદર. ૧૬ કાંતિ અરુણે–અરુણ કાંતિવડે. આઈ પંક્તિ મૂળ પ્રમાણે આમ જોઇએ: અરુણા કાન્તિને જે ભજે છે તેઓ વિરંચિની પ્રેયસી-ની તાજામાં તાજી શૃંગારલહરી–શૃંગારરસધારાના જેવી ગભીર વાણીથી સજ્જનોનું રંજન કરે છે. પરંપરિતરૂપકાલંકાર. ૧૭ વાણીની સવીત્રી–પ્રસવનારી–જન્માવનારી વશિની આદિ દેવીઓ–જે જાણે શશિકાંત મણિની ઘડેલી ન હોય, એવી રૂપવતી છે–તેમની સહ (જોડાજોડ) હે જનનિ! જે તુજનું સ્મરણ કરે તે વિલાસી વાગ્દેવીના વદનની સુરભિથી સુવાસિત એવા કાવ્યકલનમાં મહત્ કર્તા થાય છે. ૧૮ બાલાર્ક–પ્રભાતસૂર્યની દ્યુતિ જેવી તારા શરીરની છાયા(કાન્તિ)માં પૃથ્વી ને સ્વર્ગ ડૂબ્યાં રહે છે. ઉરવશિ સહે કેઈ–ઉર્વશી સાથે બીજી પણ કઈ? ભિત મૃગિદશી–બીધેલી મૃગલી જેવી જેની દૃષ્ટિ છે તેવી. ૧૯ बिन्दु (શંભુ)ને મુખને ઠેકાણે રાખી તેની નીચે બે સ્તનો કલ્પી, તેની હેઠળ હરાર્ધ (શક્તિ, ત્રિકોણ, યોનિ) ને ગોઠવી જે ચિત્તથી તારી કામકલાનું ધ્યાન ધરે છે તે... ત્રિલોકી–ત્રણે લોકના મૂર્ત સ્વરૂપ સમી સુંદરી–જેનાં સ્તનને ઠેકાણે સૂર્યચંદ્ર છે. ૨૦ અંગેથી—તારાં. શશીકાંતરૂપ–શશિકાન્તમાંથી ઘડેલી શિર-પિયુષધારે–(हृदया...सुधासारसिरया) શિરે પીયૂષધારા વડે; પણ મૂળમાં सिरा શબ્દ હોઇ 'શિર'–શિરા (નાડી)માં અમૃતધારા વડે–એમ અર્થ લેવો સારો. ૨૧ મૂલમાં 'તડિત લેખા જેવી તન્વી અને સૂર્ય ચંદ્ર વૈશ્વાનરમયી' એમ છે. ૨૨ 'ભવાની,...પરે' એમ કહેવા ઇચ્છી.

મુકુટ–મુકુટનાં રત્નોની તેજશિખાઓથી. સાયુજ્ય–એકતા. સાલોક્ય સામીપ્ય, સારૂપ્ય અને સાયુજ્ય એ ચારમાં સૌથી છેવટની કોટિ. ૨૩ આરક્ત–રાતા (રંગે છો). ત્રીનેત્રે–હે ત્રણ નેત્રવાળાં. હરઅરધ-વામાંગ–શિવનું અર્ધું એટલે કે ડાબું અંગ. ૨૪ અન્વયઃ જગકૃતિને વિરંચિ સૃજે, હરિ પોષે, હર ભાગે. છાઈ–ઢાંકી. નિજસહ–પોતાની સાથે, પોતાને પણ સાથે છૂપવી દે છે. હે કલ્યાણી, તવ ચપળ ભ્રૂવેલડી તણા ઇસારે(આજ્ઞાસૂચનથી) શિવ પાછી એ સર્વ (જગ-કૃતિ)ની કલના કરે છે–ધારણા કરે છે. મૂલ अनुगृह्णाति–અનુગ્રહ કરે–છે. ૨૫ તારાં ચરણ પૂજે તો તારા ત્રણ ગુણથી ઉત્પન્ન એવા ત્રણે દેવની પૂજા પણ સાથે સાથે થઇ જાય છે. કારણ કે તે દેવો તારા મણિખચિત પાદપીઠ પાસે જ હમેશ જોડેલા હાથ ('પાણી') જેના અલંકારરૂપ છે એવા મુકુટવાળા ઊભા છે. ૨૬ નિરમિલિત–કદી મીંચાતાં નથી એવાં (મહેન્દ્રનાં નયન). એવા મહાસંહારે તારા પતિનું વિલસન જામે છે, એ જ એક વિહરે છે. ૨૭ કરથી જે ક્રિયા થાય તે મુદ્રાએ ગણજે. સહુ સુખો–મારા સુખોનો વિચાર કરું તેને મન(મનથી) તને કરેલું સ્વાત્માર્પણ ગણું છું. ૨૮ વિધિ સુરપતિ(ઇન્દ્ર) વગેરે દેવો સુધા પી પીને અરિ જરા અને મૃત્યુનો ભય હરે છે, છતાં મૃત્યુ પામે છે. શંભુ જીવે છે તે તારાં તાટંક–કુંડલ–નો મહિમા છે. ૨૯ દેવી દરબાર ભરી બેઠાં છે, બ્રહ્મા વિષ્ણુ ઇન્દ્ર આદિ દેવો પ્રણિપાત કરી રહ્યા છે પરિજનો(સેવિકાઓ) ચોમેર ઊભાં છે, ત્યાં એકાએક ભવનમાં શિવ પ્રવેશ કરે છે. તેને આવકાર આપવા દેવી ઊભાં થઇને દોડે છે ત્યાં પ્રણામ કરતા દેવોના મણિમુકુટો એમને માર્ગમાં નડે નહિ તે માટે પરિચાયિકાઓ કહી રહી છેઃ 'બ્રહ્માનો મુકુટ દૂર કરો!' 'વિષ્ણુના કિરીટ સાથે આ અથડાયાં!' 'ઇન્દ્રના મુકુટથી છેટાં રહો!'–એ ઉદ્ગારોનો વિજય હો. મૂલમાં આવું હૂબહૂ નાટ્યાત્મક વર્ણન છે અનુવાદમાં આવી શકયું નથી. 'વળાવાને' શબ્દ બરોબર નથી પરિજનનાં વચનો પ્રણામ કરતા દેવોને નહિ, દોડતાં દેવીને, સંબોધેલ

છે. લટકે ટોકર૦—લટકથી ચાલતાં ઠોકર રખે લાગે. ઉદાત્તાલંકાર, સમૃદ્ધિમત્ વસ્તુના વર્ણનને કારણે. ૩૦ પહેલાં ચોસઠ તંત્ર આપીને પશુપતિએ(શિવે) જગતને તંત્રી લીધું–છેતર્યું. (સર૦ 'તરવું તંતરવું ને તસ્કરવું' એ ત્રણ વિદ્યામાં તંતરવું=છેતરવું). છેતર્યું પશુપતિએ નહિ, પણ જગત પોતે જ અણસમજથી, તે તે તંત્રથી મળતી સિદ્ધિથી લુભાઈ જઈ પોતે થઈને, છેતરાયું. ન મળ્યો સિદ્ધિમહિમા–સાચી સિદ્ધિનો મહિમા જગત પામ્યું નહિ, પણ અલ્પ સિદ્ધિઓની લઘુતામાં સબડતું રહ્યું. એકમાં બાકીના ત્રેસઠની સિદ્ધિ તો મળે જ નહિ તેથી. પછી તારા આગ્રહથી પશુપતિએ તારા તંત્રને જગતમાં અવતાર્યું. લક્ષ્મીધર પ્રમાણે આ ૩૧ મો શ્લોક છે. ૩૦ ને ઠેકાણે આપણો ૯૭ મો છે. ૩૧ આ શ્લોકનો કવિએ ગડબડિયો અનુવાદ કર્યો છે. ઉપર આંકડા પણ ખોટી રીતે મૂકયા છે. મૂલ પ્રમાણેઃ–શિવ એટલે કકાર, શક્તિ એટલે ए, કામ ई, ક્ષિતિ ल–એ વર્ણચતુષ્ટયનો પ્રથમ આગ્નેય ખંડ; રવિ હકાર, શીતકરણ स, સ્મર(શિવારી) क, હંસ ह, અમરપતિ–શક્ર ल એ પાંચવર્ણનો સૌર ખંડ; અને પરા સકાર, માર क, હરિ ल એ વર્ણત્રયનો સૌમ્ય ખંડ. આ ચતુષ્ક, પંચક અને ત્રિકને અંતે ત્રણ હલ્લેખા યોજવાથી कएईलह्रीं हसकहलह्रीं सकलह्रीं–એમ ત્રણ પદ મળે છે, જે તારા પંચદશાક્ષરી નામના અવયવો છે. લક્ષ્મીધરા અને અડયાર આવૃત્તિ કરતાં આર્થર એવેલોન પ્રથમ મંત્ર જુદી રીતે આપે છેઃ શિવ=ह; શક્તિ=स; કામ=क; ક્ષિતિ=ल; લેતાં હાદિવિદ્યાનો પ્રથમ મંત્ર हसकलह्रीं એ આપે છે. ૩૨ શિવારી–કામદેવ, યોનિ(=ભવનેશ્વરી) અને જલજા–લક્ષ્મી(શ્રીબીજ) એ ત્રણને તારા મંત્રના આદિમાં યોજીને. ઉપર આર્થર એવેલોન પ્રમાણેનો हसकलह्रीं મંત્ર લઈ તેના આદિ ત્રણ વર્ણ हसकને ઠેકાણે कएई ગોઠવીને–એમ પણ અર્થ લઈ શકાય. વલય૦–ચિંતામણિના ટુકડાને ગુણે(દોરીથી) ગૂંથિ વલય(બેરખા) જેણે હાથે બાંધ્યા છે. સુરભિઘૃત–સુરભિ ગાયના દૂધનું ઘી તેની આહુતિ જે કરે છે. ૩૩ સૂર્યચંદ્રરૂપી સ્તનવાળું તું

શંભુનું શરીર છે. (સૂર્યચંદ્ર कालના અંશિભૂત છે. અને काल શિવનાં નવરૂપોમાંનું એક હોઇ, સૂર્યચંદ્ર જેનાં સ્તન તે દેવી શિવના દેહરૂપ બન્યાં.) તારો આત્મા તે જ શિવનો નવાત્મા. શંભુ નવ વ્યૂહથી લક્ષિત છેઃ काल, कुल, नामन्, ज्ञान, चित्त, नाद, बिन्दु, कला અને जीव. શિવ અને તું–ધ્યેય અને ધ્યાતા–બંને એકરસ થઈ લસો છો. મૂલ બે પંક્તિને એકમાં ટૂંકાવી છે જો કે કાબેલપણાથી, છતાં સુરેખતાનો ભોગ અપાયો છેઃ શેષ અને શેષી–આધાર અને આધેય–મુખ્ય અને ગૌણ એવો તમારી બે વચ્ચેનો જે સંબંધ તે પરાનંદ અને પરા (શક્તિ) તમારા બેમાં સમરસ હોવાથી સમધારણ બન્યો છે. (સર્જન, ધારણ, વિનશન વખતે દેવીની પ્રધાનતા ને શિવની ગૌણતા અને પ્રલય પછીની શાન્તિમાં શિવતત્ત્વની પ્રધાનતા અને દેવીતત્ત્વની ગૌણતા હોય છે.) ટૂંકામાં બંનેની એકતા છે. ૩૪ મને–મન પણ. વ્યોમે–વ્યોમ પણ. સરવ જ૦–સર્વ મહાન તત્ત્વસ્વરૂપ છે. (મૂલઃ 'જ્યારે આ સ્વરૂપે તું પ્રગટે ત્યારે પછી તેની પાર કાંઇ રહેતું નથી.') હે શિવરાણી, વિશ્વરૂપે વિલસવા કાજે તું ચિદાનંદની લહરી (ધારા) પર પદ ધરી (કે ચિદાનંદ–ચિત્ અને આનંદ–નું પદ ધારણ કરી) નિત્ય (સર્વ કાંઇ) છાહને. શિવરાણીનું પદ ધારણ કરી રહી છે, એમ પણ લેવાય. મૂળમાં–હે શિવયુવતિ, તું ચિદાનંદાકાર વડે ભાવ(અભાવના અભાવ)થી ભરે છે–એમ છે. છેલ્લી બે પંક્તિનો અનુવાદ કથળી ગયો છે. મૂળમાં આખા તંત્ર માર્ગની વિચાર-સરણીનું એક પ્રધાનદર્શન ગૂંથી લેવામાં આવ્યું છે. વિશ્વ તે માયા નથી, પણ દેવી પોતે જ પોતાના સ્વરૂપને વિશ્વવપુ વડે પરિણામવન્તું કરવા માટે ચિત્(શક્તિ) અને આનંદ(આનંદભૈરવ)ના આકારને ચિત્તથી ધારણ કરે છે. આ અદ્વૈતયોગ કેવલાદ્વૈત કરતાં જુદી તરેહનો છે તે કહેવાની ભાગ્યે જ જરૂર હોય. આમાં સકલ પ્રપંચને દેવીના વિશ્વવપુ( વિશ્વ-રૂપી શરીર ) તરીકે ઘટાવ્યો છે. જુઓ અભિનવગુપ્તપાદનું प्रत्यभिज्ञा-दर्शनम् જેમાં સકલ દૃશ્ય વિશ્વપ્રપંચને चितिના स्फुरणરૂપે વ્યવહર્યો છે. વિશેષ ચર્ચા અત્રે અપ્રસ્તુત. ૩૫ આજ્ઞામહીં–आज्ञाचक्रમાં. તે

શંભુને ભજીને જે ભક્તજન છે તે ભવોભવ વસે છે—. ૩૬ વિશુદ્ધ તારા વિશુદ્ધિચક્રમાં શિવને વંદુ છું. પ્રકર્તા જે વ્યોમે—આકાશને જે બનાવનાર છે. વળી૦—શશી સમી કાંતિવાળી તને પણ (વંદુ છું). ઇઇ પંક્તિ મૂલને વફાદાર નથી. 'તમારી બંનેની કાન્તિ શશિકરણની સારૂપ્યસરણિ ( શશિકિરણો જેવા રૂપની પોતે છે–એવા પદ ) ને પામવાને કારણે, જગતી (જગત) જેનું અંતર્ધ્વાન્ત વિધૂત થયું છે ( અંદરનું અંધારું હટી ગયું છે ) તે ચકોરીની પેઠે વિલસે છે.' અનુવાદમાં 'ચકોરી' છે, પણ શશિકરણની અપેક્ષા તારી કાંતિ શશી જેવી છે અને શિવની મુક્તિ તારામાં સાયુજ્ય પામવામાં જ છે એમ કહી સંતોષી છે. ૩૭ માનસ–મન રૂપી માનસ સરોવરે. વસુ દશ સુવિદ્યા–વસુ આઠ છે એટલે આઠ અને દશ મળી અઢાર વિદ્યાઓ. ગ્રાહી–ગ્રહી, લઇને. શું પય–પય શું—પાણીથી. સર૦ મૂલનો આરંભ–' ઉધડતા સંવિત્(अनाहतचक्र) રૂપી કમલના મકરંદમાં જ જેને રસ છે એવા હંસદ્વંદ્વને ભજું છું.' ૩૮ તારા स्वाधिष्ठानचक्रમાં અગ્નિરૂપ સંવર્ત ઇશને અને તે સાથે કરુણામયી જનની ( समया ) ને ભજું છું. પતિના નેત્રના ક્રોધના અગ્નિથી જગત બળે ત્યારે દયા-દ્રવતી તે જનનીની દૃષ્ટિ અમી વર્ષાવાને શિશિર ઉપચાર રચે છે–ટાઢું પાડે છે. ૩૯ मणिपुरचक्रમાં તમશું–તમારી સાથે વાસી–વસતા મેઘેશ–મેઘરૂપી ઇશને પૂજું છું. લસે રત્ને૦—તે ઇશનું મેઘસ્વરૂપ તારાં રત્નોને કારણે ઇન્દ્રધનુષ્ય જેવું લસે છે અને હર(અગ્નિ) તથા રવિના તાપથી દગ્ધ જગત ઉપર જોરથી વરસે છે....૪૦ मूला-धारचक्रમાં समया શક્તિ નૃત્ય કરે છે તેની સાથે યુત–જોડા-યેલો ('યુત તે') નવરસે તાંડવ કરનારો નટ તેને હું તારો આત્મા સમજું છું. કવિએ तवात्मानम् પાઠ લીધો લાગે છે, नवात्मानम् પાઠ લેતાં 'નવાત્મા (જુઓ ઉપર સો૦૩૩૪) સમજું છું.' બંનેના પરસ્પરના સુભગ યોગવડે, સંસૃતિકલના–સંસારઘટનાનું પુરવ–પૂર્વ–આદિ થવા એમણે દયા લાવીને આ જગતને જનક અને જનની-વાળું બનાવ્યું.

ઇતિશ્રી બ્રહ્મલહરી સમાપ્ત: સૌન્દર્યલહરીના કુલ જુદીજુદી વાચનાઓ પ્રમાણે ૧૦૦થી ૧૦૩ શ્લોક છે. કેટલાક તેના બે ભાગ પાડે છે. ષટ્ચક્રવર્ણન પૂરું થાય ત્યાં સુધીના—અને કિરીટ-કેશકલાપ-સીમન્તાદિના વર્ણનનો આરંભ થતાં પહેલાંના—શ્લોકોનો પ્રથમ ભાગ તે 'બ્રહ્મલહરી' કહેવાય છે, બાકીનો ભાગ તે 'શૃંગારલહરી' તરીકે ઓળખાય છે. પ્રથમખંડનું 'આનંદલહરી' અને ઉત્તરખંડનું 'સૌન્દર્ય-લહરી' નામ પણ પ્રચારમાં છે. (આર્થર એવેલોનની પ્રથમખંડ પૂરતી આવૃત્તિનું નામ 'આનંદલહરી' છે.) શ્રી લક્ષ્મીધર, ભાસ્કરરાય, કૈવલ્યાશ્રમ આદિ વિદ્વાનો ખંડયોજના સ્વીકારતા જ નથી. માત્ર આખી કૃતિને 'સૌન્દર્યલહરી'થી ઓળખાવે છે.

દુહાઃ—સૂરત-મુખાકૃતિ; લગની. નૂરત—પ્રકાશ. લય-ધ્યેયાકાર બુદ્ધિ. લહે-અનુભવે. જગજ્જગે—જગત જગતમાં. ('ઝગગગે'-માટે તો ન જ હોય, કેમકે આગળ 'ઝલમલે' છે.) લહરીશૃંગારની—જે હવે પછી આવે છે તેનું સૂચન.

૪૧ સાંદ્રમનથી-ઘટ્ટ ખીચોખીચ રીતે. શોહન-શોભન, સારી (રીતે). જેની-જે મુકુટની. ભ્રમ-મુકુટની કીર્તિ ગાનારો પેલો અર્ધ-શશી તે મહેન્દ્રનું ધનુષ્ય તો નહિ એવા ભ્રમમાં પડે છે. ઉત્પ્રેક્ષાલંકાર. ૪૨ વન ઇંદીવર સમો-કમળના વન જેવો. જુથ જે કેશ-જે કેશજૂથ. મહેન્દ્રી વાડીનાં-નન્દનવનનાં. ભ્રમ તમ૦ભ્રમનું તમ (અંધારું) દૂર કરો. મન્યેનું 'મતિ થવા' ઠીક નથી. ઉત્પ્રેક્ષા. ૪૩ સીમંત-સેંથો. હે જગજનનિ ! હે ભવ(શંભુ)ની રાણી ! ઇઇ;-તારા મુખના સૌન્દર્યની ધારા ને પૂરવેગે સ્રોતથી-પ્રવાહમાં ઢળીને વહી આવવાનો ધોરિયો જાણે ન હોય એવો તારો સેંથો છે. સુતનુ-હે સુંદર શરીરવાળી ! ઊઋઃ—પ્રબળા (બળવાન દુશ્મન જેવા) સઘન (ઘાટા) કેશના સમૂહે જાણે રવિનું કિરણ ઊગતું જ જાણે કેદ કર્યું હોય એમ સેંથો દીપે છે. ઋ-કેશ તે ઘોર (કારમી) સમજથી (દુશ્મનબુદ્ધિથી) ઘનતિમિરની કાંતિ ધારી રહ્યા છે. ઉત્પ્રેક્ષા અને રૂપક; બંનેનો અંગાગિભાવથી સંકર. ૪૪ તવ મુખે

અલક (વાળ) છાઈને રહ્યા છે. પરીહાસી–પરિહાસ. 'હાંસી' શબ્દ તો છે જ એટલે 'પરિ' પૂર્વગથી આલિંગીરૂપ પદાર્થે યોજી લીધું. પોતે–પોતાને (કમલ કરતાં). તારા વદને એક જાતના કમલની જ કાંતિ ધારણ કરી છે, જેમાં દશન (દાંત)ની પંક્તિ તે કુસુમરજ જેવી લાગે છે. પુરારી–શિવનાં નેત્રો તે ભ્રમરરૂપ છે. રૂપક અને ઉપમા. ૪૫ પ્રશ્વેત–વિશેષ કરીને ધોળું. મને૦—મનમાં ધારું છું કે મુકુટ પરના અર્ધ શશિનો બાકીનો અર્ધભાગ તે જાણે લચકી રહ્યો છે. આ લલાટ-રૂપે જે અર્ધભાગ રહ્યો છે તે મુકુટવાળા અર્ધશશિ કરતાં અવળી દિશાએ, ઊંધો, છે તેથી 'લચકે' શબ્દ સારો છે. કરે જો બે૦–બંને અરધિયાં ભેગાં કરે તો સુંદર કાંતિ પામે. ઉત્પ્રેક્ષા; ઉત્તરાર્ધમાં અતિ-શયોક્તિ. બંનેનો અંગાંગિભાવથી સંકર. ૪૬ નેત્રાવલિ—નેત્રની પાંપણોની આવલિ (હાર); નેત્રોની હાર સંભવી શકતી નથી, ત્રીજું નેત્ર પણ ગણતરીમાં લેવાનું નથી. મૂળમાં नेत्राभ्याम् છે. રતિપતિ (કામદેવ)નું ધનુષ્ય બે કકડે શાથી લાગે છે તો કહે છે કે કામદેવે વચમાંથી ડાબા હાથે ધનુષ્યને પકડ્યું છે તેથી તેની મૂઠીને લીધે બે ભાગ જુદા દેખાય છે. ભુવનભય ભંગાતુર ઉમે–હે જગતના ભયને ભાંગવા માટે આતુર ઉમા ! રૂપક. નાસિકામાં ડાબા હાથના આરોપણથી રૂપક પણ ધ્વનિત છે. અથવા નાસિકાને ડાબો હાથ ગણાવવામાં અતિશયોક્તિ ગર્ભિત છે. બંનેનો સંદેહસંકર. ૪૭ દીન પ્રકટે–દિન (દિવસ) પ્રગટાવે છે. રજનીનાયક–ચંદ્ર. ત્રિજી દરટી–ત્રીજું નયન. હિમ–હેમ–સોનાના. હિમ=બરફ અભિપ્રેત ન હોઈ શકે, કેમકે શિયાળામાં કમળ થાય નહિ. હિમ જેવું ધોળું એમ પણ ન ચાલે, કેમકે ત્રીજા નયનનો રંગ ધવલ અભિપ્રેત નથી (જુઓ આગળ ૪૯ઈ, ૫૩અ). મૂળમાં हेमाम्बुज० પાઠ છે. પંકેરૂહ–કમલ. દિવસરજની-અંતર–દિવસ અને રાત્રિની વચ્ચે. ભગવતી કાલથી અવચ્છિન્ન થવાનો સંભવ દૂરાપાસ્ત છે એવો ધ્વનિ. ૪૮ આ શ્લોકમાં દેવીની દૃષ્ટિનું સ્મરણ જુદાંજુદાં નગરોનાં નામમાં કેમ થાય છે, અથવા

અનેક નગરોનાં નામ જેને આપી શકાય એવી દેવીની દષ્ટિ કેવી નગરોને જીતનારી છે એનું સુંદર વર્ણન છે. विशाला, कल्याणी, अयोध्या (દષ્ટિ પક્ષે 'કમલોથી જેની સાથે યુદ્ધ–સ્પર્ધા–ન થઇ શકે એવી'], धारा [કૃપાની], मधुरा મથુરા–મદુરા, भोगवती (કવિએ 'ભોગથી ભરી' અનુવાદ ઠીક કર્યો નથી–'ભોગવતી શી' એમ રાખ્યું હોત તો નગરીનું નામ સ્પષ્ટ રહેત. દષ્ટિપક્ષે આભોગવતી=દીર્ઘ), अवन्ती (દષ્ટિપક્ષે રક્ષણ કરનારી), विजया (એ રિત જિત્યાં–અનુવાદને બદલે 'અગણુ નગરો કેરિ વિજયા' જેવું કાંઇક રાખવું જોઇતું હતું),–વગેરે નગરનામો શ્લેષરચનાથી ગૂંથ્યાં છે. વિશાલાથી વિજયા એ આઠ નગરીઓ આઠ પ્રકારની દેવીની દષ્ટિઓ છે. વિશાલાદષ્ટિ અન્તર્વિકાસરૂપા છે, કલ્યાણીદષ્ટિ વિસ્મિતા છે, અયોધ્યાદષ્ટિ સ્મેરકનીનિકા(હસતી કીકીવાળી), ધારાદષ્ટિ અલસા, મધુરાદષ્ટિ વલિતા, ભોગવતીદષ્ટિ સ્નિગ્ધા, અવન્તીદષ્ટિ મુગ્ધા અને વિજયાદષ્ટિ તે પ્રાન્તકનીનિકા (છેડે કીકી ગઇ હોય એવી) આકેકરાખ્યા દષ્ટિ છે. આ દષ્ટિઓ અનુક્રમે સંક્ષોભ, આકર્ષણ, દ્રાવણ, ઉન્માદ, વશ્ય, ઉચ્ચાટન, વિદ્વેષણ અને મારણની ક્રિયામાં યોજાય છે. જે પ્રદેશપર રહીને ભગવતીએ અંતર્વિકાસયુક્ત એવી વિશાલાનામક દષ્ટિથી જનસંક્ષોભ કર્યો તે વિશાલા-નગરી–એ રીતે બધી નગરીઓ વિષે ઘટાવવાનું છે. મને લાગે છે કે આ સુંદર શ્લોકની પ્રેરણા મૂળ કવિને શાક્ત સંપ્રદાયનાં પ્રાચીનતમ લખાણોમાંના એક એવા તૈત્તિરીય આરણ્યકમાંના અરુણકેતુ ઋષિના ઉદ્ગારોમાંથી देवानां पूरयोध्या ।।–એ વચનમાંથી 'અયોધ્યા'ને રસ્તે કલ્પના ચાલતાં મળી હોય. **૪૯** તારું ત્રીજું નેત્ર રતુમડું કેમ ? તારા કર્ણ જ્યાં કવિવાણીરૂપી નવીન કુસુમરેણુ ભરેલી છે તેના ભોગી ભ્રમરશિશુ (નાના ભમરા) શાં તારાં બે ચક્ષુઓ તે કર્ણને અડીને નવે રસનો સ્વાદ અનુભવે છે એની ઇર્ષ્યાથી બળીને એ રાતું થયું છે. શ્રવણોના કાવ્યામૃતાસ્વાદ–સંબંધનો અભાવ છતાં સંબંધકથનને લીધે અતિશયોક્તિ. ભ્રમરશિશુ–તે અપહ્નવ અથવા રૂપક–બંનેનો સંકર. **૫૦** તારી

દૃષ્ટિ હરશું–મહાદેવ સાથે શૃંગારાર્દ્રા–શૃંગારભીની છે, અવરને (બીજાને) તો ગણતી–લેખામાં લેતી–નથી. અહીશંભુથિ બિન્હી–શંભુના અહી (સર્પો)થી બીક પામી. આલીશું–સખીઓ સાથે. કૃપાક્ષેમકરણી–કૃપાક્ષેમ કરનારી. ભરત પ્રમાણે શાન્ત રસ નથી. બાકીના આઠનું અહીં વર્ણન છે. પરસ્પરવિરોધી રસોનો નેત્રમાં એકત્ર સમાવેશ કરવાથી વિરોધાલંકાર. **૫૧** પાંખ–પાંપણોરૂપી. પુરારિ–શિવના ચિત્તને અસ્વસ્થ બનાવતાં. શિરકુસુમ હિમાચલકુલે–હિમાલયના ગોત્રમાં હે મસ્તકે વિરાજતા કુસુમ સમી દેવી! નિદર્શનાલંકાર, પ્રતિબિંબના આક્ષેપને લીધે. **૫૨** ઈશાન–મહાદેવ. ઇઇ: જાણે કે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને ફરીથી પ્રગટ કરવા પ્રસંગ આવે ત્યારે તે માટે સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણે ગુણો ધારણ કરી રાખ્યા ન હોય. ઉત્પ્રેક્ષા. ભગવતીના નયનાંજનદર્શનમાંથી જ ઉત્પત્તિસ્થિતિલય સૂચવી દેવાનો મહાન અતિશય ધ્વનિત થયો છે. અલંકારથી વસ્તુધ્વનિ સિદ્ધ થયો છે. **૫૩** સિત–ધોળું. અસિત–કૃષ્ણ. કાલીંદી–કાલિન્દી, યમુના, તે કાળી. સુરસરિ–દેવોની નદી, ગંગા, તે શ્વેત. અને શોણનદ તે રાતો. ઉત્પ્રેક્ષા **૫૪** અસૂયા–(મૂલમાં० चकिताः હોઈ આશ્ચર્ય છે) ઈર્ષ્યા. મત્સી–શફરિકા માછલીઓ. અનિમિષા–ફરકાટ વગર. તે આખો વખત પાણીમાં રહે છે, કેમકે રખેને પોતાની હરીફ જેવી, દેવીની આંખો, જે કાન સાથે વાતો કરતી હોય છે તે, પોતા વિરુદ્ધ કાંઇ કહી દે. અસિત કમલ–કૃષ્ણ કમલ, કુમુદ. તે રાતને વખતે દલ ખોલીને સ્થિર બને છે, કેમકે ત્યારે પોતાનાં હરીફ–દેવીનયનો–આરામ લેતાં હજ્યાં હોય. મૂલમાં કર્તા 'શ્રી' છે, જે સવારે જતી રહે છે ને રાતે પાછી પુષ્પમાં પ્રવેશ કરે છે. પૂર્વાર્ધમાં ઉત્પ્રેક્ષા, ઉત્તરાર્ધમાં અતિશયોક્તિ; બંનેની અનુસૃષ્ટિ. **૫૫** હે હિમગિરિરાજદુહિતા, તુજ મેષોન્મેષે(આંખના બીડવામાં ને ખોલવામાં) જગત પ્રલય અને ઉદય પ્રાપ્ત કરે છે, એવું સંતો કહે છે. હું સમજું છું કે ઉન્મેષથી જગતની ઉત્પત્તિ° થઈ તેને હવે પ્રલયથી બચાવી લેવા માટે જાણે તારી દૃષ્ટિ અનિમિષા (પલકારા

વગરની) થઇ ન હોય ! લક્ષ્મીધર આની પછી ઉપરનો શ્લોક આપે છે. ઉત્પ્રેક્ષા. સ્વભાવવિરુદ્ધ એવા દેવતાનયનના અનિમેષમાં જગદ્‌સંરક્ષણનું ફલ જોવાથી ફલોત્પ્રેક્ષા. દેવીનો મહિમા અવાઙ્‌મનસગોચર છે એવો ધ્વનિ છે. અલંકારથી વસ્તુધ્વનિ. ૫૬ કમલશું-કમલ જેવી, કવિ 'શું'ને 'સમ' જેમ અવિકારી વિશેષણ ગણી વાપરતા લાગે છે, સિવાયકે 'દૃષ્ટી (નિલકમલ શું સુંદર ?)વડે' એમ અન્વય ગોઠવીએ. સર૦ 'ધનશું' ૩૯૪,૮૨૪. બહુવચનમાં પાછો વિકારી તરીકે પ્રયોગ છે: સર૦ 'શિશુશા' ૪૯આઃ વીદેશી-દૂર પડેલાને. મૂલ-दवीयांसम्. 'દયાદ્રાયી દૃષ્ટી'નું મૂલ-दृशा द्राघीयस्या-દીર્ઘ સુધી પહોંચનારી દૃષ્ટિથી. સમાં-સરખાં. પખરે—( સં. प्र + कॄ-किर् )વેરે. અર્થાન્તરન્યાસ અલંકાર. ૫૭ સ્મરધનુ-કામદેવના ધનુષ્યનો. નાયકરતી રતિનાયક, કામ. પૂર્વાર્ધમાં ભ્રાન્તિમદલંકાર; ઉત્તરાર્ધમાં ઉત્પ્રેક્ષા, સંદેહાલંકાર પણ. બંનેનો અંગાંગિભાવથી સંકર. ૫૮ તાટંક-કુંડલ. ચક્ર ચારે-બે કુંડલનાં બે અને તેનાં પ્રતિબિંબોનાં બે મળી ચાર. ચક્ર-પૈડાં. મદનરથ-કામદેવનો રથ (મુખરૂપી). સ્વર અહીંને-'સ્મર અરીને' વાંચો. સ્મર૦-સ્મર (કામદેવ) સ્મરઅરિ (સ્મરના દુશ્મન-શિવ)ને હરવવા. બિચારો૦-આ પંક્તિ બરોબર નથી. બિચારો—જે સુરજ-શશિચક્રવાળા રથમાં ધરા માપે છે તે કામદેવ અભિપ્રેત નથી અને 'શિવ' હોય તો તેને માટે 'બિચારો' એ અપશબ્દ ગણાય. મૂલ આમ છે: ચાર ચક્રવાળા તારા મુખરૂપી રથ પર આરૂઢ થઈને મહા-વીર માર(કામદેવ) સૂર્ય અને ચંદ્રરૂપી ચક્રોવાળા અવનિરથને જેણે સજ્જ કર્યો છે એવા પ્રમથપતિ(શિવ)નો દ્વેષ કરે છે.' પૂર્વાર્ધમાં મુખનું રથત્વ કલ્પવામાં ઉત્પ્રેક્ષા. આરોહણ મહાવીરત્વ સ્થાપનાર છે એ કહેવામાં કાવ્યલિંગાલંકાર. પરમેશ્વરને મન્મથ સાથે યુદ્ધપ્રસંગનો સંબંધ કથવામાં અતિશયોક્તિ. કાવ્યલિંગ અને અતિ-શયોક્તિનો અંગાગિભાવથી સંકર. ઉત્પ્રેક્ષા સ્વતંત્રપણે તેને અનુપ્રાણક હોઈ ઉપકારક છે. ૫૯ સરસ્વતીની સુધાધિક વાણી કાનથી સતત

પીતાં પીતાં વચ્ચે ખુશ થઇ જઇને માથું હલાવો છો ત્યારે કુંડલો જાણે કે 'વાહવાહ'ના અવાજથી રણકી ઊઠે છે. 'તેને કરણમૂલથી સિંચન કરી'–બરોબર નથી. 'તે' એટલે સંગીતલહરી, તેને નહિ પણ 'તેથી કરણમૂલનું' એમ જોઇએ. ખણખણાટમાં શાબાશીના શબ્દ કલ્પવાથી ઉત્પ્રેક્ષા. શિર હલાવવામાં સંબંધાભાવે સંબંધ-કથનથી અતિશયોક્તિ. બંનેનો અંગાગિભાવથી સંકર. ૬૦ હે હિમગિરીના કુલના ધ્વજ સમી દેવી ! તારો નાસારૂપી વંશ–વાંસ અમને ફળ-દાયી થાઓ. કવિસમય, લક્ષ્મીધરની વાણીમાં 'લોકશાસ્ત્રમર્યાદા', છે કે વાંસમાં મૌક્તિક હોય છે એટલે 'ફળદાયી થાઓ'નો અર્થ મૌક્તિક થાઓ ( મૌક્તિક સ્થૂલ નહિ પણ સૂક્ષ્મ ). શિશિરા સ્વાસેo–શીતળ શ્વાસથી પ્રગટેલાં મૌક્તિકો નાસાવંશની અંદર તો ઘણાં ઘણાં છે, પણ જાણે તે બધી છૂપી સમૃદ્ધિનો ખ્યાલ આપવા બહિર (બહાર) પણ મુક્તામણિ ધારણ કરેલ છે—નથના મોતીરૂપે. નાસાને વંશ કહેવાને કારણે રૂપક. ૬૧ પ્રકૃતિ થકી–કુદરતી રીતે જ. અહીં કવિ થોડુંક ચૂકી ગયા છે. એમના કહેવા પ્રમાણે તો એટલો જ અર્થ થાય કે 'પ્રકૃતિથી જ તારા સુંદર અધરે રાતો રંગ રહ્યો છે, અને જો પર્વાળાંની લતાને ફળ બેસે તો તેમાં તારા અધરની જોડ જડે.' પણ મૂલનો આશય આમ છેઃ પ્રકૃતિથી જ તું જે રાતી છે તેના વળી અધરની જે રક્ત કાન્તિ તેની સરખામણી હવે હું આપીશ. (પણ એટલું બોલીને જ કવિની લૂલી અટકી પડે છે. બીકું તો ઝડપ્યું પણ ઉપમાન ક્યાંથી કાઢવું ? સ્મૃતિએ પરવાળાં તરફ ધ્યાન દોર્યું પણ તેમાં શું વળ્યું ? પરવાળાં જેવી તો 'પ્રકૃતિથી'–કુદરતી રીતે–સહજ દેવીની સમગ્ર શરીરકાન્તિ જ છે. દેવીના લાલ લાલ શરીરમાં પણ જુદી તરી આવે એવી એના અધરની લાલી છે. એની સરખામણી કોની સાથે કરવી ? હા. પરવાળાંની લતાના ફળ જોડે—જે સમગ્ર પરવાળાંની લતાના રાતા રંગમાં પણ વિશેષતયા રાતું—શોભી રહે તેવા એના ફળ જોડે–જરૂર દેવીના અધરનું સાદશ્ય સૂચવી શકાય. પણ

ત્યાં સ્મૃતિએ મમરો મૂક્યોઃ પરવાળાંની લતાને ફળ હોય જ છે ક્યાં જે? પણ આ બધી ગડમથલમાં કવિની ઉત્તેજાયેલી કલ્પનાએ છેવટે અડાવી દીધું કે, ત્યારે—'પરવાળાંની લતાને ફળ આવવા દો!' (એટલે પછી અમે તમારા અધરનું સાદૃશ્ય બતાવશું). અધરનું ચવાઈ ગયેલું બીજું ઉપમાન બિંબ તો છે જ. તે પોતે જ દેવીની છાયાથી રાતું બન્યું છે તો સમતા—સરખાપણું—સરસાઈ કરવા ક્યાંથી સામે આવવાનું હતું! બિંબફળ–ગિલોડાં, ઘોલાં, ટીંડોરાં. ઓષ્ઠરૂપી બિંબનું પ્રતિબિંબ પડે તેની રતાશ મેળવીને, બિંબફલ લાલ દેખાય છે. સ્ફટિક જેમ જાસૂદનાં ફૂલના પ્રતિબિંબને લઈને લાલ બને તેમ. તેથી તો તેનું નામ પણ બિંબફલ છે (—લક્ષ્મીધર). પૂર્વાર્ધ તેમજ ઉત્તરાર્ધમાં અતિશયોક્તિ. બંનેની સંસૃષ્ટિ. ૬૨. વદનરાકાશશિ–વદનનો રાકાશશિ (રાત્રિચંદ્ર). ચકોરો તારા મુખચંદ્રની સ્મિતરૂપી જ્યોત્સ્ના પીધા કરે છે તેમાં એમની ચંચૂઓ અતિ મીઠાશથી જડ પણ થઈ ગઈ. મીઠાઈથી થાકેલાને ફરસાણ જોઇએ એમ હવે એ ચકોરો–જેમને મધુરતાની ગરજ તો રહી નથી પણ કશાક ખાટાખારાની જરૂર છે તેઓ—રોજરોજ રાતે આકાશના ચંદ્રની ચાંદનીને કાંજી ગણીને પીએ છે. નભચંદ્રની ચંદ્રિકા કરતાં દેવીની સ્મિતચંદ્રિકાના ચઢિયાતાપણાનું સૂચન. અતિશયોક્તિ. ૬૩. ઇઈ. જાસૂદ જેવી રાતી તારી જિહ્વા અને તેને અગ્રે સ્ફટિક સમી શ્વેત ભારતી–સરસ્વતી વાસો વસી છે. પરિણામે માણિક્ય વચ્ચે સ્ફટિક જડવામાં આવે ને એ જેમ શ્વેતતા તજીને લાલાશ ધારણ કરે તેમ ભારતીની ગૌર કાન્તિ અરુણ(રક્ત) રૂપ ધારણ કરે છે. દેવીના વદનાંબુજે સર્વદા સરસ્વતી સ્વમૂર્તિએ વસે છે એ આશય. તદ્ગુણાલંકાર. લક્ષણઃ तद्गुणः स्वगुणत्यागादन्योत्कृष्टगुणाहृतिः। ૬૪. હરિ–વિષ્ણુ, શચિપતી–ઇન્દ્ર અને કાર્તિકેય તે શંભુની પ્રસાદી નથી લેતા–શિવનિર્માલ્ય ગણાયેલો ભાગ સ્વીકારતા નથી. છતાં અસુરો જોડે લડી આવ્યા પછી આયુધો આઘાં મૂકી શશિ જેવા ધવલ કપૂરવાળી તારા વદનની તાંબૂલકણિકાને શરીરે લગાવે છે. કવિએ विलिप्यन्ते

પાઠ લીધો છે. विलीयन्ते–विलुप्यन्ते (કણિકાઓ ગાયબ કરવામાં આવે અર્થાત્ ઝડપી લેવામાં આવે છે)—विलुंठ्यन्ते(લૂંટવામાં આવે છે) એમ પણ પાઠાંતર છે. ૬૫. સરસ્વતી વીણા લઈ શિવના યશોગીતનું ગાન કરવા બેઠી છે. ગીતથી પ્રસન્ન થઈને દેવી 'વાહ! વાહ!' એટલા શબ્દો બોલે છે. ત્યાં દેવીનો એટલોક કલરવ કાને પડતાં તો ગિરા (સરસ્વતી) એવી શરમાઈ જાય છે કે વીણા વગાડવી જ ભૂલી જાય છે. ખોળે–'ખોળામાં' નહિ, પણ વાજિંત્રને રાખવાની કપડાની ખોળ હોય છે તેમાં. તંત્રકુશલા–વાજિંત્ર વગાડવામાં નિપુણ. અતિશયોક્તિ. ૬૬. પિતાભાવે–પિતૃભાવથી, વાત્સલ્યથી. દરપણમુખે–મુખ રૂપી દર્પણ ઝાલવા માટે (શિવને સારુ) દાંડલા જેવી જે છે. ચુબુક–હડપચી. સં. માં चिबुक અને चुबुक બંને શબ્દો છે. અનન્વયાલંકાર, સર્વોપમાનિષેધ કરી સ્વનું સ્વયમેવ સદૃશ કથવાથી. ૬૭. ગ્રીવા–ડોક, તે મુખરૂપી કમલના નાલ જેવી છે. નાલ ઉપર કાંટા હોય છે તો શિવના બાહુસ્પર્શથી ગ્રીવા પણ કંટકિત (પુલકિત) છે. હવે મોતીમાળા છે તેને આ ઉપમામાં શી રીતે ઘટાવવી? તો કહે છે કે મોતીમાળા પોતે તો શુકલા–શ્વેત છે, પણ ગળા ઉપર લગાડેલા અગરુલેપથી કાળી ('મલિન') થાય છે અને તેથી મૃણાલી–કમલતંતુની શોભાને ધારણ કરે છે. છબિ–छवि–શોભા. દેવીના મુખની શ્રીસદૃશી શ્રી(શોભા) છે એમ સૂચવવાથી નિદર્શનાલંકાર. મુખને કમલ કથવાથી રૂપક. ઉભયનો અંગાંગિભાવથી સંકર. ઉત્તરાર્ધમાં પણ નિદર્શના. તેનો ઉપર સાથે સંકર. ૬૮ ગતિ–સંગીતની ગતિ બે, માર્ગી અને દેશી. ગમક–સ્વરનો કંપ. તે પંચવિધ છે (ભરત પ્રમાણે). ગીત–ધાતુ અને માતુ એમ દ્વિવિધ છે. ગતિ, ગમક અને ગીતમાં હે નિપુણે! ત્રિગુણ (ત્રણ ગુણ, મૂળમાં प्रगुण–બહુરજ્જુનિર્મિત છે) સમા, વિવાહસમયે બાંધેલા ગુણ (દોરી, સૂત્ર)ના પ્રતિબિંબ જેવી કંઠની ત્રણ રેખાઓ છે. વળી સંગીતના ત્રણે ગ્રામો–સ્વરસમુહ–(ષડ્જ, મધ્યમ અને ગાન્ધાર સ્વરગ્રામ), જેમાંથી વિવિધ રાગો પ્રસવે છે, તેની પણ 'પ્રથક' (ભિન્ન ભિન્ન)

સીમાઓ વિલસતી ન હોય એમ એ ત્રિરેખાથી સમજાય છે. પૂર્વાર્ધનો અનુમાનાલંકાર અનુવાદમાં ઉત્પ્રેક્ષારૂપે ઊતર્યો છે. ઉત્તરાર્ધમાં ઉત્પ્રેક્ષા. ૬૯. પદ્માસન–બ્રહ્મા. એમ ગણીને કે અંધકના અરિ પશુપતિ—શિવે પુરા (પહેલાં) પોતાનું પાંચમું શિર છેદેલું છે તો હવે જે ચાર રહ્યાં તેમનું અભય દેવીના ચાર હાથની આશિષથી મેળવવું. કાવ્યલિંગાલંકાર. ૭૦. વર્ણનની રીત ૬૧ જેવી છે. ક્રીડાકાલે લક્ષ્મીના પગ નીચે આવવાથી પગનો અળતો જો કમળને લાગી જાયને તો એ કમળમાં તારા કરની સમાન વસ્તુ ('સમ') જડે, નહિ તો નહિ. પૂર્વાર્ધમાં તદ્ગુણાલંકાર. ઉત્તરાર્ધમાં અતિશયોક્તિ. ૭૧ ગણુસ્વામી–ગણપતિ, સ્કંદ–કાર્તિકેય. સ્વકુંભ૦–ગણપતિ (હેરંબ) સ્તનને જોઈ આ મારા કુંભસ્થલો તો નથી એવી આશંકાથી કુંભસ્થલ ઉપર સૂંઢ ફેરવે છે. ભ્રમ થવાનું કારણ પોતાનાં કુંભસ્થલની અને સ્તનની સમાનતા. સર૦ ૭અ. તે ઉપરનું ટિપ્પણ જુઓ. ગણપતિની આ ભ્રમલીલા ખરે જ 'हासजनक' છે. કવિએ જનક(પિતા) શિવને હાસ ઉપજાવે છે એટલો જ અર્થ કર્યો છે, પણ બધાંને હાસ્ય ઉપજાવે છે. દેવીના સ્તનયુગલનું સામ્ય શોધવું હોય તો ગણપતિના કુંભસ્થળમાં જ મળે એમ સૂચવવાથી અતિશયોક્તિ. ગણપતિને ગંડસ્થળ પર હાથ ફેરવતા બતાવી દેવીસ્તન તેના જેવાં છે એ વર્ણનમાં ઉપમેયોપમાનો ધ્વનિ. વસ્તુ–અલંકાર–ધ્વનિના એક વ્યંજક અનુપ્રવેશને લીધે સંકર ૭૨. માણિક્યમણિના–માણિક્યમણિના રચેલા. કુમારો૦—ગણુસ્વામી અને મયૂરસ્વામી–ગણપતિ અને કાર્તિકેય–એ કલશોનો પીયૂષરસ પી પીને અદ્યાપિ પર્યંત કુમાર રહી શકયા છે, અને યૌવનનાં સુખ—યુવતીજનનો સંગમરસ–એથી પૂરા અજ્ઞાત રહ્યા છે. અર્થાત્ તે બંને બાળક તો ક્યારના મટી ગયા છે, ઘેર બંનેને રિદ્ધિ સિદ્ધિ અને દેવસેના વહુઓ છે, છતાં આધ્યાત્મિક પોષણ જે તારી પાસેથી મળે છે તેના પરમ આનંદના ઘેનમાં સાંસારિક લીલા પ્રત્યે એમનું લક્ષ્ય જ ગયું નથી. કાવ્યલિંગાલંકાર. સ્તનોને કલશ કહેવામાં

રૂપક. ૭૩ ગજાસુરના મસ્તકમાંથી મળેલાં મૌક્તિકની શ્વેત માળા દેવીએ ધારણ કરેલી છે, તેની ઉપર બિંબાધરની રાતી ઝાંય પડવાથી તે કાંઈક અરુણરંગી લાગે છે. શિવની કીર્તિની મૂર્તિ જ જાણે જોઈ લો. અહીં કવિ ઉપમાનો મર્મ (૬૧ની જેમ) કાંઈક ચૂકી ગયા છે. મૂળમાં प्रतापव्यामिश्रां...कीर्तिमिव છે જેથી(કવિસમય પ્રમાણે કીર્તિનો રંગ શ્વેત અને પ્રતાપનો રક્ત હોઈ) પ્રતાપથી મિશ્રિત એવી કીર્તિના સ્વરૂપ જોડે અધરઅરુણિમાથી મિશ્રિત એવી મુક્તામાલાની ધવલતાને સરખાવી શકાય. 'પ્રતાપે છાઈશું ત્રિપુરહરકીર્તીનિ મુરતી' એમ મૂક્યું હોત તો સારું થાત. ઉત્પ્રેક્ષા–પૂર્વાર્ધ તેમજ ઉત્તરાર્ધમાં, પરસ્પરને ઉપકારક સંબંધમાં છે. ૭૪. જે–સારસ્વત જલરૂપી સ્તન્ય. દ્રવિડશિશુ શ્રીમદ્ આદ્યશંકરાચાર્ય. કેટલાકનો એમાં મતભેદ પણ છે. ઉત્પ્રેક્ષા. ૭૫. શિવના ક્રોધાનલથી ભડભડ સળગતો કામદેવ તારી નાભિરૂપી સરોવરે જતો પડ્યો, તેથી જે ધુમાડાની સેર બહાર આવી તેજ તારી રોમાવલિ. ઉત્પ્રેક્ષા. અતિશયોક્તિ પણ લેખી શકાય. ૭૬. લસે–નો કર્તા 'રોમાવલિ'. તરલ–ચંચલ; મૂળમાં तनुतर—થી વધારે ઝીણી (રોમાવલિ). મધ્યે–શરીરના મધ્ય ભાગમાં–કમરમાં. 'ક્ષીણા'–સ્ત્રી લિંગી વિશેષણ તે 'મધ્ય'ના પર્યાય 'કમર'ની જાતિ પર નજર રાખવાથી. સર૦ 'ઝરતું સુધા'–'દર્શનેચ્છા'ર. ઈઈ: તે જાણે તારા એકમેકને દાબતા સ્તનરૂપી કલશોની વચ્ચે આવેલું આકાશ પાતળી સેરથી નાભિરૂપી બખોલ ('ગુહા')માં જઈ પ્રવેશ કરે છે, મૂળ જગાનો સંકોચ થવાને કારણે. આ શ્લોક ઉપર '(રોમાવલીવર્ણનમ્)' મૂક્યું છે. ખરું જોતાં તે ૭૫ મા શ્લોકે મૂકવું જોઈએ અને ત્યાં '(નાભિવર્ણનમ્)' છે તે ૭૭ મા શ્લોકે મૂકવું જોઈએ. દેવીનું શિખાથી નખ તરફ જતું વર્ણન હોઈ પ્રથમ રોમાવલિ અને પછી નાભિ આવે એ કવિસમય પ્રમાણે ઉચિત છે. સંદર્ભ ઉપરથી પણ ૭૫–૭૬ માં રોમાવલિવર્ણન અને ૭૭ માં નાભિવર્ણન ઉદ્દિષ્ટ લાગે છે. ઉત્પ્રેક્ષા. ૭૭. શકે–शंके–જાણે કે. આ તારિ નાભિ તેને તો ગંગાની ઘૂમરી—પણ એ સ્થિર

હોય તો તે—ની ઉપમા આપી જાય. આઇઈ—અનુવાદ વિસ્તારથી શિથિલ બન્યો છે અને તેમ છતાં અધૂરો છે. કલ્પના એવી છે કે નાભિ તે એક ક્યારી છે ને તેમાંથી રોમાવલિલતા ઊગીને ફેલાઈ છે—જે લતાને રત્નરૂપી કુસુમો બેઠાં છે. કવિએ ક્યારીને ઠેકાણે 'મહાકુંડ' શબ્દ મૂક્યો છે, પણ ક્યારી માટે મૂલમાં નોખો શબ્દ છે અને 'कुण्डं कुसुमशरतेजोहुतभुजः (તારી નાભિ તે) કુસુમશર(કામદેવ)ના તેજ (પ્રતાપ) રૂપી અગ્નિનો કુંડ છે' એમ બીજું આગળ નવું રૂપક છે તે આખું છોડી દઈ તેમાંનો માત્ર 'कुण्ड' શબ્દ ઉપાડી લેવામાં કવિની ભૂલ થઈ છે. ઊઃ સિદ્ધિ માટે સાધકો ગુહામાં જઈને સાધના કરે છે તો તેવી ગુહાનું તારી નાભિ એ શિવનયન માટે દ્વાર છે—એવો આશય છે. એક નાભિનો અનેક રીતે ઉલ્લેખ કરવાને કારણે ઉલ્લેખાલંકાર. ૭૮. મધ્યભાગ–કટિ, કમર. ઊઊઃ જેનો તટ તૂટી પડ્યો છે એવી નદીને કિનારે આવેલું નાનું ઝાડવું જમીનદોસ્ત થવાની તૈયારી કરતું હોય એવી તારી કમ્મરની દશા લાગે છે. મૂળમાં તૂટવાની ક્રિયાનો બોધ કરાવે એવી પ્રાસયુક્ત વર્ણસંકલના છે'...त्रुटित-तटिनीतीरतरुणा...' કવિ તેનો પ્રતિધ્વનિ એ પંક્તિના વિસ્તારમાં, પણ સારી રીતે, લાવી શક્યા છે. માત્ર સં.માં तरुणा તરુ સાથે (સમાન અવસ્થાવાળો તારો મધ્યભાગ છે) એ અર્થમાં तरु–णा પંક્તિ અંતે છે, પણ અનુવાદમાં કવિ તેમાંથી તરુ લઈને અટકી ન જતાં 'તરુણ' વિશેષણ પણ તે જ શબ્દમાંથી લે છે !! ઋઃ 'તુજ'નો અન્વય 'ક્ષેમકુશલ' સાથે (અર્ધવિરામ પંક્તિ અંતે કવિ ઊંધું ઘાલીને જ મૂકતા હોઈ તે રદ કરીને); 'તે સમ તુજ'=તેના જેવી તારી (કમર છે) એમ પણ અન્વય સંભવિત છે. મૂળમાંની ઉપમા અહીં ઉત્પ્રેક્ષારૂપે છે. ૭૯. ઉદર ઉપરની ત્રિવલીનું ('વલિત્રયમ્'નું) વર્ણન છે. તેને લવલીલતા સાથે સરખાવી છે. એ લતાના ત્રણ બન્ધથી જાણે કે ઓ–ભાગ્યું !–ઓ–ભાગ્યું !–એવા દેવીના ઉદરને રક્ષાર્થે બાંધી લીધું છે એવી કલ્પના છે. કર્તા–અનુવાદમાં આપ્યો નથી તે મૂલ અનુસાર

ભગવાન કામદેવ છે. ઉદર ભાંગી પડવાનો ભય શાથી? કારણમાં બતાવે છે કે સ્વયં કામદેવે જ ચોળી તોડીને બહાર ફૂટી આવે એવાં ઉન્નત દેવીનાં સ્તનોને બનાવી મૂકયાં છે. ઉત્પ્રેક્ષા અને અતિશયોક્તિ. ૮૦ (નિતંબવર્ણનમ્) હિમાદ્રિએ તેને પહેરામણીમાં પોતાને સુ–તને (સારા શરીરને) નિતંબે–પડખે જે વિસ્તાર અને વજન છે તે તને આપેલાં. જેથી તારા નિતંબ આખા જગતને અમારી નજર આગળથી ઢાંકી દે છે. અતિશયોક્તિ. ૮૧. (ઊરુ–જાનુ–વર્ણનમ્): તેં તારા ઊરુ=જંઘાઓ વડે કેળના સ્તંભની અને હાથીની સૂંઢની શોભાને હરી લીધી છે. પ્રણતિ–પ્રણામ (શિવને). જાનુ–ઘૂંટણ. સ્વરગકરિ–ઐરાવત. ઉપમા. ૮૨. (જંઘાવર્ણનમ્): જંઘા તે ગિરિશરૂપી અરિને હરાવવા જેણે કમર કસી છે તે સ્મર–કામદેવનાં બાણોથી ભરેલા ભાથા જેવી છે. તે ભાથાની અગ્રે તારી પાદાંગુલિ અને નખજ્યોતિધારા તે સુરો(દેવો)ના મુકુટરૂપી સરાણે ઘસીને જેની ધાર કાઢી છે તેવાં તીરનાં ફળાં સમાન છે. શું=સમાન. અવિકારી તરીકે પ્રયોગ. સર૦ ૫૬અ (ટીકા જુઓ). જંઘાને ભાથો કહેવામાં ઉત્પ્રેક્ષા. નખા- અને ફળાં કહેવામાં અપહ્નવાલંકાર. સ્મરના સાહસવર્ણનમાં અતિશયોક્તિ. ૮૩ (ચરણવર્ણનમ્) શ્રુતીમૂર્ધાને–વેદના મસ્તકે. જલપ્રક્ષાલન થકી–જે ચરણોને પખાળવાના પાણીને કારણે. જેના જાવક (લાખ-અળતો)ની દ્યુતિ વિષ્ણુના મુકુટે–મુકુટમણિમાં જતી દીપી ઊઠી. રૂપક. ૮૪. જેનો માર–જે પદનો આઘાત. અસૂયા–ઈર્ષ્યા. શિવને કંકોલ વૃક્ષની અદેખાઈ આવે છે. કંકોલતરુ પદ્મિની રમણીના પાદાઘાતથી પુષ્પિત થાય છે એવો કવિસમય. દેવીના પાદાઘાત પામીને કુસુમહીન કંકોલતરુ સપુષ્પ બને છે. પાદપ્રહારનો આસ્વાદ એ તરુ એકલો જ ખાટી ગયો ને પોતે વંચિત રહ્યા એવી શિવની અદેખાઈ. શિવમાં અસૂયાનું સૂચન તેને લઈને અતિશયોક્તિ. ૮૫. સપત્નીકા–શોકય. શીવારી–શિવનો અરિ, સ્મર, કામદેવ, તે કૃતાર્થ થઈને વિજયથી હસી રહ્યો. મૂળમાં વધારે વેધકતા છે: ‘પોતાના

દહનનું લાંબા સમયનું અન્તઃશલ્ય (હૃદયમાં પેઠેલી શૂળ, તીણો કાંટો) તેને ખેંચી કાઢતો કામદેવ ખડખડ હસી પડ્યો.' અતિશયોકિત. ૮૬. સરોવરનાં પદ્મો સાથે દેવીનાં પાદપદ્મોની તુલના. તુહિન–બરફ. તારાં પાદપદ્મ હિમાલયના તટ પર ફરી શકે છે, દિવસે જ નહિ પણ રાતે ય ખીલી રહે છે અને ભક્તજનો તેમાંથી લક્ષ્મીની પ્રાપ્તિ કરી શકે છે (જ્યારે સરોવરનાં પદ્મ તો લક્ષ્મીનું નિવાસ જ માત્ર છે). વ્યતિરેકાલંકાર. ૮૭ પ્રપદ—પગનો આગળનો ભાગ. ઈર્ષ્યા૦ પ્રપદ જે કોમલ છે તેમને કાચબાની કઠિન પીઠની ઉપમા કેમ અપાઈ હશે? ઉગીઃ શિવે ઉપનયન–વિવાહ–કાલે પથ્થર જેવા કઠિન પદાર્થ ઉપર એ શા માટે મૂક્યા હશે ? સુમતી–સારી મતિવાળા થઇને (શિવે); મૂળમાં સદય મનવાળાએ–છે. મૂઢ: ક્યાં કઠણ ને ક્યાં કોમલ ? એ વિવેક પણ એ ઘેલાઓ વિસરી ગયા ! અનન્વયાલંકાર. ૮૮. તારી પૂજા વખતે પ્રણિપાત કરતી સ્વર્ગરમણીઓના કરરૂપી કમલો તારા નખરૂપી શશીઓથી બિડાઇ જાય છે (કમળ ચંદ્રોદયથી બિડાતું હોઇને) અર્થાત્ તેઓ માનપૂર્વક તારા ચરણ આગળ પ્રણામ કરે છે. કલ્પતરુ કરતાં તારા ચરણનો વધારે મહિમા છે. કવિએ અનુવાદમાં વિસ્તાર કર્યો છે પણ સચોટતા ગઈ છે. અનુવાદ પ્રમાણે–હે દેવિ ! જે કોઈ નવાં કુસુમપત્રોથી તમારું પૂજન કરે તે મનવાંછિત પામે, દુઃખી દરિદ્ર હોય તો પણ સુખી લક્ષ્મીવંતો થાય. મૂલનો આશય આમ છે: 'તારાં ચરણ નખને કારણે કલ્પતરુની હાંસી કરે છે, કેમકે કલ્પતરુ પોતાના કૂંપળરૂપી કરાગ્ર (નખ)વડે માત્ર સ્વ–સ્થ (૧ અપૂર્ણ ઇચ્છાવગરના; ૨ દેવો)ને ફળ આપે છે, જ્યારે તારા ચરણો (નખોદ્વારા) જે દરિદ્ર છે તેને પુષ્કળ સંપત્તિ ત્વરિત અને દિનરાત આપે છે.' આમાં ચરણ અને કલ્પતરુનું જે થોડુંક સામ્ય છે તે ઉપયોગમાં લઈ ચરણનું ચડિયાતાપણું દર્શાવ્યું છે. એકના કરાગ્ર ફળ આપે છે, જ્યારે અન્યના ચરણાગ્ર, એ ભેદ પણ સૂચવાયો છે. વ્યતિરેકાલંકાર. ૮૯. અલક્તે –અળતાથી. મુક–મૂક, મૂંગા. ઇઃ જાણે કે વાણી–સરસ્વતીદેવીનો મુખ-

કમલતાંબૂલરસ પામવાથી કવિતાશકિત પામ્યો ન હોય. તારું ચરણ-જળ તે પેલા રસ જેવું છે એવો ભાવાર્થ. લક્ષ્મીધરામાં આ ૯૮મો શ્લોક છે. ઉત્પ્રેક્ષા અને અતિશયોકિત. બંનેનો સંકર. ૯૦. શકે શિક્ષા૦—હંસો જે તારા ચરણ પાસે નવનવી ચાલ શીખે છે તેમની ગતિમાં કાંઈ ભૂલ પડે તો તારા ચરણ શિક્ષા–શિક્ષણ આપે છે. ઉત્પ્રેક્ષા અને અતિશયોક્તિનો સંકર. ૯૧. હરિ, બ્રહ્મા, રુદ્ર, અને ઈશ્વર એ તારા પલંગના ચાર પાયા છે. અને શિવ તે પોતાની કાન્તિરૂપી પ્રચ્છદ (પછેડી–ચાદર)ના પટ (લૂગડા)રૂપે શોભી રહે છે. પણ એ (શિવ) તારી કાન્તિનું પ્રતિબિંબ ઝીલીને અરુણિમાથી ખીલી ઊઠે છે. તે જાણે શૃંગારરસ શરીર ધારણ કરીને પ્રગટ વિહરતો ન હોય! તદ્‌ગુણા-લંકારથી અનુપ્રાણિત ઉત્પ્રેક્ષા. ૯૨. તારા મંદારપુષ્પ જેવા ચરણે મારો જીવ ષડ્‌ઇન્દ્રિયરૂપી ષટ્ પદ પામી ભ્રમર બનીને સદા માટે વિહરજો. ઉપમા અને રૂપક. અંતિમ પંક્તિથી પરિણામાલંકાર. ૯૩. પગ–'પણ' વાંચો. દયા શંભુની૦—શંભુની દયા (કરુણા) હોઈ તું શ્વેત હોય તો પણ તારી કાન્તિ અરુણ દીસે છે એમ ભાવાર્થ લાગે છે. 'તું અરુણા (દેવી કામેશ્વરીનું નામ) અવનવી એવી, શંભુની તું કરુણા, જગતની રક્ષાર્થે જય પામે છે' એમ મૂળ છે. કવિનો પાઠ જુદો હોવા સંભવ છે. मन्दहसिते (હસિતવિષયમાં મન્દ) એટલું અનુવાદમાં સમાવી શકાયું નથી, તેમજ 'जगत्त्रातुम्'. અતિશયોક્તિ. ૯૪. સૂર્ય તે તારે તારી મુખ-શોભા જોવી હોય તે માટે મણિનું દર્પણ બન્યો. તને આંચ ન લાગે એ ભાળી એણે પોતાનાં કિરણોનો સંકોચ કર્યો. તો એ સૂર્યરૂપી દર્પણમાં તારું મુખ કેવું તો ખીલી રહ્યું છે, જાણે કે ચંદ્રની બાધાથી મુકત એવું (નિરંતર ખીલી શકતું એવું) સૂર્યનું પોતાનું જ હૃદયકમલ. ૯૫. ચંદ્ર તે તો તારા પ્રસાધનદ્રવ્યો (toilet) માટે મરકતનો બનાવેલો કરંડિયો છે. કલંક દેખાય છે એ તો મૃગમદ–કસ્તૂરી–છે અને એની કળાઓ તે કપૂર છે. એ કરંડિયો અમાસે બિલકુલ ખાલી થઈ જતાં વળી વિધિ એને સતત–ફરી ફરીને–ચાલુ આખો ભરી દે છે. અતિ-

શયોક્તિ. આ કલંક નથી, કસ્તુરી છે—એમ લેતાં અપહ્નવાલંકાર. ૯૬. અંતર્ભવન–અંતઃપુર. અસ્થીરેન્દ્રી—અસ્થિર જેની ઇન્દ્રિયો છે એવાઓ. અતુલા—જેની તુલના થઈ શકે એમ નથી તેવી. અસ્થિર ઇન્દ્રિયોવાળા પામર મનુષ્યો તો તારું અંતઃપુરમાં શિવ સાથે એકાન્તમાં બેઠેલીનું મુખ પણ ક્યાંથી જોવા પામે, જ્યારે એ અધિકાર દેવોને પણ નથી? છતાં ઇન્દ્રાદિ દેવો અંતઃપુરના દ્વાર બહાર ખડેપગ રહે છે એટલા માત્રથી પણ અણિમા આદિ અતુલ સિદ્ધિઓને પામે છે. ૯૭. અણિમા આદિ કિરણો તારે સ્વદેહેથી પ્રગટ્યાં હોય એવી તને 'તું તે હું' એમ ધારીને જે ભક્તજન સતત ભજશે તે મહાદેવની સર્વ સમૃદ્ધિને તરણા તોલે ગણે તો એમાં આશ્ચર્ય શું? સ્વયં પ્રલયાગ્નિ એની આરતી ઉતારશે. અણિમાદ્યાદિ=અણિમા+આદિ+આદિ. કવિને શબ્દો દુપટાવવાનો ભારે શોખ છે તેનો આ નમૂનો? કે મૂળના ઘોષને જાળવવાના પ્રયાસનું પરિણામ?—કેમકે મૂલમાં अणिमाद्याभिरभितो છે. ૯૮. ભક્તિની પરિણતિ આ પ્રકારની જ છે કે यो यच्छ्रद्धः स एव सः—જેવું તમારું મન તેવા તમે. પરિણામે, શિવના શરીરે હવે તમારી જ કાન્તિ વિલસે છે, તે(પોતાની જ કાન્તિ)માં એ હવે તમારું મૃદુ સ્મિત, પ્રોન્નત સ્તન અને પુષ્પોથી ખીલેલા કદંબદ્રુમ જેવાં અંગો જોઈ રહે છે. ૯૯. હે પરબ્રહ્મપ્યારી, તને વેદવિદો બ્રહ્માની પત્ની ગિરા–સરસ્વતી તરીકે ઓળખાવે છે, કોઈ હરિ–વિષ્ણુની પદ્મા–લક્ષ્મી ગણાવે છે, તો કોઈ બીજા રુદ્રપત્ની ગિરિજા ('અચલ–તનયા') તું છે એમ ઠસાવે છે. પણ તું છે તો કોઈ ચોથી જ, જેનો પાર પામી શકાતો નથી અને જે સકલ વિશ્વને ભમાવી રહી છે. ૧૦૦. તારો ભક્ત ગિરાને–સરસ્વતીને પામીને વિધિ–બ્રહ્માનો અને પદ્મા–લક્ષ્મીને પામી હરિનો હરીફ થઈ શકે. એના સૌંદર્યથી રતિનું પતિવ્રત પણ શિથિલ થઈ જાય. પિંડ બ્રહ્માંડના ઐક્યને લીધે ભક્ત 'પરબ્રહ્મ–સ્થાયી રસ મહિં ડૂબે' છે. ૧૦૧. કવિઓમાંથી કેટલા ગિરા–સરસ્વતી–ના વિલાસી–પ્રિયતમ થયા નથી, અર્થાત્ સરસ્વતીના અનેકાનેક વર થયા છે. એ જ

પ્રમાણે જેણે જેણે દોલત મેળવી છે તે પદ્મા–લક્ષ્મીના પણ સ્વામિ-પદને પામ્યા છે. પરંતુ હે સતિ, તારા સ્તનને તો શિવ વિના કોઈનો સ્પર્શ થવા પામ્યો નથી, કુરબકને પણ એ લાભ મળ્યો નથી. અપુષ્પ કુરબકને સ્ત્રી ભેટે તો તે સપુષ્પ થાય એવો કવિસમય છે. સરસ્વતીવલ્લભો અને લક્ષ્મીપતિઓ તો અનેક છે પણ પાર્વતીપતિ તો એક મહાદેવ જ. એવો દેવીનો અવાઙ્મનસગોચર પાતિવ્રત્યમહિમા છે. લગારે કે–લગારેક પણ. ૧૦૨ નિધે–હે ભંડાર! નિત્ય સ્મેરે–સદાસ્મિતવતી. નિરાઘાતજ્ઞાને–જેને આઘાત નથી એવા જ્ઞાનરૂપ. નિયમપરચિત્તૈકનિલયે–નિયમપરાયણ એવા જ ચિત્તમાં જેનો નિલય(નિવાસ) છે એવી. નિયત્યા નિર્મુક્તે–નિયતિ ( કોઈ પણ પ્રકારના નિયમ)થી મુક્ત. નિખિલ૦ –બધા નિગમાંત( ઉપનિષદ )થી જેની સ્તુતિ થઇ છે એવી. નિરાતંકે–વેદના વગરની. નિત્યે–ચિરંતન, સનાતન. ૧૦૩. દીવાની જ્યોતિથી કોઈ સૂર્યની આરતી ઉતારે, શશિકાન્તના દ્રવેલા રસથી શશિને અર્ઘ્ય આપે, સમુદ્રને એનું જ પાણી અર્પણ કરે, એવું, હે દેવિ, આ તારા વર્ણો ગૂંથીને ત્વત્સ્વરૂપ વાક્યસંદર્ભવડે કરેલું તારું કવન છે. પ્રતિવસ્તૂપમાલંકાર. દૃષ્ટાન્તાલંકાર પણ લેખી શકાય.

**નોંધ:**—લક્ષ્મીધરામાં આપણા ૯૪, ૯૮ અને ૧૦૨ એ ત્રણ શ્લોક નથી, એટલે પૂરું શતક માત્ર છે.

## હરિપ્રેમપંચદશી

પૃ૦ ૫૯ 'ભારતીભૂષણ'ના પ્રથમ અંક (જાન્યુ૦૧૮૮૭)માં પ્રથમ લેખ તરીકે 'હરિપ્રેમપંચદશી'નો આરંભ કર્યો ત્યારે શીર્ષકની નીચે જ અંગ્રેજીમાં SOLEMN ODES એમ છાપ્યું હતું. શીર્ષક પાસે ફૂદડી કરીને પાદટીપ આપી હતી તે નીચે પ્રમાણે છે:

"આવાં પ્રેમગીતો અંગ્રેજીમાં અને ફારસીમાં ઘણા કવિઓએ લખેલાં છે. સદરહુ પંચદશીમાં પ્રેમાંશ તરતો છે અને અંતરોત્તર [? ઉત્તરોત્તર] જ્ઞાનાંશ ઢંકાતો ચાલ્યો જાય છે. અમુક સિદ્ધાંત ઉપર આ લખાણ છે જેનું વિવેચન અવસર અને આશ્રય મળે કરીશું.

નરસિંહ મેહતાદિ આપણા વખણાયલા ગુજરાતી કવિયોએ પણ આવાં ગીત લખેલાં છે. પદ્ધતિ ફારસી પીંગળની રાખી છે. પરંતુ વચમાં કોઈ કોઈ ગીત દેશી પણ મૂક્યાં છે. વાંચનારને ઉપરછલા વિચાર ન કરતાં જરા ઊંડી દષ્ટીથી વાંચવાની ભલામણ છે. ગાનારને ગમે તે રાગની લહેમાં આનંદ થશે. અને સામાન્ય વાંચનાર હરિગીત છંદની *ચાલથી વાંચશે તો વાંચી શકશે. પણ લખનારે તો **ગાવાને વાસ્તે** જ લખ્યાં છે."

**પૃ૦૬૧ દીઠી નહીં:** રાહ બતાવનારી પંક્તિ 'ઝફર'ની છે. ૧-वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपिને મળતો ભાવ. ૪ એ- **એ** !—વાંચો. વાતચીતની છટામાં આ 'એ!' ઘણો અસરકારક શબ્દ છે. વારંવાર કવિએ એને પ્રયોજ્યો છે. ગુમાન-**ગુમાન્**-વાંચો. ('ભારતી-ભૂષણ'નો પાઠ એવો છે.) ૫ ગુમાનિ-**ગુમ્માનિ**-વાંચો. એ-**એ !**-વાંચો. એ ! યાર-ઉદ્‌ગારચિહ્નની અસર 'યાર' પછી સુધી પહોંચે છે: હે દોસ્ત ! તુજ સમ કોઇએ (કોઈ પણ) દીઠી નહીં-એ અન્વય.૫અ સાથે સર૦ફૂલા૦૬૧, સૌન્દર્ય૮. ૬ એ વીર-**એ ! વીર !**-વાંચો. શ્રી રામનારાયણ વિ. પાઠક લખે છે 'ત્યાં વીર શબ્દ અયુક્ત છે, કારણકે વીરનો અર્થ ભાઈ થાય છે' ('સાબરમતી', પૃ૦ ૧૧૪). પણ વીર અહીં વીરત્વસૂચક છે. 'Hero' નો અર્થ ઉદ્દિષ્ટ છે. આગળ ૬'સલૂણોમંત્ર'-૩ અમાં 'પ્રેમવીર !' સરખાવવાથી એ સ્પષ્ટ થશે. 'Hero as a Lover'ની કાર્લાઇલે કલ્પના કરી હોત તો તેવાની પગતમાં બેસી શકે એવી વ્યક્તિની વાત અહીં થઈ રહી છે. ૭ બાગમાં અનુરાગમાં—અનુરાગ(સ્નેહભાવ)ના બાગમાં એમ અભિપ્રેત છે એમ આગળ 'દર્શનેચ્છા'૧૧આ-માં 'બાગ તે તુજ ખેલનો' અને ૪ 'મૂર્ખની મૂર્ખાઈ'-૨અમાં 'અનુરાગબાગ' જોતાં સમજાય છે. 'બાગમાં અનુરાગના' એમ જો કવિએ કર્યું હોત અથવા 'અનુરાગ-

*આ ભલામણ પ્રથમ બે અને એવી આગળ ઉપર આવતી કૃતિને ઉદ્દેશીને છે. સં૦

બાગ' પોતાના જોવામાં આવ્યું હોત તો કદાચ શ્રી પાઠકને ત્યાં 'અનુરાગ શબ્દ અયુક્ત છે' એમ કહેવાનું ન રહેત. ૮ ચંબેલી–ચમેલી–વાંચો. કરમાઈ–કરમાઇ !–વાંચો. તેથી અર્થ પણ સ્પષ્ટ થઇ જાય છે. ૯ સદા નૂતન–સદાનૂતન–વાંચો ૧૦ ગુમાની–ગુમ્માનિ–વાંચો. ૧૧ જગ્તની–જગતની–વાંચો. ૧૧આ સર૦ ટાગોર–'નયન તોમારે પાય ના દેખિતે રયેછ નયને નયને' 'તમે નયનોમાં વસો છો ને નયને કરી તમને હું ખોજું છું !' ૧૨ એ–એ !–વાંચો. ૧૩ આ અવતરણ ચિહ્નમાં છે, દેવની શિખામણ હોઈ. ૧૪ ખરો–ખરો ! !–વાંચો.

પૃ૦ ૬૩ દર્શનેચ્છાઃ ૧ મુંબઇ કાયદાની પરીક્ષા આપતાં વચ્ચેથી ઊઠીને, આવતી વખતે રસ્તામાં ગમી ગયેલી તે પૂતળી લઇ આવી, સામે બગીચામાં બેસી તે જોઇ કવિતા કરતા કવિને રિસેસમાં તેમના મિત્ર નગીનદાસ સંઘવીએ શોધી કાઢ્યા હતા તેનો આ કડી સાથે શ્રી ન. દે. મહેતા સંબંધ યોજે છે. ૨ ઝરતું સુધા–સુધા તે અમૃત-નો પર્યાય હોઇ 'અમૃત'ની જાતિ ટેવના બળને કારણે વપરાઈ લાગે છે. સર૦ સૌ૦૭૬આ. મુજ–મજ–વાંચો. ૩ બલિહારીના રંગમાં. રંગને–રંગ તને–વાંચો, તને–૧ તુંને, ૨ શરીરે. ૫–૬સર૦ ૧૧ 'સૌન્દર્ય' ૧૧. ૮ કર્પુર (જેવા ગૌર) કરે–હાથવડે અંચળ–લૂગડા–ને ઝટકપૂર્વક સંકોર્યું તે દશ્ય સારા મનમાં ખટકાની પેઠે ખૂચ્યાં કરે છે અને મારા કાળજાની કળ ત્યારથી છટકી ગઇ છે. 'કળ'નો પ્રથમ પ્રયોગ યંત્રના અર્થમાં છે, બીજો 'કળ વળતી નથી'માં 'કળ'નો પ્રયોગ છે તે અર્થમાં. ૯ શરદની શર્વરી(રાત્રિ)ના શર્વરીનાથ(ચંદ્ર)ના પીયૂષ(અમૃત) શી ગલબાંહ–ગળામાં નાખેલો હાથ. ૧૦એ–એ !–વાંચો. દિગંતી રેખ–ક્ષિતિજ. ૧૧ બાગ તે તુજ ખેલનો–અનુરાગ બાગ, સર૦૧'દીઠી નહિ ૭આ. ૧૨ સર૦ આન્તરઃ કોऽપિ હેતુઃ એ ભવભૂતિવાક્ય. ૧૪ કોટ–ગરદન.

પૃ. ૬૫ કટાક્ષઃ ૧ ભરવ્યંજના–ભરપૂર ધ્વનિ, વ્યંગ્યાર્થ. ૨ મોજે–મોજાંમાં. ૪ સર૦ ૧'દીઠી નહિ'૧. ૫ બંધ–દેહલીદીપ તરીકે

લઈ શકાશે. સર૦ સૌ૦૯૨. બંધનરૂપ બેડીના બંધ. સર૦ 'સાત સાંધું તહાં તેર તૂટે'–નરસિંહ. પણ અહીં તૂટવું બંધનનું હોઈ આવકારપાત્ર છે તેથી તૂટવા કરતાં સંધાયું વધારે છે એમ કહી વ્યથા ગાઈ છે. ૭ ગુસ્સાબાજ નજરના પણ રસભાવ. ૮ સર૦ ૧૧ 'સૌન્દર્ય' ૧૧,૧૨. ૯ નાહ્યો જગતને–જગતનું નાહી નાખ્યું, એ મરી ગયું છે એમ સમજી લીધું. ૧૦ અલકલટને લીધે રૂપને નાગણીનું રૂપક આપ્યું. ૧૧ વૈદનો–વૈદ બતાવે એવો. કરિ પાશ–અલકાવલીરૂપી નાગણીનો પાશ. કંઠ દશ્યા વિના–નાગનું ઝેર મંત્રબળે તે નાગને જ બોલાવી તેની પાસે ચુસાવી ઉતરાવવામાં આવે છે તે ઉપરથી આ વર્ણન લાગે છે. ૧૩ લહરી૦–**લહર સુગંધિ લ્હેરાતી**–વાંચો. ૧૪ સર૦ I like those who write with their blood.—Nietzche.

**પૃ. ૬૭ મૂર્ખની મૂર્ખાઈ:** ૧ દિલદગ્ધને–હૈયાના દાઝેલાને. ૨ શ્રુતી શિર મૂકી પાય–સર૦ નારદસૂત્રો वेदानपिसंन्यसति ૪૯। આગળ ૭મા–માં પણ એજ ભાવ. ૬ સહ–સાથે. ૮ વારંવાર તેમ જ હઝારવાર. બીજો 'વાર' દેહલીદીપ છે. 'નીતિ'–રૂઢિ, પરંપરા, સંપ્રદાય, પ્રણાલિકા, જડ નિયમ. ૯ મદિરાપાન(કરેલું હોય તે)વત્. ૧૦ ઉજ્વળે અંતરરૂપી પાત્રે પ્રેમનો રંગી મદિરા પૂરીને તેના પાનમાં સર્વદા મસ્તાન છું. પછી જગતનો કડી ૯માં વર્ણવ્યો છે તે—સડિયલ મદિરા શું કરું? જગત પણ પીધેલું છે. પોતે પણ પીધેલ છે. માત્ર બંનેની મદિરામાં ફેર છે. દારૂ–શરાબ–ની જાતિ અનુસરી 'મદિરા' કવિ પુલ્લિંગમાં વાપરે છે. સર૦ ર'દર્શનેચ્છા'ર અ. ૧૧ ઇંજીલ–બાઇબલનો નવો કરાર. ૧૨ ભય–સાગરે–**ભરસાગરે**–વાંચો. ઉપકંઠ–કાંઠા પાસે, ૧૪ સૂખ તારા–**સુખ તહારા** વાંચો. ૧૫ પરૂ–દૂર.

**પૃ૦૬૯ મોહનમંત્ર:** ૧ યુવતીના જોબનનો જાલમ–કેર કરનારો જંત્ર–યંત્ર (તરકીબ, પ્રપંચ). ૨ અમલ–નિર્મળ. જવ–જ્યારે, પ્યારીના પ્રીતિપાશે. ૩ પટંતર–પટ(લૂગડા)નું બેની વચ્ચે અંતર–પડદો, જુદાઈ. ૫ તંત્ર–યોજના, વહીવટ. ૬ લહંત–સમજે છે. ૭ રમ્યો–**રમીઓ**–વાંચો.

પટંત્ર–પટંતર–રહસ્ય. જૂના સમયમાં નાયિકા અને નાયક વચ્ચે કપડાની આડ રાખી વાત થતી અને તે શામળની વારતાઓમાં આવે છે તેમ સમાસ્યાવાણીમાં પણ થતી. અત્યારે ગામડાંમાં પંચવાળા તેમજ વાણિયાઓ ખેસ કે પંચિયા નીચે એક–મેકના હાથનાં આંગળાં વતી હિસાબ ગોઠવે છે. આવી રૂઢિઓથી પટંતરનો અર્થ કોયડો, સમસ્યા, ગૂઢ તત્ત્વ રહસ્ય એવો થયો છે. ૮ 'શિરોમણિ' રૂઢ છે, 'હૃદયમણિ' પ્રયોગ ખરે જ કવિકથનને 'સ્વતંત્ર' ઠરાવે એવો છે. હૃદયે જેને મણિ છે તે–એમ શ્લેષછાયા પણ જોઇ શકાય. એ! ત્યારે તું જ ભૂંડી ઠરી !–એ રીતે વાતચીતના લયમાં બોલવાથી 'એ !'નું બળ સમજાશે. ૯ પ્રતાપ–પ્રખર તાપ (વિરહનો) જે મૃગતૃષ્ણા જન્માવે છે અને મનરૂપી મૃગને લલચાવે છે. ૧૦ કટિલી–કુટિલ, 'આંખ' અધ્યાહાર છે. આંખથી હૃદય વીંધાતાં રુધિર વહવાનું, તેનો પોતે પ્યારીના વિલાસ માટે પ્રબળ જલજંત્ર–ફુવારો થાય એમ ઇચ્છે છે. અતિશયોક્તિમાં દેખાતી અનુરાગની ઉત્કટતા અને પદાવલિની માદકતાને ઓથે ચિત્રની જુગુપ્સાપ્રેરકતા કાંઈક ઢંકાઇ જાય છે. ૧૧ દિલ–ચિત–વાંચો. તવ સ્વતંત્ર–બળજબરીથી પામી ન શકાય, સ્વેચ્છાએ જ અર્પી શકાય એવા–મુખડે. ૧૨ પ્રેમી અને સંત અથવા પ્રેમી તે જ સંત. ૧૩ પુર–૧ પૂર્ણ; ૨ (શોકના) પૂર(થી પૂરિત). સ્વતંત્ર–આપમતિયા. દ્રવંત –વિલસંત–વાંચો. ૧૪ આવ્યું ડતંત્ર–ડતંતર–પ્રલયમાં ડૂબ્યું. તવ–તમ–વાંચો. ૧૫ પ્રિયા પ્રેમી હોય અને પ્રીતમ પણ પ્રેમી હોય એવા વિરલ સુખનો યોગ જગતમાં કોણ પામે છે? સ્વતંત્ર–બાહ્ય જગતની ચુંગાલથી છૂટેલો, આત્મનિષ્ઠ.

**પૃ૦ ૭૧ સલૂણો મંત્રઃ** ૧ પ્રૌઢ–અલેતા નહિ એવા, પહોંચેલા, રીઢા, અનુભવી. અવસાન–અંત. ૨ સાનમાં–સમજમાં. મતલબ કે તું તો તોયે સમજતી નથી! ૩ હૃદયનિધાન–હૃદયરૂપી નિધિ–તિજોરીમાં. મારા બેભાનમાં. ૪ જહાનમાં–દુનિયામાં. અહીં તો વ્યાધ પણ પ્રાણ છે અને વધ્ય પણ પ્રાણ છે, અર્થાત્ બંને જુદાં નથી.

તેમ છતાં જગતની જે રીત છે કે વ્યાધ વધ્યને મારીને પછી તેની ખબર લે છે તે પણ અહીં અનુસરાતી નથી. ૫ કૃપાણ–નાની તલવાર, કિરપાણ. 'મેદાનમાં પડ્યો'='લડવા નીકળ્યો' થાય, પણ એ અર્થ કરતાં પડ્યો=મર્યો એ અર્થ અભિપ્રેત લાગે છે. ૬ ચહુવાનમાં પૃથુરાજ ચૌહાણનો ગર્ભિત ઉલ્લેખ હોવા સંભવ છે. શબ્દવેધી બાણ મારવાની એની સિદ્ધિ પણ સાથે સાથે યાદ કરો. પ્રેમી મેદાનમાં મૃતવત્ ઘવાઇને પડ્યો છે, એનું ચિત્ત ચંચલ છે, પણ એ સામેથી આ કરવામાં નિશાન ઓછો જ ચૂકવાનો છે? સામેથી 'વચનાવલિ'નો અણસારો પણ મળે છે, જે શબ્દવેધી શરથી નિશાન તાકવા માટે પૂરતી સામગ્રી છે. પણ...પણ...એ વચનાવલિ 'મધુર મધુર' છે અને કાનમાં 'ધીરીધીરી પ્રવેશ કરતી' ચિત્તને એવું તો મસ્તાન બનાવે છે કે તેના ભણકારાથી બેભાન બની ચિત્ત ભમી જાય છે, લક્ષ્ય ચૂકી જાય છે. ૮: કડી ૩નો અને ૭નો અંત 'બેભાનમાં' શબ્દથી આવે છે. એ બેમાં અનુક્રમે લૂંટ અને વધનાં રૂપકો યોજ્યાં હતાં. હવે, કડી ૭માંથી 'ભમાવે'નો તાંતણો પકડી લઇ, ભમતા ભમરાનું રૂપક યોજે છે, પણ તરત 'ભ્રમર ગુણગાન'માંથી 'ગાન'ને પકડી લઇ બીજી પંક્તિમાં નવા જ ચિત્રથી વીણાવાદન સાથેના ગાનનું વીણાતારના અધવચ તૂટવાથી એકદમ અંત પામવું (કડી ૧માં 'પરમ પ્રેમગતિ આવી રહી અવસાનમાં' કહ્યું છે તે દશા) વર્ણવે છે. ૧૧ રોગનું નિદાન(કારણ) તેમ દુઃખનિદાન. ૧૨ વિરહ–કૃશાન(અગ્નિ) જેને સ્નેહ સંકોરે છે તેમાં તનડે–શરીરે બળ, પણ ખબરદારી રાખજે કે દીલ પર ડાગ સરખો ન લાગે. તન–૧ શરીર; ૨ લગીર સરખો, સં. તનુ=નાનો ઉપરથી. સર૦ હિંદી तनिक । ૧૩ 'ક્ષમાકર–'ક્ષપાકર' વાંચો. ક્ષપાકર=ચંદ્ર, જે ઉપરથી આપણો ચાંદલો–ચાંલ્લો શબ્દ છે. અહીં ચાંલ્લા માટે 'ક્ષપાકર'નો પ્રયોગ છે, ૧૪ ગૈર મહાન–ભારે ગોરીના અર્થમાં.

૭૩ **સલામતી:** ૧ સુઆંગળી–સારી, નાજુક આંગળી. આંખ

ધારદાર હોઈ નાજુક આંગળી કપાઈ જવાની, માટે તારી સલામતી ખાતર અંજન ન આંજવા કહું છું. અંજનથી ઊલટી તે વધુ કાતિલ બનવાની અને એવી આંખ પોતાને સહન કરવી મુશ્કેલ બનશે તેથી પોતાની સલામતી ખાતર અંજનની મનાઇ કરે છે એ સ્પષ્ટ આશયને ઊંધી જ રીતે મૂકવામાં ચમત્કૃતિ છે. ૨ સહુ–'સહું' જોઇએ. ૩ ખુંચે છે૦–સર૦ ललितशिरीषपुष्पहननैरपि ताम्यति यत् (માલતીમાધવ ૫–૩૧)

પૃ૦ ૭૫ ભણકારા : ૧ ભણકારા–ભણકાર–વાંચો. 'લહકતી આવે છે'માં લાવે છે વાંચો. ૨ હું–શું–વાંચો. મનમહેરમ–મનનું વહાલું, સોબતી. ૩ આગમઆશા–આવવાની આશા. ૪ મફ્ત–મરુત–વાંચો. લહરી–વાયુની લહરીને સંબોધન છે. ઠેઠ સુધી. વાયુલહરીને દૂતીકર્મ સોંપવું એ હાફિઝનો માનીતો શિરસ્તો છે. ૮ નિશા હજાર નિશાની–(૧) નશાની હજાર નિશા(રાત્રિ)ઓ; (૨) નિશા(રાત્રિ)ની હજાર નિશાનીઓ. ૯ મજબુત–જોરથી. ૧૧ તારું ભાગ્ય સારું છે કે તું મારી પ્રિયાને ચરણે આનંદ માણે છે, ખરૂં– ખરૂં !–વાંચો. અમારું ભાગ્ય ખરું છે કે બસ ભ્રમણામાં જ ભમાવ્યે રાખે છે. ૧૩ વાટી–વાડી, બગીચો.

પૃ૦ ૭૭ મનપ્રેહી : ૨ બની–થઇ–વાંચો. ૩ જે બેની વચ્ચે અંચળ–વસ્ત્ર પણ આડે આવી શકતું નહિ. સર૦ ફ્લા૦ प्रेमार्पण. ૪ કાંઈ–ક્યાંઇ–વાંચો. ૬ મુદ–આનંદ. ૮ લોકવેદ૦—નારદસુત્રોની અસર નીચે આ પ્રયોગ છે. ઉ. ત. निरोधस्तु लोकवेदव्यापारसंन्यासः । ८ । આગળ ૬૧મા સૂત્રમાં निवेदितात्मलोकवेदशीलत्वनी વાત કરી છે. સૂત્ર–સુતર. ૯ મહતા–મહત્તા, મોટાઈ. ૧૨ જીવ તો પોકે રડવા માગે છે. કંજ કરેથી–કમળ જેવા હાથ વડે. અહીં કલ્પના કમલમાંથી જન્મેલાં લક્ષ્મી તરફ વળી લાગે છે, જેથી શરણાગત જનનું પ્રિયપદ થવા સાગરપાર ઊતરનાર કોણ ?–તો લક્ષ્મી–એવો અણુસારો મળી રહે છે. ૧૫ બિછુર્યા–વિછુર્યો–વાંચોઃ (વ્રજ) વિછોડયાં, વિખૂટાં.

**પૃ. ૭૯ અલૌકિક બહારઃ** ૨ પરપદ–તે પરાસ્વરૂપ દેવીના ચરણ. મનરૂપી માતંગ–હાથી જે મસ્તાનો હતો તે ચરણના મહાન મોહ પાશને લીધે, વગર ગ્રાહે(મગરે–ગજગ્રાહનો 'ગજેન્દ્રમોક્ષ'–પ્રસંગ યાદ કરો), એ નવનીત–માખણરૂપી કળણમાં ગ્રહાઈ ગયો. અર્થાત્ દેવીના ચરણમાં એ મગ્ન થયો. ૩ આનન્દની–'**આનનની**' વાંચો–મુખની (દેવીના). પાલીતાણા આવૃત્તિમાં 'આ તનની' છે તે પણ ખોટું છે. દ્યુતિ–ચમક. ઠેરઠેર અલબેલીની મુખચમક ચમકતી દેખાય છે એથી થયેલો ચિત્તને લાભ વર્ણવે છે. ઠેરઠેર નહિ, પણ એક જ ઠેકાણે એ મુખ જોવા મળ્યું હોત તો તો ચિત્તરૂપી ચોર લંપટપણાનાં લક્ષણ બતાવત. પણ તે મુખ તો ઠેર ઠેર દેખાય છે. એટલે 'ક્યાં એને ઝાલું ?' 'કેમ એને પામું ?' એની ભ્રમણામાં પડેલો બિચારો એ ચોર એને ઝડપી શકતો નથી, એની માલિકી, એનો ઉપભોગ, એ બધું કરવામાં ફાવી શકતો નથી. એ એમ ચોર વહી–છેતરાઈ ગયો છે. અર્થાત્ ચિત્તની ચોટ્ટાઇ અને લંપટવૃત્તિ દેવીના સાર્વત્રિક દર્શનથી ધોવાઇ ગઇ છે. ૫ તેં તરછોડ્યો (કડી ૪) પણ આપણે બે પ્રિયજન રહ્યાં એટલે મારે સામેથી પ્રેમનો દાવો લડાવવો જોઇતો હતો, પણ રે ભૂંડી ! તારા કેશકલાપની સુગંધી ખૂશબોથી–બહેકબહેકથી –બહેકી ગયેલું મારું દિલ એ વાત જ ચૂકી ગયું. છતાં, 'મસ્તીમાં તે... વ૦' ૬ પુર–ભરપૂર. ૭ ઝલક–દ્યુતિ, 'આનનની' (કડી ૩). જીવન-જંત્ર૦—જીવનનું યંત્ર વહી–ફીટી જશે; સં. जीवन=પાણી, એમ લેતાં આ જલયંત્ર(ફુવારો) વહી જશે, ખાલી થશે, એ ભાવ. ૮ દિન–પ્રેમ-પ્રકાશનો સમય. મિત્ર–શ્લેષથી કમળ માટે મિત્ર=સૂર્ય; અને પોતા માટે મિત્ર=દોસ્ત, પ્રિયતમ, એમ અર્થ લેવાના છે. ૯ દાગ–કલંક. ૧૦ અને ૧૧અ આમ વાંચોઃ—

**મુકવત મુંઝાવું નિત તે દિન કયમ કરી ગાળું ક્યાં જાઉં ?**
**અંતર છાની કયમ કહેવાયે વિવેક શું વહિ ગયો ગયો. ૧૦**
**અકળાઉં કે ઝટ તુજ નિકટ હું આવું મોહન દરબારે, ૧૧ અ.**

અંતરછાની–હૃદયની છાની વાત. વિવેકશું–વિવેક શું? અથવા વિવેકથી. ૧૨ હાંસીએ–'**હાય! એજ**'–વાંચો. ખાંપણ–ખોડ, ખામી. નજર પ્રહિ ગયો–દૃષ્ટિ ચોરી ગયો, કામણ કરી ગયો; જાદુ કરી ગયો (સર૦ 'નજર બાંધવી' એ પ્રયોગ). ૧૩ જાણુંતો–'**જાણુંતાં**'–વાંચો. ૧૪ અને ૧૫અ આમ વાંચોઃ–

**તવ તનમર્જ્જનનું સૌરભજળ લઇ લઇ છાંટું છું ભાલ પરે,**
**નસીબ ઊંઘતું જાગે પણ વિધિ રેખાક્ષર વહિ ગયો ગયો. ૧૪**
**માટે પ્રીતમ કદિ પણ તારે ચઢવાનો નહિ દ્વારે હું; ૧૫ અ.**

તનમર્જ્જન–શરીરના નહાવાનું. સૌરભજળ–સુગંધી પાણી. ૧૫ વહી ગયો–બગડી ચાલ્યો, વંઠી ગયો.

પૃ૦ ૮૧ સૌન્દર્યઃ ૧ મણી–કવિપત્નીનું નામ मणिलक्ष्मी અહીં શ્લેષથી ગૂંથાયું છે. સતી શિરમણી–સતીઓમાં શિરોમણિ; સતીઓને પણ શિરે એવી તું મણિલક્ષ્મી; અને સતીશી શિવપત્ની જેવી અથવા સતી સ્ત્રી જેવી રમણી એમ પણ અર્થ લઈ શકાય, પરંતુ એ બહુ દૂરાકૃષ્ટ ગણાય. સૌન્દર્યધારાવતી—સૌન્દર્યની ધારાવાળી, સૌન્દર્યની ધારાઓ જેમાંથી ફૂટે છે એવી. પાલીતાણા આવૃત્તિમાં 'સૌન્દર્ય ધારાવતી' છે તે ઉપરથી 'સૌન્દર્ય ધરાવતી'નો પદ્યાર્થે છૂટ લઇને આવો પાઠ હશે એમ ન વિચારવું. સર૦ ૨અમાં 'સૌન્દર્યધારા', ૪ અમાં 'ધારા'. સૌન્દર્યની ધારા કેવી એમ પ્રશ્ન થશે, પણ ચમત્કૃતિ અર્થે કવિઓ આવી કલ્પના નહિ કરે તો કોણ કરશે? શ્રી મમ્મટે 'કાવ્યપ્રકાશ'ના દશમઉલ્લાસમાં માલાલંકારના ઉદાહરણમાં આપેલા શ્લોકનો ઉઘાડ પ્રેયસીના 'सौन्दर्यस्य तरंगिणी' એવા વર્ણનથી થાય છે. તે પર 'પ્રદીપ'કાર નોંધે છેઃ सौन्दर्यस्य तरंगवस्त्वावगमेनोत्तरोत्तराविच्छेद-लाभः। 'બાલબોધિની' ટીકામાં શ્રી ઝળકીકર તેમ જ કહે છેઃ तरंग-पदेनोत्तरोत्तराविच्छेदः सूचितः અને ઉમેરે છે उत्तरोत्तराविच्छिन्नलावण्यस्य नदीत्यर्थः, अपरिमितसौन्दर्यपूरितेति यावत् जलस्थानीयमत्र लावण्यम्। अत

एव नदीत्युक्तिः । આગળ ૨૭માં ‘સૌન્દર્યધારા થકી’ ‘એક જ બિંદુપાન’ની વાત આવે છે જે સૌન્દર્યના પ્રવાહની કલ્પના અભિપ્રેત હોવાને પુષ્ટિ આપે છે. આપણા કવિ ‘કાવ્યપ્રકાશ’થી અભિજ્ઞ હતા, એટલું જ નહિ પણ તેની ઉપર ‘બાલબોધિની’ ટીકા પણ ‘ભારતીભૂષણ’માં શરૂ કરી હતી. પણ સૌન્દર્યને પ્રવાહરૂપે જોવાની કલ્પના ‘સૌન્દર્યલહરી’નું નિરંતર રટણ કરનાર કવિને સહજસુલભ હોય એમાં આશ્ચર્ય શું? મારી નિશ્ચલ–દેહલીદીપ સમજીને ‘પ્રેમળ’ સાથે તેમજ ‘સમાધિ સ્થિતિ’ સાથે યોજી શકાશે. તારે તો મુખ એ જ ચંદ્રમા છે. મારે? અરે, તું જુએ તો, મારે મસ્તકે તો ચંદ્ર અને અર્ક (સૂર્ય) બંને છે. શી રીતે? પોતે પોતાને પ્રથમ પંક્તિમાં શંકર તરીકે ઓળખાવ્યા છે એટલે મસ્તકે અપેક્ષા તો ચંદ્રની માત્ર રહે છે. પણ અહીં ‘શિરે’–નો વાચ્યાર્થ લેવાનો નથી, બુદ્ધિસ્થાનમાં, ચિત્પ્રદેશમાં એમ અર્થ લેવાનો છે. એ ચિત્પ્રદેશમાં તો સાક્ષાત્ સરસ્વતી વસે છે, જે ‘સૌન્દર્યલહરી’નાં ભગવતીનાં અંશીસ્વરૂપ છે. એટલે ભગવતીનું સૌ૦ ૧૯ પ્રમાણેનું વર્ણન ‘શશીભાનૂ જેનાં સ્તનયુગલ તો સુંદર લસે’ એ સરસ્વતીનું પણ હોઈ પોતાને શિરે–ચિત્પ્રદેશે ‘ચંદ્રાર્ક સારસ્વતી’ છે એમ કહ્યું. જોડ સમોવડી–તારે મુખચંદ્રમા ને મારે શિરે ‘ચંદ્રાર્ક’ એટલે બંને સરખાં છીએ; મતલબ કે તારે મુખચંદ્રમા છે એ ખરું, પણ હુંય તે બહુ પાછળ પડી ગયો નથી, ઊલટું મારે તો ચંદ્રસૂર્ય બંને છે. પણ હશે, મને તારાથી ચડિયાતો વર્ણવવાની મારી ઇચ્છા નથી. આપણું આવું પરમપ્રકાશવિષયક સરખાપણું છે એટલું જ બસ કહેવું છે. અહીં જોડના સામ્ય ઉપરથી ખસીને કવિનું ચિત્ત તે સામ્યની વિરલતા પર વસે છે તે એ જોડના વર્ણનના ‘પ્રિયે! વિદ્યાપતિ–શ્રીમતી!’ એવા ઉદ્ગાર ઉપરથી સમજાય છે. જોડ કઈ, તો વિદ્યાપતિ(હું) અને શ્રીમતી(તું)ની. મારે ચિત્પ્રદેશે સરસ્વતીનો નિવાસ એટલે હું વિદ્યાપતિ અને તારે મુખે ચંદ્રની શોભા(શ્રી) એટલે તું શ્રીમતી. આવાં આપણુ બેની જોડ મળવાથી શ્રી અને

સરસ્વતીનો વિરલ યોગ પણ સાથોસાથ સહેજે થઈ ગયો. પણ આ યોગની વિરલતાનો ધ્વનિ તે તો જોડનું નામ પાડ્યું તેમાંથી એક ફાંટારૂપે, તે શબ્દયુગલને વળગેલા સહચારી ભાવોના ઉદ્‌બોધનને લઈને, ઊઠે છે. પ્રધાન વક્તવ્ય બંને પ્રિયજનોના સામ્યનું વર્ણન છે: તારે મુખે ચંદ્રમા, મારે મસ્તકે ચંદ્રાર્ક; તું શ્રીવાળી, હું સરસ્વતીવાળો; બંને સમોવડાં. ૨. જેણે તારા સૌન્દર્યની ધારામાંથી એકાદ બિંદુનું પાન કર્યું તેની દશા શી? એ તો સદાનો તરસ્યો, નિત્યપિપાસુ, રહેવાનો. એ રીતે ઘટાવી શકાય: એક તો એમ કે એ રસ ચાખ્યો એટલે એનું આકંઠપાન કર્યા વિના એના જીવને ચેનજ પડવાનું નહિ. એ જ પરમરસ પામ્યા વગર બીજા ઐહિક સંસારી રસોથી એની તૃષા છીપવાની નહિ અને એ તરસ્યો ભટકવાનો. બીજું, આવા અલૌકિક રસનું એકાદ બિંદુ જ મળે એના જેવી અવદશા એકે નથી. એક બિંદુથી એ રસની પૂરી પિછાન તો થાય નહિ અને જીવ પછી સંસારી રસનાં ઝાંઝવાંને પેલો પરમપેય પદાર્થ માની તેની પછવાડે સદાતરસ્યો વલખ્યાં કરે, એ ઝાંઝવાંનો જ રસિયો ધીરેધીરે થઇ જાય. માટે આ રંગનું તો ચટકું નહિ પણ કૂંડાં જ સારાં, જેથી 'લાગે ડાઘ ન દૂજો કોય'. બીજી આકાંક્ષા જ ન રહે એવું પ્રપૂર્ણ આકંઠપાન થાય એ જ સુભાગ્ય. સર૦ Drink deep or touch not the Pyrenean stream. 'સૌન્દર્ય તારા થકી' પાઠ ન વિચારવો,-બિંદુપાનની વાત માટે 'ધારા' આવશ્યક હોઈ. ગતી-દશા. કાંતિ-શોભા. પટાંચલે-વસ્ત્રને ઓઢે. લપટિને-છુપવીને કહ્યું નથી એ ધ્યાનમાં રાખો. સ્ત્રીઓનો વેશભૂષાનો એક આશય તે અંગોને વસ્ત્રથી લપેટીને, ગોપન કરવાનો દેખાવ કરીને, ઊલટાં તેમને ઊડીને આંખે વળગે એ રીતે વ્યક્ત કરવાનો હોય છે. તેની લીલા તમે પણ શું આદરી બેઠાં છો? -એવો દેવી પર આક્ષેપ. તમારું આનન તે જ ચંદ્ર અને એના દર્શન માટે આર્ત્ત ચકોરી તે સ્વ-પોતાની-(મારી)મતિ આમતેમ ભમ્યાં કરે છે, વ્યાકુલતાથી શોધ્યાં કરે છે. ચકોરી સાથે બંધબેસતો

સ્ત્રીલિંગી 'મતિ' શબ્દ યોજ્યો છે. ભયે–'ભમે' વાંચો. ૩ સતત યુગયુગાન્તરથી, જનમોજનમથી, આ મારો ચિત્તરૂપી ભ્રમર જે તારા માટે ગાઢ કામનાવાળો(પ્રકામિ) છે તે રમ્ય ગુંજારવથી તારી તે શ્યામ અને સઘન અલકાવલીની ઘાટી(સઘન) કુંજમાં ભ્રાન્તિ વિના, કશા વિક્ષેપ વિના, મોહ–ભ્રમણા વિના, અન્ય આકર્ષણ આકાંક્ષા અલાબલા વિના રમ્યાં કરતો (સર૦સૌ૦૯૨). પણ દૈવવશાત્ વિયોગ થયો, એ જંતુ ભોગાસક્ત બન્યો અને આજે એ ભ્રાન્તિમાં ભમ્યાં કરે છે, ભ્રમણાઓમાં ભટકયાં કરે છે, મિથ્યા ચિંતનોને ચગડોળે ચડ્યો છે. પુષ્પગુંફિત લટે–લટોમાં પુષ્પો ગૂંથ્યાં છે તે અલકાવલીરૂપી સઘન કુંજનાં પુષ્પો. શાન્તિમાં–તે કુંજની ઘાટી છાયા હેઠળની શાંતિમાં, જ્યાં સૌ તાપઉત્તાપ ઘડીભર તો શમવાના જ. ૪ ધારા–શ્રી રા. વિ. પાઠક કહે છે: 'ધારા' એ 'ધરા' શબ્દને માટે વાપરેલ છે. ('સાબરમતી'–પૃ૦૧૧૩). 'ધારા ઉપર' પછી 'પદે પદ' આવવાથી ઘણા એમ માનવા પ્રેરાય એ સંભવિત છે. 'ધારા પછી એ જ પંક્તિમાં 'તારા' અને પછીની પંક્તિના આરંભે 'આધારે' ને તેમાં જ આગળ 'સંસાર' એ શબ્દોમાંથી 'આ' સ્વર અને વ્યંજન 'ર'ને લીધે સ્ફુટ થતા ઉચ્ચારમાધુર્યની કિંમત બાળાશંકરની સામાન્ય રીતે મધુરોચ્ચાર પદાવલિમાં પણ ઘણા ઊંચા પ્રકારની છે. તેમ છતાં કવિ શબ્દ ઉપર લય ખાતર એટલો બધો અત્યાચાર કરે એમ માનવું પણ મુશ્કેલ છે. સહેજે એ, 'ધરા' અભિપ્રેત હોત તો, અનુપ્રાસનો લોભ જતો કરીને 'પૃથ્વી' શબ્દ પ્રયોજી શકત. 'ધારા' શબ્દ આ પહેલાંની બાર પંક્તિમાં બેવાર તો વાપરી બેઠા છે (પં. ૧ અને ૫) એટલો એમનો કાન એના ઉચ્ચાર પ્રત્યે પક્ષપાતી છે. અને એમાં એનો વાંક પણ નથી. જો કોઈ પણ એ પંક્તિઓનો પાઠ કરશે તો 'સૌંદર્યધારા'ના ઉચ્ચારમાંથી જ એ ધારાઓના સહસ્રમુખ પ્રપાતની પ્રતીતિ પામી શકશે. ત્રીજીવાર આ પ્રસંગે 'ધારા' પ્રયોજ્યા પછી પણ, પોતાને ચરણારંભે યમકનો શોખ હોઇ બીજી પંક્તિએ

'આધારે' યોજે છે ત્યારે જ કવિ એ ઉચ્ચાર–એકમને વિદાય આપી શકે છે. આ પ્રસંગે 'ધારા' શબ્દને ઉપરની (પં. ૧,૫) 'સૌન્દર્યધારા' સાથે સાંધવો દુર્ઘટ નથી. કહે છે કે પોતે એ સૌન્દર્યની ધારા ઉપર, એ સૌન્દર્ય જેનામાંથી પ્રસ્રવે છે તેના વિચારમાં જ રમમાણ રહીને, પ્રત્યેક પગલું ભરે છે. 'ધારા' તો પ્રવાહની હોય, એની ઉપર પગલાં ભરવાની વાત કેવી? એવા પ્રશ્નનો પરિહાર 'ધારા' શબ્દના સહચારી ભાવો વાચકના મનમાં ઉત્થિત થઇને આપોઆપ કરશે એમ કવિની સમજ (પછી ભલે તે સ–ભાન ન) હોય તો નવાઈ નહિ. क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत् कवयो वदन्ति એ ઉપનિષદ્વાક્યમાં આત્મસાધનાના માર્ગને પોલાદના તીણાતીખા પાનાની ધાર સાથે સરખાવ્યો છે–એ ઉપમાના સંસ્કાર ભાવકના મનમાં જાગ્રત થતાં, પર્યાયથી 'હું આ પોલાદની ધાર જેવા વિકટ માર્ગ ઉપર એકેએક પગલું, તારા વિચારમાં મનને પરોવીને, ભરું છું,' એ અર્થ આપોઆપ દૃઢ થઈ શકે એમ છે. 'ધારા ઉપર હું પદેપદ સખિ! તારા વિચારે ધરું'' એ શબ્દોમાં દોર ઉપર એકાગ્રપણે ચાલતા નટના જેવું ચિત્ર સહેજે પ્રત્યક્ષ થાય છે. 'પદેપદ'થી એક પછી બીજું ડગલું સંભાળપૂર્વક માંડવાની ક્રિયા સ્પષ્ટ થાય છે. એ ડગલાં તે આખી 'ધરા' ઉપર નહિ (કેમકે તો તો તરત પછીની પંક્તિમાં 'સંસારમાંહી ફરું'' કહ્યું છે તે કહેવાની બહુ જરૂર નહિ રહેત), પણ કોઇ માર્ગ ઉપર મુકાતાં વર્ણવાય એ વધારે યોગ્ય છે. તે માર્ગ તે પેલો दुर्गं पथः બલ્કે क्षुरस्य धारा, જેની ઉપર પોતે એક પછી એક ડગલું માંડી રહેલ છે. આમ પ્રાચીન વચનોના સહચારી ભાવો ઉદ્બોધવા એ બાલાશંકરની શૈલીની એક લાક્ષણિકતા છે. (આ કાવ્યનો પ્રથમ શ્લોક જ ક્યાં દૂર છે? જુઓ ટીકા.) કવિએ અગાઉ (પં. ૧, ૫) 'સૌન્દર્યધારા'ની વાત કરેલી હોઇ આ 'ધારા' निशिता दुरत्यया એવા સ્પષ્ટ વિશેષણોને પાત્ર નથી, છતાં સૌંદર્યની ધારા ઉપર ચાલવું તે સૌન્દર્યની મૂળ ગંગોત્રીના એક માત્ર રટણ વગર ઘણું વિકટ છે,

અર્થાત્ એ માર્ગથી ચ્યુત થવું સહેલું છે, સૌન્દર્યાભાસોની મૃગ-મરીચિકાના ભોગ થવું સુકર છે, એવું સૂચન પણ છૂપું રહ્યું નથી. પ્રેમસાધનાના માર્ગને કવિએ પ્રાચીન ઉપમાના સંસ્કાર ઉદ્બોધી પટાંતરે ક્ષુરધારાની યાદ આપનારો વર્ણવ્યો છે, પણ પોતે તો સૌન્દર્યધારા રૂપે જ અનુભવ્યો છે એ હકીકત તત્ત્વચિંતક અને કવિના અનુભવપ્રકારના ભેદ ઉપર પ્રકાશ નાખનારી છે. તે ભેદ આપણા અન્ય રસસિદ્ધ કવિવરે આ ક્ષુરધારા માર્ગને 'મણિમય સેંથી'રૂપે નિરૂપ્યો છે એ જોવાથી પણ સમજાશે....'ધારા'ને ક્ષુરધારાના ગર્ભિત ઉલ્લેખથી ઘટાવવાના મારા પ્રયત્નને આ પછીની ગઝલ 'આશા'ના 'રમ્યો રમ્યો પ્રેમઅસિકેરી ધાર, તે સુરત આધાર' (૩૪) એ શબ્દોથી ટેકો મળે છે. તેમાં પ્રિયતમાની સૂરતને આધારે અસિધારા ઉપર રમવાની વાત છે. પદાવલિ એકસરખી જ છે અને ધારા–ધાર તે પોલાદની તીક્ષ્ણ ધાર એ વિષે શંકાને સ્થાન રહેતું નથી. પદેપદ—એક પછી બીજું ડગ, વિચારપૂર્વક મૂકવાની ક્રિયા વર્ણવવા પ્રત્યેનો કવિનો પક્ષપાત 'પ્યારીને પદે પદે મેં ગતી છે કરી કરી' (૧૩ 'પ્રિયદર્શન' ૪આ) ઉપરથી પણ જણાય છે. ત્યાં પણ પ્યારીને આધારે પોતે એક પછી બીજું ડગલું ભરે છે એવો એકરાર છે. ...ધારાપ્રવાહ ઉપર પદ ધરવાનો વિચાર કવિના ચિત્તમાં સૌ૦ ૩૪ઇ 'ચિદાનંદે લ્હેરે તદપિ શિવરાણી પદ ધરી' [જેમાં લ્હેરે=(મોજથી નહિ પરંતુ) ધારા ઉપર] એ પોતે મૂળ સંસ્કૃતના કાંઇક શિથિલતાથી કરેલા અનુવાદ(જુઓ તે પરની ટીકા)ના રટણથી જન્મ્યો હોય તો આશ્ચર્ય નહિ....'તારા વિચારો કરું' એ શ્રી પાઠકનો, 'તારા વિચારો ધરું' એ પાલીતાણા આવૃત્તિનો, કે 'તારા વિચારે રહું' એ શ્રી. ન. દે. મહેતાનો પાઠ—એકે બરોબર નથી. 'ભારતીભૂષણ'નો અસલ પાઠ 'તારા વિચારે ધરું' છે. પહેલા બે પાઠ 'વિચારો'ને મહત્ત્વ આપે છે. અસલ પાઠનો આશય પદ ધરવાની—ડગલાં ભરવાની ક્રિયા ઉપર ભાર મૂકવાનો છે. તેમાં વિચાર એ તો આધાર છે,

'વિચારે' એ કરણાર્થે તૃતીયા છે. શ્રી. ન. દે. મહેતાના 'રહું' પાઠથી, 'પદેપદે' એ શબ્દોનું બળ મારું જાય છે. વળી શ્રી પાઠક અને શ્રી મહેતાના પાઠો ('કહું' અને 'રહું') એક પંક્તિ 'ધારા'થી શરૂ થઈ 'ધરું'થી અંત પામે અને તે પછીની પંક્તિના આરંભે તરત 'આધારે' શબ્દ હોય એથી જે વર્ણમાધુર્ય નિષ્પન્ન થાય તેથી આપણને વંચિત રાખે. કોઈ પણ પાઠ લેતાં 'ધારા'ના અર્થ વિષે ફેરફાર પડવાનું કારણ નથી. નયનથી–તારી મૂર્તિનો જે આધાર તે નયનથી–દૃષ્ટિથી–અંત-શ્ચક્ષુથી મેળવીને. રોહિણિનાથ–ચંદ્ર. અંતરશુદ્ધની–શુદ્ધ અંતરની, અંતર-શુદ્ધિ(નિર્મળતાના અર્થમાં)ની. અંતરની સુધ(ભાન)ની એમ લેવાનું નથી. સૂર્યચંદ્રની સાક્ષીએ બધા મહાન અને ચિરંતન થવા સર્જાયેલા યોગ થાય છે એવી આપણી શ્રદ્ધા છે. એવા યોગમાં કવચિત્ વિક્ષેપ આવે, તો તેવે પ્રસંગે એકે પક્ષ એ યોગનો દ્રોહ કરતો નથી, એના સાક્ષી પણ સૂર્યચંદ્ર કરતાં વધારે સારા બીજા કોણ મળે ? એમને પોતે સાક્ષી તરીકે રજૂ કરી શકે એવી પોતાની દોષરહિત દશા હોવા વિષે શ્રદ્ધા છે તેથી આવા શબ્દો. सत्यं ब्रवीमि प्रिये–'સાચું કહું છું પ્રિયે'–આ અને આગળ શ્લોક પંદરને અંતે આવતા સંસ્કૃત ટુકડા પ્રત્યે શ્રી પાઠકનું ધ્યાન ગયું છે. વધારેપડતી સંસ્કૃતપ્રિય શૈલીના નમૂના તરીકે આને અને આગળ આખી પંક્તિ (૧૪ઈ भद्रे त्वद् विरहाद् વાળી) સંસ્કૃતમાં આવે છે તેને કોઇ ગણવા પ્રેરાય. પણ તેમ માનતાં પહેલાં સહેજ વિચાર કરવા જેવો છે. સૂર્યચંદ્ર જેવા જો સાક્ષી પૂરે તો તેમના મોંમાં સંસ્કૃત વાણી જ શોભે, પણ सत्यं ब्रवीति ह्यसौ (આ ઈસમ સાચું કહે છે) એમ મૂકવાને બદલે પોતાના શબ્દોમાં કવિએ એ ભાવ રજૂ કર્યો છેઃ सत्यं ब्रवीमि प्रिये. સર૦કાન્તનો प्रिया प्रियतमा गता એ સંસ્કૃત ટુકડો, જેને સંસ્કૃતમાં હોવાનું વધારે સારું કારણ નથી. ૫ ભાનૂ દ્વાદશ–બારે સૂર્ય. પાંશુ–ધૂળ. અંગોળશે–સ્નાન કરશે અર્થાત્ પ્રલયમગ્ન થશે. નાના–વિવિધ. સજ્જનોની પ્રેમનાવ–તે જ તરણી–જરીક ક્યારેક ડૂબે તો ભલે, પણ મારી ટેકની શુચિ પતાકા તે તો

પ્રલયના મહાસાગર ઉપર પણ ફરકતી રહેશે. પાથઃ-પાણી, તેનો નિધિ, પાથોધિ-સમુદ્ર. ૬ જીવમાત્ર જ્યારે અદ્વૈત દશાને પામ્યા હશે અને જ્યારે તમે-અંધકાર પણ, સૂર્યકિરણોને તર્જશે-ડરાવશે ત્યારેય તે મારો સઘન નાદ ગાજી રહેશેઃ 'તુંહી ! તુંહી !' ૭ યોગીઓ જરીક (ટચાક) શારીરિક ભ્રાન્તિથી હઠયોગવડે શરીર માટે અજરામર કે એવી દશા સિદ્ધ કરી હોય તેને લીધે મોટાઇ સમજે છે. પણ તારા સાન્નિધ્ય આગળ એવા શરીરના ખમતીધરપણાની-ધૈર્યની શી વિસાત છે? તારું મુખનું દર્શન થાય તો પછી શરીર ટકાવી રાખવાની જરૂર શી છે? —એ ભાવ. ચારે સિંધુનું મંથન કરતાં જે વિવિધ રત્નો નીકળે તેની સરખામણીમાં તારા એક સુરાબિંદુરૂપી રત્નની શક્તિનો પાર સરખો ન પામી શકાય. ૮ મસ્તાનની-મસ્તાની, મસ્તાન લોકની કહેવાનો ભાગ્યે જ આશય હોય. 'ગજબ વાત'ને બદલે 'ગજબની વાત' પ્રયોગ કરીએ છીએ તે સરખાવો. મસ્ત જેનું આનન-મુખ છે તેવી છોરીઓ એમ પણ લઈ શકાય. ભલી-કેમકે તે એમ સમજમાં છે કે પોતાનાં અટકચાળાંનું પેલાની આગળ ચાલશે. પાલીતાણા આવૃત્તિમાં પાઠ 'મળી' છે તે ઠીક નથી. નિશા-નશો. સર૦ ફૂલા૦ ૬૧. ૯ પ્યારી શબ્દ વિના-પ્રિયતમાના આદેશ વિના. પદપંકજે-ચરણકમળમાં ઊડી જવાના પ્રાણરૂપી હંસને કોડ છે. સર૦ સૌ૦૯૨. કોનાં ચરણ? હંસ સરસ્વતીનું વાહન છે એ વિચારતાં ઉત્તર તરત મળે છે. રસ ભરે-રસ ભરે (પામે); રસથી ભરેલે (પદપંકજે). કલ્લોલ૦-તે કામી (હંસ) કલ્લોલ કરે. ૧૦ પ્યારી આજનિ૦-'આજ રાતની કાલ રાત કરતાં' તેનું ટૂંકાવીને. ૧૧ ચાતુરી-સાક્ષાત્ ચાતુરી; ચાતુરીવાળી; ચતુર. પૂર્ણકલાધર-પૂર્ણ કળા ધારણ કરનાર ચંદ્ર તે હું અને તું વિદ્યા-સરસ્વતી-રૂપી ચકોરી. ચુંબને-ચુંબન પણ; ચુંબન-માં-દ્વારા. પણ 'બને' સાથે પ્રાસ ખાતર 'ચુંબનો'નું 'ચુંબને' કર્યું હોવા સંભવ વધારે છે. સર૦૨ 'દર્શનેચ્છા' ૫-૬. ૧૨ નાયક સારંગી સાથે કાવ્યકૃતિમાંના નાદતત્ત્વને પણ બહલાવે છે ને નાયિકા પગના નૂપુરથી તાલ આપે છે.

માન–સંગીતનો પારિભાષિક શબ્દ, અંગ્રેજી Time. વાહવા–સર૦ સૌ૦ ૫૯ અને ૬૫. ૧૩ સેવા–નોકરી. ભવાઈ ભવને–ભવાઇના ભવનમાં, રંગશાળામાં. ૧૪ જે (વિશ્વેશ્વરી) કોટિ અર્ક સમ પ્રભાવાળી છે ને મારા ચિત્તસ્થાનની ઇશ્વરી–માલિક છે, ને તું મારી પ્રાણેશ્વરી તે પણ જેનો એક અંશ માત્ર છે, તે તારું રક્ષણ કરો. વિશ્વેશ્વરી કોણ? ૧૫ મા શ્લોકને અંતે भारती શબ્દથી સ્પષ્ટ કરે છે. શ્લોક ૧૪ અને ૧૫ ના અંતના ઉદ્ગાર આશિર્વાચાત્મક હોઈ સંસ્કૃતમાં સમુચિત છે. ૧૫ એવી તો સુંદર મોહની કે પિતાને પણ કામી બનાવી દીધો–એમાં બ્રહ્મા પોતાની પુત્રી સરસ્વતી ઉપર મોહિત થયા હતા તેનો ઉલ્લેખ છે. આરતી–આરતવાળા.

[૧૪ઇ–ભાષાંતર; 'ભદ્રે! તું-વિરહે દશા મુજનિ જો કેવી નિરાશામયી?' ૧૫ એક આંગળ જ દૂર એટલી નજીક લાગે છે. ૧૬ જો બિંબાધર ક્રોધમાં પીસ્યો તો પ્રભાતનો પવન એ વાત મને કહી દેવાનો જ એ ધ્યાનમાં રાખજે. 'પીસ્યો'તો' પાઠ પણ બેસે એવો છે. મને–મારે માટે; મનમાં. ૧૭ તારા દર્શે–દર્શનથી મારે દિન જ છે, અને રાત્રિ તે પણ કાળીકરાળી બનતી નથી. ૧૮ મેં નારીમાત્રનો ત્યાગ કર્યો છે છતાં લેખિનીનો સંગ રાખ્યો છે. તેને પણ, લે, આજથી તજી દીધી! બોલ હવે હું અનન્યપણે તારો નથી? હું તો લજ્જાથી, હવે, એ છુપાવવાનો નથી. ૧૯ લક્ષ્મી મારા નિવાસમાં ધસી આવે છે, અને તેના આવતાં તું વિદાય લે તો જતાં જતાં તારા પગને લાક્ષારસ–અળતાથી સુંદર રીતે રંગવાની આશા રાખે છે–પણ હું એવો છું કે મારા ઘરમાં રહીને એને તારા પગ રંગવા પણ અંદર પેસવા દઉં નહિ. કારણ એટલું જ કે લક્ષ્મીના પાણિ–હાથરૂપી કમળ–ની કઠોરતા એ તારે પગતળિયે અળતો લગાવે ત્યારે તને રખેને ક્યારેક પણ ખૂંચે. શ્રી અને સરસ્વતીનો સુયોગ કરવાની તાલાવેલીને બદલે ઊલટી જ વૃત્તિ અહીં આલેખાઇ છે...આ 'અપૂર્ણ' કૃતિ કદાચ 'કલાન્ત કવિ'ની પેઠે લાંબી થાત.]

આ કાવ્ય ઉપર શ્રી. ન. દે. મહેતા વિવરણ કરે છેઃ

'પ્રત્યેક કાવ્યમાં ભક્તિ–જ્ઞાન શૃંગારના રંગો છે, અને પછી વિરહોન્માદમાં કવિ પડી જાય છે. ઉદાહરણ તરીકે, અગિયારમું કાવ્ય "સૌન્દર્ય"ને મૂર્તરૂપ બનાવી તે પોતાની પ્રિયતમા છે, અને પોતે પ્રિયતમ છે એવા ભાવમાં આરંભ પામે છે, અને देवो भूत्वा देवं यजेत् એ ન્યાયે પોતે દેવ છે અને પ્રિયતમા દેવી છે એવા રૂપમાં તેનો ઉઠાવ છેઃ— (અહીં શ્લોક ૧નું અવતરણ છે.)

'પોતે "બાલ" શંકર છે, અને પ્રિયતમા સતિ શિરોમણિ છે એવી શ્લેષધારામાં પોતામાં અને પોતાની પત્નીમાં શિવ–શક્તિનો અભેદારોપ કરી પોતે ધન્ય જોડું છે એવા ભાવમાં કાવ્યનું ઉત્થાન કરી પોતાના શુદ્ધ પ્રેમની એટલે ભક્તિની ખાતરી કરાવવા ચોથા શ્લોકમાં પ્રતિજ્ઞાવાક્ય બોલે છે, ત્યાર પછી આ વિશ્વ લય પામશે તોપણ પોતાનો પ્રેમ મૂલ પ્રકૃતિ શક્તિમાં ગુંજારવ કરતો નાદ-બ્રહ્મરૂપે શેષ રહેશે એવા ભાવમાં પાંચમા અને છઠ્ઠા શ્લોકમાં જ્ઞાનની ઊર્મિ ચઢે છે, અને ત્યાર પછીના શ્લોકોના વિરહના ઉન્માદના તરંગ ઊછળે છે, અને છેવટે પોતાની પ્રિયતમા એ ઈશ્વરીનો અંશ છે માટે અંશી દેવતા તેનું રક્ષણ કરશે એવી આશિષમાં કાવ્ય અંત પામે છે. આ કાવ્ય સ્વયંપૂર્ણ ઊર્મિકાવ્ય છે, અને તેની ભરતીનાં પંદર મોજાં પ્રિયતમાના અંગના કાંઠે જઇ અથડાય છે. ભક્તિ–જ્ઞાન–શૃંગારને વહન કરનાર શબ્દો તે તે ભાવોને જાણે મૂર્તરૂપ આપતા હોય એવા લાલિત્યવાળા છેઃ—

'પોતાની રતિની ખાતરી, પ્રલયકાળમાં પણ પોતાની રતિની સ્થિરતા, તેની મૂળપ્રકૃતિમાં નાદબ્રહ્મરૂપે લીનાવસ્થા, અને સૃષ્ટિકાળે પુનઃ પ્રિયતમાનું નવા મોહકબિંદુરૂપે ઉત્થાન નીચેના શ્લોકમાં વાચકને સમજાયા વિના નહિ રહેઃ—( અહીં શ્લોક ૪ થી ૭ ઉતાર્યા છે.)'

**પૃ૦ ૮૫ આશાઃ ૨અમાં સુધારી આમ વાંચોઃ 'પ્રીતમપદ નીરજ–ની રજનો'**–પ્રિયતમના ચરણરૂપી નીરજ (નીરમાં જન્મેલા)

કમળની રજનો. ૩ છતાં ‘ગરીબ’ થયો. અસિ–તલવાર. સર૦ असिपत्रवनं मार्गं क्षुरधारासमन्वितम् । (कूर्मपुराण–उत्तरार्द्ध २६–५१). જુએ ‘સૌન્દર્ય’ ૪અ. ઉપરની ટીકા. ૪ ચર્વણ–ચાવણું. ૫ ‘પૂરી’ પછી અર્ધ વિરામ. અન્વયઃ–પ્રાણુનિરાશ થઇને હોઠ બહાર આવ્યો. ૭ ખરો ખરિ–ભેગું પણ લઈ શકાય. ખરો–સાચો. ખરિ પળમાં–અણીને ટાંકણે. કણ–જરીક અંશ, લવ. ૮ પપૈયા ‘પિયુ !’ ‘પિયુ !’ કરતા હતા એટલે પ્રેમી પ્રત્યે હમદર્દીવાળા સમજી પ્રિયતમ ઉપર પત્રો લખીને તેમને ગળે બાંધી મેં એક પછી એક મોકલ્યાં કર્યાં. એમ કરતાં આખા વનમાં હવે એક પણ પપૈયો રહ્યો નથી. મતલબ કે અસંખ્ય પત્ર પાઠવ્યા. ઉજ્જડ–પપૈયાવગરનું. ૯ પપૈયા કરતાં પણ કોકિલા મારા દરદની ખરી સમભાગી તો લાગે છે. મારી પેઠે એ પણ જગતને ‘કુ’‘કુ’–ખરાબ ! ખરાબ ! કહે છે. દવાઈ–જાહેરનામું. પણ કોકિલાને તો એનો પ્રિયતમ મળ્યો. એનો તો બહાર–વસંતકાળ રહ્યો–સચવાયો. પણ અમારે તો ‘અબકી બી દિન બહાર કે યૂં હી ગુજર ગયે.’ ૧૧ મજનુને શરીરે ઝાડ ઊગ્યું હતું તેનો ઉલ્લેખ. મારે તો શિરે ઊગ્યાં છે એમ કહેવા પાછળ આપણી કહેવત ‘માથે દુખનાં ઝાડ ઊગ્યાં છે’ કારણરૂપ છે. (તન–શરીર) અંદરના ધીગતા અંગારાથી એ બળીને ખાખ પણ થઇ ગયાં. સર૦ ‘ધીકીએ ઢાંકયાં’–દયારામ. ૧૨ બિરદ–વચન. હું નહિ ભૂલ્યો વચન–એનો અર્થ, મેં વચનનો ભંગ કર્યો નથી એમ કરવાનો નથી (જુઓ કલા૦ ૯૨આ) પણ એ વચનની વાત મનમાં કદી વિસારી નથી એટલો જ કરવાનો છે. ભૂલ્યો ભૂલ્યો કંઇ નારીના પ્યાર–મેં કંઇ (અનેક) સ્ત્રીઓના પ્યારની સામું જોયું નથી, એ વાતની–એવા પ્યારની અથવા તે સ્ત્રીઓની–જરી દરકાર સુધ્ધાં કરી નથી. સર૦૫ મોહનમંત્ર૭. ૭ પરસ્પર–અનન્યતાભાવે સ્નેહનિષ્ઠા કેળવવાનું ‘વચન’ હોવાની સંભાવના કરી શકાય. ૧૩ શફરીકા–માછલી. જવું કો૦–મારે પાપે બિચારી માછલી બળી મરે છે. કહો, ત્યારે ક્યાં જવું ? પિયુ પિયુના ઉચ્ચાર––પપૈયો પાણી માટે કરે છે તેમ હું પણ. પોતે

અજ્યોઝયો હોઇ પપૈયાની પેઠે પાણીની પણ ગરજવાળો છે અને તેની પેઠે 'પિયુ!' 'પિયુ!' પોકાર કરવામાં પોતાની અંતરતમ આરજૂ પણ સાથેસાથે વ્યક્ત થઈ જાય છે. ૧૪ સહુ સરખાં યાર–હે મહેરમ, બધાં જ ચિત્રો સરખાં નીકળ્યાં, કેમકે જે જોઉં છું તેમાં તારી જ છબીનો અણસારો મળી રહે છે. અળતો–પગે લગાડવાનો લાલ અળતો તે મેં આંસુનો બનાવ્યો છે અને આંખે આંસુની ધાર હોય ત્યાં રુધિર ઝરે છે. આ પંક્તિમાં પ્રિયતમાની શોધમાં નીકળેલા પ્રેમીના પારાવાર કષ્ટની ને બેહોશીનું વર્ણન છે. પોતે ચોખૂંટ દુનિયામાં રઝળપાટ કરે છે એટલે પગ લોહીલુવાણ થઈ ગયા છે, અર્થાત્ પગે લોહીનો અળતો લગાડ્યો છે, અને વિરહ-દશા પળેપળે વધુ વસમી બનતાં આંખે સતત આંસુ ઝર્યા કરે છે એ વક્તવ્યનો પ્રધાન ઉદ્દેશ છે, જે પ્રેમીના કષ્ટનો ખ્યાલ આપે છે. પણ પ્રેમીની બેહોશ હાલતનું સૂચન કરવાનો ઉદ્દેશ પણ હોઈ, પગનો લાલ–અને તે લોહીનો–અળતો તે પોતાની આંખમાં દેખાય છે અને આંખનાં આંસુ તે પગે અળતાને સ્થાને લગાડ્યાં છે (અર્થાત્ આંસુ પગ સુધી ધારારૂપે વહી ચાલ્યાં છે) એવું ઉલટાવીને વર્ણન કર્યું છે. ઘણું ચમત્કારક છે.

**પૃ૦૮૮ પ્રિયદર્શન :** ૧ ઝાંકિ–ઝાંખી. હરી–૧અમાં 'હે હરિ !;' ૧આમાં 'લઇ લીધી'. ૨ તને–શરીરે. ઈરમ ગુલઝાર–અરમનો બગીચો. નન્દનવન અને ઈડનના બગીચાની જેમ ધાર્મિક કલ્પનાનો બાગ. ઇસ્લામ પહેલાંનો ખ્યાલ છે. ઇસ્લામને મંજૂર નથી. ૩ માનની–માનિની સ્ત્રી. સુરાહી–શરાબ રાખવાનું પાત્ર. ૪ જેમ ચંદ્ર ચાલે તેમ ચકોર ચાલે; કેમકે ચંદ્રની ચાલ ઉપર પોતે કુરબાન છે. એ જ રીતે હું પણ એને પગલે પગલે ચાલું છું. ચાલવામાં મને એનો જ આધાર છે. સર૦ ૧૧સૌન્દર્ય૪અ. ૫ મીઠી આંખથી મારી ફરિયાદ દિલમાં ધરી. ૬ કલાલી–દારૂના દુકાનદારને કલાલ કહે છે તે પરથી શરાબ આપનારી, પ્રિયા. ૭ પરછાંહિ–પડછાયો. લાલ શરાબની છાયા ગોરી

હથેળીમાં પડતી જોઈ (સર૦ સૈ૦૯૧) સ્વર્ગની કોટિ આંખો (સ્વર્ગના દેવોની આંખો અથવા તો તારકો) ઝલકાઈ ગઈ અને એ દૃશ્ય જોઈ એ આંખો ઠરી. આપણારામે શરાબની અસંખ્ય દુકાનો ખાલી કરી નાખી છે પણ કાંઈ અસર જ ન મળે, પણ પ્યારીની એક પ્યાલીએ સુધ(ભાન) હરી લીધી. ૯ મારા મસ્ત મદિરા('શરાબ'નો પર્યાય હોઈ સામ્યદોષથી પુલ્લિંગ, સર૦ ર'દર્શનેચ્છા'રઅ.) ને કોણ નિંદશે ? અથવા મારા મદિરામસ્ત(મહેરમ)ને કોણ નિંદશે ? ખાસ કરીને જેણે એ મદિરાની મઝા એકવાર પણ ચાખી છે તે તો નહિ જ નિંદે ૧૦ હે સજન, બીજાઓ મને મસ્તી બાબત શિખામણ દે છે, પણ...—(૧); મારી સજન મને મસ્તીનો બોધ-પાઠ આપે છે કે મારા(સજનના) પંથમાં ખરા મસ્તોની ચાલ તે જ બરોબર છે—(૨); બીજો અર્થ વધારે સારો છે, ૧૨ હુમા-દેવહુમા, Phoenix. કવિએ મૂકેલી પાદટીપઃ 'હુમા=ફીનીક્સ નામનું પક્ષી. જ્યારે આ પક્ષી કોઈના માથા ઉપર ઊડે છે ત્યારે તેની સર્વ અભિલાષા ફળીભૂત થાય છે, તથા રાજ્યપદને પ્રાપ્ત થાય છે, એવા સારા શુકન લોકમાં મનાય છે.' ૧૩ આખડી-બાધા માનવી તે. ૧૪ નિરંતર રંગ-રંગ ક્ષણવાર પણ ખૂટ્યો હોય એ રીતે નહિ, ચાલુ રંગમાં, સતત રંગાયેલો. મૂર્તિ 'મોક્ષભરી' છે એ નોંધો. ૧૫ આપણે કવિતા કરીને તાનથી કહી સંભળાવી તો સામેથી પ્યારીએ ખુશ થઈને શીતળ ગૌર હાથ કંઠે નાખ્યો, અર્થાત્ બધું સારું બની આવ્યું.

**પૃ૦ ૯૦ દરકારઃ** ૧ ઇન્તિઝાર-આતુર. ૨ ઘડી બફા૦-ઘડી ઘડીમાં રંગ બદલે છે. પણ હે યાર, તમારી મરજી સાચવવા બાબત હું કાંઈ તમારો દેવાદાર નથી. તમારું મારે દેવું નથી કે તમારી મરજીની બરદાસ્ત કર્યા કરું. ૩ હઝાર-હજારો (ગુલ્ર ૧૦); હજારો લોકો. ગુલે લાલા-ગુલ અને લાલા (=એક જાતનું ફૂલ). ગુલેલાલા જોઇએ. ગુલ=ફૂલ લેતાં, ગુલેલાલા=લાલાનું ફૂલ. પણ આ દિલમાં જે દાગ છે તેનો રંગ ગુલઝાર(બાગ)માં—બાગનાં ફૂલોમાં ઓછો જ મળવાનો છે ? મતલબ

કે આ દિલ એ કોઇ ઓર પુષ્પ છે. ૪. તમે જે મહાલક્ષ્મી છો તેના મુકુટ માટે પેલા લાલ રંગના હૃદયમણિ રૂપી મરકત રચવાની મનને મુરાદ છે. હૃદયમણિ કેમ વાપરી બેસાય તેની 'દરકાર નથી કાંઈ'; પણ યાર, તમે લગાર પણ દગાદાર થશો નહિ. ૫ મન–કીર–મનરૂપી પોપટ. અલકજાળમાં—અલકલટોની બનેલી જાળમાં. નિપટમાં—'ભરપટ્ટે, પુષ્કળ પ્રમાણમાં' એમ શ્રી સાગરે અર્થ આપ્યો છે ('ગુજરાતી ગઝલિસ્તાન' પૃ૦ ૨૫૭). હિંદીમાં 'निपट'ના બે અર્થ છેઃ (૧) નર્યું, કેવળ; (૨) પુષ્કળ. એમણે બીજો લીધો છે એ ઠીક છે. એમ લેતાં એમણે પંક્તિનો અર્થ પુષ્કળ, ભરપટ્ટે, દામ–પૈસા(ફી) લીધા છતાં યારને સારવાર તો કરવી નથી, એમ કર્યો હોવો જોઈએ. પણ અહીં આજકાલના ડોકટરો જોડેની પ્રિયતમાની સરખામણી ઉદ્દિષ્ટ લાગતી નથી. એને ને ઉપરની મન–કીર અને અલક–જાળની વાતને શો સંબંધ ? મારું ધ્યાન આમ બેસે છેઃ (૧) દામ=પાલવ ઉપરથી, નિપટ-પુષ્કળ–બહોળા પાલવમાં મને લીધા છતાં તું મારી સહેજ પણ સારવાર તો કરતી નથી; અથવા (૨) દામ (ફારસી)=ફાંસો ઉપરથી, નિપટ–કેવળ–નર્યા ફાંસામાં મને ફસાવીને (ફાંસો ઉપર કહેલો 'અલકજાળ'–નો) હવે તું સારવાર કરતી નથી; (૩) 'ભારતીભૂષણ'ની વાચનામાં છાપભૂલથી કેટલીકવાર શબ્દો ભેગા અથવા વિચિત્ર રીતે વહેંચાઈને છપાયેલા મળે છે તેવું આને વિષે પણ માનીને, 'દામ નિપટમાં'નું 'દામનિ પટમાં' વાંચીએ તો દામનિ=રસ્સી, ફાંસો, જાળ તેના પટમાં મને ખેંચીને હવે તું સારવાર કરતી નથી;—એમ આ પંક્તિનો અર્થ, 'દામ=પૈસા' એમ લીધા સિવાય, ઘટાવી શકાય એવો છે. અને 'મન–કીર' અને 'અલક–જાળ' સાથે એનો સંબંધ પણ યોજી શકાય છે. પોપટ પકડનાર પોપટને જાળમાં ફસાવી પછી તો એની ખાતરબરદાસ્ત કરે છે, અરે પારધીઓ પણ દુનિયામાં વધ્યની પાછળથી ખબર કરે છે–'વ્યાધ કરી વધ લહે ખબર વધની' (૬ સલૂણોમંત્ર–૪ અ), પણ સનમ જ એક એવી છે કે પહેલાં તો મનને

પોતાની અલકલટોના ફાંસલામાં ફસાવે છે ને પછી સામું પણ જોતી નથી. કવિની ભાવનાસૃષ્ટિ જોતાં આ પંક્તિઓનો આમ જ અર્થ હોઈ શકે. ન અન્યથા, ન અન્યથા. 'દામ નિપટમાં' ઘટાવવાના મારા પ્રયત્નો જેને ગળે ન ઊતરે તેને 'દામ નિકટમાં' (પાલવની સમીપમાં) એવું પાઠાંતર પેશ કરું છું. ૭ 'યાર' પહેલાં 'ક્યું' ઉમેરો. મને ફાવે તેમ બોલીશ, ચાલીશ. હું કાંઈ કાલાવાલા કરવા આવ્યો નથી. ૮ યશ–**વંશ**–વાંચો. કામિની કોમળ વંશની છે (–?) ખબરદાર–હોશિયાર. ૯ મનસૂર–જુઓ આગળ હાફિઝ૧–૧૧ ઉપર કવિની નોંધ. તને–શરીરે. છાપ વાર લગાર–જરીક જરીક વાર માટે છાપ દેખાય છે. ૧૧ ઝુલેખા–યુસુફ:–જુઓ આગળ હાફિઝ૫–૫ ઉપર કવિની નોંધ. ૧૨ હાફિઝ–જુઓ પૃ૦ ૨૬૯–૨૭૯. છટક–છટા. ૧૩અ: આ પંક્તિ કવિના વ્યક્તિત્વને તેમજ વક્તવ્યને સુંદર ઉઠાવ આપે છે. અત્યાર સુધી બીજાઓના સોગન આપવામાં આવ્યા હતા. એ હકીકત ખૂબખૂબ ધ્યાનમાં રાખવાની છે. સોગન કોના આપી શકાય ? પ્રાણપ્રિય વસ્તુના. તો પ્રિયતમાને પ્રાણપ્રિય જે કંઇ હોય તેના સોગન પ્રેમિકે આપવા જોઈએ. દુન્યવી પ્રેમની વાત એવી છે કે પ્રિયતમાને પોતા(પ્રેમિક)ના સિવાય બીજું કોઈ પ્રાણપ્રિય કે પ્રાણાધિક હશે એવો વિચાર સરખો જીવનને ખારું ખારું કરી નાખે; પણ આ તો કોઇ ઓર પ્રેમ છે, પ્રિયતમા પણ ઓર છે, એને અસંખ્ય પ્રાણાધિક ગણાય એવા પ્રેમિકો હોઈ શકે છે. એ બાબતની આ નવા પ્રેમિકને પૂરી ખબર છે. અને એ ખાતર ઈર્ષ્યામાં બળ્યા-જળ્યા રહેવાને બદલે એ ઊલટો અહેશાનમંદ છે કે ખરે અણીને પ્રસંગે, પ્રિયતમાનું મન મનાવવા વખતે, એ સૌ પ્રેમિકો સોગન દેવા ખપ લાગે છે. મહાન પ્રેમિકોએ સેવેલી આ પ્રિયતમા છે એ તો એની પ્રત્યેના આકર્ષણનું વળી એક વધુ કારણ છે. પણ આમ, દુનિયામાં આપણે મીઠાબોલાઓને હાથ લંબાવીને 'તમારા સમ !' 'ભાઈના સમ !' કહેતા સાંભળીએ છીએ તેમ બીજાના જ સોગન આપ્યા કરવાથી સામા

માણુસને ભાગ્યે જ ઈતબાર બેસે, એટલે હવે પોતે પોતાની ગરદન પર હાથ મૂકીને કહે છે કે સદા અદ્ધર રહેલી અર્થાત્ તારા સિવાય કોઇની આગળ ન ઝૂકેલી એવી અણુનમ અને ટેકીલી–તારા પ્રેમની સિદ્ધિ માટે ટેકવાળી–મારી ગરદનના તને સોગન છે. બીજા શબ્દોમાં, તું હવે નહિ મનાય તો મને ફના સમજજે. 'ગરદન'નાં વિશેષણો ઘણાં સૂચક છે, બાળાશંકર જેવા જ યોજી શકે. ૧૪ 'કુટિલ તારી વાણીના સોગન' દઇને તો કવિએ હદ કરી છે. રસિકો સમજશે. નિધાહ બાંકિ–બાંકી (બંકિમ, વક્ર) નજર. ૧૫ ફરહાદ–ચીનના બાદશાહની પત્ની શિરીન પ્રત્યે પ્રેમ રાખનારો એક મજૂર જેણે પહાડમાં સુરંગ ખોદી આપવાની શરતે શિરીન મળે એમ હોઈ ઝડપથી પહાડ ખોદી નાખ્યો હતો. (પણ દુશ્મનોએ શિરીન મૂવાના સમાચાર દાસી સાથે પહોંચાડયાથી મિલનને પ્રસંગે જ તે મૃત્યુવશ થાય છે. કહેવાય છે કે શિરીન જીવતી જ તેની કબરમાં પોઢી હતી.) ફરહાદ ઉપર તું પ્રેમમાં ડુલ છે, પણ એ ફરહાદ પણ શા હિસાબમાં છે? એણે પર્વત ખોદી નાખ્યો તો હું આકાશને જ ઘડીમાં ફોડી નાખવા તૈયાર છું. મતલબ કે તારા પેલા અન્ય પ્રેમિકોએ તારે માટે ઘણુંઘણું વેઠયું છે તે હું જાણું છું ને હું પણ વેઠવા ખડેપગ છું એ જરૂર સમજજે. મદિરાવાર–મદિરાનું વારિ (પાણી, પ્રવાહી, પીણું).

પૃ૦ ૯૨ **નાદાન બુલબુલ**: આ કાવ્યનો વિષય આપણને સમજાવો જરીક મુશ્કેલ છે. આપણા દેશના કવિઓ ગુલ–બુલબુલનો ગમે તેટલો કિલબિલાટ કરે તોપણ જેણે ઈરાન જેવા મુલ્કની આબોહવામાં રાતભર ગુલ ઉપર ભરપ્યારમાં રહીરહીને ઝૂકી આવતા આરજુભર્યા બુલબુલનો અનુભવ કર્યો નથી તેને માટે 'ગુલ–બુલબુલ' એ ભાવના–પ્રતીકની પૂરી ખૂબી સમજાવી અને કવિતામાં ઉતારવી અશક્યવત્ છે. બાળાશંકર એ પ્રતીકનો મર્મ પામી શકયા છે એ વિષે પહેલી અને છેલ્લી કડી જોતાં પણ શંકા રહેશે નહિ. નાદાન–ગુલઝારમાં પડયા રહ્યા છો એ નાદાની. વફાઈ–નિષ્ઠા, વફાદારી. શી

બાબતમાં નિષ્ઠા ?–ભરપ્યારમાં–પૂર્ણ પ્રેમના વિષયમાં. ૨ તમારી ગાનની તાનો જે દર્દી હોય તેને બારણે જઈ સંભળાવો. આ ગુલ તો બે-દર્દિ–દર્દવગરનું છે. ૩ તમારું સ્થાન ચંગ–ઉપંગ–વીણા વ૦ વાદ્યો વાગ્યાં કરે છે ત્યાં છે. ૪ શરદી–રાતને લીધે. પ્રેમિકને પક્ષે દુનિયાની ઠંડી ભાવશૂન્યતા, ઉષ્માહીનતા. બોલ–શબ્દ, 'પ્રતિશબ્દ' અભિપ્રેત છે. ૫ ગ્રીષ્મ–આધિવ્યાધિઉપાધિના તાપો. તુજ પાંખડી–(ગુલાબને સંબોધન નથી) તારી, તારે માટેની, ગુલપાંખડી. ૬ અફ્-સોસ આંસુએ–૧ અફ્સોસ! આંસુએ; ૨ અફ્સોસનાં આંસુએ. ૭ અબોલા પ્રીતમે–અબોલા (લીધા છે એવા) પ્રીતમે; પ્રીતમના અબો-લાએ; અબોલ પ્રીતમે, 'અમોલા'ના અનુકરણમાં. ૮ ખરે–ખરે !–વાંચો. પ્યારે–પ્રેમે. ૯ અડકાતું ચૂંટાતું–કોઈ પણ પ્રકારનો પ્રત્યક્ષ અનુભવ. ગરીબીની૦—એ ગુમાની(ગર્વીલી) પ્રિયતમાએ તારી ગરીબીની કાંઈ જ ગરજ ન કરી. ૧૦ આ જાતના પ્રેમમાં સાચા પ્રેમપદાર્થને તું પામી શકીશ નહિ. ગુલબંધ વન—'ભારતીભૂષણ'માં **'ગુલબંધવન'** છે—**'ગુલ, બંધ વન'** વાંચવાથી, ગુલ જશે (ખરશે), અરે આખું વન (જગત) બંધ થશે અને તું અંદર દાખલ પણ થઈ શકીશ નહિ. ૧૨ સુવાસ તો જન્મસિદ્ધ અને જન્મથી અઢળક મળેલી છે, એટલે તે દેવામાં એ ઉદાર છે; અર્થાત્ સામાના દિલને લલચાવવામાં એને સ્વભાવસિદ્ધ ઉદારતા છે, પરંતુ 'બોલની કૃપણતામાં જરા બાકી ન રાખી'—પછીથી બોલ(–શબ્દ–પ્રતિશબ્દ–response) દેવા બાબતમાં એ કંજૂસાઇમાં કમી રાખતી નથી. અંતના 'ના ના' અને શરૂઆતનો 'ન' પરસ્પરનો છેદ ઉડાડી દેતા નથી. આખું નકારવાક્ય છે. ૧૩ ઊલટા અંકો–'સુવાસ' અને 'બોલ', બંને એકસાથે મળતાં નથી તેથી. તને–શરીરે. કરી–રચી. ૧૪ એ–ગુલ. કરશે–ઠરશે–વાંચો. **'હાથે'** પછી અલ્પવિરામ. ૧૫ રાકાપતી–રાત્રિનો પતિ, ચંદ્ર. શાંતી રહી ના ના—ન તો ચંદ્રને કે ન બાલને, બાલને તો ચંદ્રને લીધે જે કંઇ થોડી હતી તે ય ગઇ.

**પૃ૦ ૯૪ ખબર લે :** ૧ ઉતારના–ઉતાર ના. ૧અ: ખબર–**ક્ષબર**–વાંચો. સબર લે—સબૂરી ધારણ કર. ૧આ: ગમખ્વાર–જીગર-ખ્વાર—હમદર્દીવાળા ૨અ: 'ગુલિસ્તાનમાં હેરાન છે મસ્તાન આ બુલબુલ' વાંચો. ભરપ્યાર કોઇ યાર નથી. તું જે વફાદાર છે તે ખબર કર. ૩. જગત તરફનું ધ્યાન છૂટયું છે. તે ભાન શ્મશાન–શૂન્ય સમું જ હતું. હવે હું 'હુશિયાર'–સાચા ભાનમાં છું. ૪ હવે તુજ ગોરેવાન ધ્યાન છે, અને મન માન (સ્વમાન, આત્મગૌરવ)માં છે, હૃદય પરકાર–હોકાયંત્ર–માર્ગસૂચક છે. ૫ હું ગાઉં ને તમે મુખ પણ ન બતાવો એ તે કેમ ચાલે ? નિગહદાર–નિધાહ, મીઠી નજર, રાખનાર. ૬ ભાનમાં નહીં–દુનિયાની દૃષ્ટિએ. ગુલઝાર૦—તાર જેવા અલક(વાળ)ના ગુલઝાર(બાગ)માં ( — ? ) ૮ નિશિ માન અર્ધવાન–**નિશિમાન્–અર્ધવાન**–વાંચો. અર્ધવાન–અર્ધ શરીર–અર્ધાંગ–હે અર્ધાંગિની સમી પ્રિયતમા ! (–?) નિશિમાન્–રાતવાળું. રાતવાળું પ્રિયાનું ગાન ગાઇને, રાતે પ્રિયાનાં ગીત ગાઇ ગાઇને, એ ભાવ. ૯ તારા પટાંચળ (વસ્ત્ર), ચંચળમુખ અને સુ–દગ્–અંચલ સારી દૃષ્ટિરૂપી પરદા વડે હું તારો ગિરફતાર–કેદી છું. ૧૦ સ્વાર્થના–**સ્વાર્થ ના**–વાંચો. સ્વાર્થ તો રહેતો-સચવાતો નથી. પરાર્થનિ૦—પરમારથની જુગારી પ્રીત બળજો. પરમારથની લગની જુગારના જેવી છે, એક વાર એ લત લાગી તો. શા માટે પરમારથની પ્રીતને પણ 'બળજો' કહે છે ? કેમકે દુનિયામાં સહુ જાર=ખોટા નકલી પ્રેમી છે, વિષયલોલુપ સ્નેહી છે. 'વખ્ત હઝાર' દેહલીદીપ છે. ૧૧ નેમ–કોઇ પણ પ્રકારની ધારણા. એવી ધારણાવાળો–કોઈ પણ જાતની ફલપ્રાપ્તિની આશાવાળો–તેથી 'સુગમ' એવો પ્યાર કરનારા તો બેશુમાર છે. ૧૨ નથિ પ્યાર કુલાચાર–એક અદ્ભુત સૂત્ર છે. કુલાચાર–દુન્યવી દૃષ્ટિએ સારા ઘરનાંઓનો આચાર, નીતિમાન્ય વર્તન તે પ્રેમ નથી, તેથી પ્રેમ સિદ્ધ થાય નહિ, એવું સમજનારી તું ખબર લે. ૧૩ પુર–પૂર્ણપણે ગમાર એવાઓના સરદારો તે મારાં આંસુની ઠઠ્ઠા કરે છે. હે મારી સરદાર, ખબર કર તું મારી. ૧૪–અ

રસનો વિજોગી તેમજ ભોગી, પ્રેમપંથનો રોગી. ૧૫ ગતિ ન્યારિથી વિહારી—ન્યારી ગતિથી જે વિહરનાર છે તે. વિહારી!—વિહારી—વાંચો.

પૃ૦ ૯૬ કરે જો: ૧અ કરે—હાથે. ૨અ: શ્યામ અલક જો ચીખરે તો જીવ ઊડી (ત્યાં) વસે છે. ૨આ: પ્યારીશૂન્ય—પ્યારીથી સૂનો. શુદ્ધિ—સુધબુધ. ૪ વિરહરૂપી વિષ રગેરગમાં વેગથી પ્રસરે છે. દર્શન-રૂપી સંજીવની. ૫ ફેરા—સર૦ ૧૫ નાદાન બુલબુલ—૯અ. ૬ કર—હાથ. [૧૨ 'આશા'—૧૪અમાં કર—કિરણ(દષ્ટિનાં)ની કલમની વાત છે.] પ્યારી, તને શરમ છે કે નહિ? ખરેખર તને શરમ છે!! ૮ કઠણુ—તારી ખતરાજીથી કઠણુ બનેલું. છતાં કાળજાને થશે કે, પોતે કઠણુ હોઈ, કટારીથી કતલ કરવા જતાં તારા હાથને આંચ ન આવે તો સારું. મચક—ખચક—વાંચો. ૧૦ અંબરસુવાસ—અંબર (એક સુગંધી પદાર્થ)-નો સુગંધ. તને—શરીરે. ૧૧ પીડા પરહરે—૧૦ના 'અંબર' સાથે સંબંધ છે. ૧૧આ—સર૦ ૧૪ દરકાર ૯અ. ૧૩ સર૦ હાફિઝ ૨—૧આ. ૧૪ મૂખ—મૂર્ખ—વાંચો. કાવ્યરસ— કાવ્ય રસ—વાંચો. રસભર કાવ્યે જે મર્મ તે ન સમજે. ૧૫ પણ કુદરત ઓછી જ પેલાઓની જેમ 'મૂર્ખ' છે? તે તો મસ્ત છે અને મારી રસમસ્ત કવિતા ઉરે લહી (ધારણ કરી, સમજી) મારે શિરે સૂર્યરૂપી મણિવાળો મુકુટ ધરે છે, અર્થાત્ કદરદાની દાખવે છે. ('મણિ' શબ્દ ઉપર શ્લેષ પણ ખરો).

પૃ૦ ૯૮ દરદ દિલ: ૧ વારિ—વારો. ૩ પવન પાણી મહીં—ફોગટ, વ્યર્થ. ૪ ગુરૂગમ ભેદ—(ગમ અને ભેદ એક જ છે) ગુરુદ્વારા જ મળી શકે એવું રહસ્ય. ૫ સરવ યારી—બધો પ્રેમ. ૬ યાર—પ્રિયતમાને સંબોધન છે. બધીએ—બલાઓ. ૭ કો બાગ—કયે બાગે. ૮ રત્નાકરી—દરિયાઈ, દક્ષિણી ઢબની. (પોતે મુંબઇ—વડોદરે રહ્યા હોઇ દક્ષિણી ઢબથી વાકેફ હતા.) શામા—શ્યામા—વાંચો. સંસ્કૃતમાં 'શ્યામા'થી કાળી ભીનાવાનની સ્ત્રી કરતાં નમણી લાવણ્યમયી સ્ત્રી ઉદ્દિષ્ટ હોય છે. ધૂરંધરા—ધુરા(ધૂંસરી)ને ધારણ કરનારી. પૃથ્વી સૌ જવાબદારીઓ ઉઠાવે છે એ ઉપરથી. ૯ સહજસહજે—સહેજસહેજમાં (સહ—જ=

કુદરતી એ અર્થ ઉદ્દિષ્ટ નથી). ૧૧ વિચારી–બિચારી–વાંચો. ૧૨ છું –હું–વાંચો. દાવાગ્નિ–દાવાગ્નિમાં. જગતને પોક મૂકીને—'રોયો હું' સાથે યોજી શકાશે; તેમજ કોયલ જગતને પોક મૂકીને (કુ–કુ કહીને, સર૦ ૧૨આશાહ્અ) મને પણ વિસારી ગઇ. ૧૩ કંઈ શાણા હજારોની—સર૦ મણિલાલ (અમર આશા:) 'હજારો ઓલિયા મુરશિદ ગયા માશૂકમાં ડૂલી; ન ડૂલ્યા તે મૂઆ.' ૧૪ જરબ–કવિની તે પર પાદટીપઃ "રમળ વિદ્યામાં પાસો નાંખી શુકન જોવાની જે કુંડળી પ્રથમ તૈયાર કરવામાં આવે છે તેને જરબ બાંધવી એમ કહે છે. કવિતાની કુંડળી તૈયાર કરી તર્કરૂપી પાસો નાંખી મેં ઘણીવાર શુકન જોયા. એ ભાવ". ફાલ—પર કવિની પાદટીપ: "કોઈ પણ ધર્મનું અગર બીજા કોઇ મનાયેલા ગ્રંથકાર અથવા કવિનું પુસ્તક લઇ એકદમ પાનું ઉઘાડી તેની મતલબ ઉપરથી ભવિષ્યનો તર્ક બાંધવો–શુકન જોવા–તેને ફાલ જોવો એમ કહે છે. ઘણાક મસ્તાનના ગ્રંથો ઉપરથી મેં શુકન જોયા ઇત્યાદિ ભાવ." દિવાને હાફિઝ આ માટે ઉપયોગમાં લેવાય છે. મસ્તાનપોથી–મસ્તાનોની રચેલી પોથી. વિચારી ગઇ–વિચારવામાં આવી.

પૃ. ૧૦૦ કુકાકવાણી: 'પોપટ પાળે પ્રેમથી, કાગ ન પાળે કોય' એ દલપતવચનના પ્રતીકારમાં કવિએ ભરૂચમાં કાગડો પાળેલો અને તેના જ અનુસંધાનમાં આ કૃતિ રચાઇ હોવા સંભવ છે. કુ–કાક–ખરાબ ગણાતા કાગની વાણી. ૨ અરગજા–અગરુ. ૩ સિંહલદ્વીપ–લંકા. ૪ પાટલ–પુષ્પ છે. વ્યજન–વીંઝણો. તને–શરીરે. ૬ નાગરિજન–નાગર સ્ત્રીઓના ગોરા હાથે. સુધાકર–ચંદ્ર. ૯ 'સાજન' પછી અલ્પ-વિરામ. બંદિજન–ભાટ. કંચુકિ–જનાનાનો રખવાળ. ૧૧ ખલ૦–લુચ્ચા બગને મશાલ ઝાલનાર નાપિક–નાયી બનાવું. ૧૨ 'કો !' 'કો !'–કાગડાના અવાજમાં 'કોણ ?' 'કોણ ?' પ્રશ્ન સાંભળી કહે છે કે તમે તેના તો આવવાના સમાચાર લાવ્યા છો ને વળી અજાણ થઈ શેના પૂછો છો કે 'કોણ ?'–'કોણ ?' ૧૫ તતબીર–યોજના. હું

નિઃસ્પૃહ હોઈ રાજાનો પણ રાજા છું, પણ સાથે પ્રેમગરીબ છું; પ્રેમને કારણે, તે(પ્રેમ) સિવાય બીજી કોઇ પણ ચીજ વિનાનો છું.

**પૃ. ૧૦૨ જિગરનો યારઃ** ૧ હૃદયનો પ્રિયતમ જો હૃદયથી જુદો–જુદાઈ રાખનારો હોય તો પછી બધો સંસાર પણ જુદાઇવાળો જ લાગવાનો. અથવા પ્રિયતમ જો કોઈ વિશિષ્ટ–ઓર વ્યક્તિ હશે તો સંસાર પણ ઓર લાગવાનો. એ વાત તો નક્કી કે એ લાપરવાહી-વાળો પ્રિયતમ તે આખાય સંસારથી નોખો છે, બીજી જ માટીનો ઘડાયેલો છે. ૨ હું–શું–વાંચો. પવિત્રીમાં–પવિત્રતામાં, ચોખલિયા-વેડામાં. ૩ અખત્યાર–**અખ્ત્યાર**–વાંચોઃ અમલ. ૪ ઉસ્તાદનો–બોધ આપનારનો. ૫ મૂર્ખાં–સર૦ ૪મૂર્ખની મૂર્ખાઇ. નિદે–**નિંદે**–વાંચો. બેસમજ–સમજવગરના. પ્રેમીનો આચાર–સર૦ 'નથિ નીતિ પ્રેમિના કોષમાં' (૪મૂર્ખની મૂર્ખાઈ૮અ), 'નથિ પ્યાર કુલાચાર' (૧૬ ખબર લે–૧૨આ) ૬ તે ઉપર કવિની પાદટીપઃ "પરકાર=હોકાયંત્ર. હોકા-યંત્રનો કાંટો સમુદ્રમાં તોફાન વખતે પોતાનું ઉત્તર તરફનું વલણ જરા ચૂકે છે. પરન્તુ અમારા મનરૂપી હોકાયંત્રનો કાંટો હમેશાં સ્થિર અને અચળ રહે છે ઇતિ ભાવાર્થ." અર્થાત્ પ્રિયપદાર્થને પામવાના માર્ગની દિશા અમે કદી ખોઇ બેસવાના નહિ. સર૦ ૧૧સૌન્દર્ય–પઇઈ. ૭ આઃ 'પ્રિયાનો માહરી ગરદન ઉપર આભાર જુદો છે' વાંચો. ૮ યારનો–**યાર, જો**–વાંચો. અહીં 'યાર' પ્રિય પદાર્થ માટે નહિ, પણ દુનિયાના માણસને સંબોધવા માટે છે. હે ભાઈ, જો ! અમો જાદુગરોનો બાઝાર જુદો છે. ૯ 'ભેદ'–પછી અલ્પવિરામ. એ (પ્રેમનો) વ્યવહાર જુદો છે. દુનિયાદારી ભર્યા વ્યવહારથી જુદો એ મતલબ. ૧૦ 'થકી' પછી અલ્પવિરામ. જો મારે રસ્તે જશે તો. યારનો –**યાર, જો**–વાંચો. બ્હાર–ભભકો. સર૦ ૨૧બોધ૧૧આઃ 'એ કીમિયાની જો મઝા'. ૧૧ અનૂપમ–'પ્યારી' તેમજ 'શણગાર' બંનેના વિશેષણ તરીકે યોજી શકાય. નક્ષત્રનો૦–સર૦હાફિઝ૫–૯ઇ. ૧૨ બધા એ–**બધાએ**–વાંચોઃ બધા પણ. ૧૪ બંધકારી–બંધનકર્તા. યાર–

**જાર**–વાંચો. જાર–વિષયતૃષ્ણાવાળો પ્રેમી. ૧૫ અવળ પંથે–દુનિયાની દૃષ્ટિએ ઊંધા રસ્તે–સર૦ ૪મૂર્ખની મૂર્ખાઈ–૧૪ આ. પડ્યા–**પળ્યા**–વાંચો. ૧આ–માં ‘યાર’ને ‘બેદરકાર’ કહ્યો હતો. અહીં પોતાને પણ તેવો ગણાવે છે, પોતાનું યાર જોડે અદ્વૈત સમજીને.

**પૃ૦ ૧૦૪ ગુજારે જે શિરે તારે–:** મથાળું ‘બોધ’ વાંચો. ૩ કચેરી–કાજીની કચેરી એટલો જ અર્થ લેવાનો નથી, પણ રાજ્યનો સમગ્ર કારભાર જ્યાં ચાલે છે તે ઉપલી કચેરી સમજવાની છે. ૪ આ સાથે સ્વીડિશ વિદૂષીના નીચેના શબ્દો કેવા મળતા આવે છે તે જોવાથી એકજ સત્ય ભિન્ન ભિન્ન સમાજનાં બાળકોને કેમ સરખું સમજાય છે તે દેખાશેઃ–‘Public opinion is a convex mirror, a globe swollen by prejudice, which distorts the image. Only a clear and calm soul gives a true picture of another's actions.’–Ethel Kenin. ૯ પ્રારબ્ધ–જુઓ શ્રી. મ. ન. દ્વિ.નું દર્દભર ‘કીસ્મત’. ૧૦ પ્રેમ–અહીં સંકુચિત અર્થમાં શબ્દ વપરાયો છે–દુન્યવી પ્રેમ, પ્રણય, જેમાં પરિણામે બેવફાઈની પ્રસાદી અચૂક મળી રહે છે. એ બેવફાઈથી કલુષિત ‘પ્રેમ’ના અનુભવથી સત્ય પામી શકાતું નથી. ૧૧ એ સંસારી પ્રેમવેડા વગેરેમાં જે સત્યો સમજાય છે તેથી છેટા રહ્યા જ સારા, કેમકે પરમ સત્ય તે એ સત્યોથી ઘણું વેગળું છે. એ જાણવું અને પેલાં સત્યોથી ભાગવું એ જ ‘કીમિયો’, જેની ‘મજા’ની વાત ઓર છે. ૧૨ દુન્યવી પ્રેમરૂપી સંસારી સત્ય વફાઈના અભાવે પરમસત્યની કોટિએ પહોંચી શકતું નથી એ તું એકવાર સમજી લે, તો પછી સામેથી ચાલીને બીજાઓને એ દુન્યવી પ્રેમની વફાદારીની લહાણી કરવા નહિ જ જાય, આપણી વફાઈને ખુલ્લે દિલે સ્વીકારવાની વફાઈ સામામાં ન હોય, તો પછી એની ઉપર ઉપકાર કરવા જવાની ખટપટમાં ડહાપણ નથી એ તને જરૂર સમજાઈ જશે.

આ કૃતિ ઉપર કવિ બાલે 'બુદ્ધિપ્રકાશ' (સપ્ટે૦ ૧૮૯૩)માં એ પ્રથમ છપાઇ ત્યારે પાદટીપમાં આપેલી ટીકાઃ

" સાંપ્રત ગઝલ્ વીગેરે ફારસી પદ્ધતીની કવીતા લખવાનો પ્રચાર થયો છે, પરંતુ કેટલાકની એટલે સુધી ભૂલ થાય છે કે "ગઝલ્" એ એક ગાણાનું નામ છે, અને ફારસી ઉર્દુ ગઝલો ઘણે ઠેકાણે ગવાતી હોવાથી રાહ મળતી આવી એટલે બશ, એમ સમજી ગમે તેવી કવીતાઓ ઉપર ગઝલ્ નામ ઠોકી ફારસી ઉર્દુની એકાદ રાહ લઇ બરાડવા બેસે છે. પરીણામ એ આવ્યું છે કે ફારસી કવીતાનું અનુકરણ કરવામાં આપણા પીંગલ શાસ્ત્રની પેઠે તે ભાષાનું છંદશાસ્ત્ર અવલોકયા શિવાય આપણી ભાષામાં કરવા જતાં તે કાવ્ય અંતર્ભાવ સારો છતાં કેવળ કર્ણકટુ થાય છે. આવા છંદો આપણી ભાષામાં અનુકરણ થવા વીવેચેન કરતાં લંબાણ થાય અને તે જુદા વાદનો વીષય છે, જે પ્રસંગે ચર્ચાવીશું. માટે અત્રે આપેલા ફારસી છંદનું પ્રમાણાદી સુચવીશું.–"ગઝલ્" એ કવીતાના વીષય સંબંધી સામાન્ય નામ છે, છંદનું નામ હઝ્ઝ્જ [? હઝ્જ] મુસમ્મન્ છે. ફારસી પ્રમાણે ચારચાર અકારી ચારગણ દરેક ચરણમાં આવવા જોઈએ. ગણપ્રમાણ—ऽ ऽ ऽ (લ ગુ ગુ ગુ) છે. આપણા શાસ્ત્રની પ્રસ્તાર પદ્ધતી પ્રમાણે આ પ્રમાણે સમપદ છંદનું પ્રમાણ આવે પરંતુ છંદશાસ્ત્રનો પ્રસ્તાર અત્યંત છે એટલે નામ પડેલું ભાગ્યે હોય. આપણી ત્ર્યક્ષરી ગણરીતી લાગુ કરતાં આ છંદનું પ્રમાણ નીચે પ્રમાણે આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| − ऽ ऽ | ऽ − ऽ | ऽ ऽ | − ऽ ऽ | ऽ − ऽ | ऽ ऽ |
| ય | ર | ગુ ગુ | ય | ર | ગુ ગુ |

ગઝલ્માં છંદનાં પ્રથમ બે પાદ અંત્યાનુપ્રાસવાળાં હોવા જોઇએ. વળી બે પાદનો એક શ્લોક ગણાય છે. તે પ્રમાણે દરેક શ્લોકનું બીજું ચરણ પ્રથમ શ્લોકની સાથે અંત્યાનુપ્રાસવાળું હોવું જોઈએ. આવા પંદર શ્લોક (બયેત) અને તેથી ઓછાવત્તા લખવાનો રીવાજ છે.

ચરણુમાં આઠ અક્ષરે યતિ હોય છે, જો કે યતિ વીશે ફારસી છંદ-શાસ્ત્રમાં વીવેચન મારા જોવામાં આવ્યું નથી. યતિ હોય તો વધારે સારૂં.

૩ "કાજી કર્યોં દુબરે તો સારે શહરકી ફીકર". કાજીનો રાજ્ય-વ્યવહારમાં કશો હિસાબ નથી અને આખા શહેરનો ભાર વ્હોરી લે છે તો તું આખું જગત કેમ વર્તે છે, ફલાણો શું કરે છે, દુનીયા અમુક રસ્તેજ ચાલવી જોઈએ, એવા વીચારોથી જગત-કાજી થઇશ નહીં. જગતમાં કંઇ તારો હીસાબ નથી એ ભાવ. ૪ જગત એ સૂક્ષ્મદર્શક યંત્રનો કાચ છે. ઝીણી આંખે ગમે તેવી તુચ્છ અને પર-માણુ જેવી અલ્પ વાત પણ વિપુલ રૂપમાં દેખાય છે. તાત્પર્ય ખરી વસ્તુ સ્વતઃ દુનીયામાં દેખાતીજ નથી. માટે કાં સારાની કે નઠારાની કોઇની સંગતી કરવીજ નહીં, કેમકે સારા પણ જગત્‌ની આંખે જોતા હોવાથી તારૂં ખરૂં સ્વરૂપ નહીં જાણે અને નઠારા તો અંધ જ છે. અર્થાત્ નિઃસંગ રહે એ ભાવ. ૮ તું કોઇની કટુવાણીના પ્રત્યુત્તરમાં કટુવાણી કહીશ નહીં કારણ કટુવાણી મૂર્ખ ઉચ્ચારે છે. માટે સામાની મૂર્ખતા કારણે તારા મુખ ઉપર કટુવાણીરૂપ વીષ મુકીશ નહીં. તાત્પર્ય તું તો સદા મીષ્ટ વાણી વાપરતો રહેજે. ૯ નશીબ હમેશાં ઘેલું છે. માગીયે ત્યારે આપણાથી દૂર ન્હાસે છે અને જયારે નથી માગતા ત્યારે પાસે પાસે આવે છે. એવા ઘેલાનો વિશ્વાસ શો ? નશીબના વારાફેરા લક્ષમાં રાખવાજ નહીં એ ભાવ. ૧૦ બેવફાઇથી=બે વફા લોકથી. નિંદાને નેજે ચઢે છે=લોકો તારી નીંદાની ધજા બાંધે છે."

પૃ૦ ૧૦૬: [૨૨ થી ૩૯ કૃતિઓ અપૂર્ણ રહી ગઇ છે.]

૨૨: ન્યારાં-બધાથી જુદાં, કેમકે પ્રેમીનાં. સુધાંશુ-ચંદ્ર. મને-મનમાં (પોતાને માટે 'મને મારે' નો પ્રયોગ પણ ગણી શકાય).

૨૩: કહો૦-સર૦ ૧૩પ્રિયદર્શન૯અ. બદ-ખરાબ.

૨૪: ૧ નિશા-રાત્રિ. ૨ નિશા-નશો.

૨૫: ઉપાસી-ઉપાસક.

૨૬: નાગર–સુશિક્ષિત જન, રસજ્ઞ. રતનાગર–સમુદ્ર. કિમિયાગર–દુનિયાને કોડીની ગણવી એ પણ મોટો કીમિયો છે તેથી.

૨૭: અલકબંધ–વાળની લટોની ગૂંથણી. મુશ્ક–કસ્તૂરી. ખુતન–શહેર છે. ખોતાન તે ચિનાઇ તુર્કસ્તાનમાં છે, કસ્તૂરી માટે પ્રસિદ્ધ છે.

૨૮: વળી વળી—વળીવળીને, ફરીફરીને.

૩૦: અદાલત—સર૦ 'બેદાદની દાદ'–૧આ, ૧૨અ.

૩૨: પલ્લવપટ—લૂગડાનો પાલવ–છેડો.

૩૪: પ્રણત જન–પ્રણામ કરનાર, લળી જનાર. વિદગ્ધમન–જેનું મન વિશેષ કરીને દાઝયું છે તેવો. જો કે સં. વિદગ્ધ=વિદ્વાન.

૩૫: હે લાડિલી, નવીજ જાતનો તને મુકુટ ધરાવું. અંદર રવિ-મંડલ તો મણિરૂપે હશે. સર૦ ૧૭કરેજો–૧૫આ.

૩૬: ચંદ્ર તિલકરજ—રજ (જરીક જેવું) ચંદ્રરૂપી તિલક.

૩૭: ગુલેસ્તાનની૦–બગીચાની મગજને તર કરે એવી ભરપૂર ખુશ્બો જાગી ઊઠી. ગુલિસ્તાનની જાગે–જગ્યામાં, એમ પણ લઇ શકાય.

૩૮: સિજદો—જમીન પર માથું અડાડીને કરેલું નમન. પાક મુસ્લિમો માત્ર ખુદાને સિજદો કરે છે. કદમબોસી–ચરણનું ચુંબન. હસિ–હસ્તી, અસ્તિત્વ.

૩૯: સજન માટે અભિસાર કરતાં, તેને મળવા માટે ચૂપકીથી બહાર નીકળી પડતાં ઘડીઘડીના નવા રંગઢંગવાળા એવા અભિસારના રસ્તા સજન બતાવે છે. પણ આખરે તો ચિત્તનો અચળ હોકો છે તે સજનના મુખરૂપી ધ્રુવની દિશા જ ફરીફરીને બતાવે છે.

## પ્રકીર્ણ કૃતિઓ

પૃ. ૧૧૩–સ્તુતિ: ૧ ભૂમિકા-પૃથ્વી તે પર્યંકીકૃત–પાથરણું (કે પલંગ) બનાવાઈ છે, ધરાતલ તે જ શય્યા છે. સર૦ સૌ૦૮૪. ઉપર ઓઢણ('પટ') ને સ્થાને નભ–આકાશ છે, જેમાં નક્ષત્રરૂપી મણિઓની શ્રેણી–હાર-માળાઓ છે. વિરાટ પ્રભુ–પરમાત્મતત્ત્વ અને માયાના વિહારનું વર્ણન છે, જે 'કલાન્તકવિ'માં પણ ગૂંથાયું છે. નાયિકાનું પોતાના જ સ્વચ્છ

ચરણનખમાં (સર૦ શ્રીહર્ષના 'પ્રિયદર્શિકા'ના આરંભનો શ્લોક) કે પછી મદ્યપાત્રમાં પોતાનું પ્રતિબિંબ દેખાતાં તેને સંભ્રમથી (વિહાર-કારણે ચિત્તની પ્રમત્ત દશા હોઇને સવિશેષ) કોઇ સપત્ની–શોકય ગણી તે ક્રોધથી આકુલ બને છે. અને એને રીઝવતી વખતે જગત્સ્વામીની જે દૃષ્ટિ વારંવાર પ્રેરાય છે તે સૌનું મંગલ કરો. ૨ શિવના ભાલનો ચંદ્રમા. શ્રીમત્ શંકર૦–મૂળમાં **શ્રીમચ્છંકર૦** છે. લજ્જિતા–બીજું કોઈ પોતાને આવી સ્થિતિમાં જોઈ ગયું એથી. સર૦ શિવના ત્રીજા નયનને કારણે લજ્જામયતા કુમાર૦ ૮–૭ 'લઇ જટાલટ લલાટે'ની વર્ણસંકલના મનોહર છે, આખી પંક્તિમાં લ અને ટ ઉપરાંત 'આ'–સ્વરનાં આવર્તન ખૂબીભરેલાં છે. ૩ઈમાં "(વળી)" મેં એક સામાન્ય પંક્તિપૂરક તરીકે નાખ્યો છે. મને મળેલી પ્રતમાં ત્યાં ખૂટતું હતું. ૩ઈ 'કમલિને' ત્યાં સાચો પાઠ શો હશે તે સમજાતું નથી. પંક્તિ દુર્બોધ રહે છે.

પૃ. ૧૧૪ **'કવિનિશા'નું** મંગલાચરણઃ–આખી કૃતિ નાશ પામી લાગે છે. 'બુદ્ધિપ્રકાશ', જુલાઈ ૧૮૯૪ના અંક (પૃ. ૨૨૧–૨૨૨) માં શ્રી 'જયન્ત', 'ટીકાકારથી થતાં અનિષ્ટ' નામે લેખમાં, જે પૅરેગ્રાફની પાદટીપમાં આ પંક્તિઓ આપે છે તે, નીચે પ્રમાણે છેઃ—

"પણ ઉપરના લખાણનો હેતુ સમજાવો જોઈએ. દુષ્ટ ટીકાકારો દુનિયામાં કેટલાં ભયંકર અનિષ્ટ કરી શકે છે તેનો એક નમુનો બતાવવો છે.

"કવિ બાલે થોડાક પર કવિનિશા નામે એક કાવ્યનું ખોખું તૈયાર કરેલું મારા જોવામાં આવ્યું હતું. તે કાવ્યના પ્રથમ શ્લોકમાં જ સૂર્ય દેવતાને નિષેધ મંગલાચરણ કરતાં કહ્યું છે કે 'હે દેવ! તમે મેહેરબાની કરી જાવ; અહીં રહેશો નહિ!' સર્વ લોક કોઈ કોઈ દેવનું આવાહન કરી મદદ માગે, ત્યારે આ કવિ દેવને નિષેધ કરી ઘર તરફ સિધાવવા વિનંતિ કરે છે કે જેથી નિશા જલદી આવે. વળી કહે છે કે 'તમે પધારો કારણ કે, તમારાથી દુનિયામાં બે જ જણ–કવિની દુનિયામાં, પદાર્થવિજ્ઞાનશાસ્ત્રની સ્થૂલ દુનિયામાં નહિ,–ખુશી થાય છે; ઉદરંભરા

બ્રાહ્મણો, જે સવાર થયું એટલે લાડુ અને મિષ્ટાન્નનો એક દિવસ વધ્યો માની ખુશી થાય, અને સંધ્યાદિકથી તારું સ્તવન કરે. અને બીજી કંટકી કેતકી. પરંતુ કમળ કરતાં પણ વધારે કોમળ કવિનાં અને સુંદરીનાં હૃદય તેને તમે શું શીતળતા કરી શકશો ? માટે જાવ.' કવિનાં હૃદય ખરે એટલાં કોમળ જ છે, એમ લખ્યું છે તેનો પણ પ્રસ્તુત વિષય કેવો નમૂનો છે, તેજ બતાવવા કવિ बालના આ અનુપમ મંગળાચરણને દૃષ્ટાંતમાં દાખલ કર્યું છે."

પૃ. ૧૧૫ **દંપતી ભાગ્યશાળીઃ** કવિની કલમમાંથી એક જ સ્રગ્ધરા આપણને મળ્યો છે પણ તેની પ્રૌઢિ કવિના શિખરિણી, શાર્દૂલ અને વસંતતિલકા કરતાં ઓછી આકર્ષક નથી. સ્વચ્છાભ્રે–અભ્ર (વાદળ) પણ જ્યારે સ્વચ્છ થઇ ગયાં હતાં; વધારે સારો અર્થ–સ્વચ્છ અભ્ર(=આકાશ)માં–છે. સાભ્ર–સાબરનું સંસ્કૃતરૂપ साभ्रमती सा भ्रमति એવું કલ્પાતું, પણ श्वभ्रवती (કોતરોવાળી) એ પુરાણોક્ત સાચી વ્યુત્પત્તિ છે. શશાંકાનનશ્રી–ચંદ્ર (જેવા) મુખની શોભા. ૨ વ્યંગ્યાર્થ વાતે–સીધા શબ્દોથી નહિ, અથવા શબ્દોની ઉપલક સપાટી નીચે ઘણો બહોળો અર્થ–રસ છુપાવીને. વાતો...ક્રમ વિણ કરતાં–સર૦ जल्पतोरक्रमेण (ભવભૂતિ). વર્ત્મ–રસ્તો. અહીં એ યાદ આપવાની જરૂર છે કે કવિ ગુજરાત વર્ના૦ સોસાયટીના આસીસ્ટન્ટ સેક્રેટરીપદે થોડોક સમય હતા.

પૃ. ૧૧૬ **સરિતોપકંઠ–યદૃચ્છાઃ**–સરિતાના કાંઠા પાસે મનફાવતી વાતઃ–૧ 'રમણિય્ ઉપકંઠે' એમ ઉચ્ચાર અભિપ્રેત હશે. આવા પ્રસંગે 'રમણિય્' ઉપકંઠે' છાપી લુપ્ત સ્વરનો ખ્યાલ આપવાની પદ્ધતિ સારી. ઝકોરો વહી તે સાથે તું પણ ચિત્તમાં પ્રવેશી. ડગાળી–ડાળી (?) ૨ સંકેત શોધે છેઃ વાયુમાંથી કાંક સૂચન મળે છે જો ! શાખાની વટવિવરકુંજે–વડની શાખાઓની વિવર(પોલાણ)વાળી કુંજમાં. સુશ્રેણી-સુંદર હાર. સર૦ વિક્રમોર્વશીય(૪-૧૬)માં अलक्तकांका पदपंक्ति ના અણસારાની પુરુરવસ્ વાત કરે છે તે. ૩ પવનનો રવ વડ પાસે (શાખાઓમાંના નાયક પાસે) આવી

ચંપ્યો નહિ. અંધો–હું. શઠ ઠગ–પવન વ૦. છતાં આ જ આપણારામ માટે તો કીમિયો છે, મારી મતિ સતત ખીલવવા (આતુરતામાં ટટળાવીને) અને પ્રેમાનંદના વારે–વારિમાં–(તેના પુનિત પદના) પ્રવાહમાં ઝીલવવા માટે પછી પેલા શઠ સંકેત લાવનારા એ (એવા) ભલે રો'–રહો. ૪ તારાશા તારકો જેવા. નધારો–હું નોધારો અમીસ્મિતે સૌના મનમાં વસું છું, માત્ર મેલા લોકો હસતા જાય છે ને ડંખ દેતા જાય છે. હદ–હૃદય. ૫ પણ તમે એ પણ જાણો છો કે એક જણનું અધરપીયૂષ જે આ અંતઃકરણમાં ટીપે ટીપે ટપકતું રહે છે તે તમારાં હળાહળોને તાણી જાય એવું છે. અવર કથની–પેલા જીભે મીઠા પણ હૃદયે હળાહળવાળા મેલાઓ બીજી એવી વાતો કરતા, પણ મારો આત્મા તો કોઇ શંકામાં પડ્યા વગર તારી જે રટન લાગી છે–'તું–તું'ની તે રટ્યા કરજો. ૬ અવધ–અવધિ (વિરહની). એમ–એમ જ, સહેલાઈથી.૦આવર્ત કટકે–તારા વિરહપ્રવાહના આવર્ત(ઘુમરીઓ)ના કટક(સૈન્ય)માં જ હું રિબાતો છૂટું એમ છે, બીજી આશા નથી. એ નસીબ ('કૃતી') મળે તો નિર્બાધિ–કશી અડચણ વગર તુંશું–તારી સાથે ચિદાનંદ-લહરીમાં વહી શકાય. સર૦ સૌ૦૮૯. ૭ જદા (જ્યારે) એકમિલકું (એકમેકને: એકમિકકું, હિલમિલકે, જેવા ઉપરથી?) નહિ ત્યજંતાં (ત્યજ્યાં ન હતાં ત્યારે) મેં સર્વે(જગતનાં લોક) ત્યાગ્યાં (અને તે મારે માટે) ત્યારે નહિ ઉતા–હુંતાં–હતાં અર્થાત્ તને નહોતી ત્યાગી ત્યારે મેં જગતનો ત્યાગ કર્યો હતો. તું સાન્નિધ્યે સદા અનુરત રહે (અને) આ સહુ જગ (મને) ત્યજી દૂર રહે (તો) મારે કશું ઊણું? (એ સ્થિતિમાં) હું (પણ) ત્યમ (–અનુરત) રહું. ૮ ભાનુજા–સૂર્યપુત્રી–યમુના ૯ ગલનિકટ–ગળા પાસે. કાલાગરુ–કાળો અગરુ૦ સર૦ સૌ૦ ૬૭ ઈ. મૃગમદ–કસ્તૂરી. સર૦ यस्यावरोधस्तनचंदनानां प्रक्षालनाद् वारिविहारकाले (रघु०६–४८). નવપ્રસૂત–નવી પ્રસવેલી. ષટ્પદ૦–તે ભ્રમરો ભીંજ્યાં (ભીંજાયેલાં) દ્રવ્યોના અને પુષ્પોના ગંધ ગ્રહી ગણૂણાટ સહ –ગણગણાટવાળા (હતા). ૧૦ કપટપટુ–કપટમાં હોંશિયાર. હશી સંધા૦

એ બધા આંધળા હશે, કેમકે તેમની આંખમાં નયનરસની કુપ્પી ઢળતી નથી. નથી તો એમણે પ્રેમની પોથી તારા પગ આગળ માંડી. ૧૧ પ્રહરજે –શિક્ષા કરજે. પવિત્રી–પવિત્રતા. અજીઠી–જૂઠી, એંઠી. પર જનથી૦–પારકાં માણસોને ત્યાંથી આસ્તર્ણ (પાથરણું–પથારી–બેઠક–મુકામ) ઉઠાવી લેવા માટે. ૧૨ હૃદયક્ષત–હૃદયનો જખમ. ૧૨આ તે ક્ષત વિષે છે, બાકી ૧૨અ ના 'જે કાળે'નો ૧૨ઇના 'તે તે કાળે' સાથે અન્વય છે. એ ક્ષત તુજની ચરણાંબુજરજ ધર્શે–(તેની ઉપર) ધારણ થશે ને ઉધર્શે–ઉદ્ધારશે–મટાડશે. ૧૩ બંગ–રીતે; તર્ક, બુટ્ટો; નમૂનો. તુરગરંગે–ઘોડાની છટાથી (મોજાંનું ઊછળવું). નર્મદામહી વગેરેના મુખ આગળ સમુદ્રનું પાણી–ભરતી વખતે ધસી આવે છે તેને 'ઘોડો' કહે છે. જળક્રીડા, તેથી સમુદ્રતીરે નહિ પણ સરિતોપકંઠે જ ગણવાની છે. પાણી–હાથ (બચાવવા માટે). હરિ હરિ૦–હે હરિ, તેં દીધી હતી; હે હરિ તેં હરી દીધી (લઈ લીધી) હતી. ૧૪ સુમન વિખેરાતાં વાયુ સુરભિ ધરી (આપી) રહ્યો. ગૂલો–પુષ્પો. ધખ-ધખિત–ધખધખતા શલ્યે–કાંટા ઉપર; શલ્યા(પથરા) ઉપર પણ અભિપ્રેત હોય. પુનરજલયોગે સુરભવા–ફરી પાણી છાંટવાથી સુગંધ આપવા, 'સુરભિ' પરથી शल्यादि ક્રિયાપદ 'સુરભવું'. આમ ક્રિયાપદ યોજવાં તે નાનાલાલમાં અતિરેકે પહોંચવાથી વગોવાયું, પણ મધ્ય-કાલીન કે વર્તમાન કવિઓમાં તે પ્રક્રિયા ચાલુ જોવા મળે છે. ૧૫ હવે હજાર સુગંધિત બને, પણ વિલાયા પહેલાંની દ્યુતિ–ચમક ઓછી જ આવવાની છે? ૧૫ઇઈ–સર૦ 'બુંદસે ગઇ સો હોજસે નહિ સુધરેગી', ...૧૨માં એક શય્યાનું સૂચન હતું તે પરથી ૧૩માં જળક્રીડાનો પ્રસંગ. તે પ્રસંગે સાથોસાથ બકુલમાલાનાં પુષ્પોની સ્થિતિ જે થઇ તે પરના વિચારો જોતાં ક્રીડાકાળે જ વિખૂટી પડેલી પ્રિયા હવે નવા ઉલ્લાસથી મળે તોપણ પહેલાંની ચમક ઓછી જ રહેવાની છે એવું ગર્ભિત રીતે સૂચવાયું છે. ૧૬ મૃદુ (કેમકે તારા) શલ્ય–કાંટાના ભેદથી હૃદય રેલે–ટીપે નહિ પણ રેલે—ટપક્યું. નિનાદે–ગડગડાટથી, વિચારોનો વાયુ

પણ પ્રખરપણે વાતો—સૂસવતો નથી. ૧૭ જે કાંઇ વૃષ્ટિજળનો પ્રવાહ બાકી હતો તે ચિત્તની ચિંતનધૂને સૂકવી નાખ્યો. નદતીરામ્રવનમાં—નદીકાંઠેના આંબાવાડિયામાં. ૧૮ ડુંગર દૂરથી રળિયામણા, તેમજ સુખ. પર—ઉપર, ઉપરથીના અર્થમાં. ૧૯ ૨૬ છયું—હૃદય છવાયું. હોડે હોડમાં (મારી સાથે). ૨૦ પ્રતીચીથી—પશ્ચિમથી. આપણો પવન પશ્ચિમ કરતાં વધારે તો દક્ષિણનો હોય છે. આ પંક્તિ શેલીના 'Ode to the West Wind'ની યાદ આપે છે. પટ—લખવા કે ચીતરવા માટેના ફલકરૂપી પત્ર—(૧) પાંદડાં, (૨) પાનાં. બાળા-हे बाल એમ પોતાને સંબોધન; હે બાળા ! એમ કાન્તાને પણ સંબોધન લેવાય, પણ જેની પાસેથી રિદ્ધિ વિધિવશાત્ ઘસડાઇ જાય છે તે પોતે છે એમ ગણવું બરોબર છે. કજળ પટપત્રી—કાજળ, મશી, શાહી અને લખવાનો કાગળ. પણ અભાગીની કલમ તૂટી ગઇ અને તે સાથે જ આશા.

પૃ૦ ૧૨૦ વિરહતરંગઃ ૧ તન—શરીરે. ૨ અસ્થીહાર—હાડકાંના ટુકડાની માળા. સારિકા—મેના. સર૦ सारिकां पंजरस्थां (મેઘદૂત) ૩ વિરાને—વેરાનમાં. વિર્હ પ્રોયા થકી—પ્રિયાવિરહથી. ૪ પલ્લવેથી—૧ પાંદડાંથી, ૨ પ્રિયાપક્ષે પાલવથી. ૫ દધિ—ઉદધિ, સમુદ્ર. ૬ ધાડ ઘોરે ગાઢ ઘોરથી, મોટા અવાજથી. ૭ નભસુત—સર૦ કલા૦૬૨૪. ૧૦ પડી જાઉં-પ્રેમના ભરપૂર બંધનથી અને ભેટી નહિ જ શકાય એવી નિરાશાથી. ૧૧ 'લાગે' પછી અલ્પવિરામ. ૧૨ તિર—તીર, બાણ. નકારો—'અકારો' ઉપરથી. ૧૩નું દર્શન મનોહર છે.

પૃ૦ ૧૨૩ મિષ્ટ ગાનઃ "[આ કાવ્યમાં, પક્ષીની સુખી વીણા સાંભળવાને કપટમય જગત અધિકારી નથી, એ આક્ષેપમાં પક્ષીના ગાન જેવા સૌન્દર્યસ્વરૂપની નિર્લેપતા અને જગતની નીચ વૃત્તિઓની મલિનતા વચ્ચે અસંવાદ સચોટ, સંક્ષિપ્ત, શબ્દોમાં દર્શાવાયો છે.]"—શ્રી નરસિંહરાવ દિવેટિયા; મનો૦૨, પૃ૦૨૩૩. ૧. પાલીતાણાવાળી હરિ પ્રે૦ની આવૃત્તિમાં 'મિશ્રિત' છે તેને છાપભૂલ ગણી શ્રી નરસિંહરાવે 'શ્રમિત' પાઠ મૂક્યો છે એ યથાર્થ છે. કરની—માં 'ની' ભરૂચ તરફનો

પ્રયોગ, કવિની ત્યાંની નોકરીને કારણે. ૨ થતું–થતાં. ૪ અહા! તું નિર્દોષી વિહગ છે, પ્રપંચી નથી નથી. સર્વ જીવોનું અહિત કરતા સ્વાર્થી અહીં ભરાયા છે. દાંભિક–દંભનો વર્તાવ. 'અભિમાનનું પૂતળું'ની જેમ 'દંભનું પૂતળું'. ૫ નવનવિત–નવાંનવાં. 'નવિત' પ્રયોગ દુષ્ટ છે. 'નવલ' હોત તો સારું, છેવટે 'નવીન'નું 'નવિન' પણ હોત તો ઠીક. ૬ 'અરે, આ સારું છે!' એમ કોઈક વસ્તુમાં ગુણ જોઈ લોક ('જન') તેને શ્રેષ્ઠ સમજે છે, 'અરે આમાં તો કાંઇ નથી?' એમ વળી બીજી વસ્તુના અવગુણ ગાઇને ખુશ થાય છે, પણ કુદરતનો પ્રવાહ તો એક-ધારો વહે છે અને ગુણવાળા કે અવગુણવાળા, સબળ સત્ત્વવાળા કે હીન સત્ત્વવાળા–સૌ જીવો એમાં તણાયે જાય છે.

**પૃ૦ ૧૨૫ હૃદયમણિ**: ગગનઘન–આકાશનો મેઘ તે જ સ્નેહી. 'પિયુ'–નો ઉચ્ચાર એક ગુરુ જેવો થઈ શકતો હોઇ છંદોબાધા નથી. હૃદયમણિ–હૃદયે મણિને પેઠે ધારણ કરવા યોગ્ય. અહીં શ્લેષ પણ સમજાય છે. 'ભેટયો' એવું પુંલ્લિગ પદ તે 'પ્રેમપદાર્થ' કે એવા કોઈ પદ સાથે સંબંધિત ગણતાં વિચિત્ર નહિ લાગે. પ્રેમતત્ત્વનો પસારો તે લિંગભેદને વટાવી જાય છે એવું સૂચન પણ આમાં જોવું ખોટું નથી. સર૦ એક બાઉલગીતનું ભગિની નિવેદિતાએ આપેલું અંગ્રેજી: Four eyes met and there were changes in two souls. Now I do not know whether he is a man and I a woman or he a woman and I a man. This only I know. Formerly there were two. Love came and now there is one. (સ્મૃતિ ઉપરથી)...'મણિ'–પદ કવિના બાળસ્નેહી મણિલાલ ન. દ્વિવેદીને ઉદ્દેશીને તો નહિ હોય એવી સંભાવના ૧૯માંની 'અધરરસ પિયુનો'ની વાતથી રદ થાય છે.

**પૃ૦ ૧૨૬ ના ભૂલાતો પ્રેમ**: ૧ ભાન—ભાને, ભાનથી, ૨ અંતર–છેટું. ૩ (આપણે એકમેક પાસે) આવી, પ્રવાસે સંગી થઈ, પ્રિય જો! વ્હાલે (વ્હાલથી) વચન દીધાં: (કે) પથને આનંદે સુગમ

કરીને ખરી સિદ્ધિ સાધવી. એ પ્રવાસી પંખીની કલ્પના છે. પંખી-મેળામાંથી પંખીમાળો કેમ થયો તેનો ખ્યાલ આપ્યો છે. ૫ એ દેશ–હૃદયથી નયન સુધીનો–પ્રીતિસ્થાનનો. ૬ પ્રેમ ઠરતો નથી, જળતો જ રહે છે, અંદરથી એનો ભભૂકો સળગી ઊઠે છે. એનો પુરાવોઃ મુખ પરની શ્યામતા. મુખ પર રહીસહી જે સુરખી બાકી ટકી રહી છે તે પણ નિઃશ્વાસ નાંખી નાંખી જશે–ચાલી જશે. ૭ તામેં–તેની અંદર (વ્રજભાષાનો પ્રયોગ). નિજનાં—પોતાનાં, પણ તે સ્વાર્થના સંબંધે કરીને. અન્વયઃ કોને પરવા છે કે... ૮ મરતો મરતો પ્રણયિને પ્રેમાંજલી દઈને જો જીવું તો તારી દિશા ગ્રહું. ૯ આશાને ભરતી–પોષણ આપતી અથવા ભરી દેતી. સૌ પળો પ્રિયાને મળવારૂપી ફળની આપ્તિ–પ્રાપ્તિ મળશે ધારીને દુર્ભાગ્યમાં મળી. લેશે–લેશ પણ. અંતે તો પ્રેમ આવીને દીનને પ્રસાદી દેશે (દિનને–દિવસને અંતે દેશે એવો અન્વય ઓછો પસંદ કરવા જેવો છે)—(એમ ધારી) રાંકશાં (પ્રેમગરીબ બનીને) રહ્યાં (બેસી રહ્યાં, વાટ જોતાં). ૧૦ આનંદતું–शल्यादि ક્રિયાપદ. સર૦ 'આનંદો! આનંદો!' (–'ગૂજરાતનો તપસ્વી'). અન્યદુઃખથી–બીજાના દુઃખથી. મૌજયેન્દં–અસ્પષ્ટ છે. દુષ્ટ–તે દૈવ.

**પૃ૦ ૧૨૮ થયે ચાતુર્માસ**ઃ થયે—થતાં, એટલે કે શરૂ થતાં બેસતાં, પૂરા થયેના અર્થમાં નથી. દુખદા–સ્ત્રીલિંગી વિશેષણ વિશેષ્યને સ્થાને 'ચોમાસું'–નો પર્યાય 'વર્ષા' મનમાં રાખીને યોજાયું લાગે છે. ૨ દર્શ–દર્શન. કૃષ્ણજન્માષ્ટમીના પ્રસંગનું સૂચન. ૨ સંગે જાવા–સંગ માટે જવા, સંગે પહોંચવા–થવા. ૪ તિને–તીણે. ૫આ ઃ દંપતી સાથે પૂર જોવા જાય તેનું વર્ણન. હૃદયમણિ—સર૦ પૃ૦ ૧૨૫ ઉપરનું કાવ્ય. પઈમાં બીજું વૃથાત્વ પણ સૂચવ્યું છેઃ નદીતટે યુગલો ભલે જાય, મારે એકાકીને શાં જવાં? પૂર જ જોવા જવાનું હોય તો આ 'નેણે' ક્યાં પૂર (અશ્રુનાં) નથી? અને તોયે નદીતટે જઈશ તો આ અશ્રુપ્લાવિત 'નેણ'નાં અશ્રુ આડે એ ઓછું જ નીરખી શકાવાનું છે. સર૦ उत्तररामचरित (૩–૨૨ પછી). ૬ ગગનચર–પંખી. ઝરે છે ધારા૦—

૫૪ ઉપરની ટીકા જુઓ. આ શ્લોકમાં આરંભે બે પંક્તિ સુધી 'કરે છે'ની પુનરુક્તિ છે. શ્લોકારંભે પુનરુક્તિથી ચમત્કૃતિ સાધવાની 'બાલ'ને સારી ફાવટ છે. પણ અહીં ત્રીજી–ચોથીમાં યમકરચના યોજી ભાવને સારો વેગ આપ્યો છે. ચરણાન્ત યમકરચના પણ ચરણારંભ મુજબની જ છે એ બીજી વિશેષતા.

**પૃ૦ ૧૩૦ પ્રણયાર્પણ**: ૧ તારા કઠોર હૃદયથી અમને સૌને તું ખૂબ હસતો હોઇશ. ૨ કુદરતશિશુ–પ્રકૃતિનાં બાળકો. કવિને મન કશું જ જડ ન હોઈ, કુદરતના સૌ પદાર્થો અહીં અભિપ્રેત છે. અસુર સમ—તારા જેવા દૈવી પ્રકૃતિના માણસને ન છાજે એવું. ૩ સુહૃદ છળનો તાપ—મિત્રને છળ (કપટ) દગો દીધાનો પશ્ચાત્તાપ. પિતુપ્રણય-પિતા માટેનો સ્નેહભાવ, 'પિતૃપ્રણય' વધારે સારું. દુખિત હૃદયો૦—અમે સૌ, તેમાં ખાસ તો તારા પિતા, પૂરા દુઃખી છીએ જ ને તેમને તું બાળી રહ્યો છે. ૪ મારા તારાથી તો ઠીક પણ જગપતિ થકીય તે પ્રીતિનો બંધ તૂટવો કઠિન છે—એ તું જોજે. જ્યાં પ્રેમ વસે છે ત્યાં કેવલ સુખ જ છે. તું જો આર્તિ–દર્દ વેઠતો હોય તો એનો (અમારા) પ્રેમનો સ્વીકાર કરીને, તરત જ ત્યાગ કરી શકે છે, હું કહું છું, કરને! ૫ સંબોધન આ શ્લોકથી મિત્રને નહીં પણ મિત્રની પોતાના હૃદયાદર્શમાં પડેલી પ્રતિમૂર્તિને છે; એમાં ઘણું ઔચિત્ય સચવાયું છે. એ રીતે કે ભાવની ઉત્કટ અભિવ્યક્તિ પેલા નફ્ફટ નઠોર મિત્ર આગળ શી રીતે થઈ શકત? તેવું તો આપણી હૃદયમૂર્તિ સમક્ષ જ થઈ શકે. અંતિમ શબ્દનું અનુચ્ચારણ વિવેકપુરઃસરનું છે. ભાવોની ઉત્કટ અભિવ્યક્તિને પણ મર્યાદા હોય છે. સર૦ ફૂલા૦ ૧૦૦ઈ અને તે ઉપરની ટીકા.

**પૃ૦ ૧૩૧ 'કર્પૂરમંજરી'નું અર્પણ**: શ્રી અનુપરામ તે 'બાલ'ના કવિતાશિષ્યોમાં મુખ્ય હતા અને કવિના એક નિકટના મિત્ર હતા. 'ભારતીભૂષણ'નું તંત્રીપદ બીજા અંક પછી નોકરીને કારણે કવિએ છોડ્યું ત્યારે શ્રી અનુપરામને એ પદ માટે પસંદ કર્યા હતા.

૧૮૮૭ જુલાઇ–ઑક્ટો૦ના અંકથી ૧૮૮૮ના જુલાઈ–ઑક્ટો૦ અંક સુધી તે તંત્રી રહ્યા હતા. તેમણે 'જ્ઞાનદર્શન' માસિકનું તંત્રીપદ પણ સંભાળ્યું હતું. ભરૂચના વતની હતા. પ્રો૦ બલવંતરાય ઠાકોર એમને પોતાના 'શાળામિત્ર' તરીકે ઓળખાવે છે. (ભણકાર-૧, પૃ૦ ૧૯.) કવિએ એમના પિતાનું નામ 'કર્પૂરમંજરી'ની આવૃત્તિમાં 'મગનલાલ' છાપ્યું છે, પણ 'ભારતીભૂષણ'ના અંકો ઉપર અને 'ભણકાર'–૧ માં બધે 'મીઠાલાલ' મળે છે, જે બરોબર છે. ૧આ ને ઈમાં 'બંધૂ' શબ્દમાં 'દીનબંધૂ'નું શ્લેષથી સૂચન છે. અનુજ–પાછળથી જન્મેલ, નાનો ભાઈ. બાલને નાનો ભાઈ ન હતો. રુઅઆ–સ્થૂળ શારીરિક પીડાના કોઈ પ્રસંગનો પણ ઉલ્લેખ હોય. કવિ ભરૂચમાં નોકરીએ રહ્યા હતા ત્યારે એકમેકની સારસંભાળ લેવાની બંનેને સારી તક મળી હશે. શિર પિડા૦–માથે વિપત વરસે ત્યારે જ મૈત્રીનો પ્રભાવ પૂર્ણપણે પ્રકાશે એવી કવિશ્રદ્ધાનો ઉદ્ગાર. પૂજ્યભાવ–પોતે મોટા અને કાવ્યગુરુ તેવા કારણોથી. ૩ વિવેકવય–સારાસાર સમજવાની શક્તિ વધે તો જ વર્ષોમાં વધ્યાનો કાંઇ અર્થ, અને એ વિવેકવયમાં તો પોતા કરતાં મિત્ર જ મોટો હતો, તેથી શિખામણને પાત્ર નહિ પણ ઊલટો પૂજ્ય હતો. गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः એ ભવભૂતિ-વચનના આછા મધુર પ્રતિધ્વનિથી ભાવપોષણ કરવામાં આવ્યું છે. નિપુણ્ય–નિપુણનું પદ્યાર્થે. તું છું–ચરોતરી પ્રયોગ, ભરૂચના મિત્રને ભેટ દાખલ, જેમ ભરૂચમાંથી પોતે 'ની' (જો–ની, કર–ની માંનો ની) લઈ આવ્યા. જગત-રંગ–જગતના રંગ, ઉપલક આભાસો. મૂળ પ્રતના 'જગતરંગ'નું પુનર્મુદ્રણમાં 'જગત–રંગ' છાપ્યું અને નહિ કે 'જગ–તરંગ' તે પાછળ આવતા 'બહાર'(છટા) શબ્દ ઉપર દૃષ્ટિ રાખીને. ૪ જનમ કૂલ–જેમાં જન્મ લીધો તે કુળ. આ કુળ લોહીના સંબંધનું તો છે નહિ, કોઈ સૂક્ષ્મતર સંબંધોનું છે. લોહીસંબંધના કુળમાં જ્યેષ્ઠની અનુજો મર્યાદા રાખે છે ને વિવેક દાખવે છે, તો આપણો આ નવીન સંબંધ તો એ વિવેકદૃષ્ટિનો તેથી પણ વધુ ઉપયોગ માગી લે છે.

'લગાર' સાથે ૪ઈમાં યમક કયા શબ્દથી યોજાય ? જે વિષે કવિએ મૌન સેવ્યું તેનો અભ્યાસ નિમિત્તે પણ સ્ફોટ કરવાનો આપણને હક્ક ખરો ? અહીં પણ, ફૂલા૦ ૧૦૦ઈ, પ્રણયાર્પણ–પઈના અંત્ય શબ્દની પેઠે, 'ગમાર' જેવા અપશબ્દથી સામાને બચાવવાની જ વૃત્તિ છે. છતાં સામાને પોતાનો આશય સમજાય એવી, પદ્યસુલભ યમકરચનાના આશ્રયથી, તરકીબ તો કરી જ છે. પઈ બંનેના સંબંધનું પરમ નિદર્શન. ૭ હે ગુણોવાળા બંધુ, તને આપવા મારી પાસે રત્નમાળા તો નથી પણ અક્ષરમાળા (શબ્દરચનાની માળા, રત્નો જે ક્ષર–નાશવંત–છે તે કરતાં ભિન્ન, અક્ષર, એવી માળા) અર્પું છું. આ માળાની બીજી વિશેષતા એ છે કે તે નિર્ગુણ=સૂત્ર(દોરી) વગરની છે અથવા નિર્ગુણ એવા પરબ્રહ્મ વિષયે પ્રેરાયેલી છે. સર૦ રીપનપં૦. વિજયાપ્ર૦.

પૃ. ૧૩૩ વિધિને: ૨ ગ્રાવા–પથ્થર. સંત–હે સંત, હે સજ્જન. સંત–મન–નું એમ અન્વય થઈ શકે પણ તેમાં આત્મશ્લાઘા થાય. ૩ નેત્રે વહે હૃદય–સર૦ કલા૦ ૩૨આ. ૪ ભૂલ્યો–સર૦ शान्तमथवा (ભવભૂતિ). ત્હારા સમે૦–ત્હારા જેવાએ, હે વિધિ, કોઈ આવો કઠોર વ્યવહાર આચરવો શું ઘટિત છે ?

પૃ. ૧૩૪ પ્રેમવિવેક: શેલીના પ્રસિદ્ધ 'Love's Philosophy' કાવ્ય ઉપરથી. ૪ઈ–સહુ (જેને–જેમાં) સુખ ગણે (છે), અથવા સુખનો સહુ ગણ(સમુદાય) છે, તેને પણ (હું) વૃથા સમજીશ, જો પ્રિયા ! તને મુખ (મારું) ચૂમી ન ભરશે. 'ત્હને' ને બદલે 'મ્હને' મૂળને વધારે વફાદાર નીવડત. મૂળ: If thou kiss not me. સર૦ 'કવિતા અને સાહિત્ય'–૧ પૃ૦ ૧૪૩ ઉપર શેઠ જમશેદજી પીતીતનો અનુવાદ અને પૃ૦ ૧૪૫ ઉપર શ્રી રમણભાઈએ ઉતારેલું તોટક છંદમાંજ થયેલું 'એક અપ્રસિદ્ધ ભાષાંતર'...પ્રેમની ફિલસૂફી કે પ્રેમનું વિજ્ઞાન એવા ભાષાંતરિયા શીર્ષક કરતાં 'પ્રેમવિવેક' રાખવામાં કવિએ ખરે જ વિવેકબુદ્ધિ વાપરી છે...અંતિમ શબ્દ 'ત્હને' પણ એ વિવેકનું ઉદાહરણ તો નહિ હોય ? 'મ્હને'માં યાચનાનું તત્ત્વ આગળ

તરી આવે છે. જો કે આખું કાવ્ય પ્રેમયાચનાનું જ છે, છતાં જે કારણે એ યાચનાને દૃષ્ટાંતોમાં લપેટીને રજૂ કરી છે તે કારણે જ, છેલ્લા વચનથી તે સ્ફુટ ન કરી દેવી એ કદાચ વધારે સારું નહિ ? પોતે પ્રેમભિક્ષુ હોવા છતાં ચુંબનયાચના માટે નહિં, ચુંબન આપવા આવ્યો છે, એવો દાવો લડાવે એ પણ ધ્વનિને પોષક ગણી શકાય. બે પ્રજાઓના પ્રેમોપચારવિષયક ભેદને પણ આવા મ્હને–ત્હને–ના ફેરફારમાં કારણભૂત ગણી શકાય. દુષ્યન્તની વ્યથા તે શકુંતલાનું મુખ कथमप्युन्नमितं न चुम्बितं तु, ન ચૂમ્યાની અને નહિ કે ચુંબન ન પામ્યાની, છે. 'ત્હને'ની યથાર્થતા સમજવામાં આટલી ચુબનમીમાંસા બહુ છે.

**પૃ. ૧૩૫ કાલોપાલંભઃ** કાલ(સમય) ને મહેણું–આ કૃતિમાં 'બાયરન કવિના વિચાર પણ મિશ્ર છે' એમ કવિએ પાદટીપમાં નોંધ કરેલી છે. 'ચાઇલ્ડ હેરોલ્ડ'ના સર્ગ ચોથાના શ્લોક ૧૩૦ માં Oh Time ! થી શરૂ થઇ ૧૩૮ માં પૂરા થતા કાલસ્તોત્ર ઉપરથી આ કૃતિ રચાઇ છે. એ કાવ્યમાંથી બીજા કેટલાક ખંડોના અનુવાદ કવિએ કર્યા છે (જુઓઃ પ્રકીર્ણ કૃતિઓ), પણ આને છૂટો અનુવાદ કહી શકાય એમ પણ નથી; બાઇરન ઉપરથી કાવ્ય સૂઝ્યું છે, અને ક્યાંક અંદર બાઇરનની વિચારણાની છાંટ છે એટલુંજ. ૧ પાંખ સબળીઃ 'thou dread power... thus onmnipotent' (૪–૧૩૮) શૂન્યાવસાને-શૂન્ય અંતમાં. ૩ ક્ષમા–મૂળ ૪–૧૩૫માં જુઓ 'That curse shall be Forgiveness' ૫૦ ૫૦. ૭ નિવાસિત–રહેલો, વસેલો, એ અર્થ અભિપ્રેત છે; 'નિવસિત' જોઇએ. નિવાસિત =સુરભિત. તૈજસ–તેજનું (આશાના તેજનું). તે આશાનું તેજ-બિંદુ કયું ? તું પણ સદાનો નથી એવી પ્રતીતિ તે. સર૦ મૂળઃ

But there is that within me which shall tire
Torture and Time and breathe when I expire.

૮અંતક–અંત કરનાર, મૃત્યુ. સર્વ ચિત્તે લહે–સૌ મનમાં જાણે છે. ૧૦ વૈર–સર૦ મૂળઃ Great Nemesis ૫૦ ૪–૧૩૨ માં.

**પૃ. ૧૩૭ તરંગઃ** ૨ઇના આરંભે ૨આના 'તણાય' શબ્દની પુનરુક્તિ બહુ વેધક છે. તે પછી તરત 'જો તણાવું'થી ભાવનું મોજું પણ જાણે ઉછાળાથી પાછું પડતું ન હોય! નવા તરંગ–નવીન આશારૂપદ તરંગ. ૩ ખેલવું રહ્યું તે–જે ખેલ કરવાનો બાકી રહ્યો છે તે. વહી જશે રે–ઉપાડી જશે (તને). ૩ઇઈઃ તરંગને ઝીલીને (વધાવીને, સ્વીકારીને) અથવા તરંગમાં ઝીલી–ન્હાઈ–ને શાન્તિ મળશે એ આશાએ મૂઢ બનીને પ્રમાદથી રખે ખેલતો, તરંગ સાથે ક્રીડા કરતો; તણાઈ મરીશ, તણાઈ. ૪ બોધાત્મક વચનથી કાવ્યનો અંત સાધ્યો છે, ખાસ ચમત્કૃતિ વગર. તરંગમાં ઝીલવાનો વિચાર વહેતો મૂકી તરંગને દબાવી એની ઉપર સવારી કરવાની ખ્વાહેશ હોય તો સત્સંગરૂપી નાવ શોધી લે.

**પૃ. ૧૩૮ દેજો દોષ ન કવિવરનેઃ** Thomas Moore ની કૃતિ ઉપરથી છે. ૧ કાળગતિ૦–સમય સંજોગો વ૦ અનુકૂળ હોત તો વીરોના યશ ગાવા કરતાં પોતે જ વીર બનવું પસંદ કરત. સર૦ Next to living Poetry, writing Poetry is best. —Keats. જન્મભૂમિના૦–પોતે વીર થાત તેની સાક્ષી જુઓને એનાં દેશભક્તિથી નીતરતાં વચનો જ પૂરે છે. ૨ માનવંતના માનનો ભંગ થાય તે માટે સેવાનો ભાર રાખે છે–પ્રયત્ન કરે છે. પ્રજા તેની–માનવંતની ઓલાદ. નામ કરે–આબરૂ મેળવે. કુળબોળુ–કુળ બોળનાર. 'કુળ બહોળું' પાઠ પ્રચલિત છે તે સુધારીને 'કુળબોળુ' છાપ્યું છે. મૂળ 'બુદ્ધિપ્રકાશ'માં છપાયું ત્યાં 'કુલબોળુ' પાઠ છે. ૩ અભિમાન–સ્વાભિમાન. હરે! –હે હરિ! મશાલ દ્વેષની૦–દ્વેષ સુઝાડે તે રસ્તે જાય છે. 'હરિ પ્રેમ પંચદશી'ની પાલીતાણા આવૃત્તિમાં અને તે પછી જ્યાં જ્યાં આ કાવ્ય છપાયું છે ત્યાં આટલે સુધીજ છે.

કવિ ગુજ. વર્ના. સોસાયટીના આસિ. સેક્રેટરી હતા અને 'બુદ્ધિપ્રકાશ'ના તંત્રી હતા ત્યારે સપ્ટે. ૧૮૯૩ના અંકમાં 'ગુજારે જે શિરે'વાળી ગઝલની સાથે તેમણે આ કાવ્ય છાપ્યું હતું તેમાં શીર્ષક પછી નીચેની

અંગ્રેજી પંક્તિ છે જે મૂળ અંગ્રેજી કવિ અને કાવ્યનો નિર્દેશ કરે છેઃ-

"Oh! Blame not the Bard."—T. Moor

તેમાં પાંચ કડી છે. છેલ્લી બે નીચે આપી છેઃ—

કવિની નિન્દા મા કરશો જે સુખદ સ્વપ્નની માંહિ તરે,
ઉપાય જે વસ્તુનો ન દીસે તેનું શાને સ્મર્ણ કરે?
કોઈપણ આશાનો તંતુ લાવીને સન્મુખ ધરે,
પછી તરત તે ભુજ[ન]ની ને ચરણે નિજ શિર નામી ધ
કમલમાલ કંઠેથી કાઢી કૃપાણને તે શણગારે. દેજો૦
કીર્તિ સઘળી જતી રહે ને આશા સઘળી જાય ખરે,
આર્યભૂમિમાં નામ તાહરૂં કવિતા કવિની નિત્ય ઉચરે,
આનંદના ઊછાળા આવે તે સમયે તુજને જ સ્મરે,
તારા દુઃખનું વર્ણન જઇને પરદેશીના કાન ભરે,
દીનનાદ તવ વિલાપનો જઈ પ્હોંચે સાગરપાર ખરે. દેજો૦

**નોંધઃ**–૪ઈમાં કૌંસમાં 'ન' મેં ઉમેર્યો છે, અર્થ અને લય ખાત

મૂળ કવિના મિત્ર અનુપરામ મીઠાલાલ દીનબંધુએ અનુ આદરેલો એમ કહેવાય છે. તેમણે 'ભાટને દોષ ના દેશો' કે એવી પંક્તિ 'bard' માટે 'ભાટ' શબ્દ વાપર્યો તે કવિને બહુ ખૂંચ્યો અને પે 'દેજો દોષ ન કવિવરને૦' એ પંક્તિ રજૂ કરી.

**પૃ. ૧૩૯ મન–આત્મભાવઃ** ૧ ઉડિ જા તું૦–સર૦ 'ઉ નાદાન મન બુલબુલ'. આંટી–ગૂંચ. વાણિનો–તારી વાણીનો. ન નવરિદ્ધિ. ૨ કોટ–કિલ્લો, કારાગૃહ–બંધન–રૂપ. ૪ નિજરૂપ–આત્મતત્ ૬ ઉંમર વધતાં સમજણ સુધરવાને બદલે ઊલટી હતી તે અવળી થ પરભાવ–મન–બનિયું કુડું–વર્ષ વધતાં જે જ્ઞાન મળ્યું તેથી આ મા આ પારકું, એવા ભાવ ('પરભાવ')ને લઇને મન કૂડું બન્યું.

આ કાવ્ય શ્રી મણિલાલ ન. દ્વિવેદીના ગ્રંથ 'આત્મનિમજ્જન' 'પ્રેમજીવન' પૃ. ૨૧૭–૧૯ ઉપર આપ્યું છે. તેની ઉપર તે વિદ્વાન

વિસ્તૃત ટીકા જોવી. શ્રી નરસિંહરાવે આ કૃતિના મર્મ પરત્વે નીચેના શબ્દો કહ્યા છેઃ—

"[અદ્ભુતનો બોધ આ કાવ્યમાં સ્પષ્ટ વાણીમાં છે. શૈલી અહીંના પ્રાચીન કવિયોની છાયારૂપે છે. બાલકમાં "વિશ્વની પોથી"ના વિકાર ન હોઇ સત્યદર્શનની શક્તિ હોય છે. એ વિચાર કાંઇક પાશ્ચાત્ય કવિતામાંથી આવ્યો લાગે છે.]"–મનો૦ ૨ પૃ૦ ૨૩૩.

શ્રી નરસિંહરાવનો પાશ્ચાત્ય કવિતાનો ઉલ્લેખ તે વર્ડ્ઝવર્થ જેવાની કવિતાને અનુલક્ષીને હશે.

**પૃ. ૧૪૧ "ફિકર શાની પછી માની"**: ૧ મૂળમાં **'સ્વાર્થે'** છે તે પદ્યની માત્રા ખાતર અહીં તેમજ ૨–માં 'સ્વારથ' છાપ્યું છે, જોકે 'થ' નો દીર્ઘ ઉચ્ચાર કરવાથી પણ માત્રાબળ સાધી શકાત. જોડું–આ શબ્દ પાલીતાણા–આવૃત્તિમાં આ રીતે છપાયો છે. પણ મૂળ તે 'મોહ' હશે એવો તર્ક હું વિદ્વાનોને વિચારવા માટે રજૂ કરું છું. 'મોહ' એવા મરોડથી લખાયેલો કે છાપમાં 'જોડું' થઇ ગયો. ૪ જોતી–આ શબ્દ પણ અસલમાં 'મોહ' હોવો જોઇએ એમ તર્ક કરું છું. તે પણ લેખનમરોડને લીધે ખોટો વંચાયો ને ખોટો છપાયો લાગે છે. ૫ અમને માયા નથી. અમે તો કહીએ છીએ 'અમારે શું?' તમે કહેશો 'કે ત્યારે અમારે શું?' તો પણ શું થઇ ગયું? છો કહેતા. તહીં જાતાં–'પરમ પ્રેમ'માં પ્રવેશ કરતાં (?) ૬ ઉપાધી૦–કાયાની તો આંધળી (સમજ્યા વગરની) ઉપાધિ છે. ૭ મુઆ તેને–મરેલાને. ૮ જવા દેને જનારાને–સર૦ 'ભૂલી જૈને જનારાને' (સરસ્વતીચંદ્ર–૧). એકે–એક ઠેકાણે.

**પૃ. ૧૪૨ બેકદર દુનિયાં**: ૨ તને જો આ ઇશ્કી આલમ (પ્રેમી દુનિયાં)ની બેકદર અમીરી ગમી, તો અમને ફકીરી ગમી. દુનિયાંનું એક તને ગમ્યું, બીજું અમને ગમ્યું. ને ખાવિંદને–પ્રભુને તો આખી ખલક(દુનિયાં)–અમીરીની તેમજ ફકીરીની–પ્યારી (વહાલી) છે. ૪ તારે વસવા તો એકલા મહેલ જ છે. અમને ફકીરને

તો માલેકની આખી આલમ ફરવા ને વસવા ખુલ્લી છે. ૬ અમારી ફકીરીને હસે તો ભલે, અમને તારી સામે જોવા અહીંઆં વખત નથી; અથવા 'આ વખ્તના'-હાલના (ક્ષણિક) હે અમીર ! ૮ અમારી આલેકની ફેરીમાં હમ મસ્તનો ગંવાર-ગવારો (કુલ અસબાબ, મિલકત) છે. સર૦ 'ઘેલીનો ગવારો.' (કે પછી ગંવાર=ગમાર-પણું ? ) ૯ પળ-ભર-એ કેફ તો ક્ષણભર જ ચાલવાનો. ૧૦ અમર-અમારા પ્યાલાનો કેફ અટકે નહિ એવો છે. ૧૧ હે બેકદર, તું બેદિલ-હૃદયહીન દોસ્તોની યારીમાં મગરૂર રહેજે. અમારે તો એવી બેદિલીનો સવાલ જ નથી. કેમકે ખુદ સાહેબ(ખુદા) જ અમારો દોસ્ત છે.

**પૃ. ૧૪૩ બેદાદની દાદઃ** ૨ પાળા-પાયદળના માણસો. ૩ બગદોઇ-વગોણું. ૪ બેદાદ-જેને દાદ નથી તેવો. ૫ હેવાન-પશુ. બળે-બળજબરીથી. ૬ એકની સાથે દિલ લાગ્યું હોય ત્યાં દુનિયા સો સો બતાવે છે. અમારી એકને જ બતાવતી હોય તો કેવું ? ન બતાવે તો રહી, પણ અમે એ એક માટે ઝૂરીએ-રડીએ તો જોઇ જોઇને પછી એ દુનિયાં હસે છે. સુંદર દર્શન. ૮ દુનિયા ક્ષણ પણ આનંદ લેવા દેતી નથી. ૧૦ કલ્પનાથી બેહેસ્ત-સ્વર્ગમાં ઘડીક બેસીએ છીએ ત્યાંથી ગરદન ઝાલીને દિનચર્યા-routine-ની ઘાણીએ જોતરે છે. ૧૧ ઘાણી 'ફૂહાણી' હોય તો વધારે સારું. ૧૨ વાગે૦—જ્યાં અદલ ઇન્સાફનો ઘંટ દાદ સાંભળવા માટે હરગીઝ, હંમેશાં, વાગ્યાં કરે છે.

**પૃ૦ ૧૪૫ ભ્રમિત મન**: સર૦ 'નાદાન બુલ્બુલ'. ૧ વલ્લી-વેલ. રૂદિત૦-તું રુવે છે તે પણ જોશે નહિ. ૪ રહ્યું-નાન્યતરજાતિ તે પ્રિય=પ્રિયતત્ત્વ એ સમજણથી. પૃથ્વી અને આકાશ વચ્ચે એ હીંચે છે. જુદે-બીજે ઠેકાણે એ હીંચે એ તું વ્યર્થ જોવા (કરે) એ તો વ્યર્થ આશામાં જ. ૬ પામ્યું-નાન્યતરજાતિ તે 'તું'=મન હોવાથી. ઉપર ૪માં 'રહ્યું' તે 'તું રહ્યું રહ્યું જો' એમ લઇ શકાત, જો 'હિંચી' શબ્દ અધ્ધર રહી જતો ન હોત તો પણ 'મન'ની જાતિને કારણે 'રહી'ને ઠેકાણે 'રહ્યું' થયું હોય તો પણ નવાઇ નહિ. ૮ ગયું તેને જ રોવું

શું ?—સર૦ સરસ્વતીચંદ્રની હૃદયદ્રાવક પુનઃપુનઃ ઉક્તિઃ 'પિતાજી રોવું તે શાને ?'. જોવું ને રોવું—સર૦ 'મારે જોવી જોવી ને રોવી રહી રે લોલઃ' નાનાલાલ. ૯ આઃ આંસુની નિરર્થકતા. ૧૦ ગળી ગઈ—ગળામાં ઉતારી ગઇ, ખાઈ ગઈ. ૧૨ હતું ત્યારે હતું સૌએ—એ હતું ત્યારે સૌ હતું, કશું ઊણું ન હતું. ૧૪ તું ઠગાય છે તોય એ જ ઇચ્છે છે. તારાથી બીજું ભોળું માણસ કોઈ નહિ હોય. ૧૫ સહજે—કુદરતી રીતે, અનાયાસે. ૧૬ જો તને પ્રેમની ભૂખ હોય, તો પ્રેમ શું તે તો સમજ. ૧૭આ ભલે તારો પ્રેમતત્ત્વથી યોગ થાય કે વિજોગ રહે, પણ તું તેનો રાગ(આસક્તિ) તો કેળવ. ૧૮ પ્રભુના પ્રેમનું પ્યાલું—સર૦ 'ગુજારે જે શિરે૦'૭આ. ૧૯આઃ સર૦ 'ગુજારે જે શિરે' ૧૪.

પૃ૦ ૧૪૭ આલેક : ૨ બેવફાઇને—ઇમાનદારીનો અભાવ સાતે આલેક કરીશું. સર૦ 'બેકદર દુનિયાં' ૮આ. ૩ સર૦ 'બેકદર દુનિયા' ૯–૧૦. ૫ આ બે ઘડીની દીવાની દુનિયાંની દરબાર(માં) આલેક સુણી લેશું. ૬ ચહે દિલ—હૃદય ઇચ્છે છે નિશાન—નેજો, વાવટો.

પૃ૦ ૧૪૮ અબોલા : ૧ ઊભો—પછી પ્રશ્નાર્થ ચિહ્ન. ૨ દેહડી—શરીર. ૪ કર્ત્રિમ—કૃત્રિમ, બનાવટી. ૫ उल्लासतनुज—ઉલ્લાસરામનો દીકરો. મૂકે ન૦—નિઃશ્વાસ ન મૂકે, કહે ? અધુરો શબ્દ૦—જે શબ્દ બોલાય છે તે અધૂરો રહી જાય છે.

પૃ૦ ૧૪૯–૨૪ : ૨ વ્રેહ—વિરહ. ૪ રોમ—રૂંવાં. ૫ ભૂત પીયે—? બધાં વસમાં દુઃખ ગણાવ્યાં છે તેમાં 'ભૂત'થી થતા નુકસાનનો ઉલ્લેખ લાગે છે. ૧૦ ઉલટા વિધિના અંક—સર૦ 'નાદાન બુલબુલ'૧૩અ. જે પ્રેમી છે તેને તે વિજોગનું દુઃખ અપાતું હશે ?

પૃ૦ ૧૫૦ ભ્રમરા રે : ૧ વર—સુંદર. બેશ—તે તારે આસને બેસ. બેશ=મજેનું, પણ લઈ શકાય. ૩ વૃત્તિ વિરાગી—તે શ્યામલ વેશને કારણે ? અલક ઉપદેશ—'અલખ' અથવા 'અહાલેક' એનો ઉપદેશ. ૪ તું તો હમેશ કોમલથીપણ કોમલ આનન(મુખ)નું દર્શન કરે છે. ૫ છુપિછુપિ૦—વીખરેલા કેશમાં છૂપી છૂપીને સ્પર્શ કરે છે.

**પૃ. ૧૫૧ જઈ કહો માધવને:** ૧ વ્રજની–વ્રજની. ૨ વાહ્ય-વાઈ–વાહીને, છેતરીને. વારિજલોચન–વારિજ (વારિમાં જન્મેલાં કમળ) જેવાં જેનાં લોચન છે તે. ૨ દક્ષ ચિત્તધારી–ચિત્તમાં દક્ષતા (Chivalry) અથવા ડહાપણ ધારણ કરીને. ૩ શશાંક–શશ + અંક–સસલાનું જેને લાંછન છે તે, ચંદ્ર. કવિએ 'વાંક–શશાંક'ના અનુપ્રાસથી લલચાઈ શબ્દ અડાવી દીધો લાગે છે, સિવાય કે ચંદ્રમાં શશનું લાંછન હોય છે તેમ અમારામાં શું લાંછન જોઈને અમને વિસાર્યા એમ કહેવાનો આશય હોય, અથવા તો વ્રજમાં ખેલેલા શરદશશાંક-રાસનું સૂચન અથવા કૃષ્ણ'ચંદ્ર'નું જ ટૂંકાવેલું રૂપ ઉદ્દિષ્ટ હોય. ૫ તમારું કામદેવ જેવું રૂપ અમારી કીકી આગળ કેમ ન આવે ? ૭ પદ્મવપુ–કમળ જેવા કોમળ શરીરવાળો. ઉત્તંગે–(?) ઉત્સંગે, ખોળે. ૯ અનરાધાર વૃષ્ટિ વરશી હતી ત્યારે ગોવર્ધન નીચે આશ્રય આપી અમને શીદ બચાવ્યાં ? ૧૦ જવ નચાવ્યા નારી–અમો નારીઓએ જ્યારે તમને નચાવ્યા ત્યારે. ૧૧ અમને કટાક્ષના કોપ મૂકો અને એ રીતે અમારા કામ(અભિલાષ)નો પણ પાર મૂકો. ૧૨ તરુણી–તનયા તટ૦–તરણિતનયા તટ અભિપ્રેત લાગે છે. તરણિ–સૂર્યની તનયા–પુત્રી જે યમુના તેને તટે જેને લીધે તણાઈને તારુણી–યુવતીઓ આવતી તે વેણુ. ૧૪ લક્ષથી૦–લક્ષ ધારી(સાધી)ને કટાક્ષબાણ મારી લોને. ૧૫ માતંગી–હસ્તિની સમી સુંદરીઓનાં. મારથી–કામ વડે. જાનુમર્દન–જાનુ (ઢીંચણ) +મર્દન. આ કડીમાં નરસિંહના 'ગોવિંદગમન'-માં નારીકુંજરની જે કલ્પના છે તેનો ઉપયોગ થયો છે.

**પૃ. ૧૫૩ રાધિકાસંદેશ:** ૧ નમેરા–(ન+મહેર) મહેર (કૃપા) વગરના. ૩ તમે તો ન આવ્યા પણ લોકલજ્જાથી સાસુજીએ સસરાજીને આણે મોકલી મને બોલાવી છે. ૪ એમનો પડતો બોલ મારી માએ ઝીલી લીધો છે. રખેને પોતે તમને ('રસિક'ને) કોઈ રીતે દૂભવી બેસે. માવડિયા દીકરા હિંદુસંસારમાં આ રીતે ઘણીવાર વાંધા–વચકા કાઢીને ઊભા રહે છે તેનું સૂચન. ૬ ન્યારા–જુદા (દિલથી)

પહેલાં હતા તેથી બીજી તરેહના. ૭ લૈ–લઈ મંડીને. બોલચાલનો પ્રયોગ. ૮ પરાણે–પિયરનાં સહુની મરજી મોળી હોવા છતાં. સમો ને–સમયને. પ્રાસ માટે 'સમાને' બદલે. 'ને (અને) સમય (ને) ન જોયો' એમ પણ લેવાય. ૧૦ નવીનના વિહારી–નવાં નવાં જોડે વિહાર કરતા, જૂનાને તરછોડતા. ૧૧ પગે લાગી–મને. પળશી–કાકલૂદી. ફાટયું ગુમડું૦–હવે તમને અમારી શી ગરજ ? ૧૩ ફાંસુ–ફોગટની. ૧૬ પત્રરચના–સુગંધિત રંગીન દ્રવ્યોથી અંગો ઉપર ચિત્રામણ કાઢવાં તે. એને 'વિશેષક' પણ કહે છે. સર૦ विशेषको यावदयं न शुष्कः પ્રિયાને વિશેષક રચતાં વચ્ચે જ પોતાના ભાઈ–ગૌતમબુદ્ધનો ભિક્ષાર્થે અવાજ સાંભળી 'આ વિશેષક ન સુકાય એટલામાં પાછો ફરજે' એવા નાયિકાના શબ્દો સાથે નાયક ગયો તે ગયો, ભિખ્ખુ જ થઇ ગયો, એવો આ પત્રરચનાપ્રસંગનો મનોવેધક ઉપયોગ. (અશ્વઘોષનું 'सुन्दरानन्दम्' મહાકાવ્ય.) ૧૭ અળતા વડે બુટ્ટાવાળી વેલો ચીતરતા, સર૦ रघु૦૭–૭,અજ-ઇન્દુમતીની બેલડી જોવા સ્ત્રીઓ અડધે ચિતરામણે બારી તરફ દોડી તેથી જમીન પર ચિત્રામણની છપાયેલી હારમાળા. ૧૮ આંખમાં રજ પડી હોય તો તે ફૂંકવાને બહાને ભેટી પડતા. सर० किरात० ८–१९:—

व्यपोहितं लोचनतो मुखानिलैरपारयन्तं किल पुष्पजं रजः ।
पयोधरेणोरसि काचिदुन्मनाः प्रियं जघानोन्नतपीवरस्तनी ॥

બિદગી–ટીપકી.

આ કાવ્ય શ્રી. મણિલાલ છબારામ ભટ્ટના 'કાવ્ય પીયૂષ' (પૃ૦ ૮૧)માં 'રાધાનો પત્ર' નામે મળે છે અને તેમની કૃતિઓ વગેરે જોતાં પણ તે એમનું હોવા વિષે મને શંકા નથી. મને મળેલી કવિ બાલની કૃતિઓની નોટબૂકમાં એ હોવાથી અત્રે છપાઈ ગયું છે.

**પૃ. ૧૫૬ મહિનાઃ** ૪ હરિ ઘેર આવો રે—આ પંક્તિ ગૂજરાતી કવિની લાડિલી છે. નરસિંહ–રાજે–દયારામ, મધ્યકાલીન કયા કવિએ એને ઉપાડીને કાવ્ય કર્યું નથી ? અર્વાચીન નાનાલાલે

પણ 'હવે તો હરિ આવોને !' અને શ્રી 'સ્નેહરશ્મિ'એ 'હરિ આવોને'માં આ સર્વસાધારણ પંક્તિને લડાવીને ગીતો રચ્યાં છે.

આ કૃતિની પં. ૬, ૧૮ અને ૨૮ માં જીવણ શબ્દ જોઈ મને વહેમ ગયો કે કવિ જીવણના મહિના તો નહિ હોય અને શ્રી. કે. કા. શાસ્ત્રી સંપાદિત 'સંકલિત યાદી'માં તપાસ કરી ગુ. વ. સો. પ્રત ૬૨૭ જોતાં ખરે જ જીવણના મહિના મળ્યા, જેની વાચનાને આ 'અપૂર્ણ' ટુકડો–સહેજસાજ પાઠાંતર બાદ કરતાં–મળતો આવે છે. દા. ત., પં. ૨૭ માં 'વિમલ' છે તેને ઠેકાણે **હપ્ર** (હસ્તપ્રત)માં 'વીભલ' (=વિહ્વલ; વાગ્વિકારની દૃષ્ટિએ અગત્યનો શબ્દ છે;) છે. ...મને મળેલી નોટબૂકમાં આ ટુકડો હતો તેથી અહીં સામેલ થયો છે. કવિએ જીવણના મહિના ક્યાંક સાંભળ્યા હશે અને આટલો અંશ ઉતારી લીધો હશે. બાકી 'સંકલિત યાદી' પ્રમાણે એ આખી કૃતિ હજી અપ્રસિદ્ધ છે.

**પૃ. ૧૫૮ 'સતીદહન'માંથી:** ૧:૩ નિંદા–સર૦ કુમારસંભવ, સર્ગ ૫. વર–તું વર. ૬ હવેની ત્રણ કડીમાં શિવની વિલક્ષણતાઓને બાહ્ય પ્રતીક ગણી તે પાછળની ભવ્યતા અને મંગલતા જોવા પ્રેરે છે. જગ્તવિનાશ–પ્રલય. ૭ માયિક કાળી–માયાથી કાળરૂપ ધારણ કરે છે, જગતપ્રલય વખતે. કાળી=કાળા સર્પ, એમ પણ કદાચ અર્થ હોય, પણ કદાચ જ. ૮ ધર્મનું–યમદેવનું, ધર્મરાજાનું.

૨: ૬ વહ્નિલોચન–શિવ. પણ–પ્રતિજ્ઞા. ૮ પાસે ગુણ દરિયાવ–ગુણના સમુદ્ર એવા મહાદેવ પાસે.

૩: ૨ કોમળ બાળી–કુમળી બાળા. મન બાળી–મનને બાળીને. દિલદુ:ખભંજનિ–દિલના દુ:ખનું ભંજન કરનારી. ૫ પ્રસૂતિ–સતીની માતા. દિલ શંકી–દિલ શંકાવાળું છે કે મૌલમયંકી–જેના મૌલિ (મસ્તક) ઉપર મયંક(મૃગાંક, ચંદ્ર) છે તે મહાદેવ કરશે અંકી મુજ એની–મારી લાડકીને અંગીકાર કરશે, 'અંકી'ને જ વળગી રહેવું હોય તો અંકે કરશે, ખોળામાં લેશે અર્થાત્ પ્રેમપૂર્વક સ્વીકાર કરશે. ૬

હરકતહરને–હરકતના હરનારાને. ૮ ભવને–શિવને. ૭ સતીની પ્યારી–સતીની સખી. માતા મારી–સતીની તેથી તેની સખીની પણ માતા.

પૃ. ૧૬૧ ચાબુકઃ મનસુખ–મનનું સુખ. પોતે મૂર્ખ હોવા છતાં મનનું સુખ લેવા વલખાં મારે છે. શ્લેષ છાયાથી આપણા સાહિત્યની એક વિશિષ્ટ વ્યક્તિ પણ નિર્દિષ્ટ છે. ૨ 'ઇઝ' અંગ્રેજી, अस्ति સંસ્કૃત અને તેનું ગૂજરાતી 'છે'–એમ ભાષાબદલીથી ગ્રંથકર્તા થનાર જડ તરજુમિયા લેખકોનો ઉલ્લેખ છે. શ્રી દુર્લભરામ મને 'હિ જ, અસ્તિ છે' (સં. हि=જ; સં. अस्ति=છે.) એવો પાઠ આપે છે, જેનો આશય તો એ જ છે. ૪ તેં એમાં નવું શું કર્યુ ? તારા વ્યક્તિત્વનો એ પૂર્વ પંડિતોના કાર્યને ક્યાં પાસ લાગ્યો? ૬ લાલનપાલન–નવા ઊગતા સર્જકોની પ્રતિભાનું. ૯ બૃહસ્પતી–દેવોના ગુરુ જેવો; મનુષ્યોને તો પછી કેવોક ! રાહૂ–ઊગતા પ્રતિભા-ચંદ્રને ગ્રસનારો. નવી પ્રજાની માંય–નવ સર્જકોની વચ્ચે. ૧૦ સાંભળવા પ્રમાણે આ કૃતિને અંતે ત્રણવાર 'હાય' ઉમેરીને એ ગવાતી.

પૃ. ૧૬૨ મુક્તકોઃ ૧ રતિથિ–પ્રેમથી. ૨ અવતારોનો ઉલ્લેખ છે. શલક–? 'ખલક'(પૃથ્વી) શબ્દ હોવા સંભવ છે. ૩ જામની–યામિની, રાત્રિ. '[વિલીઓ]'–પદ્યપૂરક. મેં ઉમેર્યું છે. ૪ વાતમાં ને વાતમાં–સર૦ ભવભૂતિ जल्पतोरक्रमेण...रात्रिरेव व्यरंसीत् । સખીયાં તયાર–અસ્પષ્ટ પાઠ છે. ૫ સર૦ આ ભાવનું મધ્યકાલીન પુનઃ પુનઃ આલેખન, ખાસ કરી મીરાંઃ—'કઠણ થયા રે માધવ મથુરાં જઈ, કાગળ ન લખ્યો કટકો રે' (કાવ્ય દોહન ૨–૮૫૯) ૬ ચાતુર્યતા, આતુર્યતા,–સંસ્કૃતાભાસી ભાવવાચક શબ્દો, ચાતુર્ય અને આતુરતાને બદલે. કેટલાક વળી આવા અપપ્રયોગને વળી ૦પણું લગાડી 'સત્યતા-પણું' 'ચાતુર્યતાપણું' એમ કરી વ્યાકરણનું તાપણું જ કરે છે. અનિવારની –અનિવાર્ય (?) ૮ મૂળઃ—

शून्यं वासगृहं विलोक्य शयनादुत्थाय किंचिच्छनै-
र्निद्राव्याजमुपागतस्य सुचिरं निर्वर्ण्य पत्युर्मुखम् ।

विस्रब्धं परिचुम्ब्य जातपुलकामालोक्य गण्डस्थलीं
लज्जानम्रमुखी प्रियेण हसता बाला चिरं चुम्बिता ॥

૯ દૃષ્ટિવિહીન–અંધ, પણ રતાંધળો અભિપ્રેત લાગે છે. વ્યંગ્યથી પોતાની શય્યા બતાવવાનો આશય છે.

अत्ता एत्थ णिमज्जइ एत्थ अहं दिअसअं पलोएहि ।
मा पहिअ रत्तिअन्धिअ सज्जाए मह णिमज्जहिसि ॥

મુક્તક ૮ અને ૯ મમ્મટના કાવ્યપ્રકાશના ૪ અને ૩ ઉલ્લાસ-માંથી લેવાને કવિ લલચાયા હોય તો નવાઈ નહિ. ૧૦ થી ૧૩ અન્યોક્તિઓ છે. ભૌમ–મંગળ. તમદરિમાં–અંધારારૂપી ખીણમાં લક્ષ્મી–સૂર્ય ઊગવાથી કમળ ખીલે અને વિકસિત કમલમાં લક્ષ્મી વિરાજમાન હોય. ૧૧ મુકુટમણિ હરિનું–'હર'નું જોઈએ. બંધુ લક્ષ્મીનો–કેમકે બંને સમુદ્રમંથનમાંથી નીકળેલાં. અવગુણ–ચંદ્રને મૃગરૂપી કલંક છે તે. ૧૨ છેલ્લી બે પંક્તિમાં સ્વજનપાલનની ટેકને કારણે કલંકને પણ શોભા આપનાર ગણ્યું છે. ૧૩ ઘન–મેઘ, વાદળ. તોય–પાણી. ૧૪ કીરણકરનાં–સૂર્યનાં. કંજ–કમલ. ૧૫ મહિ ભાષ નિહાળી–અંદર ભાષા જોઇ. છેલ્લી પંક્તિ અસ્પષ્ટ છે. ૧૬ ભરૂચમાં આ પાદપૂર્તિ કવિએ કરેલી. હરિ(કૃષ્ણ), જેના મુખમાં બ્રહ્માંડ હતું તે, મધુ પીવા ગયા ત્યારે તેમનું મુખ કાંક ખૂલતાં તેમાંનું આખું વિશ્વ(બ્રહ્માંડ) મધુપાત્રમાં પ્રતિબિંબિત થયું. બીજી બાજુથી મધુપાત્ર ઉપર માખી મધુ પીવા માટે ઝૂકી આવી હતી તેના નાજુક પગ જાણે કે પેલા પાત્રમાંના પ્રતિબિંબિત જગતને ધ્રુજાવી રહ્યા.

પૃ. ૧૬૭ **પ્રોષિતાપચીસી:** પ્રોષિતા (જેનો પતિ પરદેશ છે તેવી નાયિકા)ને અનુલક્ષીને રચાયેલા પચીસ શ્લોક. શૈલી મધ્યકાલીન છે, જે શ્લોકાન્તે બે ચરણની પુનરુક્તિ ઉપરથી પણ દેખાશે.

અંબર–આકાશમાં; સ્વપ્નમાં, કલ્પનામાં એમ અર્થ હશે ? અંબર=કેસરરંગી, વેણુનું વિશેષણ; પણ પતિ હાજર તો છે નહિ તેથી એમ લેવું દુર્ઘટ છે. ૧ વાલી તજી–વાલી (guardian)ને છોડીને.

સર૦ બાલાશંકર 'બુદ્ધિપ્રકાશ'ના તંત્રી હતા તેવામાં મે ૧૮૯૩ ના અંકમાં પૃ. ૧૦૨ ઉપર પાદપૂર્તિ માટે આપેલી પંક્તિમાં 'વાલી' શબ્દનો આવો ઉપયોગઃ 'તે વૃદ્ધ વાલીજનની કયમ તેં વિસારી?' રતિપતિ–રતિનો પતિ, કામ. ૩�ી પ્રાગ સાથે–?–'પ્રાણુનાથે' પાઠ હશે? આગળ ૪આમાં 'પ્રાગ', ૬ઉમાં 'પ્રાગજી', ૧૧ઈમાં 'પ્રાગ' પ્રયોગ છે. તે બધે જ ઠેકાણે 'પ્રાણુ' શબ્દ હસ્તપ્રત ઉપરથી છપાતી વખતે 'પ્રાગ' છપાયો હશે તેમ માનવા પૂરતું કારણુ નથી. બાકી પ્રાણુનાથ–પ્રાણુપતિ–પ્રાણુ–એ શબ્દો આ કૃતિમાં અનેકવાર વપરાયા છે. 'પ્રાગ' જેવો શબ્દ 'પ્રાગજી' કે 'પરાગજી' નામના માણસનું પણ સૂચન કરતો હોઇ કવિ બાલના કર્તૃત્વ વિષે સાશંક કરે એવો–સહેજ ચોંકાવનારો લાગે એવો–છે. ૫ઈ અસિ–તલવાર. ૭અઆ–આ શૈલીના પ્રસિદ્ધ સંસ્કૃત શ્લોકને અનુસરીને. ૯ઈ વેરી–વેર રાખનાર. ૧૦ નિશિ–રાત. ઊલૂક–ઘુવડ. જાંબુક–શિયાળ. ૧૧ કલાધર–ચંદ્ર. ૧૩ વાયુથી વીસગણી પીડા પેટની વ્યાધિની, તેનાથી પચીસગણી પિત્તની પીડા, તેથી ત્રીસગણી ટાઢિયાની, તેથી એંશીગણી સંનિપાતની અને તેથી કોટિ કોટિ ગણી વિરહની વેદના હોય છે—એમ ઉત્તરોત્તર વેદનાની કક્ષાઓ બતાવી, બીજાને તો દવા હોય છે, વિરહને હોતી નથી તેમ કહી અસહાયતા સૂચવી છે. ૧૪ઊ રસતલે—'રસાતલે' અભિપ્રેત હોય તો નવાઈ નહિ. રસતલ પણ હારીને રહી એમ, નહિ તો, લેવાય. ૧૬ઊ 'અની નાથ (?)'—અસ્પષ્ટ છે. પ્રશ્નાર્થ તેથી મેં મૂકયો છે. ૧૯ઉ જાયે—'જાપે' પાઠનો સંભવ છે. ૨૧અ વસન૦— સર૦ કલા૦ ૩૩આ. ૨૨ વસંત–સંત, વિજોગ–જોગ, યમકરચના સાધી છે. પુત્રી—'પુરી' પાઠ હોવા સંભવ છે. પુરીનું પુત્રી વંચાવું મુશ્કેલ નથી. તેથી છાપભૂલ થઈ હોય. ૨૪ સારે–શારે, વીંધે. ૨૫ પગેરુ–પગલાં પડયાં હોય તેની હાર. ચોરને પકડતાં વાટ શોધે તેને 'પગેરું જોવું' કહે છે.

**પૃ૦ ૧૭૮ કુદરત–૧** : બાઈરનના Child Harold નામના

કાવ્યના ત્રીજા સર્ગના શ્લોક ૮૬, ૮૭ અને ૮૮ તેની ઉપરથી આ કાવ્યના ૧ થી ૫ શ્લોક છે. શ્લોક ૬ અને પછીની બે પંક્તિ તે મૂળના શ્લોક ૯૩ ઉપરથી છે. તે પછીની પંક્તિઓ તે મૂળના શ્લોક ૯૬ ઉપરથી છે. ૧ ખિલતિ કળિ શું–મૂળ 'a living fragrance ...Of flowers yet fresh with childhood'. વળી 'શું'નો અવિકારી વિશેષણ તરીકે ઉપયોગ ! ૧ બિંદુ–મૂલ પ્રમાણેઃ ઉપર લઈ લીધેલાં હલેસાં પરથી ખરતું બિંદુ. કોકિલા ઉડે–મૂળમાં grasshopper ખડમાંકડી છે. ગૂજરાતીમાં કોકિલા વગર તે કવિતા થાય ?–ખડમાંકડી તે કવિતામાં કુદાવાય, બીજાં લલિત પ્રાણી જીવજંતુ મરી પરવાર્યાં છે ?—એ આપણી સંકુચિત કવિતાભાવનાની લીલા બાલાશંકર જેવા કાંઈક મુક્તવિહારી કવિ ઉપર પણ પ્રભુત્વ ભોગવતી, આવાં દૃષ્ટાંતો વડે, દેખાય છે. રજનીમાં માધુર્યભરતી—મૂળઃ 'Sings his fill' પેટ ભરીને–કંઠ ભરીને–ગાય છે. ૩ 'તરતિ સરિતા મગજની...' થી '...પ્રેરતું સુપ્રેમમાં' એમાં મૂળની છાયા યથાર્થપણે ઝિલાઇ નથીઃ સર૦

There seems a floating whisper on the hill,
But that is fancy, for the starlight dews
All silently their tears of love instil,
Weeping themselves away, till they infuse
Deep into Nature's breast the spirit of her hues.

૪ સુંદરા–સુંદર. ભાગ્ય કોર્યું૦—જ્યોતિષથી તારાઓની ગતિમાં ભાગ્ય વંચાય છે તે. ૫ કાંતિ—તમારી કાન્તિ. લક્ષ્મી૦—આ સૌને પણ તેથી તારકો સાથે અમે સરખાવીએ છીએ અને તારાનું નામ આપીએ છીએ. ૬ પણ ભાગ તુજના ભભકમાં હું લીન થઈ—A portion of the tempest and of thee. ૭ અભ્રાવલિ–'ગિરિઆવલિ' વધારે સારું. મૂળમાં 'loud hills' છે. ધરતિ કંપિત૦—ધરતીપરની કંપિત અને ચલિત ચીજો ઉપર હસતા વદને ઘૂરકે છે. કર્તા 'અભ્રાવલિ'. ૮ સ્થાન સ્થિર—મૂળમાં 'the goal'–'લક્ષ્ય' છે. હૃદની ઊર્મિ

સમ–હૃદયની ઊર્મિનાં તોફાનોની પેઠે. જગતજન૦—આ પંક્તિ પા૭૭ આવતા ૯૭મા શ્લોકના સારરૂપ છે.

પૃ૦ ૧૮૦ ‘ઝીણા ઝરો’: ચાઈલ્ડ હેરોલ્ડ સર્ગ ૩ના શ્લોક ૧૦૨ ઉપરથી ? ૧ દેવી રતી–રતિદેવી. ગણ–સમૂહ.

શીર્ષક મેં યોજ્યું છે.

પૃ૦ ૧૮૧ તરંગ: પહેલી ૭ લીટી શાના ઉપરથી છે તે જણાતું નથી. ‘હે પ્રેમ૦’થી અંત સુધીની લીટીઓ ચાઈલ્ડ હેરોલ્ડના ચોથા સર્ગના શ્લોક ૧૨૧–૧૨૨ અને ૧૨૩ના આરંભની બે પંક્તિ ઉપરથી છે. ૨ વસન–સં. પ્રમાણે તો ‘વસ્ત્ર, કપડાં’ એમ થાય. પણ અહીં ‘વાસ,’ ‘રહેઠાણ’ એ અભિપ્રેત છે. સર૦ મૂળ: Oh love, no habitant of earth thou art. ખેચર–આકાશમાં વિચરનારો (મૂળ ‘Seraph’=દેવદૂત). ૪ બ્રહ્માંડ કલ્પે૦—The mind hath made thee, as it peopled heaven. વિચાર એ૦—એ (પ્રેમવિષયક) વિચાર મગજમાં એવાં ચિત્ર ચીતરે છે કે જે અંતઃકરણ-અવનીમાં તૃષિત અને દગ્ધ દુઃખી હોય છે તે અધિક દુગ્ધા ભોગવે છે. ૫ કલ્પનારું૦—Of its own beauty is the mind diseased And fevers into false creation. પ્રેમ બોલે તે બકે, યૂવાગ્નિનું તોફાન છે૦—Who loves, raves—'tis youth's frenzy–but the cure Is bitterer still.

પૃ૦ ૧૮૨ કવિની ચક્ષુ: A Midsummer Night's Dream અંક ૫ દશ્ય ૧ની નીચેની (૧૨થી ૧૭) પંક્તિઓ ઉપરથી:

The poet's eye, in a fine frenzy rolling
Doth glance from heaven to earth,
from earth to heaven;
And, as imagination bodies forth
The forms of things unknown, the poet's per
Turns them to shapes, and gives to airy nothing
A local habitation and a name.

૩ અવકાશ ધરે જનધામ—જે આકાશ છે તે જનધામને, કોઇ નક્કર સ્વરૂપને, ધારણ કરે છે. કારમી—ખરાબ અર્થમાં નથી; સર૦ 'કીર્તિ કેરી કારમી હો એક અખંડિત ભાત'—નાનાલાલ ('વીરની વિદાય'). છેલ્લી પંક્તિ કવિની અનુવાદકશક્તિના સુંદર નિદર્શનરૂપ છે.

પૃ૦ ૧૮૧ પરની અનુવાદકૃતિના મૂળમાં અંતે 'frenzy' શબ્દ છે તેણે કવિકલ્પનાને શેક્સ્પિયરની 'fine frenzy'વાળી પંક્તિઓ તરફ ધકેલી હોય તો અસંભવિત નથી. આ બંને અનુવાદ 'ભારતી-ભૂષણ'માં સાથે છપાયેલા.

**પૃ૦ ૧૮૩ સૂર્યોદય :** ૧ ભવ્યાંબરે-ભવ્ય આકાશે. ઇઇ પંક્તિમાં આરંભની ૨–૩–૪ શ્રુતિની યમકરચના છે. ૨ છાંહી-(હિંદી) છાયા. ૩ પૂર્વાર્ણવે-પૂર્વના સમુદ્રમાં. (આકાશરૂપી સમુદ્રમાં ?) કવિ ઘોઘા-ભરૂચ નોકરીએ હતા. મુંબઈ પરીક્ષાઓ આપેલી. બનતા સુધી પશ્ચિમાર્ણવ જોવામાં આવે. છતાં અમુક ચોક્કસ જગાએથી પૂર્વાર્ણવ પણ જોઈ શકાય. ૪ કરો-કિરણો. અભ્ર-આભ. જવનિકા-પડદો. વિસ્તીર્ણ૦—આ એક જવનિકા વિસ્તાર પામી તે કેવી છે? ઘણા રંગોના નિધિ(ભંડાર)વડે ભરેલી છે. ૫ કિરણોની લીલાનું વર્ણન. ઉત્પ્રેક્ષાઓથી. ધ્વની—આ મૂળ હાથપ્રતના '**ધ્વજા**' શબ્દની છાપભૂલ હોવાનો તર્ક રજૂ કરું છું. નિશ્ચય અલંકાર. ૬ રક્તિમા-રતાશ. પત્રગાળે-પાંદડાંના અંતરાલમાં, વચમાં. બાળો-બાળકો તે વૃક્ષોની મોટી છાયા પડે છે તેને ખરી-કોઈ સાચો પદાર્થ-સમજી કૌતુક પામે છે. ૭ દવબિન્દુ-ઝાકળબિન્દુ. આદર્શતા-દર્પણ હોવાપણું. સરોવર દર્પણ જેવું સ્વચ્છ, પ્રતિબિંબ ઝીલે એવું, છે. ૮ ચંડાંશુ-ચંડ(ભયંકર) છે અંશુ(કિરણ) જેનાં, સૂર્ય. ૧૦ઇ મિત્રને-સૂર્યને, સં. मित्र=૧ સૂર્ય, ૨ દોસ્ત. તેથી શ્લેષ કર્યો છે. ૧૧ દ્વારે-ઘાટના કે ઘાટ નજીકના મંદિરના બારણે. ૧૨આ મોર બોલે છે તે જાણે તૂર્ય-ભેરીના અવાજને મેઘ-ગર્જના ગણી આનંદ પામીને. ઈ-ઈશ્વરનામઘોષ સુણીને પણ દોષ તજતા નથી. શુ મ્હાલતીઓ-વિશેષણને બહુવચનનો પ્રત્યય તે ચરોતરી

પ્રયોગ. ૧૬ તમપ્રભાવ–અંધકારનો પ્રભાવ. શાંત પ્રદેશ૦—સંસારીઓ જ જાગે છે એવું નથી, શાંત પ્રદેશો ઉપર જીવન ગાળનારા તે પણ પુરુષાર્થ માટે ઉદ્યત થાય છે.

પૃ૦ ૧૮૬ નૈરાશ્ય : પાદટીપમાં '(એડીટર)' છે તેનું કારણ એ કે પોતે આ કૃતિ છાપી તે વખતે 'બુદ્ધિપ્રકાશ'ના તંત્રી હતા. કૃતિ શેલીના Stanzas written in dejection near Naples ઉપરથી છે. ૧ ઊર્મિ—મોજાં. વસન–વસ્ત્ર. ૨ અઆ–બધાંનું મિશ્રણ તે એકાંતમય બને છે–એકાન્ત રચે છે ને મનમાં શાંતિનો વિસ્તાર કરે છે. અચર ચાદર–જેના ઉપર ચાલી ન શકાય એવી ચાદર. મૂળ : untrampled floor. તે ચાદરની પીઠ ઉપર નાની નાની લીલીભૂરી વેલો ( મૂળ : seaweeds ) પથરાયેલી છે. તે હું જોઉં છું. ૩ ઉર્મ્યાવલી–મોજાંની હાર તે કચ્છ(કિનારા) ઉપર તેજરૂપ લાગે છે. એ તેજમિશ્રણનો રસ ઊછળે છે અને તેના તારાઓ જેવા શીકરો ઊડે છે. મધ્યાન ભરતી૦–બપોરની ભરતીની ભભક ફેલાવે છે અને તેની જ્યોત્સ્ના–આભા ( પ્રકાશ, દ્યુતિ ) ઓપી રહે છે. જ્યોત્સ્નાથી ચાંદની સમજવાની નથી કેમકે બપોરનું વર્ણન છે. સર૦ ૧આ. મૂળમાં 'lightning' છે. ૪ અંકુર–મૂળ 'a tone' હોઈ ધ્વનિનો અંકુર એમ અર્થ લેવો. કેવી મઝા૦–મૂળ How sweet ! did any heart now share in my emotion. આ પંક્તિનો અનુવાદ જશ અપાવે એવો નથી. ૬ નવીન–નવું જ, જુદું, સૌ કરતાં બીજી તરેહથી. મૂળ : 'in another measure' મન–મનમાં. સહ્ય–વેઠી શકાય એવા. ૭ શ્રમિત–'પ્રમિત'ને સુધારીને છાપ્યું છે. મૂળ 'tired child' રૂપ—જેવો બનીને. દેવિનિદ્રા મૃત્યુનિદ્રા તેજ મૃત્યુ. ચોરે—આ સ્થૂલ દેહને ચોરી જાય. મૂળ પ્રમાણે દેવી નિદ્રા, મૃત્યુની પેઠે, મારી પાસે ચોરીછૂપીથી આવે. છેલ્લી બે પંક્તિ બરોબર ઊતરી નથી. મૂળ સર૦

And I might feel in the warm air

My cheek grow cold, and hear the sea
Breathe over my dying brain its last monotony.

મૂળની ચાર કડીઓ અનુવાદની અનુક્રમે ૬, ૧૪, ૨૨ અને ૩૦મી લીટીએ પૂરી થાય છે.

'નૈરાશ્ય' શીર્ષક બરોબર નથી, 'નિર્વેદ' જોઈએ.

**પૃ૦ ૧૮૮ સૃષ્ટિસૌન્દર્ય :** ૧ આર–દંડાને (પરોણાને) છેડે તીણી લોઢાની અણી હોય છે તે. ૨ સ્મરે–સ્મરથી, કામના પ્રભાવથી; સાંભરે (મને–અધ્યાહાર). મધૂર–'અંધૂર'નું સુધારીને છાપ્યું છે. સર૦ 'મધુરો મયૂરરવ' ૧આ. ૩ સુદીસતી–સારી દીસતી. સર૦ 'એવી સખિ ! ચંદ્રકલા સુઝૂલતી'—નાનાલાલ (શરદ્પૂર્ણિમા). છાંટી–છાંટ, શીકર. ૪ શશિ શીળ–શીતળ શશી, શીળો શશી. આવા પ્રસંગે શશિ શી'ળ–છાપવાથી અનુકૂલતા થાય. સર૦ ૭ઈ. શાન્ત રજની–'શાનિ રજની'ને સુધારીને. 'શાન્ત' શબ્દ લખી જૂઓ. સહેલાઈથી 'શાની' પણ વંચાશે. છાપભૂલથી, તેથી, 'શાની' છપાયું. તે પ્રૂફમાં સુધારી 'શાન્ત' કરવાને બદલે છંદની જરૂરિયાત મુજબ 'ની'ને હ્રસ્વ કરી નાખી 'શાનિ' ધકેલી દીધું.—આમ થયું હોવાની સંભાવના છે. તે વિદ્વાનોના વિચાર માટે અહીં રજૂ કરી છે. સ્થાપિ–સ્થપાયેલી. ૬ કિલ્લા૦– યુદ્ધના મહા કિલ્લા. સર૦ હાલના 'flying fortresses.' ૭ 'શશી'ને સ્ત્રીલિંગ શબ્દ ગણ્યો છે. ૧૦ આ શ્લોક ક્લાન્ત કવિ અને સૌન્દર્યલહરીની યાદ આપે એવો છે. ચંદા પોતાના પ્રિયતમ જલધિના સાયુજ્ય માટે રંગભેર ઝુકાવે છે. તેવી જ અહીં કાન્ત–કાન્તાની પણ સ્થિતિ છે. કાન્ત પ્રીતિનાં નીરમાં પડીને અથવા એ નીરરૂપી પર્યંકે ( પલંગ–પાથરણા ઉપર ) સૂઇને–અર્થાત્ નારા (નીર) ઉપર શયન કરવાને લઇ સાક્ષાત્ નારાયણ બનીને–રતિરાગ પૂર્વક રમે છે. અને स एकाकी न रमते–એ એકલો રમતો નથી, સાથે મહામાયા છે. એ મહા માયાવિનીનું સ્વરૂપ, જેમ ચંદાનું પોતાના કાન્ત જલધિના સાયુજ્યથી શીતળ બલ્કે શીતળતર બને છે

તેમ, નારાયણરૂપી પોતાના કાન્તના સાયુજ્યથી શાન્તિરૂપ, પરમ નિર્વાણ સ્થિતિ રૂપ દિસે છે. અને જુઓ તો ! એ મહામાયા પ્રેમમાં પંડિત-નિપુણ અને પાનપૂર્ણ–મદિરાપાનમાં ચકચૂર અર્થાત્ સાયુજ્ય-સમાધિમાં મત્ત એવા કાન્તના મગજે–ચિત્તમાં એટલે કે એ ચિત્ત-રૂપી પ્રીતિસ્થાનમાં અખંડ સિંચન કર્યા કરે છે.

આ કૃતિ 'સીંચે પ્રિતીસ્થાનમાં'–એવી પાદપૂર્તિ ઉપરથી અંશતઃ પણ યોજાઈ હોય એવો સંભવ લાગે છે.

**પૃ૦ ૧૯૦ કુદરત–૨ :** ચાઈલ્ડ હેરોલ્ડ સર્ગ ત્રીજાના શ્લોક ૬૮–૬૯–૭૦ ઉપરથી પ્રથમ ૨૨ પંક્તિ છે. બાકીની પંક્તિ શ્લોક ૭૨–૭૩–૭૪ ઉપરથી છે. મૂળ ૭ શ્લોક અનુક્રમે અનુવાદની ૫, ૧૩, ૨૨, ૩૦, ૪૦ અને ૪૬મી પંક્તિએ અટકે છે. ૧ પારદ–પાર આપનાર; પારદર્શક. મૂળમાં 'crystal' છે. બધે પાથરેલો પારદર્શક પદાર્થ (સરોવરરૂપી) પ્રેમથી પ્રેરેલી મારી દૃષ્ટિને આકર્ષે છે. માધુર્યતા–સર૦ 'મુક્તકો' ૧અ. ૨ ધિક્કાર૦–અનુવાદ જોઈએ એવો નથી. મૂળ : To fly from, need not be to hate, mankind. ૩ કુંડ—મૂળ 'throng' જોતાં જૂથ, ટોળું ઝુંડ–જોઈએ. ૪ વર્ષો ગુમાવી આત્મા પોતાનું રુધિર બાળી અશ્રુ બને છે અને ભવિષ્યના રંગો પણ અંધારિયા જેવા ક્રૂર દેખાય છે. સરત નિષ્ફળ—મૂળ : The race of life becomes a hopeless flight. ૬ એમનાં મનરૂપી જહાજને તે ઝુકાવ્યે જ રાખે છે. લઘુદૃષ્ટિ૦—અનુવાદ સારો છે. મૂળ :

> I live not in myself, but I become
> Portion of that around me.

૭ શાન્ત કુદરત ન્હોતિ–અહીં 'ન્હોતિ'થી અર્થવિપર્યય થાય છે. હું 'જ્યોતિ' પાઠ અસલ હોવાની સંભાવના રજૂ કરું છું. છાપભૂલથી તેનું 'ન્હોતિ' થઈ ગયું હોય. શાન્ત કુદરતની જ્યોતિ રસવમળના ઊભરા ભરે છે–એમ અર્થ બરાબર બેસે છે. આ પંક્તિ કવિએ અનુ-

વાદમાં પોતા તરફથી ગાંઠની નાંખી છે. છેવટે 'સ્હોતિ' એવું પાઠાંતર લીધા વગર અર્થ કરવો અશક્ય છે. કુદરત વિષે૦—કુદરતમાં જો કોઇ ખામી હોય તો તે એ છે કે મારું શરીર પૃથ્વી સાથે માંસની શૃંખલાથી જકડાયેલું છે. ૮ હૃદયનું-સમગ્ર દેહ નહિ પણ હૃદયનું તો કુદરત સાથે મિશ્રણ થઇ શકે એમ છે. દુનિયા દિસે રણ–મૂળમાં સુંદર શબ્દો છેઃ 'peopled desert.' ૯ પક્ષથી–પાંખથી. નવિન કલિ–નવીન જિંદગીરૂપી કલિ. ૧૦ મૃદુ રૂપ–મૃદ(માટી) રૂપ. 'મૃદુ' છાપભૂલ હશે, કેમકે મૂળમાં સ્પષ્ટ 'clay-cold' છે. ૧૧ જીવજંતુ જીવ૦–આ જીવજંતુના જીવ ભલે રહે એમ ઇચ્છું. બાકી બધી જિંદગી પંચભૂતમાં ભળી જાય. તે વખતે શું આ બધું ચળકાટ વગરનું લાગશે પણ ખરેખર મમતામય તો લાગશે જ. મૂળ : 'less dazzling but more warm.' આકારવિણ૦—મૂળ The bodiless thought? The spirit of each spot? Of which even now, I share at times the immortal lot? આ પંક્તિઓનો છૂટો અનુવાદ કર્યો છે ને એ જ ઠીક છે.

**પૃ૦ ૧૯૩ સૂર્યાસ્ત** : ૧ કિલ્લો પોતે જ્યાં ઊભા છે તે. ધુરકતો–મોજાની પછાડથી. ઇઇ–જૂની વિદ્યાનો પ્રકાશ જુઓ, તે તો પરિશ્રમપૂર્વક ગ્રહણ કર્યો નહિ. નહિ તો બધું સારું સૂઝત. પણ સમયના ક્રમ પ્રમાણે અવદશા પણ આવે. ૨ પણ હવે પૂર્વનાં શાસ્ત્રોનો પ્રકાશ બીજા ધારણ કરે છે ('ભણ્યા') અને એમના શરીરથી વિજય ફૂટશે. પૂર્વના વિદ્યાપ્રકાશનું નવલ–નવી રીતે ગ્રહણ કરનારાઓ સામેથી દંડો ઊભો કરે છે. આમ અરસ્પરસ વાદ કરવા જતાં એ પ્રકાશ તો ઓ ચાલ્યો! જુઓને એ પ્રભાદીપક ધીમે ધીમે ક્ષિતિજ આડે અદષ્ટ પણ થયો.—પ્રથમ બે શ્લોકનો આ તો બેળેબેળે કરેલો અર્થ છે. પણ પંક્તિ–૨૪–ના તંતુને ઝાલીને પૂર્વમાં ઉદિત થયેલો પ્રકાશકર રવિ પશ્ચિમ તરફ ઢળે છે એ દૃશ્ય જોઇ આપણી ભૂમિના સંસ્કૃતિ-પ્રકાશનો અસ્ત જોવામાં કવિ રોકાયા છે એવું જ કાંઇક સૂચન મળે

છે. ૩ ૫૨ જગે–બીજા લોકમાં. ૪ રંગીન છૂટાં વાદળાંને તેમના આકાર ઉપરથી જુદાં જુદાં પ્રાણી કલ્પે છે. અજ–બકરો. ૫ સાડી–આકાશની. રતને–તારા રૂપી રતનથી. ૬ ઉડગણ–તારા. પણ પછીની બે લીટીઓમાં પક્ષીઓ અભિપ્રેત છે. વળી તારા ઊડે નહિ. જતન જીવબુદ્ધિ–જીવના જતનની બુદ્ધિ Instinct of self-preservation. ૯ વૃક્ષો સજીવ રૂપ ધારણ કરે છે એમ કહી પોતે તેમને પહેરેગીર તરીકે વર્ણવ્યા છે તેનું સમર્થન કરે છે. આવા સભાન વર્ણનથી 'અસત્ય ભાવારોપણ'–'Pathetic Fallacy'નું બળ ઘટી જાય છે, જેમ મેઘદૂતના આરંભે મેઘને સંદેશવાહક તરીકે મોકલતાં પહેલાં કયાં જડ વસ્તુઓના સંચય જેવો મેઘ ને કયા જીવતાજાગતા દૂતો એ વિવેકનો પ્રશ્ન કવિએ ઉપસ્થિત કરવાથી ઘટી જાય છે. ૧૦ ચંદ્રામુખી૦–ચંદ્ર તરફ મુખવાળી કમલિની, કુમુદિની. સ્વતંત્ર શબ્દ લેતાં ચંદ્રમુખી રસિકાઓ. ઇઇ—સંસ્કૃત ઉપરથી. વંશો–વાંસ. ૧૧ સ્વરગના–તેનો સંબંધ ઉપરની પંક્તિના 'રમ્ય વનમાં' જોડે છે, જ્યાં તારા રૂપી પુષ્પો ખીલે છે.

પૃ૦ ૧૯૫ **શીલરક્ષા**:નો વિષય પવન અને વાદળીના રૂપકની ઓથે સચોટતા અને સરળતાથી વર્ણવ્યો છે. ૧ વિવશ–નું વિશેષ્ય પરસ્ત્રી. વિકૃતિ–વિકાર–વાળી. અથવા મતિ પોતે જ વિ–કૃતિ (વિપરીત કૃતિ) બની, 'ને'માં ભાવાવેગ છે; 'આ ગયો ને!' ઝટિતિ–તરત જ. ૨ હર્મ્ય–મહેલ, આકાશનો. બલિ–બળવાન. ૩ વૃત–વ્રત. વડી–'**પડી**' વાંચો. 'એવું તે'માં 'ને' બોલચાલની છટાનો અંશ ઉમેરી કરુણતામાં વધારો કરે છે. તચ્છરિરના–તત્+શરીરના–તેના શરીરના. ૪ આશંસે સં. आ + शस् ઉપરથી–આશીર્વાદ વરસાવે છે. કર્તા–'જે'–ધન્યવાદ. ૫આ માં 'એ' અને ૬માં 'અબુધ' તે દુષ્ટ પવન. અહીંઆંથી પતિત–પડેલી તે કદી ન જીવે—એ એણે ન જાણ્યું માટે અબુધ–અજાણ. ૬ દુષ્ટે આખો સમુદ્ર પણ હલમલાવી મૂકયો. ત્યાં સંતાઇ રહી તે મારી અટ્ટહાસે મશ્કરી નહિ રે કરતી હોય–એમ માનીને.

**પૃ૦ ૧૯૭ શુષ્કવૃક્ષ અન્યોક્તિ** : ૨ દિવસેશ્વર–સૂર્ય. પાન્થે–મુસાફરે. તિર્યક્ કુલો–પંખીગણો.

**પૃ૦ ૧૯૮ ભ્રમરાન્યોક્તિ** : ૨ દક્ષો–ડાહ્યાઓ. ૪ લેની–ભરૂચી 'ની'. ચંપકળીમાં શું છે? એ શોભે છે ખરી પણ એમાં સાર સુગંધ કાંઈ મળે છે કે નહિ એ તો જો. ભમરો ચંપકકળીમાં ન લોભાય તે માટે: સર૦ 'અલિ અવરંગઝેબ, ચંપા શિવરાજ હૈ'–ભૂષણ; 'શિવાબાવની.' ૫ અહીંથી એને ચંપકકળીના મિથ્યા આકર્ષણમાંથી બચાવીને જેનો તેની ઉપર સાચો અધિકાર છે તે કમલિની પ્રત્યે એને વાળે છે. ૭ઙ આમ જોઇએ: **તુજ ગણત્રી પુરપ્રવીણ**. તારી ગણતરી તો ભારે પ્રવીણ–હોશિયારીવાળી છે. પાછળ ૭ઈમાં 'ભૂલ' સાથે 'ગણત્રી'નો મેળ બેસે છે. ૮ ન થા—મૂળ '**તથા**'ને સુધારીને આમ કર્યું છે. તું તારા પ્રેમપાત્રથી જ સંતુષ્ટ રહીશ અને બીજે ભટકીશ નહિ એ નક્કી કર.

**પૃ૦ ૨૦૦ સ્વર્ગસ્થ મિત્રને પ્રાર્થના** : કયા મિત્ર તે સમજાયું નથી. ૧ અમૃતના નિધિ જેવું ગાન સુણતી વખતે પણ હૃદયમાં શું સંતાપ આપે છે? શરીરને સુખનો સાજ સજતાં આજે કોણ રોકે છે? કાવ્યનો ઉઘાડ નાટચાત્મક છે. હર્ષ વહતી–વિશેષ્ય 'ભક્તિઝરણી.' ૨ પૃથ્વીરૂપી પ્રેમવનમાં પોતાને બધું જગ મધુર અને રૂપમય નજરે ચડે છે, સૌનાં હૃદયો એમાં વિહરતાં દેખાય છે, પણ તે સૌને પંથ પળતાં–માર્ગે જતાં–તેમની જેમ વિહરવા જતાં પોતે ચોંકી ઊઠે છે. તે શા માટે?–એમ પોતાને પ્રશ્ન પૂછી ધાને તાજો કરે છે. ૩ ભૂતકાળથી પોતે ડઘાય છે, કેમકે ગત સમયના રસને વધારનારો મિત્ર તે અત્યારે નથી. પહેલાં તો પોતાની દૃષ્ટિ કોઈ સુંદર સ્થળ, રૂપ, કાવ્ય, સંગીત જે કૈંથી રીઝી હોય તે બધું જ મિત્રને સહ–ઉપભોગ માટે સાદર કરતી. ૪ છતાં નિર્લજ્જપણું શું તે સમજી શકતો નથી. ૫ જેથી મિત્રને ઉપાલંભ કર્યો હતો તે એનું નિર્લજ્જપણું વર્ણવે છે. અમરપૂરે સ્વર્ગે. તુજ ઉર–તારા હૃદયે. અરે દેખાડયું૦—તેં હૃદયના પ્રેમ શું

(સાથે) રતિ(સહેજ પણ) તુજ–તારું (સ્વરૂપ) દેખાડ્યું નહિ. ૬ નિધી–જલનિધિ–સમુદ્ર. ના કયમ૦—મળતાં જે હર્ષ થાય તે તું કેમ સહી નથી શકતો–અર્થાત્ કેમ એ હર્ષનો પ્રસંગ ટાળે છે. ૭ પહેલાં તો એવા હર્ષ માટે જ તું જીવતો તે કહે છે. તું સ્વર્ગમાંથી પણ સુધા પ્રગટાવવા મથતો. અંતે હવે એ રસમાં હું ભળવામાં હતો, ત્યાં તેં મને પટક્યો! ૮ નિધિ વિધૂયોગ–સમુદ્ર અને ચંદ્રનો યોગ, ચાંદની રાતે સમુદ્રસેવનનો ઉલ્લેખ છે. ઇઈ–હે વહાલા તેં જો સરિતતરુ પાસે ઘાટ પર રમતા અને પોતાના સાથીના કુહુરવથી છળી જતા (છેતરાતા અથવા ક્ષોભ પામતા) નમતા–નમણી છટાથી ઊતરતા કુંજ (ક્રૌંચ)ને તજ્યો છે તો મેં પણ તેને તજ્યો છે. આ બે પંક્તિ કવિની ચિત્ર ઉપજાવવાની અને હૃદયના કરુણરસને સઘનતાથી નિરૂપવાની શક્તિની પતાકારૂપ છે. ૯ સુરશું–દેવો સાથે. શોક–એનો. એ તારી સુરો સાથેની લીલાના રેલાતા અમૃતધ્વનિરસનું બિંદુ મારે હૈયે ઘડીક માંડ ઠરે છે, ત્યાં તો તું હૈયાની સ્મૃતિએ ચડીને એને ઘુંટાવે છે, ઘુંટીને એ અમીનું અશ્રુ બનાવે છે. વિરહનું સૂક્ષ્મભાવાલેખન છે. 'ઘુંટાવે'ને ઠેકાણે 'ઝુંટાવે' મૂળ પાઠ હોય એમ વિચાર આવે છે, પણ છે તે વધુ રસપોષક છે. ૧૦ નાદે–કવિતા આલાપના નાદે. ૧૧ હૈયે છે તો આંખે કેમ દેખાતો નથી? ત્વચાને સ્પર્શે અમૃતરસનો લાભ કેમ નથી દેતો? મૂળમાં 'ન વદે' છે તેમ જ અહીં છાપ્યું છે, પણ અન્વય જોતાં 'નવ દે' જ મૂળ હોઈ શકે. ૧૨ 'મ્હેક'–આરંભનાં 'દયા–પ્રેમ' જોતાં 'મ્હેર' શબ્દ હોવો જોઈએ. પહેલાં જેવું શરીર ધારણ કરી પહેલાંનો પ્રેમ દાખવી સૌને બચાવવાની આરજુભરી માગણી કરી છે. 'હૃદયવળગ્યાં' સમાસમાં ('ગળેવળગ્યાં' યાદ કરતાં) તાજગી અને માર્દવ છે, કરુણચિત્ર રચાય છે. ૧૩ આગલા શ્લોકમાંથી 'ઉગારી લે' લઈ કરેલો શ્લોકારંભ વેધકતા સાધે છે. ઉગારે–તારે ઉગારે, તારા ઊગરતાં સકલ મધુર પદાર્થો સૌને અર્પાશે એમાં ભૂલ નહિ.

પૃ૦ ૨૦૩ સહનશક્તિ: બાઈરનના ચાઇલ્ડ હેરોલ્ડના સર્ગ ચોથાના શ્લોક ૨૦થી ૨૩. ૧આ જમિન નહિ૦-જમીનમાં નહિ પણ નાશ (વેરાન)માં, મૂળ-Rooted in barrenness. ઉદધિરૂપ તોફાન-મૂળ eddying storms ('વમળમય તોફાન'). બાપથી બેટો અધીકો-મૂળ worthy of the mountainsનો ભાવાર્થ સારી રીતે આપ્યો છે. આ ઉપમા તેમજ ભાવભંગી બાઇરનની માનીતી છે. સર૦ સર્ગ ૩, શ્લોક ૩૨. ચૈતન્યવાળું૦—મૂળ the mind may grow the same. ૨અ-પાંખો અનુવાદ છે. મૌન્ય-મૌને, મૌનપણે. ગર્વવ-વૃષભને ઠેકાણે મૂળ ઊંટ-વરુ છે. ઉચ્ચ મૃતિકા રૂપને—મૂળ: we of nobler clay. ૩ ધારણુ કરી-(દેહલી દીપ) 'રૂપને'તેમજ 'મનુષ-કાયા'. એઉનો-મૂળ in each event ends જોતાં 'એઉ રીતે' જોઇએ. ઉઊઃ મૂળ ગૂજરાતીમાં લખાઈ હોય એવી છે. ૠૠઃ માણસોનાં બુદ્ધિ-આત્મા ઉચ્ચ નીચ હોય તે પ્રમાણે સારુંનરસું પદ ગ્રહણ કરે છે, ભક્તિ મહેનત યુદ્ધમાંથી રુચતી વસ્તુને તેમનું ચિત્ર અનુસરે છે. 'યાદી'-'આદિ' (વગેરે) હોવું જોઇએ. મૂળ 'Some seek devotion, toil, war, good or crime.' પહેલાં ત્રણ 'ભક્તિ મહેનત યુદ્ધ' પછી 'આદિ' શબ્દ જ હોય કેમકે 'good or crime'નો નિર્દેશ ઉપર 'સારું કે નરસું'માં થઈ ચૂક્યો છે. ૪ ચમક ધબકારો કરે-મૂળ Striking the electric chain wherewith we are darkly bound. પાછલા શબ્દોનું પ્રતિબિંબ 'ઉત્પન્ન કરે૦' -માં છે. નિદાઘસંધ્યા-ઉનાળાની સાંજ, રમ્ય ચંદા, અનિલ, ઉદધિગાન કલરવ કરતાં પંખી,-એ સૌ ચમક સાથે ધબકારો કરે છે ને એમાંની એકાદ વસ્તુ પણ ભૂત વ્યથાને તાજી કરી આપવા સમર્થ છે.

પૃ૦ ૨૦૫ પરોપકાર: ૧ વિશ્વેશ-પ્રભુ. ભાવે-ભાવપૂર્વક. અથવા પ્રભુ પાસે તો માગણી કરી જ છે, પણ સીધો તું જ આપે તો પણ આનંદ આનંદ થાય. ૨ આંબો ઉનાળે 'શાન્તતા' આપે છે એ કહેતાંની સાથે જ બીજો શાન્તિ આપનારો-મેઘ-સાંભર્યો. તે પણ ક્યાં સ્વાર્થ

કાજે વરસે છે ? છતાં એમાં ફેર એટલો કે તે આપતી વખતે બ્રહ્માંડને ગજાવીને ગર્જે છે. 'ગરજ તો' છૂટા લેતાં, 'બ્રહ્માંડને ગરજ ગજાવવી (શોરથી બતાવવી) રહે છે,' પણ તે અનભિપ્રેત લાગે છે. ૩ બીજાં વૃક્ષો જે પણ 'શાન્તતા' કરે છે તે યાદ આવે છે. પણ તે તો આમ્રનું અનુકરણ કરે છે એમ કવિ ઝડપી (તેમજ એકતરફી) ચુકાદો સુણાવી દે છે, જો કે એ અન્યાયનો દંશ ઓછો કરવા તેમના 'અનુકરણ' માટે ધન્યતાભાવ પ્રદર્શિત કરે છે. ૪ મોઠાં ત્યાં ફળ૦—અર્થાન્તરન્યાસનું સુંદર દૃષ્ટાંત. યાચું હું–તે જે યાચના કરી હોય તેની વિગત યાચું છું. ૫ આનંદનું વ્હેળિયું–સુંદર શબ્દપસંદગી, સર૦ 'ખારા રે સમદરમાં અમૃતનું વ્હેળીઉ રે'—મીરાં. ૬ નમ્ર–સર૦नमन्ति फलिनो वृक्षाः । વાસના–ભાવનાના અર્થમાં. વાસ–સુગંધ–નો ભાવ પણ ગર્ભિત છે. હૃત્પુષ્પ-હૃદયમાંથી પ્રગટેલાં પુષ્પ–મંજરીઓ. લે તને૦—લે તને હું આ યશગાન અર્પું. શું તું કાંઈ તે સાંભળે–'અસત્ય ભાવારોપણ'માંથી આવા સભાનોદ્ગારથી છટકબારી. સર૦—'સૂર્યાસ્ત'–૯. અન્યોક્તિ–પ્રસંગ જોતાં, જેને ગૂઢ રીતે આ ઉક્તિ સંબોધાઈ છે તે સુહૃદ્વાક્ય પ્રત્યે બધિર છે એવો ઉપાલંભ.

**પૃ૦ ૨૦૮ શ્રી રીપન પંચદશી:** હિંદના વાઇસરૉય રીપનની વિદાયમાં. ૧ સંવત સૂરજ(૧) વેદ(૪)ગ્રહ (૯)શશિ (૧)—એ આંકડા કવિસમય પ્રમાણે ઊલટા લેતાં સંવત ૧૯૪૧ ની સાલ સમજાય છે. સં. ૧૯૪૧ માગશર વદ ૧૩ને દિવસે રીપનની વિદાય. ૨ આધી–મનોવ્યથા. આધી–દ્રુન–આધિહરણ. પારથ–અર્જુન. ગહીએ–ગ્રહીએ. ૩ વૈદેહીના વ્હાલા–રામચંદ્ર. "સ્વ–રાજ"ની વાત રીપનના વખતમાં લોકજીભે ચડી. રીપનના અમલ પછીને જ વરસે હિંદી રાષ્ટ્રીય મહાસભા (કૉન્ગ્રેસ) સ્થપાઈ તે અને તેની ઉદાર સહાયવૃત્તિ યાદ કરો. હીંદુ હદ્દનો રખૈયા—ઇ. સ. ૧૮૮૧ માં અફગાનિસ્તાનમાં અબ્દુલ રહેમાનખાનને અમીર બનાવી રશિયાની ચઢાઇનો ભય ટાળ્યો તેનો ઉલ્લેખ. ૪ આબે હયાત–અસ્તિત્વનું પાણી ૪૭ નું 'જિંદગાની જોગ જળ.'

ગરાડ–કરાડ. અટવિ–વન; 'અટવાઇ વળ્યો' એમ પણ હોય. આરા–રાત–અહોરાત (?) યશ હયાત–આબેહયાત તો કોઇને ન મળ્યું–પણ યશહયાત રોપન પામ્યો. ૫ પયામ–પયગામ. નરમાન–નર (વીર) તરીકેનું માન. ૬ અવધ આડી વાળી–આડો આંક વાળ્યો છે. શોણીતની ધારના પુકાર૦—વીસમી સદીમાં આ વિચાર કેટલો બધો વ્યાપક બન્યો છે! એચ. જી. વેલ્સ આદિએ ઇતિહાસના સિકંદર સીઝર, ઝંઘીસ, તૈમુર, નેપોલિયન વગેરે કહેવાતા વીરોને પણ વસ્તુતઃ શોણિતપિપાસુઓને રુખસદ આપી માનવહિતૈષી–સંસ્કૃતિધુરીણોને વીરનરપદે સ્થાપવા માટે દાખવેલો આગ્રહ હવે તો સર્વવિદિત છે. પ્યારને પોખીને–પ્રેમથી ઉદ્ધાર કર્યો હોય એવો અવતાર પુરાણોમાં નથી. કવિ બુદ્ધને ભૂલી ગયા લાગે છે, પણ તે છે છેલ્લો અવતાર અને પુરાણોએ બૌદ્ધ ધર્મને પોતાનામાં સમાવી લેવાના ઇસારારૂપે તેને અપનાવ્યો હોઇ બહુ લડાવ્યો પણ નથી એ યાદ કરતાં કવિએ એને પુરાણબહિષ્કૃત કેમ લેખ્યો એ પ્રશ્ન નહિ રહે. આ જ ભૂમિના ગાંધી જેવાને જોવાનો પ્રસંગ મળતાં પ્રેમબળથી માનવતાને ઉદ્ધારનાર બુદ્ધની બીજા અવતારોથી વિશેષતા દર્શાવવાની તક અર્વાચીન કવિને મળી. જુઓ 'સુન્દરમ્'નું 'બુદ્ધનાં ચક્ષુ'. ૭ જામ–પ્યાલું. ૮ તુજ જાતો–તને જતો. શ્વેત કિનારા તણાં–ગૌરાંગ લોક રહે છે તે કિનારાનાં, ઇંગ્લંન્ડના કિનારાનાં. વકી–આવવાની વકી. ૯ વ્હાલા–જાતભાઈ અંગ્રેજો. વધરો–ટંટો; વિઘ્ન. અંત–આખરે તો. ૧૦અઆઃ કેટલું સત્ય છે! ૧૧ પરનાદ–પરમનાદ. ૧૨ જેળશે–ઝકોળાશે. આ કડી સાથે સર૦'સૌન્દર્ય'–૧૩ સર૦ 'કર્પૂરમંજરી'નું અર્પણ–૧૪ આપે–પોતાની મેળે (તું). સ્મૃદ્ધિ–પદ્યાર્થે હિંદી–ડિંગળ–ચારણી ઢબના અનુકરણમાં. ઉપર 'સ્હસ્ર' (૪૩૬) જુઓ. પારાવારા–પારાવાર સમુદ્ર જેવો વિશાળ. શબ્દ આકારાન્ત કરવાથી બહોળાપણાનો ભાવ વધુ ખીલે છે. ૧૫ઇ 'ભાખતો નથી હું કાવ્ય કીર્તિ ઉર લાવીને' એ આશય છે. છતાં તને આશિષ આપું છું અને તે કાવ્ય કરીને.

પૃ૦ ૨૧૩ विजयाप्रशस्ति: સુવર્ણ મહોત્સવ પ્રસંગે. ૧ સુખમા –સુષમા ૨ ચીન–ઝુલુ–ખુરાસાન વિક્ટોરિયાના રાજ્યકાળમાં થયેલી લઢાઇઓનો ઉલ્લેખ. ૩ ખંડનપ્રભાસી–ખંડ ખંડોને ઉજાળનાર. ૪ દિસાનમૈં–દિશાઓમાં. મહાબારી–સમુદ્ર. ૫ ક્રિસાન–કુશાનુ, અગ્નિ. સુભોરી–સારી રીતે ભોળી, ભલી. આનકો–અન્યનો. મરૌર–મરોડી. રોર–રોળી. સાન-શાહોને. ૬ સર૦ શ્રીરીપનપં૦૧૩. ૭ કુળ-અવતંસિની–કુળને અલંકાર, ભૂષણ, રૂપ. વિજ્યા–અંગ્રેજી Victoria–નો પર્યાય યોજ્યો છે. ૮ ધનેશ–કુબેર પ્રભંજન–ભાંગનાર (ગર્વને). નાણે–ન આણે (દુઃખને મનમાં ન લાવે). સત્રાજિત પાસેથી જે મણિ શાણા રણજિત પાસે ગયો તે અમર–દેવોના મુકુટરૂપી શાણે (સરાણ ઉપર) ઘસાઇ ઝગમગતો. કોહીનૂર હીરાની વાત છે. લલામ–આભૂષણ. સુધાકર રેખ–બીજના ચંદ્રની રેખા. ૯ કામી–ઇચ્છાવાળા. 'બડભાગી' ભરતખંડને 'રાજ્યભક્ત' અને 'ભોળો' ગણાવ્યો છે એ તે પછીના અર્ધાક સૈકામાં કેટલું સાચું દેખાયું છે! ૧૦ ઉદયગિરિ અને અસ્તાચળ તે પુરંદર–ઇન્દ્રનો તાજ–મુકુટ સ્વર્ગના મુકુટ સમા સૂર્યને ધારણ કરે ત્યાં સુધી. આશીર્વચનમાં પ્રલયકાલ સુધી વિજયા માતૃસ્થાને રહો એમ કહ્યું છે, પણ વિજયાના પોતાના સમગ્ર આયુષ્કાળ સુધી રહો એ રીતેજ ઘટાવી શકાય. વિજયા પ્રલયકાલ સુધી ઓછી જ જીવવાની હતી? અને આશિષ 'ભારત શ્રેય કાજે' છે એ પણ નોંધવાનું છે. ૧૧ નક્ષત્રનાથ–ચંદ્ર. શર્વરિકા–રાત્રિ. ૧૨ તલપદ૦–પદતલમાં જે પદ્મા તેનું પદપ્રક્ષાલનવખતનું પાણી તે. છકો–છાઓ. અષ્ટક–આ ગીતમાં આઠ કડી હોઈને, મણિરૂપ–સર૦કલા૦ 'શતકમણિરૂપ'. અક્ષરમાળા–સર૦ શ્રીરીપનપં૦૧૩.

પૃ૦ ૨૧૮ श्रीमान् शंकराचार्य०: દુહા–૧ ઉમગ્યો–પ્રગટ્યો. પ્રાહુને –પરોણા, મહેમાન. આલય–ઘર ઉપર (અમારા). યતિવરનાથ–યતિવરોના નાથ, સ્વામી. ૨ સુ–પરસ–સુસ્પર્શ. આપુ–પોતે (અમે). અષ્ટપદી: ૧ લક્ષણુ–માં 'લ' થડકાવ્યા વગર એક માત્રાનો, હિંદી કે સાધુ-

શાઈ હળે, બોલવાનો છે. ૨ तत्त्वमसि રૂપી તરુની શાખાના પલ્લવમાં વસનાર બુલબુલો ગહન વેદવચનરૂપી વનઉપવનમાં ભૂલા પડ્યા છીએ. ૪ ગથ–ગરથ, પૈસો. ૫ બિજમૂલે–? બિનમૂલે, અમૂલે. શિબિર–તંબૂ. ૬ લોક અમને દુરાચારી કહે છે પણ અમે મનમાં ખેદ કરતા નથી, કેમકે જેના ચિત્તમાં પ્રેમપ્રભાવ વસ્યો તે તો, વેદ કહે છે કે, જગમાં પુનિત છે. ૭ ઉપકંઠ ઉપસ્થિત·સર૦ 'મૂર્ખની મૂર્ખાઈ'-૧૨આ ૮ મંદાકિની –સ્વર્ગંગા. **હરિગીતિકા** ૧ બાંદિ–? બંદિ. મયૂખ–કિરણ. ૨ દામજુત–દોરડાવાળી મેખલા–કંદોરો. ૩ ઇન્દ્રધનુષ્ય જેવો, ચંચલા–વીજળી. બરખાય–વરસાવીને. ૪ સરિસ–જેવું. ૫ જનન–જન, લોક. અઘ–પાપ. **દુહા**–૧ સંવત સૂરજ(૧) વેદ(૪) ગ્રહ (૯)શશિ(૧)–ને અવળેથી લેતાં ૧૯૪૧ સંવત મળે છે. સં. ૧૯૪૧ માહ સુદ ૯ ને રવિવાર. ૨ સુપ્રેમજુત–સુપ્રેમવાળા. 'લખીતંગ...બાલ' તેને દુહાની એક પંક્તિ તરીકે વાંચવાનું છે.

**પૃ૦ ૨૨૧ થી ૨૩૦:** આ દસ પૃષ્ઠ રદ કર્યાં છે.

**પૃ૦ ૨૩૧** बेनीबाल बृहत् साहित्यसिंधुમાંથી बालकृतिः આ ગ્રંથની યોજના કવિએ મોટા પાયા ઉપર કરી હતી. મૂળ વેણીદાસ નામના વસોના પાટીદારની સ્મૃતિમાં ખંભાતના દુર્ગારામ કવિએ રચેલો 'સાહિત્યસિંધુ' નામે કાવ્યશાસ્ત્રનો ગ્રંથ હાથ આવતાં કવિએ પોતા તરફથી દષ્ટાંતાદિક ઉમેરી તેને બહલાવીને પ્રજા આગળ મૂકવાનો ઇરાદો સેવેલો. પણ તે પૂર્ણ ન થયો. જેટલું 'ભારતીભૂષણ'માં છપાયેલું તેમાંથી માત્ર બાળાશંકરની રચના જ અહીં ઉદ્ધૃત કરી છે.

'ભારતીભૂષણ'માં કવિએ આને પ્રગટ કરતાં જે પ્રાસ્તાવિક 'સૂચન' મૂકેલું તે અહીં સામેલ કર્યું છે:—

"સદરહુ ગ્રંથ વસોના લેઉવા પાટીદાર અમીન વેણીદાસ અજુભાઇએ પોતાના કવિ દુરગારામ જે ખંભાતનો વાસી હતો તેની પાસે રચાવવા માંડ્યો અને કવિએ પોતાના છત્રનું નામ રાખવા તેનું નામ રાખ્યું તેથી વેણીદાસે રચ્યો એમ થઈ ચુક્યું. ગ્રંથ અધુરો રહ્યો અને વેણીદાસનું [મૃત્યુ]

તેમના દુશ્મન મારી જ્ઞાતિના ગુલાબરાંમથી ઝટકે થયું. આ વિશે ગ્રંથમાં રસની સમાપ્તિએ કવિએ લખેલું પણ છે. વેણીદાસના મૃત્યુથી ગ્રંથ અધુરો રહ્યો તે તેમની સાધવી સ્ત્રીએ પોતાના પતિનું નામ સરસ્વતિ ભંડારમાં ચીરકાળ રહેવા તેજ કવિ પાસે પુરો કરાવવા માંડયો. તેમાં નવે રસની સમાપ્તિ કર્યા પછી અન્યોક્તિઓના છંદ એકસો ને સાડીપંચાવન લખ્યા બાદ કોણ જાણે કવિના મરણથી કે કાંઇ બીજા કલેશથી ગ્રંથ અધુરો રહેલો હતો. તોપણ ગ્રંથની શ્લોક સંખ્યા દસ હજારપુર હતી. તે ગ્રંથ એમના વંશજો પાસેથી એ. કે. ફોર્બ્સ સાહેબે નકલ કવીશ્વર દલપતરામ મારફત કરાવેલી તેની નકલ મેં આ મારા પૂજ્ય કવીશ્વર પાસે અભ્યાસ વખતે બરાબર કરાવી હતી. ત્યાર પછી તે નકલ મેં વેણીદાસના વંશજો પાસેથી અસલ મારા મિત્ર આપાજી ગોકળભાઇ દેસાઈ (જેમનો હું અત્યંત આભાર માનું છું) મારફતે મંગાવી સરખાવી જોઇ તો તેજ મુજબ હતી. અર્થાત્ અધુરી પણ હતી.

સાહિત્યસિંધુ એ નામની સંકળના જોતાં અન્યોક્તિ પ્રકરણના પ્રથમ કવિત્તમાં અન્યોક્તિને ગંગા કલ્પી સહસ્રમુખી શબ્દ વાપરી કર્ત્તાનો અન્યોક્તિનાં હજાર કવિત્ત કરવાનો ઇરાદો હશે એમ માની તે સરવે મેં બીજા સંગ્રહ કરી અને મારાં પોતાનાં રચી પુરાં કર્યાં અને ગ્રંથ પણ પુરો કર્યો. એટલુંજ નહીં પણ જે આ સંગ્રહમાં પણ નહીં આવેલાં એવાં અનેક કવિયોના કવિત, બીજા સંગ્રહો તથા ગ્રંથો જે મને મારા શોધમાં મારા અભ્યાસમાં મળેલા, તથા હાલ થોડાકજ વખત ઉપર ખાસ ઉત્તર હીંદુસ્તા[ન]માં ઘણા ભાગમાં (વ્રજમાં પણ) મને સારા કવિયોના મેળાપ વખતે મળેલા તે સરવેનો સાર આ સંગ્રહમાં ઉમેર્યો છે. એટલુંજ નહીં પણ દરેક દૃષ્ટાંતમાં પ્રથમ મારાં રચેલાં કવિત્ત મુકયાં છે. આ પ્રમાણે ગ્રંથનું પ્રમાણ દસહજારને બદલે લગભગ વીશ હજારનું મેં કર્યું છે. એટલુંજ નહીં પણ અતિ ઉત્તમ ઉત્તમ કવિઓનું અમૃત આમાં પુર્યું છે જેની કદર ખરો વિદ્વાન જાણશે.

વેણીદાસ પોતે એટલા બધા ઉત્તમ કવિ નહતા પણ સમજવાર તો હતાજ. ધનાઢય હતા અને તેમના વંશજ શ્રીમંત છે. પણ હાય ! વેણીદાસનું હ્રદય કયાથી ! ! ગ્રંથને અંતે હું વેણીદાસનું ચરિત્ર યથાશક્તિ આપીશ એટલે અત્રે લંબાણનુ કામ નથી. એટલું જ બસ છે. એમણે કવિતા રચી છે પણ ઘણીજ થોડી રચી છે. ફક્ત એમના વખતની કેટલીક ગામડાંઓની ઉપજ સંબંધી હકીકત લખી છે તેજ છે. બહુ વખાણવા લાયક નથી.

આને અને સાહિત્યને કાંઇ સંબંધ ન હોવાથી જો કે આ બાબત તરંગ પાછી ગ્રંથમાં નાખ્યો છે તથાપિ મે છેલ્લો નામવગરજ મુકી દીધો છે. વિશેષમાં એટલું મેં-ધાર્યું છે કે આમાં ફક્ત નવ રસનુંજ વર્ણન છે તથાપિ વ્યંગ, ધ્વનિ, નાટક, અલંકાર ઇ. સર્વ તરંગો મે વધાર્યા છે અને ઘણાજ બોહોળા પાયા ઉપર બંધારણ લીધેલું છે. તેમાં પણ મારી કવિતાઓનો સમાસ કરેલો છે.

વાંચનારી પ્રજામા એક ગ્રંથકાર તરીકે હું પ્રસિદ્ધ નથી. અને તેથી હું ગુજરાતી છતાં હીંદીમાં કાવ્ય રચું એમાં જરા શંકા કે હાસીનો વાચક વર્ગ આગળ ભય રહે છે. મારે પોતાને વાસ્તે વધારે લખવું અયોગ્ય ધારી વાચનારની શાંતિને માટે નમૂના દાખલ નીચેનાં કવિત્ત લખું છું, જે ઉપરથી મારી શૈલી, અને શક્તિનો અનુભવ આખા ગ્રંથ પરત્વે થશે. [અહીં શ્લોક ૨૭ થી ૨૯ ઉતાર્યા છે. સં.]

ઉપર પ્રમાણે સર્વ સ્થળ મેં મુકી ગ્રંથનું નામ ઉપર લખ્યા પ્રમાણે રાખ્યું છે. હીંદુસ્તાનીમાં બીજા એકાદ બે સંગ્રહ છે ખરા પરંતુ આ બાની ઉપર એકે નથી તે વાંચનાર જાણી લેશેજ.

ગુજરાતી પ્રજાનો હિંદુસ્તાની ભાષાનો કદાચ અભાવ હશે પરતુ તેમણે વિચારવું જોઇયે કે ગુજરાતીમાં સાહિત્ય ગ્રંથો લાવવાને સંસ્કૃત કે હિંદુસ્તાની એ બેજ સાધન છે, એટલુંજ નહીં પણ આ સંગ્રહ કરનાર મૂલ કવિ ગુજરાતી છે તેનો છત્ર ગુજરાતી છે અને એ બન્ને ભાગ્યશાલીઓના અમુલ્ય પ્રયત્નને પુર્ણ કરના સંસ્કાર પામેલો સેવક પણ ગુજરાતી નાગર છે, એ ગુજરાતી પ્રજાને થોડું માન નથી. આ ગ્રંથની ખાસ હીંદુસ્થાની ત્રિમાસિક આવૃત્તીઓ હીંદુસ્તાન, મેવાડ, મારવાડ વીગેરેને વાસ્તે પણ કાઢવાની છે. હવે વેણીદાસના અને મારા સંસ્કાર વિશે એકજ કવિત્ત લખી સૂચના બંધ કરીશ. [અહીં શ્લોક ૩ જો ઉતાર્યો છે. સં.]"

૨ સુપસાય પાય–જેના પાયને સારી પેઠે સ્પર્શવાથી. ૩ ઉદ્યોભાન–ભાનુ ઊગ્યો. બાંકો જસચંદ જાકો–જેનો યશશ્ચંદ્ર વાંકડિયો છે. કયાં વેણી, કયાં બાલ? ૪ ઉમાહ–ઉમંગ. તરનિ–સૂર્ય. પૌન–પવન. લૂકે–લૂખાં. કિત ગો–કયાં ગયો? ૫ પતિયા–ચિઠ્ઠી. વ્હેહોં૦–પ્રીતમની જુદાઇથી તેણે છેહ દેવાથી વ્હાઇ, છેતરાઇ, છું. બિનુ મયંકમેં૦–ચંદ્ર

વગરની રાત્રિમાં પથિક ન મળ્યો. ૬ ભાલ–લલાટ. ભાગ–ભાગ્ય. ૭ કચ્છ–કટાક્ષ. માધો–હે માધવ. ૮ પંક્તિ અંતેના શબ્દોમાં ન છે તે બહુ વચન બતાવનાર છે. પલકાન–પલકો, પલકારા. ૯ રિતુરાજ માસમેં–વસંત–મધુમાસમાં. ૧૦ અથાહ–અથાગ. પરસે–સ્પર્શે. ૧૧ પરિઆઈ–આન–અન્ય, બીજા. ૧૨ લતાન–લતાઓ. પલિકા–આસન, સેજ. ૧૩ અંગુરીસો૦–આંગળીથી ટોડી પકડીને ઊભી છે. ૧૪ લુનાઈ૦–લાવણ્ય. ૧૫ રતિગેહ–અંતઃપુર, ૧૦ ખગી–પંખિણી. તરની-તનુજા–જમના. ૨૦ જ્યાં પ્રીતમ નથી તે બજાર ઉજાડ છે, જે ઉજાડ જગામાં પ્રીતમ છે તે બજાર જેવું ભર્યું ભર્યું છે. ૨૧ કિર-કીરી–કણું (આંખમાંનું) ૨૨ જગરાઈ–હે જગરાયા. પરચાવ–પરિચય. ૨૩ બ્રહ્માની વિનંતી. ૨૪ પાકશાસન–ઇન્દ્રની પ્રાર્થના. ૨૫ ચાંદની વે૦–તડકામાં ચાલે તો તો જાણે સમજ્યા પણ ચાંદનીમાં ચાલતાં જેના પગે છાલાં પડી જાય છે. ઝાર–જવાળા. વનાંત–વનને છેડે. સુધિ–ખબર. ૨૬ મહરમન–મહેરામણ સમુદ્ર જેવો જમુનાનો ધરો. ૨૭ પ્રતચ્છ–પ્રત્યક્ષ. રચ્છ–રક્ષા કરી, રાખી. જાયગઈ૦–બીજા પ્રેમીઓના મનમાં ધીરજ માટે જગા ન રહી, તેમની ધીરજ ખૂટી ગઈ. ૨૮ ભાગબારી–ભાગ્યવાળી. બોરી–બોળેલી. ૨૯ જાલિકા–જાળિયું, બારી. પ્રનાલિકા–પરનાળ. ઔરન–બીજાઓને (પ્રીતમ સિવાયનાને). ભૌનબાસી–ભવનમાં વસનારી.

**પૃ૦ ૨૪૫** 'देवीदास राजनीति'–अर्पनपत्र: શ્લોકની પૂર્વે નીચેનું ગદ્ય વાક્ય મૂકેલું છેઃ–"सकल गुनसंपन्न, विवेकसागर, विद्यानिधि, परमपवित्र कवीश्वर दिलपतिराम डाहियाभाईकों उनके सदाऽज्ञांकित शिष्य उल्लासरामसुत बालाशंकरने यह पंथ सप्रेमांतःकरनसे अर्पन कीयो हे।" સૌન્દર્યલહરીની પ્રથમાવૃત્તિના પછવાડેના પુંઠા ઉપર ગ્રંથોની યાદી કવિએ આપેલી છે, જેમાં 'કલાન્ત કવિ' ચોથો છે, તેમાં 'દેવીદાસ રાજનીતિ' પ્રથમ છે. કવિની શરૂઆતની રચના અને તે હિંદીમાં

કેવી પ્રસાદયુક્ત છે અને એમનું કવિહૃદય કેવું પૂર્વજાનુરાગી છે તેનો આ ત્રણ શ્લોકથી પૂરો ખ્યાલ આવશે.

**પૃ૦ ૨૪૬** सुभाषित : ૧ પંક્તિ ૧ મહ–માં, અનેકન ભાંતસો–અનેક રીતે. ૩ પીયૂખ–પીયૂષ, અમૃત. ૫ ધુની–ધ્વનિ. કાનન–કાન. ૬ બીખ–વિષ. જરૈં–જલું, બળું. ૭ પ્રિય–પ્રિય, પિયુ. માનનમેં–માનમાં. ૮ છિરકી–ચટકું, અલ્પાઅલ્પ સેર. ૯ નીસહુ દીન–નિશદિન. ૧૦ ગૈલ–ગલી. ન હિય૦-હૈયે રસાળ (કૃષ્ણ)ના ચરણ પામી શકતી નથી. ૧૨ વંસ–વાંસ–વાંસળી .... ૨ વીંગ–વ્યંગ્ય. પેને–પહેર્યાં .... ૪ અસુવાન આંસુઓ. બતીયાં–વાતો, વાર્તાલાપ.

**પૃ૦ ૨૪૮ गझले-बालः** ૧ ૨ દર ગેતીએ ના મહેરબાં (ફારસી) રહેમ વગરની દુનીઆમાં. વો બેઝાર—એવો બુરી હાલતવાળો એટલે કે બહુ જ ખરાબ હાલતવાળો. સુદ–ફાયદો. આશનાઈ–ઓળખાણ, પરિચય, પ્રીતિ. ૩ સુબ્હ દમ–વહેલી સવારે. નસીમ–વાયુલહરી. (સંબોધન છે). હે લહરી, તું મને સાકી(માશૂક)ની ખબર લાવી દે. 'કની'–'કી' વાંચો. અને (માશૂકનાં) ઝૂલ્ફાંની સુવાસ(બૂ)ની સફાઈથી મારા દિમાકને ભરી દે. ૪ 'ધમ'–('ગમ' જોઇએ.) વિષાદ ચાલ્યો જાય છે, જ્યારે અચ્છા માશૂકની પ્રશંસા અમે ગાઇએ છીએ. પ્રીતિથી દર્દ નિઃશ્વાસ નાખીને રુવે છે. ૫ જુરઆ-ઘુંટડો. લાદે–લબે વાંચો. માશૂકના ઓષ્ઠને લાગેલા દારુનો એક ઘુંટડો પીએ તો આ બાલ જુદાઇના દર્દની ગમગીનીમાંથી છૂટે (આઝાદ થાય. આઝારને ઠેકાણે 'આઝાદ' જોઇએ).

૨ ખમખાના—('ખુમખાના' વાંચો) પીઠું. બહેરે ખુદા-ખુદાને માટે. જાનાં–માશૂક. ૨ ગુમરાહ–જેનો રસ્તો ગુમ થયો છે એવો. તિશ્નયે લબે યાર–યાર(માશૂક)ના લબ(ઓષ્ઠ)ને માટે તિશ્ના (તરસવાળો) છું. કાશાના–રહેવાની જગા. ૩ શમશાદ–એક ઝાડ છે જે ઊંચું હોય છે. ફારસી શાયરો માશૂકના કદને તેની ઉપમા આપે

છે. દર ચમન—ચમનમાં, બાગમાં. પયમાના–પ્યાલો. ૪ પીરે મુઘાં દારૂ વેચવાવાલા. શીરીં લબે જાનાં—મધુર ઓષ્ઠવાળી માશૂક. ૫ ધમ—'ગમ' વાંચો. હે ગમગીની, તારું કંઈ કામ(કાર) નથી. ૬ 'માશુકે વાલ' વાંચો. હે બાલની માશૂક, તારાં ઝૂલ્ફાંની બારીક ગિરહ–ગાંઠો ખોલ. ઝૂલ્ફાંની ગાંઠ બાંધવી એટલે પ્રિયજનને પ્રેમમાં ગુંચવવું. અફ્સાના—કથા, કિસ્સો.

૩ ૧ દર્દ૦—દર્દ અને ગમગીનીમાં સહાનુભૂતિ બતાવનારને, ૨ પરી પયકર–પરીના જેવા શરીરવાળી. તેરી રૂયે મેંહ વશ—તારું મુખ(રૂ) ચંદ્ર(મહ) જેવું (વશ) છે. બધી શરમ છોડી દે (તર્ક કર). રૂપોશ–મુખને ઢાંકનાર, બુરખો. ૩ દિલને આકર્ષનાર ગુલાબી રંગ (ગું)ના દારૂ(મદ્ય)નો પ્યાલો ભરી ભરીને ગળે લપટાઇને (એટલે કે વહાલપૂર્વક) હંમેશાં(દાયમ) પીવડાવવો જોઇએ. બુલાના–'પિલાના' વાંચો. ૪ ખુફ્તાહ–નીંદમાં પડેલો. બરસ–? તે નાઝનીને (નખરાં વાળીએ) જાન(શરીર)નો આરામ સુવાથી કર્યો. તેણીને ફકીરોનાં દર્દ અને ગમ આપવાં જોઇએ. જેથી એને ખબર પડે એ મતલબ. ૫ દિલદારસે–માશૂકને કારણે. સર એ૦—સર્વ કદ વાંચો–જેનું કદ સરૂના ઝાડ જેવું છે. ઓ–અને. સંગ દિલ–જેનું હૃદય પત્થર જેવું છે. પયામ—પયગામ, સંદેશો. ૬ તારી આંખની નિગાહ(નજર)થી દાનાઓ(ડાહ્યા)ઓ દિવાના થઇ ગયા. ઇશ્કઝાર–આશકઝાર–હોવું જોઇએ. ઝાર–પરેશાન

૪ ૧ જાની–માશૂક. ૨ હુઠરતી–હુંડવાતી. સાકી–માશૂક. દારૂનો પ્યાલો લઇને બેઠાબેઠા રાત ચાલી ગઇ. હમણાં સાકી આવે ને અંદર દારૂ રેડે એવી ઇંતેજારીમાં રાત વહી ગઇ એ મતલબ. ૩ ગુલરૂખ–ગુલાબી ચહેરાવાળી. ધમનાક–ગમગીનીથી ભરેલો. ૪ મુર્ગે દિલ–દિલનું પંખી. કઝદસે–કસ્દસે વાંચો–ઇરાદાથી, મતલબ કે હાથથી. દર–માં. ઇન્તિઝારી યાર—ઇન્તિઝારી–એ–યાર વાંચો—યારની ઇંતેઝારી. ૫ સીના–છાતી. હિઝ્ર–વિરહ.

૫ ૧ માશૂકનો દિદાર, હે દોસ્તો, મને ક્યાં મળે ? સબૂરીના પરદાથી દિલ (બહાર) થઈ ગયું, મતલબ કે સબૂરીને હટાવી એ બહાર આવ્યું—ધીરજનો અંત આવ્યો અને દિલની વાત ખુલ્લી થઈ ગઈ. ૨ બેહિશ્ત(સ્વર્ગ)ની ઠંડી હવા ચાલુ થઈ. શરાબ માંગવો જોઈએ. શરાબી દિલના પરદાથી બહાર આવી ગયા. ૩ હે ગાવાવાળા, આ ખુશીની મોસમમાં તું ક્યાં જાય છે ? આ ગુલ(ફૂલ)ની મોસમમાં બાગનો કોઈ સાકી નથી. (તેથી તો તું રહે જ—એ મતલબ). ૪ હે સવારની ઠંડી હવા, અગર તું ચમનના યારો તરફ નીકળે, તો બગીચાના બુલબુલનો પયગામ જલદી પહોંચાડી દે. ૫ કહે છે કે બાલ બુત પરસ્તી—મૂર્તિપૂજા કરે છે. (હા) એ તો અલસ્તના રોજથી—એકરારના દિવસથી (રોઝે–અઝલથી) એવો છે. [ આપણા કવિએ 'અલસ્તો' (=તું નથી ?) ને ફારસી બહુવચનનો પ્રત્યય 'આં' લગાડયો છે એ વિપરીત છે. ] છેલ્લી કડીના વિચાર સાથે અમીર ખુશરોની નીચેની શેરનો ખ્યાલ સરખાવો:

ખલ્ક મીગોયેદ કે ખુસરો બુતપરસ્તી મીકુનદ,
આરે આરે મીકુનદ બા ખલ્ક આલમ કાર નીસ્ત.

( દુનિયા કહે છે કે ખુશરો મૂર્તિપૂજા કરે છે. હાં, હાં, કરે છે. દુનિયાથી મારે કામ નથી. )

૬ ૧ હે સાકી, મને શરાબ દે. આ ગુલ(ફૂલો)ની મોસમ છે —વસંત છે. (ટેક)હે ગાવાવાલા, અચ્છા અવાજથી ગા. આ ગુલની મોસમ છે. ૨ ઊઠો, હે નખરાંથી ભરેલી માશૂક, અને પોતાના ચાલાક પગથી નાચો. ચમન(બાગ)માં રિન્દ (શરાબ પીનાર અને લહેર કરનાર) બની ફરો કારણ કે આ બુલબુલની જગા છે. ૩ બોધ અને પવિત્રાઈને ભૂલી જાઓ, કારણ કે રિન્દ ઝગમગતા શમા (દીપ-શિખા)–માં દિલરૂબામાં મશગૂલ છે. મતલબ કે આશક શમાની પેઠે જલે છે ને દિલરૂબાની પેઠે રુવે છે તે સમયે પવિત્રાઈને દિસ્તી કરો. ૪ ખુદાના હુકમને છોડી દો અને માશુકના હુકમને બજાઓ, કેમકે

રિન્દ લોકો કહે છે કે એમાં ખોટું શું છે? ૫ એવું કહો નહિ કે બાલના દારૂ પીતાં પીતાં સવાર થઇ ગઇ. અરે એ તો હમેશાંનો પ્રેમનો શરાબ પીનારો છે, પવિત્ર છે, અલસ્ત (એકરાર–વાયદા)ના દિવસથી માંડીને. અલસ્ત—આદમ અને હવાને પેદા કર્યા પછી તેમનાથી જે મનુષ્યજાતિ ફેલાવાની હતી તે તમામના આત્માઓને–તેમના પેદા થવા પહેલાં–ખુદાએ બોલાવીને પૂછ્યુંઃ શું હું તમારો પાલનહાર નથી? ત્યારે તેમણે કહ્યુંઃ હા!—આને ઇકરારનો દિવસ કહે છે. તે દિવસથી પોતે પીનારો ને પવિત્ર છે એ મતલબ.
...ઝગમઝ (૩આ) અને દીન (૫આ) ફારસી નથી, ઉર્દૂ પ્રયોગ છે.

## હાફિઝ

[કવિએ 'ભારતીભૂષણ'માં આઠ ગઝલોનું ભાષાંતર પ્રકટ કર્યું હતું. તે સિવાય એક આખી ગઝલનો અનુવાદ પ્રાપ્ત થયેલ છે જે આ સંગ્રહમાં શામેલ કરેલ છે. કવિએ દરેક ગઝલના આરંભની મૂળની બે પંક્તિ આપેલી છે તેમ પાછલી બે ગઝલોના મૂળમાંથી પણ આરંભની બે પંક્તિ તે તે સ્થળે ઉતારી છે. અનુવાદ માટે પસંદ કરેલી ગઝલોની પહેલી શેર ઉપર દૃષ્ટિ નાખતાં જ જાણકારને સમજાશે કે તે બધી જ 'રદીફે અલીફ'ની–પંક્તિ અંતેના પ્રાસવાળા શબ્દનો છેલ્લો અક્ષર જેમાં અલીફ (ફારસી વર્ણમાળાનો પ્રથમ અક્ષર) છે તેવી–છે, એટલે કે દિવાને–હાફિઝની શરૂઆતની ગઝલોમાંની છે. આપણી દસ ગઝલોનો અંક તે દિવાને હાફિઝમાં અનુક્રમે ૧, ૧૦, ૯, ૧૩, ૩, ૧૫, ૧૪, ૨, ૯ અને ૪ છે. મેં નામીપ્રેસ (લખનૌ)ની આવૃત્તિનો આશરો લીધો છે અને ફારસીના મારા અજ્ઞાનને કારણે ડગલે ને પગલે જે અનેક મુશ્કેલીલીઓને સમાલવાનું થાય તેમાં મૌલાના સય્યદ અબુઝફર નદવી સાહેબની અને પ્રો૦ છોટુભાઈ આર નાયક, એમ. એ. ની પૂરી મદદ લીધી છે. ભૂલો માટેની જવાબદારી, અલબત્ત, મારી છે.

મેં શબ્દાર્થ, અન્વય, મૂળ સાથેની સંવાદિતા અથવા વિસંવાદિતા અને મૂળના અન્વયે કાંઇ વિશેષ વકતવ્ય પ્રાપ્ત થતું હોય તો તે પૂરતી નોંધ આપી છે. કવિ બાલે પોતે 'ભારતીભૂષણ'મા વિસ્તૃત ટીકા આપેલી છે તે આખી જ તે તે ગઝલ ઉપરની મારી નોંધ સાથે સ્મોલમાં શામેલ કરી છે, તે

વિષય સમજવામાં મદદરૂપ થવા ઉપરાંત કવિની ભાવનાસૃષ્ટિની ઝાંખી કરાવશે, તેમજ કવિની વિદ્વત્તા અને વિવેચકશક્તિનો પણ પરિચય કરાવશે. મારી નોંધમાં અકારણ પુનરુક્તિ ન થાય તે પર નજર રાખી છે. કવિના ગદ્યની જોડણી મૂળ પ્રમાણે જ રાખી છે.

પિતાનાં આદર્શો અધૂરાં રહે ને પુત્ર પૂરાં કરે એવો યોગ વિરલ હોય છે. પણ કવિના પુત્ર શ્રી ત્રિપુરાશંકર 'મસ્તાન' એમણે હાફિઝના અનુવાદનું કાર્ય વેગથી અને સફળતાથી આગળ ધપાવ્યું હતું. 'વીસમી સદી'માં પ્રગટ થયેલી તે સામગ્રીમાંની કિંચિત્ પ્રસાદી માટે જુઓ ઉપોદ્ઘાત.

ટિપ્પણમાં એક કડીનો આપ્યો છે.]

**પૃ૦ ૨૫૩**: ૧ ૨ પસતાળ–સતત ભારે માર ૩ અલક–વાળ. છટક્યાં—નપુંસકલિંગ, 'અલક'થી 'ઝુલ્ફાં' અભિપ્રેત હોઈ. ૬ સરાય–સરાઈ, મુસાફરખાનું. ૯ ભમરા–પાણીની ભમરીઓ, ચકરીઓ. ૧૦ ગતી અમારી૦—સર૦ દરદીકી ગત દરદી જાને (મીરાં); માંહીં પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જો ને (પ્રીતમ). ૧૨ ભાર–ભરમ.

" અલાયા ઐય્યુ હસ્સાકી અદિર્ કાસન્ વ નાવિલહા
કિ ઇશ્ક્ આસાન્ નમૂદ્ અવ્વલ્ વલૈ ઉફ્તાદ મુશ્કિલહા.

આ કવિતામાં સંસારની કુટિલતાનું તથા તે દુઃખથી મુક્ત થવા અનન્ય ભાવનું ચિત્ર છે. ગુરૂને શરણ રહ્યા શિવાય પૂર્ણ બોધ થતો નથી. પ્રેમથી હૃદય નિશ્ચલ કરવામાં ગુરૂઆદેશ ઉપર ભાવ રાખી તેના શુભાશુભ તથા બાહ્ય દેખાવની શંકા ન કરવી એ પ્રેમિઓનું એક કર્મ છે. આલંકારિક જ્ઞાન પક્ષે યાર=બોધક ગુરૂ અથવા પ્રેમી મંડળીમાંનો એક; માશુક=પ્રીયતમ; મદિરા=પ્રેમબોધ; દરિયો, મોજાં વગેરે=સંસાર સમુદ્ર; ગુપ્ત વાત=પ્રેમ રહસ્ય; અંધારી રાત=અજ્ઞાન; એ રીતે ભાવ સમજી લેવા. રાહ લાવણી છે. દરેક ટુકની પ્રથમ લીટી બબ્બે વાર બોલવી.

૧ મદિરાનો પ્યાલો. પ્રેમને મદિરા સાથે સરખાવ્યો છે તેનું કારણ પ્રેમ પણ બીજી વસ્તુઓથી બેભાન કરે છે. મદિરાનો નીશો અનિત્ય છે અને પ્રેમનો નીશો નિત્ય છે માટે પ્રેમીઓ કહે છે કે અમે જે મદિરા પીધો છે અર્થાત્ તદનન્ય પ્રેમ વડે માયાજાળથી તદન બેહોશ થયા છીએ તે મદિરા ખરો છે. આ પ્રમાણે જુઓ પ્રેમપંચદશી:

પુરિ પાત્ર અંતર ઉજ્વલે રંગી મદીરા પ્રેમનો;
મસ્તાન પાને સર્વદા સહિયલ મદિરા શું કરૂં.

વળી કલાન્ત કવિ–

શિખરિણી

વિલાસી કહેવાતા શિશિર મધુપાને રતિ ધરે,
હું તો બારે કાળે તવ પ્રિતિ શરાબે મદિ ખરે;
પરન્તુ શું એવા જનસહ મહારીજ તુલના,
મળે યજ્ઞે કોડે મુજ મધુ તણો એક કણ ના.

પ્રેમરૂપી મદિરા પીધેલા મહા જ્ઞાનીનું સ્વરૂપ કહેતાં ભાગવતમાં जडोन्मत्तपिशाचवत् તથા નારદે अमृतीभवति, आत्मारामो भवति ઇત્યાદિ વચનો વાપર્યાં છે. પ્રેમની અને મદિરાની સરખાવણી સર્વ કવિઓએ કરી છે તે યોગ્યજ છે,

૬ ગુરૂ ઉપર હંમેશાં શ્રદ્ધા રાખવી તેમજ પ્રેમમાં પ્રીતમ ઉપરજ શ્રદ્ધા રાખવી અર્થાત્ તેનેજ અનન્ય થવું. તત્ સુખ સુખીત્વને ન્યાયે એટલે જે પ્રિતમને પ્રિય છે, તેજ અનુવર્તન કરવું. એ પ્રેમીઓનું મુખ્ય સાધન છે. પ્રીતમની વિપરીત ચેષ્ટાનો અથવા આદેશનો અનાદર નહી કરવો. એ, મન ઉપરની સખ્ત આમ્નાય છે. પાચમી તથા છઠ્ઠી ટુકમાં દર્શાવ્યું છે તેના કારણમાં છઠ્ઠી ટુકમાંજ બતાવે છે કે તારે પ્રીયતમના આદેશમાં જરા પણ શંકા લેવી નહી. તારો ગુરૂ અથવા પ્રીયતમ જે સર્વ પ્રેમનું સ્થાન છે તે તારા પંથનો તારા કરતાં વધારે ભોમિયો છે માટે તેના આદેશ ઉપરજ શ્રદ્ધા રાખ. મુસલમાની ધર્મમાં મદિરા નિંદિત છે એટલે સુધી કે મદિરાનું ટીપું પડયું હોય તે જગા બાળી નાંખવી જોઇએ. તોપણ પ્રેમીને કહે છે કે તારા ગુરૂ અથવા પ્રીયતમનો હુકમજ હોય તો તારે પૂજા કરવાનું આસન તમામ મદિરામાં બોળી કહાડવું. શંકરાચાર્યની મદિરાપાનની તથા દતાત્રેયના મદિરાપાન તથા સ્ત્રીઓ સાથેની લોકવિરૂદ્ધ ચેષ્ટાના પ્રસંગ પુરાણોમાં તથા દંતકથાથી પ્રસિદ્ધ છે. સારાંશ એ છે કે પ્રેમના અનન્ય વ્યવહારમાં લોક, વેદ અને સર્વ વ્યવહારનો ત્યાગજ થાય છે. પ્રેમમાં લોક વેદની દરકાર નહીજ જોઇએ. જુઓ.

यामाभजन् दुर्जरगेहश्रृंखलाम्
संवृश्च्य तद्वः प्रतियाति साधुना ।

રાહ=રસ્તો; સરાય=મુકામ કરવાની જગો ધર્મશાળા જેને સ્હરે કહે છે: મજલ=મુસાફરીનો અંતર ભાગ.

૯ આ ટુકમાં સંસારનાં અથવા પ્રેમઉપાસનામાં પડતાં અનેક દુઃખનો ચિતાર આપે છે.

૧૦ પ્રેમીઓની કપોતવૃત્ત દુઃખમય ગતિ સંસારમાં ચેષ્ટારૂપ થઈ પડે છે તેનો નિષેધ કરતાં કહે છે કે અમારો પ્રેમપંથ જે વ્યવહારથી એટલે શરીઅતથી ઉલટો છે તે અજ્ઞાનીઓ જેમણે સંસારના ઘાવ તથા પ્રેમના ઘાવ ખમ્યા નથી તેથી શું જાણશે ?

૧૧ વ્યવહારમાં (શરીઅતમાં) પ્રેમીની અથવા જ્ઞાનીની ચેષ્ટા વિરૂદ્ધ હોય છે. અને પ્રેમ—જ્ઞાન—ની વાત ગુપ્તમાં ગુપ્ત હોય છે.

તેથી હમેશાં તેમની બહુ નિંદા થાય છે એટલુંજ નહીં પણ પ્રેમભક્તો ઉપર ઘણો જુલમ ગુજારવામાં પ્રથમના જુલમી સમયમાં આવતો હતો. સુફીમતના લોકોનું "હું ઈશ્વર છું" "अहं ब्रह्मास्मि" એમ માનવું હતું. મુસલમાની ધર્મમાં ઈશ્વરની સાથે જીવની તુલના કરવી એ વિરૂદ્ધ છે. માટે આવા તત્ત્વજ્ઞાનીઓના સિદ્ધાંતોની તથા તેમના આચરણોની નિંદા બહુજ થતી. તત્વજ્ઞાનના વિષય ચર્ચાવવાથી ધર્મને બાધ લાગે અને મર્મ પડી જાગે માટે ઘણા રાજાઓએ જુલમ ગુજાર્યો છે. મનસુર (જેને વાસ્તે એક કવિતામાં આગળ વિસ્તારથી આવશે) જે તત્વજ્ઞાની હતો અને "હું ઈશ્વર છું" એમ કહેતો હતો તેને રાજ્ય તરફથી ચામડી ઉતરડાવી મારી નાખવામાં આવ્યો હતો. વળી નરસિંહ મહેતા ઉપર મંડળિક રાજાનો, સોક્રેટીસ ઉપર ગ્રીસના પ્રજાસત્તાક રાજ્યનો, પ્રોટેસ્ટંટો ઉપર રોમન કેથેલિક રાજાઓનો જુલમ ગુજર્યો હતો તેમ જે સમયમાં "વિચાર" પુખ્તવયે પહોંચ્યો નહોતો તેવામાં મનસુર જેવા ભક્તો ઉપર જુલમ ગુજર્યો હતો. આવો ઇસારો અહીં કર્યો છે.

૧૪ બાલ એ મારૂં નામ જોડે મૂકયું છે તે માત્ર હાફિઝ જેવા મહાકવિની કવિતાઓમાં મહા પ્રતાપી નામ જોડે આ અલ્પનામ પણ વાંચનારી પ્રજાની સમક્ષ રહેવાની લાલસાથી લખ્યું છે."

**પૃ૦ ૨૨૫**: ૨ ૧ ગાયકા–સંબોધનને કારણે આકારાંત. ૩ સનૂબર–એક ઝાડનું નામ છે. સનૂબર જેવા કદવાળી અમારી સતમ ચમકી નથી ત્યાં સુધી ગૌરાંગીઓની ભભક છે. ૬ મને ડર છે કે

જ્યારે કયામતને દિવસે સૌને પોતપોતાનાં કાર્યોના ખુલાસા રજુ કરવા બોલાવવામાં આવશે ત્યારે ઢોંગી પૂજારીઓની પાક રોટી (ધર્મના નિયમોનું નિરંતર પણ દંભી પાલન) તે મારા મદિરા—નાપાક પાણી પણ વસ્તુતઃ (દિવ્ય પ્રેમનું પીણું)ને મુકાબલે ફાવી ન જાય, અર્થાત્ અમારા ઇશ્કમાં અપૂર્ણતા રહી ન જાય. ૮ હર—હરેક. એવો વખત એની મેળે જ આવશે કે મારું નામ તમે યાદ નહિ કરો. અર્થાત્, હું ફના થઈ જઈશ. તે પહેલાં શા માટે મને ફના કરો છો? (ભૂલી જઈને)—એ મતલબઃ ૯ લાલાશું—ફૂલની જેમ. શીત સમય—શિયાળો. કવિએ 'સર્દ' પાઠ લીધો છે. પણ 'સર્વ' પાઠ પણ છે, તે લેતાં 'મારું દિલ સરુના ઝાડ જેવી માશૂકની લગનીમાં લાલાની પેઠે લાલ (સુરખીવાળું) થયું છે.' આકાશ તે સમુદ્ર. અંદર નાવરૂપ ના (બીજનો) ચંદ્ર છે. ૧૦ આ 'મદહ' (કસીદા) એક વજીર હાજી કિવામને સંબોધીને છે; મારા હાજી કિવામની બક્ષીસમાં આકાશરૂપી નીલરંગી સમુદ્ર અને બીજના ચંદ્ર (નવલ નિશાકર) જેવી નાવ તે આખાં ને આખાં ડૂબી ગયાં છે. એકવાર તે વજીરે કવિને જમવા નોંતરેલા. ચાંદનીનો સમય હતો. કોઈ પ્રવાહી ભરેલા પાત્ર(રૂપી બક્ષીસ)માં ચંદ્ર અને આકાશનું પ્રતિબિંબ પડતાં 'મારા વજીરની બક્ષીસમાં આકાશરૂપી સમુદ્ર અને ચંદ્રરૂપી નાવ ડૂબ્યાં' એવો ઉદ્ગાર. ૧૧ જાળમાં જો બીજા કોઈ ધાન્યના નહિ પણ આંસુના કણ વેરવામાં આવે તો ..પંખીને લલચાવવા કણ જોઈએ તેને ઠેકાણે આંસુકણ વરસાવ.

"સાકી બનૂરે બાદેહ્ બર અફ્રૂઝ જામેમા,
મુતરિબ બુગુકિ કારે જહાં શુદ બકામેમા. (એ ઉપરથી)

૧ મદિરાનો પ્યાલો ભરી મંડળીમાં ફેરવનારને "સાકી" કહે છે. મિત્ર મંડળીમાં સાકીનું કામ એક જણ બજાવે છે. જ્ઞાનપક્ષે બોધક ગુરુને સાકી સમજવો. મદિરા તે પ્રેમભક્તિ અને જામ એટલે પાત્ર તે ચિત્ત સમજવું. કર્મવાદી જનોની ઉપેક્ષા કરી કહે છે કે અમારા મદિરાને એટલે પ્રેમને ધિક્કારે છે પરંતુ અમારે તો અમારો પંથજ સત્ય છે. સાક્ષાત્ ચિદાનંદ સ્વરૂપ-પ્રાપ્તિના ભાનનું આ લક્ષણ છે. મદિરા વડે પરમાનંદનું સૂચન કરે છે, અને

કહે છે કે હે સાકી—અમારા પ્રેમરૂપી મદિરા પાનાર! મને તારોજ મદિરા પા. એ મદિરાજ અમારે ગ્રાહ્ય છે. આનું વધારે આગલી ટુકમાં કહે છે. ઉમેદ બર આવી=મનોભિલાષા જે પ્રિયદર્શનની અર્થાત્ પરમાત્માના ઐક્યની હતી, તે પરમાનંદમયી પ્રાપ્ત થઈ. વધારે વાસ્તે વાંચો પ્રસ્તાવના તથા પ્રથમ ગઝલની ફુટનોટ.

૨ પ્રસ્તાવનામાં જણાવ્યું છે કે હાફિઝના મત્ત શબ્દોમાં વ્યંગ્ય જ્ઞાનાંશનો રહેલો છે અને તેના ભક્તો તેવોજ ભાવ સમારોપણ કરે છે તે આ આખી ગઝલથી દર્શાઇ આવે છે. એમાં મહાત્મ્ય જ્ઞાનયુક્ત પ્રેમનું દર્શન છે. આ બીજી કડીમાં કહે છે કે મદિરાનો નીશો તો અનિત્ય છે પરન્તુ અમારો પ્રેમ મદિરા તો નિત્ય છે. આવા નિત્ય મદિરાથી મસ્ત થએલા અમો પ્રેમીઓની મઝા નિંદક શું જાણશે? કેમકે અમારા મદિરા વડે—પ્રેમ વડે અમારા મદિરા પાત્ર (ચિત) માં અમને અમારો પ્રિય-ઇષ્ટ આત્મારામ સાક્ષાત્ થયો છે. તાત્પર્ય પાત્ર જે હૃદય તે તન્મય પ્રેમથી પ્રિય રૂપજ થઈ ગયું છે. આવા ભાવની જુઓ પ્રેમ પંચદશીમાં:

'અરે શું જાણશે લજ્જત પવિત્રીમાં પડી રહેતાં,
પ્રિયાની પ્યાલિની મસ્તી તણો કંઇ બ્હાર જૂદો છે.'

૩ પ્રેમીઓને તો પ્રિયમાં પ્રિય, બલવાનમાં બલવાન, ચંચલમાં ચંચલ, વત્સલમાં વત્સલ, શ્રીમંતમાં શ્રીમંત અને સુંદરમાં સુંદર ઇષ્ટ મૂર્તિજ છે. ત્યાં પોતાનું અનન્ય ચિત્ત દર્શાવતાં કહે છે કે અમે જે સૌન્દર્ય પસંદ કર્યું છે; જે સૌન્દર્યના અમે મોહિત થયા છીએ તે એવું તો સૌન્દર્ય છે કે–એટલે અમારો પ્રીયતમ એટલો બધો સુંદર છે કે–અમને ક્ષુદ્ર રૂપની તો અભિલાષા કિંચિત પણ થાય નહીં. કારણમાં કહે છે કે હમારૂં સર્વ તથા સનૂબર પરદાપોષ છે ત્યાં સુધી આ સંસારની રૂપગર્વિષ્ટ સુંદરીઓ દેખા દઈ શકે છે. જે સમયે એ બહાર નીસરે છે તે સમયે સુંદર રમણીઓથી રૂપગ્લાનીને લીધે ટકી શકાતું નથી.

"સર્વ" જેને સરૂ કહે છે તે વૃક્ષ. આ વૃક્ષ સીધું સોટા જેવું અત્યંત નાજુક શાખા તથા પત્રના ગુચ્છાબંધ થાય છે તે ઘણી બાગોમાં હોય છે. "સનૂબર" પણ તેવુંજ સુંદર વૃક્ષ થાય છે. ફારસી કવિયોમાં ઉંચી સુંદર સ્ત્રીઓને આ વૃક્ષની ઉપમા આપે છે. આપણા કવિઓમાં સ્ત્રીમુખનાં જેમ કમલ, ચંદ્ર આદિ સામાન્ય ઉપમાન થઇ પડયાં છે તેમ ફારસી કવિઓમાં આ વૃક્ષો સ્ત્રીના કદનાં ઉપમાન થયાં છે.

૪ પ્રેમની શ્રેષ્ઠતા દર્શાવતાં કહે છે કે પ્રેમી તો સાક્ષાત જીવન્મુક્ત છે. જીવન્મુક્ત છે તેથી એમ નહીં સમજવું કે તેને શારીરિક મૃત્યુ ગ્રહણ કરવુંજ નથી પરન્તુ તેનું ચિત્ત પ્રિયતમમાં કેવલ લીન હોવાથી, અનન્ય હોવાથી મૃત્યુ શું તે સમજતો નથી; તાત્પર્ય, દેહ અને મન જુદાં હોવાથી તથા મન પ્રિયરૂપમાં તલ્લીન હોવાથી શરીરની અવસ્થાનું ભાન રહેવુંજ નથી. માટે કહે છે કે જે જન પ્રેમથી પોષિત થઇ જીવે છે તે તો મરતોજ નથી; તાત્પર્ય તે સ્વયમાનંદ રૂપ, અજર, અમર થઇ જાય છે. આવું સંસારનાં દફતરોમાં લખેલું છે અર્થાત્ પ્રત્યક્ષ અનુભવમાં જીવનમુક્ત પ્રેમીઓ દેખીએ છીએ તેમ કથાપરંપરાથી ઘણા સાંભળીએ છીએ. એવા જીવનમુક્તનાં દ્રષ્ટાંત **લૈલામજનુ, યુસુફઝુલેખા, શિરીનફરહાદનાં** પ્રેમી જોડાં ઘણાં છે. પ્રેમપંચદશીમાં પ્રેમીને જીવન્મુક્ત કહેતાં લખ્યું છે કે—

'થયો જે પ્રેમમાં પૂરો થયો છે મુક્ત સર્વથી,
મહા મસ્તાન જ્ઞાનીના મગજમાં તાર જૂદો છે.'

વળી મહાત્મા ઇંગ્રેજ કવિ મિલ્ટને પોતાના "સ્વર્ગ ત્યાગ" (Paradise Lost)ના આઠમા સર્ગમાં પ્રેમને મોક્ષરૂપજ ગણી લખ્યું છે કે—

"In loving thou dust *well*, in passion not,
Wherein *true* love consists not. Love *refines*
The thought, and heart *enlarges*; hath his seat
In *reason*, and is *judicious*; is the scale
By which to *heavenly* love thou may'st ascend
*Nct* sunk in *carnal* pleasure; for which cause,
Among the beasts no mate for thee was found."

Milton–Paradise Lost, Book VIII.

**ભાવાર્થ**—જો તું પ્રેમ સમજે તો તો સારૂં કરે છે; પરન્તુ વિકાર રૂપ માયિક મોહ જ્યાં સત્ય પ્રેમ રહ્યો નથી તે કરવામાં તો તું ખોટું કરે છે. પ્રેમ તો વિચારને નિર્મળ કરે છે અને અંતઃકરણને ઉદાર બનાવે છે. પ્રેમમાં વિવેક છે અને તે મનુષ્યને વિવેકી કરે છે. પ્રેમ તો ઈશ્વર પદને પ્હોંચાડનારૂં પરમ સાધન છે. જો ઇંદ્રીય તૃપ્તિને અર્થે પ્રેમ હોય તો તે હીણામાં હીણું છે, જે મનુષ્ય થઇ તું ન સમજે તો પછી પશૂ વર્ગમાં પણ તારી જોડ મળશે નહીં.

આવીજ રીતે પ્રેમને મોક્ષ ગણી કલાન્ત કવિમાં લખ્યું છે.

હશે યોગી મોટા જગતનિ મહીં યોગ સધતા,
કદાપી હું તોયે મન નવ ગણું છો રખડતા,
સમાધી લાગી જે સહજ તવ પ્રેમે મુજ તણી,
ખરી તે મારી છે સતત દૃઢ મોક્ષે નિસરણી.
ન મારે હીસાબે યદપિ શિવ મોટા જગતમાં,
થયું શું તેમાંહી યદપિ પિધું હાલાહલ મહા,
નથી લાંબી આશા યતિ અજનમા સાહસ કરે,
પિધું મેં પ્રેમાંશી જગત જનમી પ્રેમવિષ છે. (**કલાન્ત કવિ**)

વળી જુઓ નારદ વાકય अमृतीभवति, आत्मारामो भवति

૫ આ ટુંકમાં પોતાના પ્રિયતમને સર્વ સમર્પણ કરે છે તે લખતાં કહે છે કે અમારે તો જે અમારા પ્રિયને પ્રિય તેજ વર્તન કરવું જોઇએ તે પ્રેમીનો ધર્મ છે. અમારો પ્રિતમ સદા સર્વદા મસ્ત રહે છે. મસ્તી એની આંખમાં સારી શોભે છે. તાત્પર્ય મસ્ત લોકોનો પ્રેમ પંથ—જ્ઞાનપંથથી અન્ય છે તે પ્રિયતમને પ્રિય છે. માટે અમે પણ અમારા ગુરૂના આદેશ પ્રમાણે અમારી લગામ અમે મસ્તીના હાથમાં આપી છે. એટલે અનન્ય પક્ષાનું કહે છે. અનન્યતા તે अन्याश्रयाणां त्यागः તથા तदनुकूलाचरणं तद्विरोधिषूदासीनता च. પ્રિયતમ વિના બીજા કોઇનો આશ્રય ન કરવો તથા પ્રિયતમને અનુકૂલ આચરણ કરવું તથા તેના પ્રતિકૂલ આચારમાં ઉદાસીનતા રાખવી એજ પ્રેમીઓનું કર્મ છે. માટે જ્ઞાની પોતાની અખિલ આચારતા સમર્પણ કરે છે. આવા પ્રેમિને કોઇ અન્ય સાધનની અગત્ય નથી. અન્ય પ્રમાણો આપણા શાસ્ત્રનાં ઘણાં છે તે વિસ્તારના ભયથી આપ્યાં નથી.

૬ જ્ઞાનીને મન કર્મવાદી મૂર્ખ છે અને કર્મવાદીને મન તત્વજ્ઞાની મૂર્ખ છે. તેથી આ બે પક્ષ વચ્ચે અરસ્પરસ હાસ્ય તથા નિંદા ચાલતી આવેલી છે. ટુંકમાં કર્મવાદીનું હાસ્ય કરીને કહેતાં ન્યાય દર્શાવે છે. તે મશ્કરીમાં કહે છે કે પાક એટલે પવિત્રાઇના ધાંધલમાં રહેનાર જનની રોટલી અમારા મદિરા ઉપર રખેને કયામતને દિવસે જય મેળવે! એ અમને મોટો ભય છે!! ઇસ્લામ ધર્મમાં મદિરા નિંદિત છે તથા પ્રેમીઓ હું ઈશ્વર છું એમ કહે છે તે પણ નિંદિત છે તેથી કયામતને દિવસે અમને મોટી શિક્ષા થશે!!!

**કયામત**=ઇસ્લામ ધર્મનાં મુખ્ય બે અંગ છે. ૧. વિશ્વાસ, ૨. કર્મ
માન અને દીન). વિશ્વાસ છ વસ્તુમાં રાખવાનો છે પ્રથમ પરમેશ્વર એક
ને સર્વશક્તિમાન છે તેવો દ્રઢ વિશ્વાસ રાખવો. (લાઇલા ઇલ્લીલા મહંમદ
નુલિલ્લા) એક પરમેશ્વર સિવાય બીજો નથી અને મહમદ તેનો રસુલ છે.
જો વિશ્વાસ ફરેસ્તાઓ વિષે રાખવો, ત્રીજો કુરાન ઈશ્વરદત્ત પુસ્તક છે એવો
શ્વાસ રાખવો. ચોથો વિશ્વાસ સર્વ પેગંબરો છે તેમનામાં રાખવો. તેમાંના
ખ્ય છ પેગંબરોનાં નામઃ આદમ, નુહ, અબ્રહામ, મુસા, ઇસા, અને મહંમદ.
ચમો સૃષ્ટિના અંત સમયે તમામ જીવ પાછા પરમેશ્વરના હુકમથી ઉભા થશે
રો વિશ્વાસ રાખવો. આ દિવસને કયામતનો દિવસ (રોજે કયામત) કહે છે.
ો વિશ્વાસ એવો રાખવો કે જીવ આદિથી ઈશ્વરના ઉપજાવેલા છે. પરમેશ્વરે
વ પ્રથમ ઉત્પન્ન કર્યા તે દિવસને (રોજે અઝલ) કહે છે. કયામત આપણો
હાપ્રલયજ છે. કયામતના દિવસનું વર્ણન નીચે પ્રમાણે ઇસ્લામ ધર્મમાં
ાપ્યું છે:

કયામતનો કાળ સ્વર્ગે તેમજ પૃથ્વી ઉપર ભારે વિનાશનાં ચિન્હ સુચ-
નો શરૂ થશે, જેવાં કે ખગ્રાસ ચંદ્ર ગ્રહણ, સૂર્યની ગતિમાં વિક્ષેપ, રાજ્યોમાં
ગ્રહ, શ્રદ્ધા ભક્તિનો અભાવ, મુનકિર અને નકીર નામના ફીરસ્તાઓનો
ાવિર્ભાવ વિગેરે. તે વખતે જીવતા મનુષ્ય મરેલાંની સ્થિતિને પસંદ કરશે.
કાળનું આખર ચિન્હ ઇઝરાફિલ નામના ફરેસ્તાનો ડમરૂ નાદ છે. તે નાદ
ણુ વખત થશે. પહેલી વખત પૃથ્વી કંપ થશે. પર્વત તથા ઉંચા મીનારા
ી જશે તથા સમુદ્રમાં તોફાન થશે: તે નાદને લીધે મનુષ્યો ભયભીત થઇ
સશે. પિતા, પુત્રની બરદાશ રાખ્યા વગર દોડશે: માતા, છોકરાંને ધવરાવતાં
છોડી નાસશે.

બીજી વખતના નાદથી સર્વ પ્રાણીઓ પોતાના પ્રાણ તજશે. અલ્લાહના
ાસ પ્રીતિપાત્ર જનોનો બચાવ થશે. આખરે મરણાધિપતિ (યમ) પણ નાશ
મશે ત્યાર પછી ચાળીસ દિવસ સુધિ વરસાદ વરસશે.

ત્રીજી વખતનો નાદ જીવોના પાપ પુણ્યનો પરીક્ષાનો અવસર પાસે
ાવ્યો છે એમ સુચવે છે. મરી ગએલા જીવોના આત્મા મૃત શરીરમાં પુનઃ
વેશ કરશે. પુણ્યશાળી ઊર્ધ્વ મુખે ચાલશે તથા પાપીઓના મુખ નીચાં
શે; ત્યાર પછી દરેકના પાપ પુણ્યની પરીક્ષા થશે, તે વખત જીબ્રાઇલ
ક તુલા લઇને બેસશે જેનું એક ત્રાજવું તેજસ્ તથા બીજું તમસ્ (અંધકાર)

સંજ્ઞા ધારે છે. દુ:ખ આપનારને પોતાના પુણ્યનો અંશ દુ:ખિત જનોને આપવો પડશે. તુલા વડે પરીક્ષા કર્યા પછી "અલસેરાત" નામનો સેતુ જે તરવારની ધાર જેવો તીક્ષ્ણ છે તથા જે "જહાનમ" (નરક)ની ખાડી ઉપર આવી રહેલો છે તેના ઉપરથી જીવોને લઇ જવામાં આવશે. પાપીઓથી તેના ઉપર ચાલી શકાશે નહીં અને ખાડીમાં પડશે, પરન્તુ પુણ્યવાન પોતાના પુણ્યના બળથી સ્વર્ગ ભૂમિ તરફ ચાલ્યા જશે.

મુસલમાનના નરક ( જહાનમ ) નું સ્વરૂપ પણ લક્ષ આપવા લાયક છે, કેમકે તે ઘણે અંશે આપણા પૌરાણિક નરકના સ્વરૂપને મળતું આવે છે. તેના સાત ભાગ છે. પ્રથમ નાસ્તિકોને રહેવા સારૂ છે, બીજો મેનીકીઅન જેઓ બે દૈવી તત્ત્વો માને છે તેમને વાસ્તે મુકરર કરેલો છે. ત્રીજો બ્રાહ્મણોને વાસ્તે છે, ચોથો યાહુદીને વાસ્તે, પાંચમો ખ્રીસ્તીઓને સારૂ, છઠ્ઠો ઇરાનના મુધ અથવા ગબ્ર ( અગ્નિપૂજક પારસી ) તથા સાતમો ધર્મ રહિત જનોને સારૂ છે. જહનમ અને સ્વર્ગ વચ્ચે "અલઅરફ" નામનો દેશ છે જ્યાં બાળક, ગાંડાં વિગેરે પ્રાણીઓ જેમને પાપ પુણ્યનું ભાન નથી તેમને રાખવામાં આવે છે. તેમાં પણ જેમનાં પાપ પુણ્ય સરખાં હોય છે તેમને મહમદની કૃપાથી સ્વર્ગમાં લઇ જવામાં આવે છે. ત્યાં રહેનાર પ્રાણીઓ સ્વર્ગ તથા નરક નિવાસીઓ જોડે વાતચિત કરી શકે છે; તે પ્રદેશ સ્વર્ગવાસીને નરક સમાન અને નરકવાસીને સ્વર્ગ સમાન જણાય છે.

હવે બીજું અંગ દીન (કર્મ) તેમાં સમય સમયની પ્રાર્થના (નિમાજ), કુરાનનો અભ્યાસ અને મક્કાની યાત્રા (હજ) એ વગેરે છે જેનું વિવેચન અત્રે લંબાણ થઇ જાય તેથી કર્યું નથી.

૭-૮-૯—વૈરાગ્યથી કહે છે કે એક દિવસ એવો આવશે કે જ્યારે નામ-રૂપનું તદન વિસ્મરણ થશે. નામવર પ્રિયતમને વાસ્તે છે. લાલા=એક જાતનું પુષ્પ છે: તે શીત સમયમાં કરમાઇ જાય છે તે સદૃશ પ્રેમથી મારૂં દિલ સંસારથી કરમાઈ ગયું છે અર્થાત્ નિર્મળ થઇ પ્રિયતમને અનન્ય થયું છે તો એક દિવસ એવોજ આવશે કે મારા પ્રેમનો બદલો પ્રિયતમે આપવોજ પડશે. તે આખરે મારા ઉપર પ્રીતિ કરશેજ એ ભાવ. પ્રેમી અને પ્રિયતમ, સ્વામી અને સેવક, તેમાં મોટું કોણ એ પ્રશ્નના પ્રત્યુત્તરમાં કહે છે કે મારો ટેક છે તો તું મારા ઉપર પ્રીત કરશેજ. આવોજ ભાવ તુલસીદાસના નીચેના દુહામાં છે:

સ્વામી સેવક હોયમેં કૌન બડા હૈ એક?
તુલસી હૈ વો હી બડા જાકે મનમેં ટેક.

તેમજ જગન્નાથ પંડિત ગંગાજીની સ્તુતિ કરતાં એમજ કહે છે કે "ગંગે! જેમ મૃત્યુ લોકને તારા જેવી બીજી મળનારી નથી તેમ તને મારા જેવો પાપી મળનાર નથી; માટે તારે મને પાવન કરવોજ પડશે."

૧૦ આ ટુકમાં સંતોષની મહત્તાનું વર્ણન કરે છે. હાજી કિવામ નામનો બહુજ ધનાઢ્ય યાહુદી હતો. निस्पृही तृणवज्जगत् એ નિયમ પ્રમાણે કહે છે કે મારે આખી દુનીઆંની પરવા નથી કારણ કે મારા હાજી કિવામ—પ્રિયતમની દોલત એટલી બધી છે કે નભ=આકાશ રૂપી સમુદ્ર તથા નવાચંદ્ર (द्वितीयानो) રૂપી હોડી તે દોલતમાં ડુબી ગયાં છે. હાફિઝની કવિતાઓમાં ઇશ્કેઈલાહી (ઇશ્વર પ્રેમ)નોજ આક્ષેપ થાય છે તે આ કવિતાથી સ્પષ્ટ જણાય છે. તરંગની ઉચ્ચતા તથા ઘટના આ ટુક તથા આવતી ટુકમાં ધ્યાન રાખવા જેવી છે.

૧૧ અર્થ સ્પષ્ટ છે. પંખી=પ્રિયતમ; આંસુ અને દાણાના રૂપકની, પંખી અને પ્રિયતમના રૂપકની તથા પંખીને જાલમાં પડવાના ધર્મોની યોગ્યતા લક્ષમાં રાખવા જેવી છે.

પૃ૦ ૨૫૬: ૩ ૩ નેકી–ભલાઈ. યાર–દોસ્તો. લુંટ૦—લાખોનો લાભ (લ્હાવો) લૂટે છે એમ ગણ. ૪ પવન પૂઠના ઊદજો–જેથી શઢ બરોબર ફૂલે અને નાવ આગળ ને આગળ ધપ્યે જાય. ૭ ઇહ–પર–આ દુનિયામાં અને પેલીમાં. ૧૦ કર–હાથમાં. ૧૧ આ અમારી ફારસી ગઝલ જો અમારો હરીફ ગાય, તો તે વૃદ્ધ અને પવિત્રાઇ-વાળાઓને પણ નાચતા કરી મૂકે. ૧૨ માય–મા, જનની, ઉત્પાદક. સર૦ અંગ્રેજી પ્રયોગ: Mother of woes. ૧૩ કારૂન–હજરત મુસાના વખતમાં હતા. એવા દોલતમંદ હતા કે તેમના ખજાનાની કૂંચીઓ ઉપાડવા ચાલીસ માણસ જોઇએ. કવિએ છેલ્લી કડી પહેલાંની એક છોડી દીધી છે જે આમ છે:—" પવિત્ર મહાપુરૂષોને, હે સાકી, આ ખુશખબર સુણાવો કે પારસી માશૂક ઉમર(આયુષ્ય) આપનારી છે. (એને જોવાથી જે ખુશી થાય છે તે કારણે.)" ૧૪ આ શરાબથી

ભરેલું આ કપડું તે હાફિઝે આપમેળે પહેર્યું નથી. (આ ઈશ્કની વાતો કરૂં છું તે પોતાની મેળે કરતો નથી. ઈશ્વરે આપેલી છે એ મતલબ.)

" દિલ મીરવદ જે દસ્તમ્ સાહેબ દિલાં ખુદારા
દરદા કિ રાજે પિનહાં ખાહદ્ શુદ્ આશકારા (એ ઉપરથી)

આ કવિતામાં પણ સર્વત્ર જ્ઞાનાંશ પ્રદર્શિત છે. મનની નિર્મળતાનું વર્ણન છે. પ્રેમ એ ગુપ્તમાં ગુપ્ત છે. શબ્દાર્થ તથા વ્યંગ્યાર્થ સ્પષ્ટ છે. સાતમી ટુકના દ્વિતીયાર્ધને મળતું સંસ્કૃત કવિનું વાક્ય જુઓ. मान्यान्मानय विद्विषोप्यनुनय प्रच्छादय स्वान्गुणान्. ચોથી ટુકમાં વર્ણવેલું સંસાર સમુદ્રનું ચિત્ર પ્રથમ ગઝલમાં જુઓ.

ગુપ્ત ગોઠડી ઉઘાડી થાય છે તે વિષે જુઓ પ્રથમ ગઝલમાં "રહે કયમ છાની મારા યાર" તથા તે ઉપરની ફુટનોટ. આઠમી ટુકમાં નસીબના દાવ છોડવાનું કહ્યું છે ત્યાં સંસાર પ્રિયતમના પ્રેમનો વિરોધી છે તેમાં જન્મ થવાથી કૃતકૃત્ય થવામાં હાનિ પહોંચે છે, તાત્પર્ય પુનઃ જન્મની ઇછા નહીં કરતાં આત્યંતિક મોક્ષની સ્પૃહા કરે છે.

૧ ઇરાનના પ્રતાપી રાજા જમશીદના સમયમાં મદિરાની ઉત્પત્તિ થઈ છે. આ રાજા ઘણો પ્રતાપી હતો. વિદ્યા કલાને ઉત્તેજન આપતો હતો. ઈરાનમાં સંગીત અને મદિરા એણે દાખલ કર્યાં. ત્યાં દ્રાક્ષને કોહવરાવી મુકેલું પાણી ઝેર ગણાતું હતું. જમશીદની એક દાસીને માથાનું દર્દ હતું; તે એક દિવસ દર્દથી કંટાળી આત્મઘાત કરવા તૈયાર થઇ. તેણે દ્રાક્ષનું પાણી મરવા વાસ્તે પીધું. આથી તે મરી ન જતાં તેનું દર્દ મટી ગયું. જમશીદે ખબર જાણતાં દેશ પરદેશના રસાયનીઓને બોલાવી દ્રાક્ષનો આસવ કઢાવી પરીક્ષા કરાવતાં રમુજ આપનાર માલમ પડયો. આ પ્રમાણે આખા દેશમાં મદિરાનો પ્રચાર થયો. જમશીદના નામના માહાત્મ્ય તરીકે મદિરાના પ્યાલાને "જામેજમ" એટલે જમશીદનો પ્યાલો કહે છે. આ અનુસંધાન કરી કહે છે કે અમારો પ્યાલો (પ્રેમનો) એ સિકંદર પાદશાહનું દર્પણ છે, જેમાં દારા પાદશાહના તમામ મુલ્કની જાણ પડે છે. સિકંદરે રાજ્ય લોભથી આખી પૃથ્વીનો વિજય કરવાની ઇચ્છા રાખી હતી અને તેટલા માટે દુનિઆંના પંડિતો પાસે તમામ સ્થળની હકીકતની નોંધ તથા નકશા તૈયાર કરાવી રાખ્યા હતા જેને "આઇનયે સિકંદર" એટલે સિકંદરનો મુકુર-દર્પણ કહેતા. સિકંદરે દારા પાદશાહનો મુલક જીત્યો હતો.

યુનાન દેશનો ફિલસુફ પીથાગોરસ અને ચિન દેશનો તત્વજ્ઞાની તાઉ જમશીદ રાજાના દરબારમાં રહ્યા હતા. જમશીદે નવી પંચાંગ પદ્ધતિ ગોઠવી હતી અને યુકિલડની ભૂમિતિના ૧ લા સ્કંધનો ૪૭ મો સિદ્ધાંત આ રાજાના સમયમાં એના દરબારના આ ફિલસુફોએ પ્રથમવારકો સિદ્ધ કર્યો છે એમ ઇતિહાસમાં લેખ છે.

૨ પ્રેમિઓએ પ્રિયતમને સૌથી સબળ ગણવો જોઇએ. તેની અકૃપાનો ભય રાખવો જોઇએ તથા તેનાજ મોહિત થઈ રહેવું જોઇએ. તે દર્શાવતાં કહે છે કે અમારો પ્રિયતમ એટલો તો ક્રોધી છે કે તેને પ્રતિકૂલ આચરણ થતાં તે તને તો બાળીજ નાખશે. કારણ કે સખ્તમાં સખ્ત પથ્થર જેના હાથમાં મીણ જેવા થઇ જાય છે તો પછી તારી શી ગતિ ? પ્રિયતમને સર્વથી સમર્થ માનવો એ પણ પ્રેમીનું કર્તવ્ય છે જુઓ વલ્લભાચાર્ય– "प्रभुस्सर्वसमर्थो हि"

૩ સ્વમાર્ગની મહત્તા દર્શાવતાં કહે છે કે અમારી પ્રેમની વાતોમાં એટલો તો મોહ ભર્યો છે કે વૃદ્ધ અને મોટા મોટા પવિત્ર ગણાતા પુરુષો મત્ત થઇ જાય છે. બીજા માર્ગોમાં તર્ક વિતર્ક તથા વિધાના સમારંભથી મોક્ષ ઇચ્છનારને કિલષ્ટતા લાગે છે; પરન્તુ અનન્યતામય પ્રેમ તો સીધો અને મોહ ભર્યો માર્ગ છે.

૪ મદિરા—પ્રેમની ઉત્કૃષ્ટતામાં કહે છે કે ભલે પવિત્રાઇ ખોળનારાઓ અમારા મદિરાની નિંદા કરે અને ભલે એમ કહે કે મદિરા સર્વ દુઃખનો જનક છે પરન્તુ અમને તો એક મુગ્ધા સ્ત્રીના ચુંબન જેટલો મિષ્ટ અને પ્રિય લાગે છે.

૫ કારૂન નામનો મહા ધનાઢ્ય યાહુદિ હતો. દુઃખમાં પણ ધૃતિ રાખી પ્રિય સ્મરણનો ત્યાગ નહીં કરતાં પરમાનંદથી દિવસ ગાળવા. આ કિમિયો એવો છે કે ગરીબ માણસ હોય તે પણ પરમાનંદી થવાથી કારૂન જેટલો ધનાઢ્ય થઈ જશે. અર્થાત્ નિસ્પૃહ થવાથી તે તો રાજાનો રાજા છે. એજ ભાવનું જુઓ પ્રેમપંચદશીમાઃ—

"કરે શું મોતિમાળા હું, અનુપમ મારી પ્યારીએ,
કર્યો નક્ષત્રનો મારે, ગળે શણગાર જૂદો છે."

૬ મદિરા રંગી વસ્ત્ર=ભગવું વસ્ત્ર જે સાધુઓનું ચિન્હ છે તેની ઉપેક્ષા

ફરી કહે છે કે એવાં ઢોંગનાં ચિન્હ મેં ધારણ નથી કર્યાં તો શું થયું? હું તો નિર્મળ થયો છું. રંગી શબ્દમાં "રાગ" (મોહ)નો વ્યંગ્ય છે તે સમજવું."

પૃ૦ ૨૫૮: ૪ ૧ નિશા–રાત્રિ. જોશે પુરે–પૂર જોશમાં. ૨ મને મનમાં, મનને. ૩ મારો હરીફ તે મારો સાકી (પ્રિયતમ) હતો. તે હરવખતે ઝુલ્ફાં અને ચહેરાવડે અનુક્રમે છાયા અને તેજ બતલાવતો હતો, અર્થાત્ મારા શોખને (મને તલસાવીને) બઢાવતો હતો. ૪ મારો શોખ વધેલો જોઈ તેણે પ્યાલામાં શરાબ ઓર વધારી દીધો, ઉછાળે ચડાવ્યો. શકૂન-શબ્દ. કડી ૫–૬–૭ સંબોધન છે. ૬ પરી–દૂર. ઐહામુષ્મિક–આ લોકના તેમજ પેલાના. હરી–પરમેશ્વર. ૭ જવની–જવના કણુની–તુલ્યે, જવ તોલે, અલ્પાલ્પ. ૭ કૈકાઉસ–ઈરાનના એક મોટા શહેનશાહ.

" શબ જ મુતરિબ કિ દિલ્ ખુશ બાદ વયેરા,
શુનીદમ નાલયે જાં સોજ નયરા. (એ ઉપરથી)

૧ "ગાયક" પ્રિયતમ અથવા ગુરૂને ઉદ્દેશી મુકયો છે. પ્રિય મૂર્તિનું ચાતુર્ય દર્શાવી પોતાના પ્રેમનું અધિષ્ઠાન નિર્માણ કરવાનું કારણ સૂચન કરે છે. મિષ્ટ વાણિને સર્વથા મૃદુ સરોદ અથવા વાંસળીની ઉપમા અપાય છે. તેથી "વાંસળી વાઇ" એ શબ્દોમાં પ્રિયતમે મિષ્ટ વાણિ કહી અથવા ગુરૂએ સંસાર ઊપરથી રતિ દૂર કરવાનો બોધ કર્યો એ ઉઘાડી રીતે વ્યંજિત થાય છે. ગુરૂ શરણ અવસ્થામાં ગુરૂ વાણીજ પ્રિય હોવી જોઇએ. આ આખી કવિતામાં "હાફિઝ"ની વૈરાગ્ય વૃત્તિ પ્રેમળ શબ્દોમાં દર્શાઈ આવે છે. વાઇ= વગાડી. વાંસળી સાથે "વાવી" શબ્દ ઉપયુક્ત કરવો એ ભાષાની રૂઢી છે. જોશે=જોશથી, જોરથી.

૨ પ્રિયતમની મિષ્ટ વાણીની અસર શું શું થઈ તેનું વર્ણન કરતાં કહે છે કે પ્રેમાધીન થવાથી સંસારમાં સર્વ વસ્તુ કરુણા ભરી—કલેશ ભરી અથવા ઉદાસીનતા ઉત્પન્ન કરનારી પ્રિયતમના પ્રેમની વિરોધિ થઈ ગઇ. અર્થાત્ હું પ્રિયતમનો અનન્ય ભક્ત થયો.

૩ અનન્ય પ્રેમના ફલનું વર્ણન છે. જે પ્રિયતમનો મને પ્રેમ લાગ્યો હતો તે બેદરકાર હતો પરન્તુ આખા જગત ઉપરથી મોહ ઉતરી જતાં, તે પ્રિયતમનો હું અનન્ય પ્રેમી થયો ત્યારે તેજ પ્રિયતમ હવે મારા ઉપર પ્રેમ

કરતો થયો. અનન્યતા શિવાય પ્રેમ છેજ નહીં. પ્રિયતમના સૌન્દર્યને કુદરત સાથે સરખાવી કહે છે કે સૂર્યના તેજ અને છાયાથી જેમ કુદરત અવારનવાર અભિનવ રંગ બતાવે છે તેમ હવે મારો પ્રિયતમ મારા ઉપર પ્રેમ કરી સૂર્ય જેવા ગૌર મુખથી તથા છાયા સમાન છુટા કેશથી—અલકથી—મારા તરફ પ્રેમ ચેષ્ટા કરે છે. જ્ઞાન પક્ષે પ્રકાશ અને છાયા દર્શાવનારી કુદરતનો હું ભક્ત થયો છું તેમ પણ વ્યંજિત થાય છે.

૪–૫–૬. પ્રિયતમ સાથે મદિરા વિહારનો અથવા ગુરૂ સાથે જ્ઞાનચર્ચાના નિદિધ્યાસન–નિરંતર અભ્યાસ–ના આનંદ તથા ફલનું સૂચન કરે છે. મદિરા પ્યાલામાં ઉછાળે ચઢયો એ સારા શુકન છે એ મેં સજ્જન પ્રતિ કહ્યું, કારણ કે તારા મદિરા પ્રેમથી હું સત્ય પ્રેમ સમજ્યો. પ્રિયતમને ઉદ્દેશી પાંચમી ટુકમાં કહે છે કે જ્યારે તું મારી સાથે વધારે મદિરાવિહારમાં પ્યાલાઓ સેવે હોડ બકે છે ત્યારે આ મારા જીવનરૂપી બંધનથી સદા સર્વદા મુક્ત કરે છે. ગુરૂ આદેશે, "હોડ કરે છે" તેનાં જેમ જેમ વધારે મિષ્ટ મદિરારૂપી જ્ઞાનગોષ્ઠી ચર્ચાવે છે તેમ તેમ. છઠ્ઠી ટુકમાં પ્રિયતમને અથવા ગુરૂને માયિક પ્રેમથી અથવા બોધથી સત્ય પ્રેમ (ઇશ્કે ઇલાહી) અથવા તત્પદ પ્રાપ્ત થયું તેથી આર્શિવાદ આપે છે. ઐહામુષ્મિક=આલોક તથા પરલોક. આખી કવિતામાં અને મુખ્યત્વે કરી પાંચમી અને છઠ્ઠી ટુકમાં શાખે નિબાતનો ઇસારો કર્યો છે. એમ મારા ઉસ્તાદ **મુનશી સૈયદમીયાં** તથા **મારા-પૂજ્યપિતા** જે ફારસીમાં પ્રવીણ હતા અને જેમનાથી મને ઘણો સંસ્કાર થયો છે તે હું જ્યારે વિદ્યાર્થી અવસ્થામાં હતો ત્યારે કહેતા હતા. બન્ને વિદ્વાનો સ્વર્ગવાસી થયા છે અને તેમની આ ભાષાંતર સમયે ઘણીજ ખોટ પડી છે.

તેઓ એવો વ્યંગ્ય સૂચન કરતા હતા કે હાફિઝ શાખે નિબાતના પ્રેમ વડેજ તત્ત્વજ્ઞાની થયો, તેનો તે આભાર માને છે અને કાવ્ય યુક્તિથી પ્રિયતમાને આશિષ આપે છે. ઘણા પ્રસંગો એવા બન્યા છે કે વિરુદ્ધ પ્રયત્ન કરવા જતાં સારૂં ફલ પ્રાપ્ત થાય છે. શાખે નિબાતના પ્રેમમાં ગ્રસ્ત થયો તો ચાલીશ દિવસનો પ્રયોગ કર્યો તેમાંથી ઈશ્વર પ્રત્યે દૃઢીભૂત આસ્થા થઈ અને તત્ત્વનું જ્ઞાન થયું, માટે હાફિઝ તો સર્વ ફલનું કારણ શાખે નિબાતને ગણે એ વાસ્તવિક છે. વળી જુઓ તેજ પ્રમાણે ગુજરાતના ભક્ત શિરોમણી નરસિંહ મહેતા વિષે બન્યું છે. ભાભીના મેહેણાથી શિવ પ્રસંગ અને કૃષ્ણ-

લીલાનાં દર્શનનો લાભ થયો. ઘેર આવી તેમણે કલેશી ભાભીનો ઉપકાર માન્યો છે. તેવો લેખ છે.

૭ આ ટુકમાં કહે છે કે જ્યારે હું પ્રેમમાં—પરમાનંદમાં–મસ્ત બનું છું ત્યારે કૈકાઉસ પાદશાહની સર્વ સમૃદ્ધિને પણ એક જવના દાણા જેટલી ગણું છું. હું સર્વથી શ્રીમાન્ છું એમ હું ગણું છું કેમકે જેને દ્રવ્યની ઇચ્છા નથી તે સર્વથા શ્રીમાનજ છે.

**કૈકાઉસ**=ઇરાનના "કૈ" વંશનો પાદશાહ. આ વંશના પાદશાહોના નામ સાથે "કૈ" લખાતું હતું જેમકે કૈકોબાદ, કૈખુશરૂ ઇત્યાદિ. આ પાદશાહ કૈકુબાદનો પુત્ર હતો. ઘણો સમૃદ્ધ હોવા છતાં લોભ વશ થઈ આસપાસના લોકો ઉપર ચઢાઇઓ કરી હતી; એના રાજ્યનું વર્ણન કવિ ફરદુસીએ શાહનામામાં વિસ્તારથી કર્યું છે. એ પાદશાહનાં ઘણા પરાક્રમ કંઈ નથી પરન્તુ એનું રાજ્ય "રૂસ્તમ" નામના પ્રસિદ્ધ વીર (પેહેલવાન)ના પરાક્રમોથી તથા આ વીર અને તેના પુત્ર વચ્ચેના કરુણાજનક બનાવથી વધારે પ્રખ્યાત થયું છે. પિતા પુત્ર વચ્ચેની કરુણાજનક વાત એવી બની છે કે તે આખા દેશની પ્રિય વાર્તા થઇ પડી છે. તથા કવિઓનો વિષય થયો છે. તેથી તે સૂચના અહી કરવી યોગ્ય છે, જો કે રૂસ્તમની વાતને આ કાવ્ય સાથે સંબંધ નથી:

"કૈકાઉસ" જેને ગ્રીસ દેશના ઇતિહાસોમાં કાયાકઝરીસ (Cyaxeres) અને બાઇબલના "જુડીથ" પુસ્તકમા અરફ્કસાદ (Arphaxad) નામનો લખ્યો છે, તે કૈકુબાદ પછી ગાદીએ બેઠો હતો. આ પાદશાહે માઝંદરાન અને સિસ્તાન દેશો ઉપર ચઢાઇઓ કરી હતી. એ બન્નેમાં તે ફસાયો હતો, પરન્તુ બન્નેમાંથી રૂસ્તમ પહેલવાને તેને મુક્ત કરી વિજય અપાવ્યો હતો, રૂસ્તમનાં અનેક પરાક્રમો રસભર કાવ્યોમાં ફિરદુસીએ ગાયાં છે. તેમાંનાં આ બે પણ છે. રૂસ્તમને હાથે પોતાના પુત્રનું મોત થયું તે શોકજનક બનાવ આ સમયે બન્યો હતો. રૂસ્તમ જુવાનીની શરૂઆતમાં તમીના નામની એક ગ્રહસ્થની પુત્રી સાથે પરણ્યો હતો પરન્તુ તેણે સ્વદેશસેવામાં હિત લગાડયું તથા પરાક્રમો કરવા આદર્યું. તેથી સ્ત્રીને છોડવી પડી અને રૂસ્તમ તો મહા સંગ્રામોમાં જોડાયો. તમીનાને રૂસ્તમના ગયા પછી પુત્ર પ્રસવ થયો. પરન્તુ રૂસ્તમ આ છોકરાનો દાવો કરશે એમ ધારી રૂસ્તમને કહાવ્યું કે છોકરી અવતરી છે. રૂસ્તમે છુટો પડયો ત્યારે પોતાની મુદ્રા સ્ત્રીને આપી કહ્યું હતું કે પુત્ર પ્રસવે તો એ મારો છોકરો છે તેવી ઓળખ રહે માટે તે એના બાહુએ બાંધવી

આ પ્રમાણે મુદ્રા છોકરાને હાથે બાંધી અને તેનું નામ "સોહરાબ" પાડયું હતું. સોરાબ મોટો થયો. તે જાણતો હતો કે તેનો પિતા રૂસ્તમ છે. તથાપિ ઇરાનના દુશ્મન હામાવેરાન (ઘણું કરી આસીરીયા)ના પાદશાહ અફ્રેસાઇબની નોકરીમાં યોદ્ધા તરીકે રહ્યો. અને ઇરાનની સેનાઓમાં ત્રાસ ઉપજાવવા લાગ્યો. કૈકાઉસનો યોદ્ધો રૂસ્તમ હતો; તેથી બન્ને સેનાઓ મળતાં પિતા પુત્ર વચ્ચે ઓક્સસ નદીના કિનારે યુદ્ધ થયું. સોહરાબે ઈરાનના વીરને દ્વંદ્વ યુદ્ધમાં ઉતરવાનો ઝાસો આપ્યો. રૂસ્તમ બીજું નામ ધારણ કરી આગળ આવ્યો. અત્યાર સુધી પિતા પુત્ર પરસ્પર ઓળખતા નહોતા. બન્ને વચ્ચે ઘણા વખત યુદ્ધ ચાલ્યું, આખરે રૂસ્તમે સોહરાબને એક ગદા મારી જેથી તે ભૂમિ ઉપર પડયો. આ વખતે સોહરાબે ઈરાની વીરને કહ્યું કે "મારા પિતા રૂસ્તમને મારૂં મોત જાણી લાગણીથી ગુસ્સો થશે અને તે વૈર લેશે માટે તેથી બચતો રહેજે." પોતે રૂસ્તમનો પુત્ર છે તે બાહુપર બાંધેલી મુદ્રા બતાવી સાબીત કરી આપી પ્રાણ મુકયો. રૂસ્તમે અત્યંત શોક કર્યો. સેનાઓને વિદાય કરી પુત્રનું શબ લઇ રૂસ્તમ સિસ્તાનમાં આવ્યો અને તેની ઉત્તર ક્રિયા કરી. ( શાહ નામું. )"

પૃ૦ ૨૫૯: ૫ ૧ યાર શિરાઝી—શિરાઝની સુંદર માશૂક. મન મેળાવે--મન સાથે મેળાવો–મેળ–સાધે. સમર–સમરકંદ. તિલ શ્યામને ભાવે–સમરકંદ ને બુખારા હું આપું તે કોની કીમત પેટે? તે માશૂકના બદન ઉપરના શ્યામ તલને બદલે. ૨ રુકનાબાદ, મુસલ્લા જુઓ પૃ૦૨૭૨. ૩ છોટી–જુવાન. કરે અરે૦—અન્વય: અરે અફ્સોસ! બાધું શહર મસ્તાન કરે છે. તુરક જયમ૦—તુર્કો લૂટ ચલાવવામાં નામચીન છે તેમ આ ગૌરાંગીઓ દિલમાંથી ધીરજ હરી લેવામાં કાબેલ છે. ૪ મારી પ્રીતિ અપૂર્ણ–અધૂરી છે, પણ પ્રેમીની ખુબી તે એ અધૂરપની દરકાર કરનારી નથી. સહજ–કુદરતી રૂપાળી કાન્તિને રંગ, સુગંધી, તોય (=પાણી, અહીં ચહેરાનું પાણી–નૂર સમજવાનું છે), ચહેરા ઉપરનો તલ–એ ચીજોની શી દરકાર છે? [ કવિ અસલમાંના 'ખત' (ચહેરા ઉપરની મોહક રૂંવાટી)ને યાદીમાં લાવી શકયા નથી. તો 'સુગંધી' પોતે ગાંઠની ઉમેરી છે.] ૫ યુસુફ જેમ

જેમ ઉમરે વધતો જતો હતો તેમ તેમ તેની કાંતિ વધતી જતી હતી. ત્યારે જ મેં જાણ્યું હતું કે પ્રાતિવ્રત્યના પરદામાંથી ઝૂલેખાને એવી પ્રીત જરૂર બહાર ખેંચી લાવશે. ૬ દેખ ન દુનિયામાં૦—દુનિયાના ભેદમાં ઊંડા ન ઊતરો, ફિલ્સુફી ન ડહોળો. હોઈ–થઇને ૭ નિજ નિર્મળ૦—કેમકે જે નસીબવાન–અચ્છા જુવાનો છે તે અકલમંદ વૃદ્ધોની શિખામણને જાનથી પણ વહાલી ગણે છે. ૮ મેં વચનો મીઠાં કહ્યાં—મૂળ કરતાં ફેર છે. મૂળમાં 'તેં મને કડવું કહ્યું અને હું ખૂશ છું.'—એમ છે. ૯ તેં ગાનરૂપી મોતી પરોવીને હાર રચ્યો તો આકાશ તને સામેથી મંદાકિનીનો હાર પહેરાવે છે.

" અગર આં તુર્ક શીરાઝી બદસ્તારદ દિલે મારા,
બખાલે હિંદુયશ બખ્શમ્ સમરકંદો બુખારારા. (એ ઉપરથી)

આ કવિતામાં સર્વત્ર હાફિઝના પ્રેમના ઉદ્‌ગાર છે. ૧ શિરાજનોયાર= શાખેનિબાત. સૌન્દર્યથી એટલો બધો મોહિત થઇ ગયો છે કે એક કાળો તિલ તેને માટે બુખારા અને સમરકંદ બન્ને શહેરો બક્ષી દઉં એમ કહે છે. અત્રે સમર લખ્યું છે તે સમરકંદનું ટુંકુ નામ છે. કવિઓ તો રાજાના રાજા છે. એટલે એમને ગાંઠની ક્યાં દોલત જોઇએ છે! હાફિઝની આ ગઝલ બહુજ પ્રસિદ્ધ છે અને મુખ ઉપર આવેલા શ્યામ તિલ બાબતની આ પહેલી ટુંક તો સાધારણ વાત ચિત પ્રસંગમાં વિનોદના દૃષ્ટાંત રૂપ થઈ પડી છે. કરણ-ઘેલાના કર્ત્તાએ રૂપસુંદરીનું સૌંદર્ય વખાણતાં ત્રાજવું એવું સુંદર હતું કે જેમ કોઈ સ્ત્રીના મુખ ઉપર આવેલા તિલ માટે એક અમીર બુખારા અને સમરકંદ બન્ને શહેરો આપવા તૈયાર થયો હતો, આવો જાણે ખરો બનાવ બન્યો હોય તેવું સૂચન કર્યું છે તે બીજો કોઇ અમીર અથવા પાદશાહ નહોતો. પણ આપણો નિસ્પૃહ કવિરાજ હતો એમ સમજવું. આ કાવ્યની વાર્તા ઉપરથી ગુજરાતીમાં એ રૂઢી દાખલ થઇ.

૨ રૂકનાબાદ નદી અને મુસલ્લાનો માંડવો તે વિષે પ્રસ્તાવનામાં વિસ્તારથી લખ્યું છે તે જુઓ.

૩ સુંદર સ્ત્રીઓ મનની ધીરજ હરી ગઈ તેનું ઉપમાન તુર્ક લોકોનું કર્યું છે કારણ કે લૂટના કામમાં તુર્ક લોકો ઘણા ચતુર અને ચંચલ છે.

૪ અમારો પ્રિયતમ અત્યંત સુંદર હોવાથી કોઇની પરવા કરતો નથી.

રૂપગર્વિષ્ટ છે. એનું સૌંદર્ય સહજ છે. જે સ્વાભાવિક સૌન્દર્ય છે તેને મુખ ઉપર લગાડવાના રંગની, સુગંધી પાણીની અથવા સૌંદર્ય વર્ધક શ્યામ તિલ ઇત્યાદિની કાંઇ જરૂર નથી.

૫ યુસુફની સુંદરતા જોઈ ઝુલેખાએ મોહ પામી પોતાનું પતિવ્રત છોડયું: તો મેં નિશ્ચય કર્યો છે કે એ પ્રીતિ જ એવી છે: ભલભલાને ભુલાવે છે: એ ભાવ.

યુસુફ મુસલમાનો અને ખ્રિસ્તીઓના પેગંબરોમાંનો એક છે. એનો ઇતિહાસ બાઈબલમાં "સૃષ્ટિની ઉત્પત્તિ" (Genesis)ના પુસ્તકનાં પ્રકરણ ૩૦ થી ૫૦ સુધીમાં સવિસ્તર વર્ણન કરેલો છે, તથા કુરાનના બારમા સુરામાં આપેલો છે. યુસુફ અને ઝુલેખા (Joseph and Potiphar's Wife) એ જોડાનું નામ લેલી અને મજનું તથા શીરીન અને ફરહાદ જેવું દૃષ્ટાંત રૂપ થઈ પડયું છે. વળી નીઝામી કવિએ આ વાર્તા કાવ્યરૂપે લખી છે. યુસુફ "માહે કિનાન" (કિનાનનો ચંદ્ર), "શાહે મિસર" ઇત્યાદિ ઉપમાઓ અપાયલી છે. એ પેગંબર તરીકે ગણાયો છે માટે તેનો ઇતિહાસ મૂલ કુરાનમાંથી તથા બાઇબલમાથી સંક્ષિપ્ત કરી નીચે આપીએ છીએ.

યુસુફ ઉર્ફે જોસેફ તે યાકૂબ ઉર્ફે જેકબનો પુત્ર હતો. તે અત્યંત સુંદર હતો. તેના ઉપર તેના પિતાનું ઘણું વહાલ હતું તેથી તેને અમીરોની પદવીને યોગ્ય એક ડગલો શિવડાવી આપ્યો હતો. આટલા ઉપરથી તેના ભાઇઓની તેના ઉપર અદેખાઇ થઇ અને તેઓ એક વખત જંગલમાં ગયા હતા ત્યાં યુસુફને એક કુવામાં નાખી દીધો. પરમેશ્વરે તેનો બચાવ કર્યો. કિનાન દેશમાં એનો જન્મ હતો તથા તે દેશના કુવામાં તેને નાંખી દીધો માટે એને "માહે કિનાન" (કિનાનનો ચંદ્ર) કહે છે. અહીંથી કેટલાક વેપારીઓ તેને કાઢી ગયા અને મિસર દેશમાં તેને વેચ્યો. આ સમયે તેનું વય સત્તર વર્ષનું હતું. મિસર દેશના રાજા ફેરહો રાજાનો કોષાધિકારી કિતફર (Potiphar) નામનો હતો તેણે તેને ખરીદ કર્યો. અહીં તેને ઘણી માયા બતાવવામાં આવી અને ઘરનો કારભારી યુસફ થયો. કિતફરને ઝુલેખા નામની સ્ત્રી હતી, તે તેના ઉપર મોહિત થઈ. એક દિવસ ઘરમાં કોઇ નહિ હતું તેથી ઝુલેખાએ યુસફને વ્રતભંગ થવાનો આગ્રહ કર્યો અને યુસફનું પહેરણ પકડયું. યુસુફ પણ ઝુલેખાના સૌંદર્યથી મોહિત થઈ પાપગર્તમાં પડવાની તૈયારીમાં હતો તેવામાં કહે છે કે એના આત્માને કોઈ દેવ ઠપકો દેતું હોય તેમ જણાયું અને અટકયો.

પાપવૃત્તિ એકદમ દૂર થઇ અને એણે નાસવા માંડયું. ઝુલેખાએ નહિ છોડ-વાથી તેનું પહેરણ પાછળથી ફાટી ગયું. મોહિત ઝુલેખાએ તેનો બદલો ઉલટી રીતે વાળવા બુમ પાડી તથા તેનો પતિ અને માણસો ભેગાં થતાં યુસુફ ઉપર ખોટો આરોપ મૂક્યો. યુસુફે ખરેખરૂં કહી દીધું કે મેં સ્વામિભક્તિથી કંઈ પાપ કર્યું નથી છતાં એને બંધીખાનામાં નાંખ્યો. ઝુલેખા તો તેની પાછળ ગાંડીજ થઇ ગઇ. એક દિવસ ઝુલેખાએ શહેરની સુંદર ચાળીસ સ્ત્રીઓને નોતરી અને કેદખાનામાંથી યુસુફને ખાનગી રીતે બોલાવ્યો. બધી સ્ત્રીઓની સમક્ષ ઝુલેખાએ યુસુફને કહ્યું કે જો તું મારી ઇચ્છા પૂર્ણ નહિ કરે તો આ ચાળીસ સ્ત્રીઓ તારા ઉપર પોતાના પ્રાણ આપશે. યુસુફ ડગ્યો નહિ ત્યારે ચાળીસે સ્ત્રીઓએ પોતાના હાથ કાપી નાંખ્યા. આટલું થયા છતાં પણ તે ડગ્યો નહિ ત્યારે પાછો કેદખાનામાં મોકલાવી દીધો.

યુસુફ પરમેશ્વરનો લાડીલો હોવાથી તેનું પ્રલ્હાદનું રક્ષણ કર્યું હતું તેમ સર્વત્ર રક્ષણ કર્યું છે. કેદખાનામાં તે ઉપરીઓનો તથા [illegible]ઓનો પ્રિય થઈ પડયો. આ સમયે ફેરેહોને સ્વપ્ન થયું તેનો ભાવ [illegible] કહી દર્શાવી આપ્યો. તેના કહેવા પ્રમાણેજ બન્યું તેથી ફેરેહો[illegible] રાજ્યનો મુખ્ય બનાવ્યો અને તખ્ત ઉપર બેસાર્યો. આમાં ઘણાં વર્ષ વહી ગયાં. આ સમયે ઝુલેખાનો ધણી કિતફર મરી ગયો હતો તેથી ફે[illegible]એ યુસુફનું લગ્ન ઝુલેખા સાથે આગ્રહથી કરાવ્યું, કેમકે, ઝુલેખા તો હજુએ યુસુફની પાછળ ગાંડીજ હતી. કેટલાક કહે છે કે યુસુફનું લગ્ન આસેનાથ સાથે થયું હતું યુસુફ ઝુલેખાનું જોડું ઉપર પ્રમાણે પાછું મળ્યું છે. આ બન્નેના પ્રેમનો આશય લેઇ નિઝામી કવિએ એક અત્યુત્તમ કાવ્ય ફારસીમાં રચ્યું છે.

૭ આ દુનીઆનો વ્યવહાર એ અટપટી રમત—કોહોયડો—છે જેનો ભ્રમ અદ્યાપિ કોઇએ ઉઘાડયો નથી અને હવે કોઈથી ઉઘડવાનો નથી. એવી ભેદ ભ્રમવાળી દુનીઆનો સંગ ત્યાગ કર. તે એટલે સુધી કે તેનું સ્મરણ પણ કરીશ નહિ. માત્ર તારા આત્મરંગમાંજ મચેલો રહે. તારો પ્રેમરૂપી મદિરા જે તને દુનિઆનું વિસ્મરણ કરાવે છે તેથી સતત મત્ત હોઈ તારાજ અભ્યાસનાં આયનો ગાયાં કર. જ્યારે દુનીઆમાં તું નથી ત્યારે દુનિયાનો શુદ્ધિ અશુદ્ધિનો ન્યાય તને લાગતોજ નથી. તારો માર્ગ દુનીઆને ગમે કે ન ગમે તેની તારે દરકારજ ન કરવી કેમકે મારા આ પ્રમાણોના બોધથી તું સંસારથી નિર્લિપ્ત થશે:—એ ભાવ.

૮ સરળ છે.

૯ મુમુક્ષુનું લક્ષણ નિર્મળ અંતઃકરણ થવું તે છે. પ્રથમ વારકું મન જે રજતામસ ગુણજન્ય વિકારોને સતત આધીનજ છે તે જીતવું કઠિણ છે અને આ મનોગ્રન્થી વિમુક્ત થવી એનુંજ નામ મોક્ષ છે. હાફિઝની આ ગઝલ શાખે નિબાતને ઉદ્દેશીને છે. તેનો ભાવ પોતાનું વિશુદ્ધ મન દર્શાવી પ્રગટ કરે છે તે કેવો ઉત્તમ છે. તે કહે છે કે પ્રિયે તારા પ્રેમથી ઉદ્દીપ્ત થઇ મેં તને મીઠાં મીઠાં વચનો કહ્યાં અને તેના બદલામાં તેં તો મારા પ્રેમને તરછોડતાં કડવામાં કડવું દુનીઆની કડવાશના સત્ત્વ સમાન જે કડવું વચન તે કહ્યું. ભલે તને ગમ્યું તે ખરૂં. અને તારૂં કડવું વચન પણ પ્રિયકર છે. પરમેશ્વર તારૂં ભલું કરો. મને શુભાશુભ પ્રિયાપ્રિય સમાન ગણનારને કંઇપણ તે બાબત શોક નથી. પરંતુ એટલું તો કહેવા દે કે તારા મિષ્ટ અધર ઉપર આ "નકાર" બતાવનારાં વચન બહુ શોભે છે! અર્થાત્ કે શોભતાં નથી. મિષ્ટતા અને કટુતા કેવળ વિરોધી છે તેથી મિષ્ટતાએ કટુતાનો સંગ કરવો એ છાજતું નથી. આ વ્યંગ્યાર્થ કાકૂથી પ્રતિપાદિત કરવાનો છે.

૧૦ કવિઓને પોતાના કાવ્યગૌરવનું, ભક્તોને પોતાની ભક્તિનું કંઇક ઉચ્ચમાન રહે છે અને તે કોઈ વખતે બહુ ઉત્તમ રીતે દેખાઇ આવે છે આમાં કહે છે કે પ્રિયતમના ગાયનો ઉપર ગાયનરૂપી મોતી તેં પરોવ્યાં. હવે આવ બેસ એ મોતીની માળા કરી બેસ અને ગાઈ ગાઇ ભક્તિપર. જો તારા ગાયન ઉપર મોહિત થઇને ખુદ સ્વર્ગ ગંગા તારે ગળે હાર પહેરાવે છે. સ્વર્ગ-ગંગા—મંદાકિની—(Milky way) જે આકાશમાં અત્યંત તારાઓના સમૂહથી હાર જેવી દેખાય છે તે રૂપી હાર તારૂં ગાયન સાંભળીને આકાશ પહેરાવે છે. આવાજ ભાવનું જુવો પ્રેમપંચદશીમાંઃ—

મધુર ગાયન તું ગાયક ગા સુસ્વરે જો
મારા ગુણિયલના ગુંથ ગુણ મન ઠરે જો.
મૂર્ખ સમજશે ન મર્મ કાવ્ય રસ ભરે જો
તેમાં હું શું કરૂં શી પડી છે માહરે જો
મસ્ત કુદરત રસમસ્ત કવિતા ઉરે જો
લહી બાલ શિરે સૂર્યમણિ મુગટ ધરે જો."

પૃ૦ ૨૬૧: ૬ ૧ માન—માપ. દેખ કેટલો અંતર૦—અમારી જુવાની હતી ત્યાં બુઢાપો આવ્યો. મતલબ કે, હાફિઝ, હવેની બાકીની

જિન્દગી ખુદાની બંદગીમાં ખરચ કરી દો. ૫ દિનકરકર–સૂર્યકિરણ. ૬ ચિબુક–હડપચી. કૂપ–કૂવો. કેમ કરિશ–કેમ કરીશ અને, અર્થાત્ કેમ કરીને. નીચેથી ઊંચે પ્રિયાના મુખ ઉપર નજર જાય ત્યાં ચહેરા પર આવતાં પહેલાં જ ચિબૂકકૂપનું નડતર નડવાનું.

" આ ગઝલ સરળ છે, તત્ત્વજ્ઞાની કર્મવાદીઓની મશ્કરી કરતાં પોતાના સંબંધી જાણી જોઇનેજ અવળી બોલીમાં કહે છે. ભાવ સરળ છે. જ્ઞાનીનાં અને કર્મવાદીનાં કર્માદિનો પરસ્પર વિરોધ ઘણી ઉત્કૃષ્ટ રીતે દર્શાવ્યો છે અને તે અનુકરણીય છે. મૂળ ફારસીમાં:

સલાહિ કાર કુજા ઓ મન્ ખરાબ કુજા
બિબીં તફાવતે રહ્‌ઝ કુજાસ્તતા બકુજા (એ ઉપરથી.)"

પૃ૦ ૨૬૨: ૭ ૧ પાત્ર–વાસણ. ૩ ઉન્કા—એક કપોલ કલ્પિત પંખી, જે હાથીને ઉપાડી ઊડી શકે છે. ૪ કરે–હાથમાં ૬ આદમ–પ્રથમ પુરુષ. ૭ હમેશના મિલનની લાલચ ન રાખીશ. એક બેવાર તું ખુદાઈ પ્રીતિનું પ્યાલું પી શકે, એક બેવાર તેને મળી શકે તો તે ઓછું નથી, હમેશના મિલનની લાલચ ન કરજે. ૮ બુઢાપામાં આવીને હવે એવી ફિકરમાં ન રહે કે આમ કરતાં બદનામી મળશે ને એમ કરતાં નેકનામી (સારું નામ) મળશે. ઈશ્વરને કેમ મેળવવો એ ફિકરમાં રહે એ મતલબ. અનુવાદમાં બીજી પંક્તિ બરોબર ઊતરી નથી અને ગુજરાતીમાં સંદિગ્ધ પણ રહી છે. ૯ હે લહરી, ગુરુને જઇને સંદેશો પહોંચાડ કે હાફિઝ મદિરાનો મુરીદ (ભક્ત) થઇ ગયો છે. અર્થાત્ ઈશ્કે ઈલાહીમાં પોતે આટલે દરજ્જે પહોંચ્યો છે એ સંદેશો મોકલાવે છે.

"સૂફી બિયાકી આઇનયે સાફસ્ત જામરા
તા બિનગિરી સફાઈ મયે લઆલ ફામરા.—એ ઉપરથી.

આમાં હાફિઝની મત્તદશાના ઉદ્‌ગારો છે. આ કવિતામાં સર્વત્ર સુખ-દુ:ખની સમાનતા, નિર્મોહ અને દષ્ટ મૂર્તિનું જ લક્ષ ઝળકી ઊઠે છે તે લક્ષમાં લેવાનું છે. મન નિર્મળ થયા પછીની ગુરુસેવનાની વખતના ભાવો હોય તેમ જણાય છે.

૩ ઉન્કા–ફીનીક્સ. આ પક્ષીનું કદ ઘણુંજ મોટું છે. આપણે ગરૂડ

પક્ષી કહીએ છીએ તે કદાચ હોય. આ પક્ષીની પોતાને એટલે જ્ઞાનીને ઉપમા આપી કહે છે કે દુનીઆની મોહજાળ ગમે તેટલી પાથરે પરંતુ અમારૂં મહાન ઉચ્ચમન એ મોહને કદાપિ વશ થનારૂં નથી. આંહી તો એટલે અમો જ્ઞાનીઓ પાસે તો કંઈ મળવાનું નથી. જગતની જંજાળથી શુન્ય છે. ફીની-ક્સ અને મારા ધારવા પ્રમાણે એજ આપણું ગરૂડ પક્ષી હોય તો તે માદા-ગાસ્કરનો બેટ અને આફ્રિકાના પશ્ચિમ સમુદ્ર કિનારા તરફ ઉત્પન્ન થાય છે. એ એટલું મોટું છે કે માર્કોપોલોએ પોતાના પ્રવાસમાં એનું વિસ્તારથી વર્ણન આપ્યું છે, ત્યાં લખે છે તે નીચે પ્રમાણેઃ—

"માદાગાસ્કરના લોકો જણાવે છે કે પ્રત્યેક વર્ષની અમુક ઋતુમાં કોઈ વિચિત્ર જાતિનું "રૂખ" નામનું પક્ષી દક્ષિણ ભાગમાં દેખા દે છે. તેની આકૃતિ ગરૂડ પક્ષીને મળતી કહે છે પણ કદમાં ઘણું જ મોટું હોય છે. ઘણું મોટું અને જોરાવર હોવાથી તે પોતાના પંજામાં એક હાથીને લઇને હવામાં ઉડી તેના મૃત શરીરનું જમીનપર નીરાંતે ભક્ષણ કરવાને તેને નીચે પટકે છે. જે લોકોએ આ પક્ષી જોયું છે તેમણે ખાત્રી કરી છે કે જ્યારે તે પાંખો પ્રસારે છે ત્યારે તેની લંબાઈ આ છેડાથી પેલા છેડા સુધી સોળ કદમ જેટલી હોય છે. તેનાં પીછાં આઠ કદમ જેટલાં લાંબાં અને તેના પ્રમાણમાં જાડાં છે. લોકો એમ કહે છે કે એની આકૃતિ ગરૂડ પક્ષી જેવી છે પરંતુ "ગ્રીફીન" જેની આકૃતિ અડધા સિંહની અને અડધી પક્ષીની ચિત્રોમાં જોવામાં આવે છે તે આ નથી. આ મહાન પક્ષીજ છે."

૬ આદમ. ખ્રિસ્તિ ધર્મશાસ્ત્ર પ્રમાણે સૃષ્ટિમાં સર્વથી પ્રથમ ઉત્પન્ન થયેલો પુરૂષ છે. હિબ્રુ ભાષાના "આદમાહ" એટલે મૃત્તિકા શબ્દ ઉપરથી એ શબ્દ નિકળ્યો છે. તે બન્નેમાં રજસ્નો ભાવ ગુપ્ત સ્કુરે છે. છઠ્ઠે દિવસે ઈશ્વરે મનુષ્ય ઉપજાવ્યું. પછી પ્રભુએ વિશ્રાન્તિ લીધી. આ મનુષ્ય બધી પૃથ્વીનો ભોક્તા નિર્માણ થયો. અને તે સર્વનું ઢાંકણ અને શિરોમણી ગણાત। સૃષ્ટિના ઉત્પત્તિ કથન (genesis)ના પહેલાં નવ પ્રકરણમાં આદમના ત્રણ નિરનિરાળાં ચરિત્ર વર્ણવ્યાં છે. તેમાં ૧–૧ થી ૨–૩ સુધિ પ્રથમ ચરિત્ર; ૨–૪ થી ૪–૨૬ સુધિ બીજું અને ૫–૧ થી ૯ ના અંત સુધિ ત્રીજું એ પ્રમાણે છે. તેમાં ઠેકઠેકાણે વાપરેલા જમાના શબ્દને બદલે ઇતિહાસ પણ યોજી શકાય. પ્રથમ ચરિત્રનો આશય સૃષ્ટિની ઉત્પત્તિ કહેવાનો છે; બીજાનો સ્વર્ગનું વર્ણન, મનુષ્યમાં પ્રથમ પાપનું પ્રાગટ્ય, અને આદમની વંશવૃદ્ધિ

કહેવાનો છે; અને ત્રીજામાં મુખ્યત્વે કરી નોહા અને આદમ તથા તેની પ્રજાનો સંબંધ સ્થાપન કરવાનો છે. આદમ શબ્દમાં પુરુષ અને સ્ત્રી બન્નેનો સમાસ થાય છે. એ પ્રમાણે સૃષ્ટિના ઉત્પત્તિ કથનના ૫-૨ માં કહેલું છે કે પુરુષ અને તે સ્ત્રી તેણે ઉત્પન્ન કર્યાં અને તેમને આદમ નામ આપ્યું. આદમ પુરુષને પ્રભુએ પોતાનો ઈડનનો બગીચો સાચવવા રાખ્યો. જ્ઞાનના વૃક્ષ શિવાયના બધા વૃક્ષનાં ફળ ખાવાને તેને આજ્ઞા હતી. ઈશ્વરે તેને કહ્યું હતું કે તું તે ખાશે તો મરશે. વળી ત્યાં એક જીવનનું ઝાડ પણ હતું અને કેટલાક ધારે છે કે આ વૃક્ષના ફળના નિરંતર ઉપયોગથી, મૃત દેહને આદમ ચિરકાળ નિભાવી શકયો. આદમની પ્રસન્નતા પ્રમાણે બધાં પ્રાણીનાં નામ પાડયાં અને મનુષ્ય બુદ્ધિ અને શક્તિની પ્રતીતિ આપી. આદમને એકાન્ત લાગ્યું અને ઈશ્વરે તેને ઘોર નિદ્રામાં નાંખી તેની એક પાંસળી કાઢી તેની એક સ્ત્રી બનાવી તેને સોંપી. પુરુષ પવિત્ર અને નિર્દોષ હતો; પરન્તુ સાપની પ્રેરણાથી સ્ત્રીએ, મનાઈ કરેલા ઝાડનું ફળ તોડી પોતાના પતિને આપ્યું અને ઈશ્વરની એક આજ્ઞાની અવગણના કરી. તેથી તેમને ઈડનના બાગમાંથી હાંકી કાઢયાં. અને તેઓના અપરાધને માટે પૃથ્વીને શાપિત કરી. આદમ ૯૩૦ વર્ષ જીવ્યો. ખ્રિસ્તિ ધર્મશાસ્ત્ર પ્રમાણે તેને કેઈન, આબેલ, અને સેથ નામે પુત્રો હતા. અને બીજા કેટલાકના કહેવાથી એ શિવાય બીજા પુત્રો પણ તેને હોવાનું અનુમાન થાય છે. આનો આશય લઈ કવિ મિલ્ટને "સ્વર્ગચ્યુતિ" અને "સ્વર્ગપુન:પ્રાપ્તિ" એ નામનાં કાવ્યો લખ્યાં છે."

પૃ૦ ૨૬૩: ૮ ૪ જો–બેવાર વપરાયો છે. ૫ અધિકાય–અધિક થાય. ૭–૮ મસ્તૂરી–દિલમાં ઇશ્ક છૂપો હોય ત્યારે. મસ્તી–ઇશ્કનો વેગ દુનિયામાં જાહેર થઇ ગયો હોય ત્યારે. તારી નરગીસ જેવી આંખોના જમાનામાં કોઇએ આરામની બાજુ ('બાજૂ સુખની') હાંસલ કરી નથી. સોળઆની તો ઠીક પણ એકઆની પણ સુખની ન મળી. એથી તો બહેતર છે કે મસ્તૂરીની એવી હાલતને તમારા મસ્તોને વેચી દેવી. દુનિયામાં મસ્તૂરીમાં કાંઇક આરામ મળે છે, પણ તમારા મસ્તૂરને તો આરામ પણ નથી, તેથી વેચવાની વાત. મસ્તૂરી કોને વેચવાની, તો કહે છે કે તમારા મસ્તોને એટલે કે તમારી બે

આંખોને. જનની—જન(માણુસ)ની. ૯ જાગતું શું—જાગતું હોય તે જેવું. એટલે કે કદાચ જાગશે. ૧૦ તમારા ચમકતા ચહેરાના પાણી(નૂર)એ મારી આંખોપર છાલકો લગાવી છે. ૧૫ મજલીસના સાકીઓ તમારી ઉમર લાંબી હજો! અગર જો કે મારો જામ તમારા જમાનામાં પૂરો ભરાયો નથી તો પણ. આ ગઝલના મૂળની શરૂઆતની શેર આમ છેઃ—

"અય ફુરુગે માહે હુસ્ન અઝ રુયે રકશાને શુમા.
આબરુયે ખૂબી અઝ ચાહે ઝનખ્દાને શુમા."

મૂળની ૯ પંક્તિનો અનુવાદ થયો છે, ૪ બાકી રહી છે.

"પ્રસ્તાવનામાં કહ્યું છે તેમ એક ઇષ્ટ મૂર્તિમાં મન સંકલિત કરવાની સ્થિતિનું સૂચન અને ધ્યાનરત થતાં પ્રેમના અનિયમિત ઉદ્ગાર સારી રીતે દર્શાવ્યા છે. ચંચલ અને બહુ લક્ષક મનને એક બિંદુમાં લાવવાને પ્રત્યેક તત્ત્વશોધક, કવિ, ભક્ત, કે પ્રેમીનું પ્રયત્ન સર્વત્ર જોવામાં આવે છે. સંન્યસ્તમાં બહુ વ્યંજકરૂપ કવિભક્તિ પ્રેમી આદિનાં સ્તુતિ આદિ કાવ્ય સંગીતમાં મુખ કે ચરણ અથવા અમુક ભાવાભિનય લક્ષ્ય થઈ દેખાઇ આવે છે તે તીક્ષ્ણ બુદ્ધિના તત્ત્વ શોધકથી અવિદિત નથી જ. વળી એક પ્રેમીને સુંદરમાં સુંદર તો ઇષ્ટ મૂર્તિ જ લાગે એ સ્વાભાવિક છે. આ ભાવનાને અનુપ્રેરિત થઇને પ્રિયતમના મુખાદિની ઉપમા અને તદ્‌ભાવજન્ય દૈન્યાદિ સંચારી ભાવ નીકળેલા છે. ગઝલનો સર્વ અર્થ સરળ જ છે.

૬ હાફિઝના પ્રેમના ઉદ્ગારોમાં જ્ઞાનનો જ આક્ષેપ થાય છે. પ્રેમ સર્વત્ર શુદ્ધ અને અત્યંત શાંતિ આપનાર છે તે જણાવતાં કહે છે કે જ્યારે મારો મિત્ર મળશે અર્થાત્ અજ્ઞાનાવરણથી મુક્ત થતાં પરમાત્મનો મેલાપ થશે—તદ્રુપ થઇ જઇશ ત્યારે આ ભવમાં—અપાર દુઃખસાગર સંસારમાં અનેક જન્માંતરે ભટકીને ઉત્તરોત્તર સંસ્કાર જન્ય ભક્તિ જ્ઞાન યોગે હવે સ્થિર થએલું ચિત્ત ઇષ્ટ મૂર્તિના વિખરાયલી કેશાલીની મધ્યમાં જ લપેટાયલું રહે. કુદરતના અનેક પ્રકારના ભાવો જે અનંત અને નિરંતર ચાલ્યા જ રહેલા છે—તાત્પર્ય સંસારની મધ્યમાં રહીને પણ મારૂં મન એકજ સ્થાનમાં નિશ્ચલ રહેશે—સંસારથી હું કોઈ પર છું એ ભાન થશે. વળિ પોતાની પ્રિયાને ઉદ્દેશીને પણ તેની પ્રેમોપાસનાનું પરિણામ તેણે મોક્ષને જ ઇછયો છે તે પાંચમી તથા સાતમી

આઠમી ટૂકમાં દર્શાવેલો ભાવ લક્ષમાં લેતાં આ વ્યંગ્ય પણ તરી આવે છે તે લક્ષમાં રાખવા જોગ છે.

૭ પ્રસ્તાવનામાં હાફિઝનું ભાષા કૌશલ્ય નિર્દિષ્ટ કરતાં કહ્યું છે કે વ્યાકરણ શુદ્ધતા, વિચારની અને તર્કની ઘટના તથા રૂઢીનું બાહુલ્ય તેના કાવ્યોમાં અદ્વિતીય જણાઈ આવે છે. અહીં આંખને ગોળની ઉપમા તથા ગોળને બાજૂ હોય નહીં તેમ આંખથી મોહપામેલાને સુખની બાજુ નથી એ ઔપમિતિક સાધર્મ્ય અભ્યાસીએ લક્ષમાં રાખવા જેવું છે.

૧૫ પ્રેમ પક્ષના વિરોધિઓ સર્વ પંથોના મનનું સમાધાન કરવાને કહે છે કે કદાપિ અમારો પ્રેમાચાર અને તમારો આચાર જો કે કેવળ ભિન્ન છે તથાપિ અમારૂં અને તમારૂં ઇષ્ટ એક જ કાર્ય છે જો કે રસ્તા જૂદા છે. જૂદા રસ્તાથી તમારી મંડળીમાં અમને બેઠક મળતી નથી—તમે અમો પ્રેમ પંથીઓને ભિન્ન ગણો છો—તેની કંઇ દરકાર નથી.

૧૬ આ શહેર તેના વ્યાપારની પ્રૌઢી અને સ્ત્રીઓના સૌન્દર્યને વાસ્તે પ્રખ્યાત છે.

પ્રખ્યાત મુસાફર માર્કોપોલોએ હાફિઝના સમય પહેલાં માત્ર વીશ વર્ષ ઉપર જ મુસાફરી કરી હતી. તે વખતના યઝદ શહેર વિષે તેણે નીચે પ્રમાણે વર્ણન કર્યું છેઃ—

યઝદી નામનું ઇરાનની સરહદ ઉપર આવેલું ભવ્ય શહેર છે. ત્યાં વ્યાપાર ધમધોકાર ચાલે છે[1]. યઝદી નામનું રેશમી તથા જરીઆની કાપડ અહીં બને

૧ યઝદ એ ખાસ ઇરાન અથવા ફારિસ્તાન પ્રાંતની છેક પૂર્વ સરહદ ઉપર આવેલું શહેર છે. કેપટન ક્રીસ્તી જે ઇ. સ. ૧૮૧૦માં ત્યાં ગયો હતો તે એવું વર્ણન આપે છે કે "આ શહેર વિશાળ અને મોટી વસ્તીવાળું છે: એક રેતીના રણના કિનારા ઉપર આવેલું છે, જ્યાંથી પૂર્વ પશ્ચિમ વિસ્તાર પામેલાં પર્વતની હાર શરૂ થાય છે. શટ્ટા કરનારાના તથા ત્યાંનાં રહેવાસીઓના માલ મીલકતના બચાવ માટે આ શહેર વ્યાપારીઓમાં પ્રખ્યાત છે. હિંદુસ્તાન, ખોરાસાન, બગદાદ અને ઈરાન વચ્ચે વ્યાપારીઓના મથકનું મુખ્ય બન્દર છે. અને ઇરાનમાં એનાથી વ્યાપારની વધારે અગત્યતા ધરાવનારી કોઇ બીજી જગા નથી. જુવો—બલુચીસ્તાનની મુસાફરી, પાનું ૪૨૧. શીરાજથી ૨૪૫ માઇલને અંતરે છે.

છે. જે વ્યાપારીઓ દુનીઆના ઘણા દેશોમાં લઇ જાય છે ત્યાંના રહેવાશીઓ મુસલમાની ધર્મ પાળે છે. આ શહેરથી આગળ જેમને પ્રવાસ કરવો હોય છે તેમને એક રણ પસાર કરવું પડે છે જે કરતાં આઠ દિવસ લાગે છે તથા જેમાં પ્રવાસીઓને આરામ વાસ્તે માત્ર ત્રણ જગાઓ આવે છે. ખજુરીઓનાં ઘટ વનોમાં થઇ રસ્તો ચાલે છે, ત્યાં શિકાર પુષ્કળ મળે છે. પાર્ટ્રીજ અને કવેઇલ નામનાં પક્ષીઓ તથા પશુઓ પણ શિકારને માટે ઘણાં મળી આવે છે. શિકારના શોખીન પ્રવાસીઓ રસ્તે શિકારની સારી ગમત કરે છે. જંગલી ગધેડા પણ ઘણા મળી આવે છે જે દેખાવડા હોય છે. આઠ દિવસ પૂરા થયે કીરમાના રાજ્યમાં આવી પોહોંચાય છે."

પૃ૦ ૨૬૫: ૯ આ ગઝલના મૂળની પહેલી શેર આમ છેઃ—

રોનકે અહદે શબાબ્અસ્ત દિગર બુસ્તાં રા,
મીરસદ મુઝદયે ગુલ બુલબુલે ખુશ ઇલહાઁ રા.

૧ મધુ—વસંત. ૨ શુકન—શબ્દ. ૪ તમારા ચંદ્ર જેવા સુંદર મુખના દડાને અને સુગંધી લાંબા વાળરૂપી ગેડીને ભેગાં ન કરશો, ગેડીદડાની રમત શરૂ ન કરશો, અર્થાત્ તમારા ચહેરાને છુપાવશો નહિ. કેમકે તેમ કરવાથી મારી હાલત જે પહેલેથી બગડેલી જ છે તે ઓર બગડશે. ૫ મદિરામંદિર—પીઠું. નુહ—Noah, મહાન પ્રલય વખતે નાવમાં બેસીને જે પયગંબર બચ્યા હતા તે. ૬ ખુદાના માણસોની પ્રીતિ કરો, કેમકે નૂહની નાવમાં એક ખાકી, ખાકનો—મિટ્ટીનો બનેલો, આદમી હતો તો પણ તેને તોફાન ન લાગ્યાં. આશ્ચર્ય એ કે ખાક—મિટ્ટી—ને પાણી તો ઓગાળી દે, વહાવી દે (તેમાં તોફાન હોય ત્યારે તો પૂછવું જ શું ?) પણ નૂહનું રૂંવાડું પણ ન પલળ્યું. સંસારી પ્રલયપૂરના ઘમસાણમાં નૂહની માફક રહો એ મતલબ. ૭ આ આસ્માનના ઘર (એટલે દુનિયા)માંથી તું નીકળી જા, અને તેની પાસેથી રોટીની ભીખ ન માગ. એ બખીલ (કૃપણ, કંજૂસ) આખરમાં મહેમાનને જ મારી નાખે છે માટે. ૮ જો તે બહાર આવે, દર્શન દે, તો હું મયખાનાના દરવાજાને વાળવા મારી આંખની પાંપણની સાવરણી બનાવું. ૧૦ જાગ—જગ્યા. છારૂ—છાર, રાખોડી. ચિત લાવ્યો—મન

લગાડયું. ૧૧ યુસુફ ચંદ્રકીનાની—યુસુફ સીરીઆના કીના શહેરના વતની હતા. તેથી તેને કીનાના ચંદ્ર તરીકે ઓળખાવ્યો છે. મૂળમાં 'યુસુફ માહકનૌં' છે. રાજ્યો—શોભ્યો. માણસનું શરીર તે કેદખાનું છે. તેમાંથી આત્મા(માહકના)એ છૂટીને તખ્તપર બેસવાનું છે અર્થાત્ પરમેશ્વરને મળવાનું છે, એ મતલબ. ૧૨ તારા ઝૂલ્ફાંવાળા મસ્તકમાં હું જાણુતો નથી કે શો ખુટ્ટો જાગ્યો છે, કે તેં લટો અને કસ્તૂરીને સાથે બાંધ્યાં છે? લટો પોતે કસ્તૂરીની જેમ કાળી અને સુગંધી છે. તેમાં કસ્તૂરી ઉમેરવાથી અમારી મસ્તીમાં ઓર મસ્તી ઉમેરવી ધારી છે કે શું એ મતલબ. ૧૩ આઝાદીનો મુલક અને સંતોષનો ખૂણો એ એક ખજાનો છે. તે એવો ખજાનો છે કે કોઈ બાદશાહને તલવારથી હાથ આવતો નથી. ૧૪ ખલતા—ખલપણું, નીચતા.

પૃ૦ ૨૬૭: ૧૦ આ ગઝલના મૂળની પ્રથમ શેર આમ છેઃ—

બમોલાજમાને સુલ્તાં કે રસાનદ ઇ દુારા,
કે બશુક્ર પાદશાહી જનઝર મરોગદારા.

૧ હું ભ્રમમાં ભૂલ્યો છું પ્યારી—મૂળમાં 'એ કયામત્ અસ્ત'—કેવી કયામતછે? કેવી મોટી મુસીબત છે આ?—એમ છે, જે વધુ ચોટદાર છે.

આ અધૂરી ગઝલ કવિ બાળના કવિપુત્ર શ્રી ત્રિપુરાશંકર 'મસ્તાન'ના હાથે પૂરી થયેલી છે તે અહીં ઊતારી છેઃ

પ્રિયા, શરણ આવું છું, કરજો રક્ષા દુર્જનથી
તેજ પ્રભાકાન્તિ મુખડાની મદદ મને પહોંચાડે—કોણ૦ ૩
જાહોજલાલી ગાલલાલની દુનિયાં ભસ્મ કરે,
મહેર કરે કયમ ના દરદી પર પ્યારી નફો શું કહાડે?—કોણ૦ ૪
કાળી આંખની પલક ઇસારો ખુન પર મગર કરે,
જોજે પ્યારી પ્રપંચ તને ના પશ્ચાત્તાપ પમાડે—કોણ૦ ૫
રાત તમામ ગુઝારી આશામાં પ્રાતઃકાળ હવા
સ્નેહી જનની ખબર લાવીને મન આનંદ પમાડે—કોણ૦ ૬
પ્યાલો પૂર ભરી મદિરાનો દે 'હાફિઝ' તયાર
મસ્તાન દવા ઊંડી અસર કરે તવ અંતર પ્રેમ જગાડે—કોણ૦ ૭

ઉપોદ્ઘાતમાં જે મૂકવાની યોજના હતી તે હાફિઝના શ્રી મસ્તાને કરેલા અનુવાદોની વાનગી અહીં આ 'બાલનંદિની'ને અંતે मधुरेण समापयेत् એ વિચારે આપીએ છીએ. માત્ર બે જ ગઝલ—એક ગમગીનીની અને બીજી ખુશહાલીની—અહીં પેશ કરી છેઃ

**સુંદિર મુખડું આપનું**

શું મઝા! ફકીરોથી ઢાંકો 'ગર ન મુખડું આપનું,
દિલભર જુવે અમ આંખ રે, સુંદિર મુખડું આપનું. ૧
પ્યારની ખ્વાહિશમાં હારૂન સમ અમ આપદા,
ઠીક થાત દીઠું હોત ના સુંદિર મુખડું આપનું. ૨
કેદી બનત હારૂન ના તવ ચિબુક કેરા કૂપમાં
'ગર ન વર્ણું મારુતે સુંદિર મુખડું આપનું. ૩
પ્રસરી સુગન્ધ બાગમાં એ દાખવે તમ હાજરી,
છે મસ્ત બુલ્બુલ જોઈને સુંદિર મુખડું આપનું. ૪
સહે સખ્ત જુલ્મ જુદાઇનો मस्तान નિત્યે રે સનમ!
કર દૂર ઘુંઘટ કે જુવે 'હાફિઝ' મુખડું આપનું. ૫

**નસીબ આજ રાત**

ખુદાએ પાક ખોલીઉં નસીબ આજ રાત,
પ્યારીએ દર્શન દીધું, નસીબ આજ રાત ૧
દિલદારનું મુખ જોઇને સલામ હું કરૂં,
અલ્લાહની તારીફ કરૂં, નસીબ આજ રાત. ૨
વસ્લથી આરામનું દરખ્ત ફાલીયું,
ફળ્યો ફૂલ્યો હું પણ ફરૂં, નસીબ આજ રાત. ૩
ચિતરાશે 'અનલ હક' ખુને જમીનપર, અગર
મનસુર સમ શૂળી ચઢું, નસીબ આજ રાત ૪
લયલે-તુલ-કદ્રનો છે હિસ્સો મારે હાથ,
જાગતું કિસ્મત થયું, નસીબ આજ રાત. ૫
ચાહુ હું શિર કપાય જ્યમ મનસુરનું થયું,
ઉઠાવું તબક ઢાંકણું, નસીબ આજ રાત. ૬
બક્ષીસનો હું છું પુરો, હકદાર ખુદાવંદ,
હુસ્નની જગાત લઉં ખુશી હું આજ રાત. ૭

'હાફિઝ'ને મન વસી રહ્યો છે ખૌફ જાનનો,
તોફાન છે મગજે ભર્યું મસ્તાન આજ રાત. ૮

તે ઉપરાંત પિતાપુત્રે મળી ગુજરાતીમાં ઉતારેલી એ ગઝલોમાંથી કેટલીકના ઉપાડની પંક્તિઓથી પણ હાફિઝની સૃષ્ટિનો—અને તેમાં પ્રવેશ કરાવનાર શ્રી મસ્તાનની કલમનો પણ—ખ્યાલ આવશેઃ—

સુંદરતાના શાહ ! રહમ ખા અમો ગરીબ પરદેશીની. (૧૮)
સૂરજ શરમિન્દો થયો માશૂક મુખડું જોઈ. (૧૯)
રોઝા થયા પૂરા અને ઇદ આવી દિલ ખુશ થાય છે. (૨૫)
સ્વર્ગ કેરો બાગ એ એકાન્ત મઠી દરવેશની. (૨૭)
ઝુલ્ફના એક તારથી હૈયાં હઝાર બાંધી લીધાં,
વિદ્વાનનાં ચારે તરફથી દ્વાર હઝાર બાંધી લીધાં. (૩૭)
મદિરામંદિરના ખૂણામાં ખાસ મુકામ હમારો છે. (૪૦)
સુર્ખ, ખુનતરસ્યો, ખુશનુમાં, અધર માહરી માશુકનો. (૪૧)
બગીચાનો નહીં આધાર સનુબર કે સરૂ પર છે. (૪૪)
પસીને તરબતર હસતા અધર માશુક આવે છે. (૪૬)
એકાન્તવાસીને તમાશાનાચની દરકાર શી ? (૫૧)
ખ્યાલ તાહરો રમી રહ્યો દરકાર રહી ન શરાબ તણી. (૫૮)
દિલદારને દિલહાલ કહેવાની હમારી આશ છે. (૬૬)
મુખડું દીઠું ન કોઈએ આશક હઝાર છે.
લાચાર મુજ સમા આ શાહરમાં હઝાર છે. (૭૧)
સાકી ! શરાબ દે, સમો રમઝાનનો ગયો. (૭૩)
અગર સુગન્ધિદાર ઝુલ્ફથી ગુન્હો થયો તો શી દરકાર? (૭૭)
દિલ આપો આપ જુલ્મની જાલે ફસાય છે. (૮૧)
માશુક રોઝે વસ્લની તને યાદ આવજો. (૮૨)
હજારો વખ્ત કહી ચૂકયો ફરીને તે કહું છું હું. (૮૪)
બાગમાં ગુલ એકલું બુલબુલ વગર શોભે નહીં. (૮૭)
વહી જિન્દગી પણ મન હજુ કંઇ માનતું નથી.
અફસોસ કે કિસ્મત હજુ કંઇ જાગતું નથી. (૮૯)

# પૂર્તિ

## ૧ 'વ્યંજનાંક સંજ્ઞા' (પૃ૦ ૨૦૭) ઉપરનો કવિનો લેખ:

"કવિયો કોઈ વખતે ગણિતના કાયદા વિગેરેને પણ કાવ્ય યુક્તિમાં લાવી નીરસ વિષયને રસમય બનાવી આનંદ માને છે એવું અમારા આગલા એક અંકમાં પુષ્પપરીક્ષા અને તેને અનુગત દોહા આપતાં એમ જણાવ્યું છે. તેમ અંક વિગેરેની સંજ્ઞાઓ બતાવવામાં અથવા સંકેત વિગેરે સૂચવવાની અનેક યુક્તિઓ અનેક દેશવાળાએ કાઢી છે. આપણાં કાવ્ય અને શાસ્ત્રોમાં અંકસંજ્ઞા સૃષ્ટિના અનેક પદાર્થ અને વિષય સંકેતથી લીધેલી છે જેમ વેદ=૪, મુની=૭, સૂર્ય=૧૨, ચંદ્ર=૧ ઇત્યાદિ, અને જ્યારે તેમને કોઈપણ અંક યુક્તિથી બતાવવા હોય છે ત્યારે આ અંકોને બદલે ઉપર પ્રમાણે સાંકેતિક શબ્દો વાપરે છે. જ્યોતિષ શાસ્ત્રમાં તો ડગલે ડગલે આ નિયમ લાગુ કરવામાં આવેલો છે. અને अङ्कानां वामतो गतिः એટલે આ સંકેત અવળી પાસાથી ગણવો જોઇએ. આ રીતિ દલપતરામ વિગેરેનાં પિંગળોમાં પ્રસિદ્ધ છે એટલે આપણે વિષય આપતાં આ રીતિ વધારે ચર્ચાવતા નથી. આ જેવી પદાર્થ સંકેતથી અંકો વિગેરે બતાવે છે તેવી રીતે પદાર્થ વિગેરેની સંખ્યા, ગુણ, વિગેરેનો આધાર ન લેતાં જુદી જુદી પ્રજાઓએ અંક સંજ્ઞા, અને મુખ્યત્વે સંવત વિગેરે લખવા જુદી જુદી રીતો કાઢેલી છે. લાટિન લોકોએ L, C, X, V, I વિગેરે અક્ષરસંજ્ઞા રાખેલી છે. તેમ આરબ લોકોએ મૂળાક્ષરની એવી ગોઠવણ કરી છે કે સાધારણ રીતે કવિતા લખી જાય અને તેમાંથી ગ્રંથ કઇ સાલમાં લખાયો હતો તે સંવત નિકળી આવે છે. આ પ્રમાણે અરબી અને ફારસી ઘણા ગ્રંથકારોને લખવાની એક આદત પડી ગઇ છે. અને આ પદ્ધતિને "અબજદનો હિસાબ કહે છે." આ હિસાબમાં અરબી મૂળાક્ષરોને ચારચાર પાંચપાંચ અક્ષરના શબ્દોના વિભાગમાં વહેંચી નાંખ્યા છે. અને દરેક અક્ષરની કિંમત ગણિતસંખ્યા પ્રમાણે આંકી છે. જેમ, એક, દસ, સો, હજાર, આ પ્રમાણે એકથી દસ સુધી દરેક અક્ષરની કિંમત દસથી દશક દશક વધી સો સુધી દરેક અક્ષરની કિંમત અને સોથી શતક શતક વધી હજાર સુધી અક્ષરની કિંમત એ પ્રમાણે અંકોથી જે સંખ્યા કાઢવી હોય તે નીકળી શકે. આપણી યુક્તિ આ યુક્તિને અનુસરીને છે માટે તે સમજાવતા પહેલાં જે રીતિને અનુકરણ કરવામાં આવ્યું છે તે રીતિનું કંઇક દિગ્દર્શન કરવું જોઇએ માટે આ હિસાબની આરબી ફારસીમાં કેવી રીત છે તેનું એક દૃષ્ટાંત આપી આપણી રીતિનું સૂચન કરીશું. આરબી મૂળાક્ષરોને

નીચેના શબ્દોમાં વ્હેંચી નાંખ્યા છે:

| ۱ | ۲ | ۳ | ۴ | ۵ | ۶ | ۷ | ۸ | ۹ | ۱۰ | ۲۰ | ۳۰ | ۴۰ | ۵۰ | ۶۰ | ۷۰ | ۸۰ | ۹۰ | ۱۰۰ | ۲۰۰ | ۳۰۰ | ۴۰۰ | ۵۰۰ | ۶۰۰ | ۷۰۰ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અ | બ | જ | દ, | હ | વ | જ, | હુ | ત | ઈ, | કિ | લ | મ | ન, | સ | આ | ફ | સ, | કુ | ર | શ | ત, | સ | ખ | ખજ, |

| ۸۰۰ | ۹۰۰ | ۱۰۰۰ |
|---|---|---|
| ઝ | જ | ઘ |

આ પ્રમાણે અક્ષરોની સંજ્ઞા સ્મૃતિમાં રહેવાને મૂળાક્ષરો આઠ શબ્દમાં વ્હેંચી નાંખી દરેક શબ્દની કિંમત અંકિત શ્રેણી પ્રમાણે ગોઠવી છે પછી મતલબ ગોઠવવામાં શબ્દોની ચુંટણી એવી કરવી કે જે ઉપલી કિંમતના અક્ષરોમાંથી જે જોઈતા હોય તેવા વર્ણ આવે. આ પ્રમાણે પછી અક્ષરોની કિંમત કરતાં બધાંનો સરવાળો કરી જે સંખ્યા આવે તે ગ્રંથ લખવાનો સંવત છે એમ સમજવું. ફારસી ગ્રંથકારો ફક્ત ગ્રંથનું નામજ લખતા એકાદ બે શબ્દ વાપરીને જ અને ઘણી વખતે ગ્રંથ અને એકાદ કવિતા જ લખીને તેમાંથી ગ્રંથ લેખનનો સંવત સૂચન કરે છે; દ્રષ્ટાંત— "મુકાતિબાતે અલ્લામી" = અલ્લામીના પત્રો ઉપર પ્રમાણે ફારસી મૂળાક્ષરોની કિંમત ગણી જોતા આ ગ્રંથનો સંવત હીજરી ૧૦૧૫નો નીકળી આવે છે.

ઉપર પ્રમાણેની રીત આપણા વ્યંજન અક્ષરોને લાગુ પાડી અમે નવીન પદ્ધતિ ગુજરાતી ગ્રંથકારો અને કવિયોના આનંદ અને ઉપયોગ અર્થે સૂચવીએ છીએ.

પ્રથમ વ્યંજનાક્ષર એક પછી એક લખી રાખવા જેમાંથી પ્રથમ બે અનુનાસિક તથા ણ તથા ળ, ક્ષ, જ્ઞ મુકી દેવા કેમકે તેથી શરૂ થતા શબ્દ ગુજરાતીમાં નથી. પ્રથમ બે અનુનાસિક તદ્દન બાદજ કરવા. "ણ" વચમાં આવે તો "ન" અને "ળ" આવે તો "લ" બરાબર ગણવો. ક્ષ, અને જ્ઞ. જોડાક્ષર છે માટે "ક" અને "જ" બરાબર ગણવા. અને બીજા જોડાક્ષરમાં જે પ્રથમ વ્યંજન હોય તે ગણવો જેમ "ક્રમ" તેમાં "ક" ની કિંમત લેવી સ્વર સ્વતઃ વચમાં અગર અગાઉ આવે તો નિરૂપયોગી સમજવા.

આ પ્રમાણે ગોઠવતાં નીચે પ્રમાણે અક્ષરો આવશે.

| ۱ | ۲ | ۳ | ۴ | ۵ | ۶ | ۷ | ۸ | ۹ | ۱۰ | ۲۰ | ۳۰ | ۴۰ | ۵۰ | ۶۰ | ۷۰ | ۸۰ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ક | ખ | ગ | ઘ | ચ | છ | જ | ઝ | ટ | ઠ | ડ | ઢ | ત | થ | દ | ધ | ન |

| ۹۰ | ۱۰۰ | ۲۰۰ | ۳۰۰ | ۴۰۰ | ۵۰۰ | ۶۰۰ | ۷۰۰ | ۸۰۰ | ۹۰۰ | ۱۰۰۰ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પ | ફ | બ | ભ | મ | ય | ર | લ | વ | સ | હ |

આ અક્ષરોમાં પ્રથમ દસ અક્ષરોની કિંમત એકથી દસ લગી અનુક્રમે ગણવી, પછીના અક્ષરો ઉપર અનુક્રમે દશક વધારતા જવા અને પછી શતક થયા પછી શતક વધારતાં જવું, એ પ્રમાણે અક્ષરોની કિંમત ૧૦૦૦ સુધી આવશે. પછી જે સંવત લખવો હોય તે આ અક્ષરોની અનેક રીતિ પ્રમાણે ગોઠવણી કરી ગોઠવવાથી નવી યુક્તિ આવશે.

ઉપર પ્રમાણે આપણી ગોઠવણી સંવત કાઢવાનો છ પ્રકારે થઈ શકવાનો સંભવ છે.૧ વર્ણ આદ્યાક્ષર—જેમાં દરેક ચરણનો પ્રથમ શબ્દ એવો આવે કે જેનો પહેલો અક્ષર ઉપર પ્રમાણેની કિંમતનો લઇ તેનો સરવાળો કરતાં ધારેલા સંવતની સંખ્યા આવે. ૨ વર્ણ અંત્યાક્ષર—જેનું ઉપર પ્રમાણે વજન મેળવતાં ધારેલો સંવત આવે. ૩ વર્ણ આદ્ય અંત્યાક્ષર—આદ્ય અને અંત્ય અક્ષરનું વજન મેળવતાં ઉપર પ્રમાણે સંખ્યા થાય. ૪ શબ્દ આદ્યાક્ષર—કવિતામાં આવેલા દરેક શબ્દનો પ્રથમ અક્ષર એવા વજનનો ગોઠવવો કે વિષય પ્રસ્તુત ચાલે પરંતુ ;શબ્દનો પ્રથમ અક્ષર લઈ મેળવતાં ધારેલી સંખ્યા આવે. ૫ત્ર્યક્ષર શબ્દ મધ્યાક્ષર—કવિયો ઘણી વખત એકેક, બબે, ત્રણ ત્રણ, અગર, ચાર ચાર અક્ષરનાજ દરેક શબ્દ જેમાં હોય તેવી કવિતા બનાવે છે. જ્યારે ત્ર્યક્ષર શબ્દ બદ્ધ કવિતા હોય ત્યારે દરેક શબ્દના મધ્યાક્ષર લઇ વજન મેળવતાં સંવત લખી શકાય. ૬ સર્વાક્ષર—તમામ અક્ષરોનું વજન લઈ ધારેલી સંખ્યા લખી શકાય.

આ યુક્તિ ગમે તેટલી સંખ્યાને વાસ્તે અનુકરણ કરવી હશે તો કરી શકાશે અને ઉપલા પ્રકાર શિવાય બીજા અનેક પ્રકારના પ્રયોગ બુદ્ધિ પ્રેરિત કરી શકે. પરંતુ અત્રે મુખ્ય માત્ર દર્શાવ્યા છે એનો ઉપયોગ કવિયો પોતાની કવિતામાં સ્વતઃ સમજી કરી લેશે. માટે કવિતાના દાખલા ન આપતાં આ વિષય બંધ કરીયે છીએ.''

## ૨ અદ્વૈત

### [ કવિત મનહર ]

એક જ અવર્ણ્ય સર્વવ્યાપી સર્વ વિશ્વ વિષે
અવકાશકાલથી અનેક જેવું ભાસે છે;
જ્ઞાન પ્રેમ દયાથી વા દૃષ્ટિજાડ્ય દૂર થતાં
ભિન્નત્વપ્રતીતિ પણ સ્વલ્પવાર નાસે છે;
અભેદની સાથે ઐક્યાનુભવ પ્રસંગોપાત્ત
અજ્ઞાન સ્વરૂપ છતાં સર્વ કોઈ પાસે છે;
પ્રભુ વિષે સંશય વા અવિશ્વાસ લાવી જેઓ
તદ્રૂપ ન બને તેવા પ્રાણીથી વિમાસે છે. ૧
દૂરત્વને દૂર કરી એક જ જણાય તેમ
અનુરક્ત માતા બાળ હૃદય સાથું ધરે;
શરીર જ ભિન્ન નહીં અંશ એમ સૂચવતા
સખાઓ સખાઓ સાથ સ્નેહથી કોટી કરે;

અનુગ્રહ ભાતો અનુકંપાની અવસ્થા વિષે
મનુષ્ય અમાનુષને ઓળખે નહીં ખરે;
પ્રેમથી થઈને મત્ત એકત્વ જાણી કરીને
યોગ્ય દૃષ્ટયુગ્મ રસસાગર વિષે તરે. ૨
નવોઢાસ્થિતિમાં જ્યારે મૂર્ખ મૌગ્ધ્ય હતું ત્યારે
એકત્વ વિષેની મારી પ્રાર્થના ન માનતી;
જડ દૃષ્ટિને જ ફક્ત અનુસરનારી બાળા
તાત્પર્ય અભેદ તણું કશું નહીં જાણતી.
પ્રાબલ્ય થકી કદાપિ મારા ચિત્તનો આભાસ
પડે ત્યારે જરા મારી ઇચ્છાને પ્રમાણતી:
ક્ષણ એક દેખે તોય મૃગજળ જોયું ગણી
એજ સત્ય છે એવું તો અંતર ન આણતી. ૩
અધિક ગહન અન્ય વસ્તુઓનો અનુભવ
થતાં દૃષ્ટિ શુદ્ધતર ધીમેથી થતી ગઇ;
પોતે તો નહીં જ પણ જ્યારે હું બતાવું ત્યારે
"નહીં" કહેવાની આગ્રહી મતિ જતી ગઇ;
સત્યપ્રમા વિષે પછી અપૂર્વ આનંદ જોઇ
પ્રથમ થવાની લજ્જા પણ તજતી ગઇ;
એકત્વનો અનુભવ આપવા થવાને માટે
નવાં નવાં સાધન રસાળ સજતી ગઈ. ૪
વખત જતાં તો નહીં ભાષાની રહી જરૂર
વૃત્તિઓ સમસ્ત ફક્ત આશ્લેષથી દાખવે,
પ્રેમ ઉપકાર હર્ષ લજ્જા ભય ઉત્કલિકા
સૂચિત કરે એ સર્વ અભિન્નત્વ રાખવે,
અસામાન્ય ખૂબીને બતાવે કોઈ કોઇવાર
યોગ્યતાથી સ્વેચ્છા વિષે પતિ ચિત્ત નાખવે,
જવને શમાવી જરા અધૈર્ય નમાવી પૂર્ણ
રસને જમાવીને સુધા સ્વર્ગીય ચાખવે. ૫

[ સોરઠો ]

અવધિ આ તો છેક, પ્રિયે, કલા રસની દિસે!
બન્યું ખરેખર એક; તોયે તારૂં મારૂં નહિ. ૬

